D

# બુખારી શરીફ (ગુજરાતી)

(ભાગ : ૧૧ થી ૧૫ નો સંપૂટ)

આવૃત્તિ : બીજી




★ પ્રકાશક ★

જનાબ ઇસ્માઈલભાઈ આઈ. ઘડિયાળી
પરીએજ



★ પ્રકાશનનો સમય ★

ઝીકઅદહ-હિજરી ૧૪૨૩ • જાન્યુઆરી-૨૦૦૩









★ કિતાબ મેળવવાનું સ્થળ ★

જનાબ ઇસ્માઈલભાઈ આઈ. ઘડિયાળી
"બયતુલ અમન" • શેખવાડી • મુ. પો. પરીએજ-૩૯૨ ૦૨૧
તા. જી. ભરૂચ • [ગુજરાત]
ફોન : (૦૨૬૪૨) ૨૮૪૩૩૯


E

## દારુલ ઈશાઅત સલાહકાર સમિતિ

''બયતુલ અમન'', પરીએજ, તા. જિ. ભરૂચ.

(૧) મવ. ઇસ્માઈલ સા. મનુબરી (દા.બ.)
મુહતમિમ : દારુલ ઉલૂમ અરબિય્યહ ઇસ્લામિય્યહ, કંથારીઆ.

(૨) મુફ્તી અબ્દુલ્લાહ સા. રવિદ્રવી (દા.બ.)
મુહતમિમ : જામિઅહ મઝહરે સઆદત, હાંસોટ.

(૩) મુફ્તી મુહિયુદ્દીન સા. બળોદવી (દા.બ.)
મુહતમિમ : બઝમે નુસ્રતુલ મુઅમિનીન મોગલવાડા, બરોડા.

(૪) મવ. ગુલામ મુહમ્મદ સા. વસ્તાનવી (દા.બ.)
મુહતમિમ : જામિઅહ ઈશાઅતુલ ઉલૂમ, અક્કલકુવા (મહારાષ્ટ્ર)

(૫) મવ. હસન અબ્દુલ્લાહ સા. ભડકોદ્રવી
નાઝિમ : પ્રકાશન વિભાગ, દારુલ ઉલૂમ અરબિય્યહ ઈસ્લામિય્યહ, કંથારીઆ.

(૬) ઈબ્રાહીમ આદમ સા. ટંકારવી
(અનુવાદક) હાલ જિદ્દા (સઉદી અરબ)

(૭) જનાબ ઇસ્માઈલ સા. ઘડિયાળી
(પ્રકાશક) બયતુલ અમન, પરીએજ, ભરૂચ.



# દારુલ ઈશાઅત

## ★ આદર્શો અને હેતુઓ ★

(૧) ગુજરાતી ભાષામાં ઈસ્લામી સાહિત્યનું પ્રકાશન કરવું.

(૨) સમાજ ઉપયોગી પુસ્તક-પુસ્તિકાઓનું પ્રકાશન કરવું.

(૩) અરબી, ઉર્દૂ, અંગ્રેજી વગેરે ભાષાઓમાંથી ઉત્તમ પુસ્તકોનું ગુજરાતીમાં રૂપાંતર કરવું.

(૪) ગુજરાતના મુસ્લિમ લેખકો અને ભાષાંતરકારોની કૃતિઓને પ્રગટ કરી, લેખકો-ભાષાંતરકારોને યોગ્ય પુરસ્કાર આપવો.

(૫) અલ્લાહ તૌફીક આપે તો, ગુજરાતી ભાષાના ઈસ્લામી પુસ્તકોનું એક આધારભૂત વિશાળ પુસ્તકાલય ભરૂચ ખાતે સ્થાપવું.

(૬) સાહિત્ય પ્રવૃત્તિને ઉત્તેજન આપવું.

(૭) ઈસ્લામી વિચારસરણીનું સંવર્ધન કરવું.





 بسم الله الرحمن الرحيم 

##  યાદગાર 

પૃથ્વી પર મહાસાગરોને રચનાર, આકાશને તારાઓ વડે શણગારનાર, સૂરજના ગોળા વડે પ્રકાશ પાથરનાર, દિવસને રાત્રિ વડે ઢાંકનાર, પહાડો દ્વારા જમીનને હલતી અટકાવનાર, આકાશોથી પૃથ્વીને અલગ પાડનાર, નિર્જીવ પદાર્થમાં રૂહ મૂકનાર, ધરતીના પેટાળમાં પ્રવાહી અને ઘન પદાર્થોની થાપણ મૂકનાર, શબ્દોમાં જ્ઞાનનું નૂર ભરનાર અને બુખારી શરીફની બીજી આવૃત્તિની તૌફીક અર્પનાર, અલ્લાહનો અનંત અને અપાર ઉપકાર.

નબીઓ અને રસૂલોમાં શ્રેષ્ઠ ગણાનાર, અરબમાં પેદા થનાર અને અજમમાં ખૂબ આદર પામનાર, ન્યાયના દિવસે ભલામણ કરવાના એક માત્ર હકદાર, જેમના અનુયાયીઓ દોઢ અબજનો આંક વટાવનાર, કરોડોના દિલો પર અભૂતપૂર્વ શાસન કરનાર, સર્વ જગતો માટે રહમત બનીને આવનાર, જેમના વાણી અને વર્તન હદીસ રૂપે ખ્યાતિ પામનાર, 'બુખારી શરીફ' જેમનું વર્ણન કરનાર, એવા રસૂલે કરીમ (સલ.) પર અસંખ્ય રહમત અને સલામ.

બુખારી શરીફના ભાગ ૧૧ થી ૧૫ નું બીજી વાર પ્રકાશન, એક જીલ્દમાં એનું સુંદર અને વ્યવસ્થિત પુનરાવર્તન, ઘણા લોકોની લાંબા સમયની આશાનું પ્રતિપાદન, મુબારક મહાગ્રંથનું યોગ્ય મૂલ્યાંકન, ગુજરાતી ભાષાના સાહિત્યનું સુંદર સુશોભન, હદીસના સંપૂર્ણ પુસ્તકનું ગુજરાતીમાં પ્રથમ આગમન, હંમેશા યાદ રહી જનાર મહેકતી વાતોનું નયનરમ્ય ઉપવન, જીવનલક્ષી બાબતોનું અદ્ભુત સંકલન, હદીસના વિષયમાં ગુજરાતી ભાષાની સદીઓની ખોટ પૂરનાર યાદગાર સાહિત્ય ભવન.

આભાર મવ. મુફતી મુહિયુદ્દીન સાહેબનો, ચોકસાઈ અને ચીવટપૂર્વક ફૂટનોટ લખવા બદલ, હાજી ઈસ્માઈલ ઘડિયાળી સાહેબનો, પ્રકાશન અને વિતરણમાં કુનેહ અને ધગશ દાખવવા બદલ, બીજા અનેક સહકાર આપનાર સજ્જનોનો, મૂલ્યવાન સલાહ અને આર્થિક સહકાર આપવા બદલ.

*ઇબ્રાહીમ*

*જિદ્દા, સઉદી અરબ*

✪  ✪

# ☆ પ્રકાશકીય ☆

**હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા.....**

**"બુખારી શરીફ"** : એક અત્યંત આધારભૂત, પ્રમાણભૂત, વિશ્વસનીય, મહાનતમ્, શ્રેષ્ઠતમ્ અને ઉચ્ચતમ્ હદીષ-સંગ્રહ. બુખારી શરીફની ફઝીલત અને પ્રશસ્તિમાં જેટલું કહેવાયું અને લખાયું છે એટલું બીજા કોઇ માનવગ્રંથ વિષે કહેવાયું અને લખાયું નથી. કોઈપણ પ્રકારના ક્ષોભ-સંકોચ અને અતિશયોક્તિ વિના કહી શકાય છે કે જે મહાનતા, ખ્યાતિ અને લોકપ્રિયતા સહીહ બુખારી શરીફના ભાગે આવ્યાં છે, તે બીજી કોઇ માનવીય કૃતિને પ્રાપ્ત થઇ શક્યાં નથી. સાચી વાત અને ખરી વાસ્તવિકતા તો એ છે કે હદીષના વિષય પર લખાયેલી સઘળી મશહૂર અને મકબૂલ કિતાબોમાં સહીહ બુખારી શરીફને જે ઉચ્ચ અને મહત્તમ સ્થાન પ્રાપ્ત થયું છે, તે હદીષની બીજી કોઇ કિતાબને પ્રાપ્ત થયું નથી. ઉમ્મતના ઉલમાએ કિરામ આ વાતે સર્વ સંમત છે કે કુર્આન શરીફ પછી હદીષની બુખારી શરીફથી વધુ સહીહ અને મુઅતબર બીજી કોઇ કિતાબ પૃથ્વીના પટ પર મોજૂદ નથી. પેલી મશહૂર લોકોક્તિ : **"અસહ્હુલ કુતુબિ બા'દ કિતાબિલ્લાહિ સ્સહીહુલ બુખારી"** અકારણ પ્રચલિત થઇ ગઇ નથી; બલ્કે આ હદીષ-સંગ્રહને વ્યાપકરૂપે સાંપડેલી પ્રચંડ લોકસ્વીકૃતિ, લોકપ્રિયતા, લોકાદર અને લોકભોગ્યતાને કારણે જ બુખારી શરીફને-કિતાબુલ્લાહ પછી-હદીષને લગતી કિતાબોમાં સર્વશ્રેષ્ઠ અને સર્વાધિક સહીહ કિતાબ હોવાનું બહુમાન મળ્યું છે. આ અનન્ય, દિવ્ય, ભવ્ય અને પવિત્ર ગ્રંથ દૃઢપણે અને અતૂટ તથા અવિચ્છેદ રીતે તેનામાં સંકળાયેલી સિહ્હત, શુદ્ધતા, ગુણવત્તા, નિર્મળતા, નિર્ભેળતા અને આધારભૂતતા જેવી અનેકવિધ ખૂબીઓ, વિશેષતાઓ અને ગુણધર્મોને કારણે જ એને **"અસહ્હુલ કુતુબ......."**નું અનુપમ, અદ્ભુત અને અદ્વિતીય બિરૂદ મળવા પામ્યું છે.

આવી વિરલ, ગરિમાવંત અને બહુમૂલ્ય કિતાબને પ્રચારવાનું અને પ્રસારવાનું સદ્ભાગ્ય મુજ જેવા અપાત્ર, અશક્ત અને અસમર્થ મનુષ્યને સાંપડયું તે બદલ અલ્લાહ તબારક વ તઆલાનો અપાર શુક્ર અદા કરૂં છું. **"ફલિલ્લા હિલ**



**હમ્દુ વ લહુ શ્શુક્રુ અલા ઝાલિક......"** એ વાતનો સ્વીકાર કરવામાં મને લગીર ખંચકાટ અને સંકોચ નથી કે જો અલ્લાહ તઆલાની તવફીક શામિલે હાલ ન રહી હોત અને અલ્લાહ તઆલાએ મને શક્તિ પ્રદાન ન કરી હોત તો આવું કઠિન અને સખત પરિશ્રમભર્યું કામ આ પ્રમાણે સરળતાપૂર્વક અને હેમખેમ પાર પડયું ન હોત. જ્યારે હું આ વિકટ અને વિશાળ કામને નિહાળું છું અને પોતાની સાંગોપાંગ કમઝોર ઝાત પર નજર કરૂં છું, તો મારા આશ્ચર્યનો પાર રહેતો નથી. ક્યાં મારી અલ્પતમ ઝાત અને ક્યાં આવું મુબારક અને ભારેખમ કામ !

**કહાં મૈં ઔર કહાં યહ નિકહતે ગુલ,**
**નસીમે સુબ્હ તેરી મહરબાની**

પરંતુ અલ્લાહ તઆલાના અનંત ફઝલો કરમ અને સાથી કાર્યકરોના બેમિસાલ તઆવુનથી આવા કષ્ટભર્યા પ્રકાશન કાર્યને અને નફારહિત વિતરણ કાર્યને ક્ષેમકુશળ અંજામ આપી શકાયાં, તે બદલ સ્વાભાવિક રીતે ધન્યતા, આનંદ અને હર્ષોલ્લાસની લાગણી અનુભવું છું અને બારગાહે ઇલાહીમાં શુક્ર બજાવી લાઉં છું.....**ઝાલિ-ક ફદ્લુ લ્લાહિ યુઅ્તીહી મંય્યશાઉ વલ્લાહુ ઝુલ્ફદ્લિલ અઝીમ** (આ અલ્લાહ તઆલાનો ફઝલ છે, તે જેને ચાહે આપે છે અને અલ્લાહ તઆલા મહાન ફઝલવાળો છે.) -સૂરએ જુમુઅહ : ૪

આ દળદાર અને સિમાચિહ્નરૂપ પ્રકાશન અનેક સાથીઓ અને સજ્જનોની વિવિધ પ્રકારની મહેનત અને પ્રયાસોનું પરિણામ છે. જો આ સદ્‌ગૃહસ્થોનો ઉષ્માભર્યો સહકાર સાંપડયો ન હોત તો આ કામ આ રીતે સાંગોપાંગ પાર ઊતર્યું ન હોત. આ સૌ સજ્જનોનો નામજોગ શુક્રિયહ અદા કરવાને હું પોતાની ધાર્મિક અને નૈતિક ફરજ માનું છું : **"મલ્ લમ્ યશ્કુરિન્નાસ લમ્ યશ્કુરિલ્લાહ"**.

સૌ પ્રથમ તો હું આ ફૈઝદાયી કિતાબના **અનુવાદક મુહતરમ જનાબ હઝરત મવલાના ઇબ્રાહીમ આદમ પટેલ સા. ટંકારવી** (મ. ઝિ.)નો આ મુબારક કાર્યમાં મને નિમિત્ત બનાવવા બદલ હાર્દિક આભાર વ્યક્ત કરૂં છું અને એમનો ઋણ-સ્વીકાર કરૂં છું. જો આપે મને સદકએ જારિયહ રૂપી આ કાર્યમાં જોતર્યો ન હોત તો ફલાહે દારૈન, સઆદતે દારૈન અને સવાબે દારૈનથી મહરૂમ રહી જવા પામ્યો હોત.

હઝરત મવલાના **મુફ્તી સૈયદ મુહમ્મદ મુહિયુદ્દીન સા. બળોદવી (મ. ઝિ.)**નો હું ખૂબ જ મમ્નૂન અને મશ્કૂર છું. આપે મને અતિ પરિશ્રમ માંગી લેતી ફુટનોટ્સ સમયસર લખી આપી પ્રકાશન પર ભારે ઉપકાર કર્યો છે.

મૂલ્યવાન અભિપ્રાયો - દુઆઇયા કલામો લખી આપવા બદલ **ગુજરાતના નામવંત ઉલમાએ કિરામો**નો પણ હું અત્યંત ઋણી અને આભારવશ છું. એમના અમૂલ્ય મંતવ્યો અને અભિપ્રાયોએ કિતાબની ગુજરાતી આવૃત્તિની શોભામાં અભિવૃદ્ધિ કરી છે.........આ અતિ પરિશ્રમપૂર્ણ અને મોટીમસ સ્કીમને લીલી ઝંડી (પરવાનગી) આપવા બદલ ''દારુલ ઇશાઅત'' પરીએજના ટ્રસ્ટી મંડળનો અનુગ્રહિત છું.

પ્રથમ આવૃત્તિના સમાપન વેળા પરીએજ મુકામે આયોજિત ''મજલિસે ખત્મે બુખારી શરીફ''માં આમંત્રિત ગુજરાતના માનવંત ઉલમાએ કિરામ, મહેમાનગણ અને ઉપસ્થિતો માટે બેનમૂન વ્યવસ્થા અને ખિદમતો અંજામ આપવા બદલ **મદ્રસા અન્વારુલ ઇસ્લામ**ના સદર મવ. ઐયુબ સાહેબ, મજલિસ કમિટિના સર્વે સભ્યો, મદ્રસાના તમામ મુદર્રિસ સાહેબો, ગામના નવયુવાનો તેમજ વડીલો, સૌ કોઇ પ્રત્યે આ ક્ષણે હાર્દિક આભાર વ્યક્ત કરવાની તક ઝડપી લઉં છું.

વળી ''દારૂલ ઇશાઅત'' ટ્રસ્ટી મંડળના ખૂબ જ મસરૂફ છતાં બુખારી શરીફના પ્રકાશન કાર્ય સંદર્ભે જ્યારે જ્યારે જરૂર પડી ત્યારે સમય, શક્તિ અને વૈચારિક માર્ગદર્શનના ત્રિવિધ હેતુથી અત્યંત મદદરૂપ પુરવાર થનાર દારૂલ ઉલૂમ-કંથારીઆ, પ્રકાશન વિભાગના **"નાઝિમ" મવલાના હસન અબ્દુલ્લાહ ભડકોદવી સા.** નો જેટલો આભાર માનું એટલો ઓછો છે. અલ્લાહ તબારક વ તઆલા એમને કલમને ઝરિયે દીનની મહાનતમ્ ખિદમતો માટે કુબૂલ ફરમાવી, બન્ને જહાનમાં બેહતરીન બદલ અતા ફરમાવે. નાચિઝની એ જ દુઆ !

સામાન્ય રીતે કોઇ પણ યોજનાને સાકાર કરવા માટે આર્થિક સહિત અનેક મુશ્કેલીઓ મૂંઝવણોનો સામનો કરવો પડતો હોય છે. દેશ-વિદેશમાં વસતા ઉદારદિલ મુસ્લિમ સખી-સજ્જનોએ ભરપૂર તઆવુન ફરમાવી આ વિકટ સમસ્યા અને મૂંઝવણને પણ દૂર કરી દીધી. મારા આવા વિશાળ દિલ મુઆવિનોનો ખૂબ



ખૂબ ઋણ-સ્વીકાર અને આભાર. ભાગ ૧૧ થી ૧૫ ના પ્રકાશનમાં એમણે આપેલો સિંહફાળો કદી વિસારી શકાય એમ નથી.

નીચેના મહાનુભાવો તરફથી પણ મને અતિ ઉષ્માભર્યો આવકાર અને હુંફાળો સહકાર સાંપડયો છે. આ પ્રસંગે એમને વિસારી શકાય તેમ નથી. એમના નામોની સાભાર અને સાદર નોંધ લેતાં ગદ્‌ગદિત થઇ જાઉં છું.

(૧) હાજી ઇકબાલ મહંમદ નાથા (પરીએજ)
(૨) હાજી ઇબ્રાહીમ આદમ મીઠા (પરીએજ)
(૩) હાજી ગુલામ મુસા બક્ષ (પરીએજ)
(૪) જનાબ ઇશાક ઇબ્રાહીમ ઘડિયાળી (વલણ)
(૫) હાજી ઇસ્માઇલ મહંમદ ભીખા (માંકણ)
(૬) હાજી ઐયુબ મુસા અલબા (કરમાડ)
(૭) હાજી દાઉદ પેડલ (પરીએજ)
(૮) હાજી યાકુબ ભૂતા (ટંકારીઆ)
(૯) હાજી આદમભાઇ રોકડ (વલણ)
(૧૦) જનાબ હારૂન ઇબ્રાહીમ ઘડિયાળી (વલણ)
(૧૧) હાજી ઇકબાલ ગુલામ અકુજી (કોઠી વાંતરસા)
(૧૨) હાજી યાકુબ ઉમરજી પાટણૂન (મનુબર)
(૧૩) હાજી અ. રશીદ શેખ (હાંસોટ)
(૧૪) મવલાના યાકુબ કાસિમી (મ. ઝિ.) (કવી)
(૧૫) હાજી શબ્બીર વલી ટેલર (પરીએજ)
(૧૬) હાજી ઇસ્માઇલ મોહંમદ ઉમર (પરીએજ)
(૧૭) હાજી મુસ્તાક અ. મજીદ પટેલ (પગુથણ)
(૧૮) હાફેજી યાકુબ સૂફી (પરીએજ)
(૧૯) હાજી ઇકબાલ અહમદ સુલેમાન (રહાડપોર)
(૨૦) હાફેજી ઇસ્માઇલ ઇબ્રાહીમ મકન (પરીએજ)
(૨૧) જનાબ યાકુબભાઇ મહેક (ટંકારીઆ)

આ ઉપરાંત કોઇ પણ રીતે, કોઇ પણ પ્રકારે, યથાશક્તિ અને યથાતવફીક કિતાબના પ્રકાશનમાં સાથ-સહકાર પૂરો પાડનાર નામી-અનામી સહાયકો અને હિતચિંતકોનો પણ આ તકે અંતઃકરણપૂર્વક શુક્રિયહ અદા કરું છું.

**જઝાકુમુ લ્લાહુ તઆલા ફિદ્દારૈનિ ખયરા.......**

અલ્લાહ તઆલા આપણા સૌના આ સહિયારા પ્રયત્નોને શર્ફે કબૂલિયતથી નવાઝી, એને દીન-દુનિયાની કામિયાબી અને સરફરાઝીનું નિમિત્ત બનાવે, આમીન યા રબ્બલ આલમીન !


અહકર,

**ઇસ્માઇલભાઇ આઇ. ઘડિયાળી**

*''બયતુલ અમન'' શેખવાડી,*

*મુ. પો. પરીએજ-૩૯૨ ૦૨૧, તા. જિ. ભરૂચ.*

*ફોન (૦૨૬૪૨) ૨૮૪૩૩૯ (R)*

# પ્રતિભાવ

**બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ**

**નહમદૂહુ વ નુસલ્લી અલા રસૂલિહિલ્ કરીમ.**

ઇમામ મુહમ્મદ બિન ઇસ્માઈલ બુખારી (રહિમ-હુલ્લાહુ તઆલા)ની જગવિખ્યાત કૃતિ **"સહીહ બુખારી શરીફ"**ને જે અઝમત, ખ્યાતિ, લોકઆદર અને લોકપ્રિયતા પ્રાપ્ત થયાં છે, તે કોઇ માનવીય કૃતિને અત્યાર સુધી પ્રાપ્ત થયાં નથી. હદીસની કિતાબોમાં બુખારી શરીફ જેવું ઉચ્ચ સ્થાન બીજી કોઇ કિતાબને પ્રાપ્ત થઇ શક્યું નથી; બલકે હકીકત, નક્કર સત્ય એ છે કે કિતાબુલ્લાહ પછી બુખારી શરીફથી વધુ સહીહ, આધારભૂત અને વિશ્વાસપાત્ર કોઇ કિતાબ જમીનના પટ પર મવજૂદ નથી અને નથી : **"અસહ્હુલ કુતુબિ બા'દ કિતાબિલ્લાહિ સ્સહીહુલ બુખારી."**

આવી ઉચ્ચ, મહાનતમ્ અને શ્રેષ્ઠતમ્ કિતાબને ગુજરાતી ભાષામાં રૂપાંતરિત કરવાનું સૌભાગ્ય, ગૌરવ અને શ્રેય હઝરત મવલાના ઇબ્રાહીમ પટેલ સા. ટંકારવી (ઝી.મ.)ને ફાળે ગયાં છે. જ્યારે આ બરકતવંત, ઇમાનવર્ધક અને રૂહપોષક ગ્રંથને પ્રકાશિત કરવાની સઆદત મુહતરમ જનાબ અલહાજ ઇસ્માઇલભાઇ આઇ. ઘડિયાળી સા. પરીએજીને પ્રાપ્ત થઇ છે : **"ઝાલિ-ક ફદ્લુલ્લાહિ યુઅ્તીહી મંય્યશાઉ...."** [આ અલ્લાહ તઆલાનો ફઝલ છે, તે જેને ચાહે તેને અર્પણ કરે છે]. *-સૂરએ જુમ્અહ : ૪*

**ઈં સઆદત બ-ઝોરે બાઝૂ નેસ્ત**
**તા ન બખ્શદ ખુદાએ બખ્શિન્દહ**

અર્થાત્ : *આ નેકબખ્તી બાહુબળ દ્વારા પ્રાપ્ત થઇ શકતી નથી. એ તો અલ્લાહ તઆલાના અર્પણ કરવાથી જ પ્રાપ્ત થઇ શકે છે.*

આવી ઉપયોગી અને અનુપમ કિતાબ પ્રગટ કરવા બદલ આ બંને સજ્જનોને મારા હાર્દિક મુબારકબાદ પાઠવી દુઆ ગુઝારું છું કે અલ્લાહ તઆલા એમની



આ બહુમૂલ્ય, કદ્રપાત્ર અને પ્રશંસનીય દીની-ઇલ્મી ખિદમતને શર્ફે કબૂલ અતા ફરમાવે, દારૈનમાં સરફરાઝી અને સુર્ખરૂઇનું નિમિત્ત બનાવે, આ મહાકાય યોજનામાં કોઇપણ રીતે મદદરૂપ અને સહાયરૂપ બનનારને યથાયોગ્ય બદલાથી નવાઝે અને સૌના હકમાં સદકએ જારિયહ બનાવે, આમીન યા રબ્બલ આલમીન !

**ઈં દુઆ અઝ મન વ અઝ જુમ્લા જહાં આમીન બાદ.**

**અને અંતે...... સંસ્થાના બિરાદરો દીની–તબ્લીગી–ઇસ્લાહી સાહિત્ય સમયાંતરે પ્રકાશિત કરતા રહેવાની નેક નિય્યત ધરાવે છે. એમની આ પ્રકાશન– પ્રવૃત્તિને પ્રોત્સાહિત અને વિકસિત કરવામાં એમને દરેક રીતે બનતો બધો જ સહકાર પૂરો પાડવો સમગ્ર મુસ્લિમ બિરાદરોની દીની, મિલ્લી અને અખ્લાકી ફરજ બને છે. આશા છે કે એમની ભાવિ યોજનાઓને સાકાર કરવામાં સૌનો યથાશક્તિ, યથાતવફીક, ઉત્સાહપ્રેરક, ઉષ્માભર્યો અને ઊમળકાભર્યો સહકાર મળી જ રહેશે, *ઇન્શાઅલ્લાહ.***

*અહકરુલ વરા,*

***(મવલાના) ઇસ્માઇલ અહમદ મનુબરી (સા., મ.ઝિ.)***

*(મુહતમિમ) : દારુલ ઉલૂમ ભરૂચ, મહમૂદનગર, કંથારીઆ.*



## અભિપ્રાય

**મુફતી ઇસ્માઈલ વાડીવાલા**
(મુફતી : જામેઅહ હુસૈનિયહ-રાંદેર) ૬/૨૦, દારુસ્સલામ, બાબુલેન,
રાંદેર, સુરત-૩૯૫ ૦૦૫.

સલામે મસ્નુન બાદ : મૌલાના ઈબ્રાહીમ ટંકારવી સાહબે બુખારી શરીફનો ગુજરાતી તર્જુમો કરી હદીષની કિતાબોમાં એક નવો ઉમેરો કર્યો છે. મુસલમાનો માટે સૌપ્રથમ કુર્આને હકીમ અને અહાદીષે નબવિય્યહ સલ. હિદાયત અને રાહનુમાઈનું માધ્યમ છે. તર્જુમો મોઅતબર અને ભરોસાપાત્ર છે. છપાઈ પણ ઘણી જ સુંદર છે. અગર જરૂરત મુજબ મુશ્કેલ અહાદીષની ટૂંકી તશરીહ કરવામાં આવશે તો કિતાબ ઇ.અ. વધુ ઉપયોગી રહેશે. દુઆ છે કે ખુદાપાક ગુર્જર બિરાદરો માટે મઝકૂર કિતાબને ફેઝવંત બનાવે તથા ભાષાંતરકાર અને પ્રકાશક તથા નાની મોટી ખિદમતમાં ફાળો આપનારને ખુદાપાક દારૈનની ભલાઈઓથી નવાઝે અને સદકએ જારિયહનો સબબ બનાવે, આમીન.

નાચીઝ
**ઇસ્માઈલ ગુફિરલહુ**
*(મુફતી : જામેઅહ હુસૈનિયહ-રાંદેર, સુરત)*

## અભિપ્રાય

**મદની દારુત્તરબિયત**
મુ. કરમાલી, વાયા : પાનોલી
તા. અંકલેશ્વર, જિ. ભરૂચ. ● પીન-૩૯૪ ૧૧૫

**મોહતરમ જનાબ ઇસ્માઈલભાઇ ઘડિયાળી સા.**

સલામ મસ્નુન બાદ : ઉમ્મીદ છે કે ખેરિયતથી હશો. વધુમાં જણાવવાનું કે આપ સાહેબે રવાના કરેલ બુખારી શરીફના ૨૨ થી ૩૦ ગુજરાતી ભાગો મળ્યા. ખૂબ-ખૂબ શુક્રિયા સાથે કબૂલ કરું છું, જઝાકુમુલ્લાહ. આનંદદાયક વાત છે કે આપની સંસ્થા બુખારી શરીફના બધા જ ભાગો (સંપૂર્ણ બુખારી શરીફ) એક સંપુટરૂપે છપાવવાની મુબારક નેમ ધરાવે છે. દુઆ છે કે ખુદા તઆલા આ બરકતવંત કામને હેમખેમ પરિપૂર્ણ ફરમાવે અને એના ફાયદા આમ અને ખાસ કરે તેમજ આપના માટે તેમજ તમામ સાહિબે ખૈર માટે સદકએ જારિયહ સાબિત થાય અને દેહરીય્યત-નેચરીય્યતના ઝમાનામાં ખલ્કને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની મુબારક સુન્નતો પર અમલ કરવાની નેક તૌફીક અર્પણ કરે.

*બસ એજ, ફકત વસ્સલામ,*
*મોહતાજે દુઆ*
**અહમદ બેમાત**



 بسم الله الرحمن الرحيم 

**જામિઅહ ઈસ્લામિયહ**
ડાભેલ, જિ. સુરત.

અલ્લાહ તઆલાએ પોતાના બંદાઓ ઉપર જે અગણિત અને અસંખ્ય ઉપકારો ફરમાવ્યા છે તે માંહેનો સૌથી મોટો ઉપકાર એ છે કે તેમની સલાહ અને ફલાહ માટે નુબુવ્વત તેમજ રિસાલતનો પવિત્ર અને મુબારક સિલસિલો ચાલુ ફરમાવ્યો અને જ્યારે જ્યારે માનવતાને આસમાની હિદાયતની જરૂરત પડી તેઓમાંથી જ કોઇ એક બંદાને પોતાનો નબી અને માનવતા માટે માર્ગદર્શક બનાવી પોતાની હિદાયત સાથે લોકોમાં મોકલ્યો.

નબીઓ અને રસૂલોના આગમનનો આ સિલસિલો હજારો વરસ ચાલુ રહ્યો ત્યાં સુધી કે અલ્લાહ તઆલાના અંતિમ નબી હઝરત મુહમ્મદ (સલ.) પર આ સિલસિલો પૂર્ણ કરવામાં આવ્યો અને આપના હાથે તે છેલ્લી અને સંપૂર્ણ તઅલીમ અને હિદાયત મોકલી આપવામાં આવી જે હરહંમેશ માટે કાફી થઇ રહેનારી છે.

ખુદાઇ તઅલીમ અને આદેશોની જે પુંજી અંતિમ નબી (સલ.)ના થકી દુન્યાને મળી તેના બે ભાગો છે : એક કિતાબુલ્લાહ કિંવા કુર્આન મજીદ, જે શબ્દ અને અર્થ બન્નેવમાં અલ્લાહનું કલામ છે. બીજો ભાગ આપ (સલ.)ના તે પવિત્ર ઇરશાદો અને આપ (સલ.) તરફથી આપવામાં આવેલા આદેશો અને માર્ગદર્શક કૃત્યો અને કથનો, જે આપ (સલ.) અલ્લાહ તઆલાના પયગમ્બર અને તેની કિતાબનું અર્થઘટન કરનાર તેમજ અલ્લાહ તઆલાના પ્રતિનિધિ હોવાની હેસિયતથી ઉમ્મતને આપતા હતા જેને તેના ખરા રૂપમાં સાચવીને સહાબાએ કિરામે (રદિ.) પાછળવાળાઓ સુધી પહોંચાડયા અને પાછળવાળાઓએ તેને પૂરી સનદ સાથે કિતાબોમાં કંડારી આપ્યા. આપ (સલ.)ની તે તઅલીમાત તેમજ માર્ગદર્શિકાઓના તે ભાગનું નામ હદીસ અને સુન્નત છે.

હુઝૂર રસૂલુલ્લાહ (સલ.) તો પોતાની પવિત્ર ઉમર પૂર્ણ કરી અલ્લાહ તઆલાના હુકમ મુજબ આ દુન્યાથી સિધાવી ગયા, પરંતુ હંમેશ માટે માનવતાના

માર્ગદર્શન માટે પોતે લાવેલ તઅલીમ અને હિદાયતના આ બન્નેવ ભાગો કુર્આન અને હદીસ પોતાની પાછળ મૂકી ગયા અને આ બન્નેવની હિફાઝત માટે દરેક યુગમાં અલ્લાહ તઆલાએ એવી આંતરિક અને બાહ્ય વ્યવસ્થા ફરમાવી જે વિચારનારાઓ અને સમજનારાઓ માટે અલ્લાહ તઆલાની નિશાનીઓ પૈકી એક મોટી નિશાની અને ખાતિમુલ અંબિયા (સલ.)ના મોઅજિઝાઓ પૈકી એક જીવંત મોઅજિઝો છે.

કુદરતની આ વ્યવસ્થાઓ પૈકી એક એ પણ છે કે જે યુગમાં કિતાબ અને સુન્નતની જે પ્રકારની સેવાની જરૂરત લાગી અલ્લાહ તઆલા પોતાના કેટલાક બંદાઓના દિલોમાં તે સેવાનો વિચાર પયદા કરી તેને એમાં લગાવી આપે છે. નબવી યુગથી લઇને આજ સુધી કુર્આન અને હદીસની સેવાઓ જેવી રીતે અને જે પ્રકારે કરવામાં આવી છે અગર કોઇ આદમી ધ્યાનથી જુએ તો સ્પષ્ટરૂપે જણાઇ આવશે કે જે કંઇ થયું તે દરેક યુગની જરૂરતો માટે એક કુદરતી વ્યવસ્થા હતી અને જે બંદાઓના હાથે થઇ તેઓ એક સાધનરૂપ હતા.

ઇલ્મે હદીસ વાસ્તવમાં હુઝૂર (સલ.)ના મુબારક જીવનનો એક વિશ્વાસપાત્ર ઇતિહાસ છે. મુસલમાનોને પોતાના પયગમ્બર (સલ.)ની સાથે જે ઇશ્ક અને મુહબ્બતનો સંબંધ છે અન્ય ઉમ્મતોમાં તેની જોડ નહિ મળે. એટલા જ માટે મુસ્લિમોએ નબીએ કરીમ (સલ.)ના જીવનના દરેક પાસાને અને દરેક રેખા તેમજ બિંદુને સંપૂર્ણ સાવચેતી સહિત સાચવવાની કોશિશ કરી છે. આજે અગર કોઇ માણસ નબીએ કરીમ (સલ.)ના જીવનની પૂરી છબી અને સંપૂર્ણ નકશો જોવા ચાહે તો તેના માટે હદીસની કિતાબો કાફી છે.

લેખિત રૂપમાં હદીસે પાકને જમા કરવા તેમજ સાચવવાનો સિલસિલો વ્યક્તિગત રૂપમાં હુઝૂર (સલ.)ના મુબારક દૌરથી જ શરૂ થઇ ચૂક્યો હતો, પરંતુ સરકારી દેખરેખ અને માર્ગદર્શન હેઠળ આ કામ ખલીફએ રાશિદ હઝ. ઉમર ઇબ્ને અબ્દુલ અઝીઝ (રહ.)ના યુગમાં શરૂ થયું અને વિવિધ રૂપમાં આ કામ આગળ વધતું રહ્યું. ત્યાં સુધી કે હિજરી સનની ત્રીજી સદીમાં ઇમામ અબૂ અબ્દુલ્લાહ મુહમ્મદ ઇબ્ને ઇસ્માઇલ બુખારી (રહ.)એ સનદી રૂએ માત્ર સહીહ હદીસોને કિતાબી રૂપમાં સંકલન કરવાનું બીડું ઝડપ્યું અને વરસોની કષ્ટદાયક મહેનત પછી સહીહ બુખારીના રૂપમાં ઉમ્મતને સહીહ હદીસોની મહામૂલી



ગ્રંથ સોગાતરૂપે આપ્યો. અલ્લાહ તઆલાએ આ કિતાબને એવી મકબૂલિયત આપી કે હદીસની અન્ય કોઇ કિતાબ તેની તુલનામાં ન આવી શકી અને વિવિધ જમાનાઓમાં વિવિધ મહાન ઉલમાએ કિરામે હદીસની આ કિતાબના સ્પષ્ટીકરણરૂપે મહામૂલી સેવાઓ બજાવી અને આજ સુધી આ પવિત્ર સિલસિલો વણથંભ્યો ચાલુ જ છે. દુન્યામાં બોલાતી વિવિધ ભાષાઓમાં આ કિતાબના અનુવાદો પણ થયા. આપણી ગુજરાતી ભાષા જેમાં દીનનું ખાસું એવું સાહિત્ય ભેગું થઇ ચૂક્યું છે અને દિવસો દિવસ તેમાં વધારો થઇ રહ્યો છે તેમાં આજ સુધી હદીસની આ મહામૂલી કિતાબનો ગુજરાતી અનુવાદ થયો ન હતો અને ગુજરાતી દીની સાહિત્યકારો ઉપર આ એક કર્ઝ હતું. અલ્લાહ તઆલા જઝા-એ-ખયર આપે હઝ. મવલાના ઇબ્રાહીમ આદમ પટેલ સાહબ (ઝિદ મજદુહુમ)ને કે તેઓએ આ કર્ઝ ઉતારવાની કામિયાબ કોશિશ ફરમાવી ગુજરાતી દીની સાહિત્યમાં બુખારી શરીફના ગુજરાતી અનુવાદ વડે કિંમતી ઉમેરો કર્યો અને આ મુબારક ગ્રંથને પ્રકાશિત કરવાની સઆદત મોહતરમ જનાબ અલહાજ ઇસ્માઇલભાઇ વડિયાળી સાહબને પ્રાપ્ત થઇ છે. આ કિતાબ વડે ગુજરાતી દીની સાહિત્યની સેવા બદલ આ બન્નેવ સજ્જનોને મુબારકબાદી આપવા સાથે દિલથી દુઆ પણ કરું છું કે અલ્લાહ તઆલા તેમની આ કિંમતી કાબિલે-કદ્ર અને સરાહનીય ઇલ્મી તેમજ દીની સેવાને કબૂલિયતથી નવાઝી દુન્યા અને આખિરતની ભલાઇઓ અને બરકતોનો ઝરીયો બનાવે અને એના વડે ગુર્જર મુસ્લિમ સમાજને વધુમાં વધુ ફેઝ અને ફાયદો પહોંચાડે.

**ઇં દુઆ અઝમન વ અઝ જુમ્લા જહાં આમીન બાદ**

(અર્થાત : મારા તરફથી આ દુઆ અને સમગ્ર વિશ્વ તરફથી તેના ઉપર આમીન હોજો.) ફક્ત.....

***અમલાહૂ અહમદ ખાનપુરી***

*તા. ૧૮-૬-૧૪૨૩ હિજરી*



R

 بسم الله الرحمن الرحيم 

અલ્લાહ અઝઝ વ જલ્લના વખાણ અને પ્રશંસા તથા નબીઓના સરદાર પર રહમત અને સલામ પછી, બુખારી શરીફના ગુજરાતી તર્જુમાની ત્રીજી જીલ્દ ભાગ ૧૧ થી ૧૫ પ્રગટ થઇ રહી છે. અલ્લાહ તઆલા મુહતરમ મવ. ઇબ્રાહીમ સાહેબની સેવાને કબૂલ કરે અને આમ જનતા માટે એને લાભદાયક અને હિદાયતનું કારણ બનાવે.

***(મવ. મુફતી) મુહમ્મદ મુહિયુદ્દીન અલ-કાસિમી બળોદવી***

*દારૂલ ફિકહ વલ ઇફતા*

*જામેઅ નસ્રૂલ મુઅમિનીન*

*વડોદરા, ગુજરાત.*

## અભિપ્રાય

કુર્આને મજીદ દીનની અજોડ અસલ અને બુનિયાદ છે, પરંતુ તેમાં ફક્ત ઉસૂલોનું વર્ણન છે. કુર્આનનું વિસ્તૃત વિવરણ અને છણાવટ એ હદીસનું કાર્યક્ષેત્ર છે.

કુર્આન સાથે રસૂલ (સલ.)ને મોકલવા પાછળનું રહસ્ય એ કહી શકાય કે લોકો કુર્આને પાકને પોતાની રીતે સમજવાના બદલે રસૂલે અકરમ (સલ.)ના બયાન અને છણાવટ ઉિવા હદીષની રોશનીમાં સમજે. હદીષે પાકની કિતાબોમાં સૌથી વધુ પ્રમાણભૂત, આધારભૂત, સર્વશ્રેષ્ઠ અને ફૈઝવંત મહાગ્રંથ **"બુખારી શરીફ"** છે. જેનો અનુવાદ, પ્રકાશન અથવા કોઇપણ પ્રકારની ખિદમત અલ્લાહની તૌફીક જ હોઇ શકે.

**"બુખારી શરીફ"**ને ગુજરાતી ભાષામાં રૂપાંતરિત કરી તેનું પ્રકાશન કરવાના લોકોપયોગી ફર્ઝે કિફાયહની અદાયગી પર **અનુવાદક જનાબ મવ. ઇબ્રાહીમ સા. ટંકારવી, પ્રકાશક જનાબ ઇસ્માઇલ સા. ઘડિયાળી** તથા સહાયકો હાર્દિક મુબારકબાદીને પાત્ર છે.

તેમાં પણ આ બીજી આવૃત્તિ હોઇ, મકબૂલિયતની નિશાની છે. પૂરી ગુર્જર ઉમ્મત માટે અમૂલ્ય ભેટ તથા એહસાનરૂપ કાર્ય છે. ભાષાંતર વીણેલાં મોતી સમાન અને છપાઇ સામગ્રી આંખોને વળગે એવી છે. માશાઅલ્લાહ.

અલ્લાહપાક આ મહેનતને પૂરી ઇન્સાનિયત માટે હિદાયતનું નિમિત્ત બનાવે અને એ જ પ્રમાણે વધુથી વધુ ઉમ્મતની રેહબરી માટે કબૂલ ફરમાવે. (આમીન)

***લી. (મુફતી) અબ્દુલ્લાહ મઝાહિરી (સા.)***

*જામિઅહ મઝહરે સઆદત*

*દારુલ ઉલૂમ, હાંસોટ*



# ☆ અનુક્રમ ☆

| ક્રમ | વિગત | પેજ |
|---|---|---|




| ક્રમ | વિગત | પેજ |
|---|---|---|

★ ભાગ-૧૩ ★

☆ ☆ ☆





# બુખારી શરીફ

સંપાદક:

ઈમામ બુખારી (રહ.)

અનુવાદક:

ઈબ્રાહીમ

ભાગ-૧૧

# બુખારી શરીફ

## ભાગ-૧૧

### બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

**ગવાહ વગર પરસ્પર ફક્ત મૌખિક શરત કરવાનું બયાન**

(૧/૩૦૮૨) હઝરત ઉબય ઇબ્ને કઅબ (રદિ.) કહે છે કે, નામદાર હુઝૂર (સલ.)એ મૂસા (અલ.)ના કિસ્સાની પૂરી હદીસ અને હઝરત ખિઝર (અલ.)નું મૂસા (અલ.)ને એવું કહેવું કે, શું મેં તમને પહેલાં જ કહી દીધું ન હતું કે, તમે મારી સાથે ધીરજ રાખી શકશો નહીં. એ આખો કિસ્સો બયાન કરીને ફરમાવ્યું કે, પહેલી વાર મૂસા (અલ.)એ ભૂલથી કહ્યું હતું. બીજીવાર શરત રૂપે કહ્યું હતું અને ત્રીજીવાર જાણી જોઇને કહ્યું હતું. મૂસા (અલ.)એ હઝરત ખિઝર (અલ.)ને કહ્યું હતું કે, મારી ભૂલના કારણે તમે પકડ કરશો નહીં. અને મારા માટે કામમાં મુશ્કેલી પેદા કરશો નહીં. પછી મૂસા અને ખિઝરે ચાલતાં ચાલતાં એક છોકરો જોયો. ખિઝરે તેને મારી નાખ્યો. પછી છેલ્લે બંને એક ગામમાં ગયા અને એક દીવાલને પડતી જોઇને હઝરત ખિઝરે તેને સીધી કરી દીધી.

**આઝાદ કરેલા ગુલામના વારસાની શરત મુકર્રર કરવાનું બયાન**

(૨/૩૦૮૩) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, બરીરા મારી પાસે આવી અને કહેવા લાગી : મેં મારા માલિકો સાથે નવ ઊકિયહ પર મુકાતબત કરી છે. વરસે એક ઊકિયહ આપવો પડશે. તમે આ અંગે મને મદદ કરો. મેં કહ્યું, હું તમારી પૂરી કિંમત માલિકોને આપી દઇશ, એ શરતે કે તમારો વારસા-હક્ક મારા માટે હોય. જો આ વાત તમારા માલિકો માન્ય રાખે તો હું એ કરવા માટે તૈયાર છું. બરીરાએ જઇને પોતાના માલિકોને કહ્યું, પરંતુ તેમણે ઇન્કાર કર્યો. બરીરા ત્યાંથી મારી પાસે આવી; રસૂલુલ્લાહ (સલ.) તે વખતે મારી પાસે બિરાજમાન હતા; આવીને કહેવા લાગી કે, મેં તે વાત તેમને કહી હતી, પરંતુ વારસા-હક્ક વગર તેમણે એનો ઇન્કાર કર્યો. રસૂલુલ્લાહ (સલ.) આ વાત સાંભળી રહ્યા હતા. એટલે મેં પૂરી વિગત હુઝૂરને કહી. ફરમાવ્યું : તમે એને લઈ લો અને વારસા-હક્ક તેમના જ માટે રહેવા દો. કારણ કે, વારસા-હક્ક તો આઝાદ કરનારનો જ છે. મેં હુકમનું

પાલન કર્યું. થોડીવાર પછી હુઝૂર લોકો સામે ખુત્બો પઢવા ઉભા થયા. પ્રથમ ખુદા તઆલાના વખાણ કર્યા. પછી ફરમાવ્યું : લોકો શા માટે એવી શરતો કરે છે જે કુર્આનમાં નથી ? જે શરત કુર્આનમાં ન હોય તે નિરર્થક છે, ભલેને એવી સો શરતો કરવામાં આવે. ખુદા તઆલાનો ચુકાદો માન્ય રાખવો સૌથી વધુ જરૂરી છે અને તેથી જ શરત સૌથી વધુ મજબૂત છે. વારસા-હક્ક ફક્ત આઝાદ કરનારનો જ છે.

**જો ઝમીનદાર ખેડુત સાથે એવી શરત કરે કે, જ્યારે ઇચ્છીશ ત્યારે ઝમીનમાંથી તને બેદખલ કરી દઇશ (અને એની સમય મર્યાદા ન બાંધે) તો જાઇઝ છે**

(૩/૩૦૮૪) હઝરત નાફિઅ કહે છે કે, જ્યારે ખૈબરવાળાઓએ હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.)ના હાથ-પગ તોડી નાખ્યા ત્યારે હઝરત ઉમર ફારૂક (રદિ.) ખુત્બો પઢવા ઉભા થયા અને કહ્યું કે, રસૂલુલ્લાહ (સલ.)એ ખૈબરના યહૂદીઓ સાથે 'ભાગ' પર વ્યવહાર કર્યો હતો અને તેમની જાગીર પર તેમને કાયમ રાખ્યા હતા, પરંતુ એવું ફરમાવ્યું હતું કે, જ્યાં સુધી અલ્લાહ તઆલા તમને કાયમ રાખે (ડિવા કરાર વિરૂદ્ધ તમે કોઈ કામ ન કરો) ત્યાં સુધી અમે પણ તમને કાયમ રાખીશું, પરંતુ હવે જ્યારે અબ્દુલ્લાહ પોતાની જાગીરમાં ત્યાં ગયા ત્યારે રાત્રે તેમના ઉપર ઝુલ્મ કરવામાં આવ્યો અને હાથ પગ તોડી નાખવામાં આવ્યા. ત્યાં યહૂદીઓ સિવાય બીજા કોઇ આપણા દુશ્મન નથી. તે જ આપણા દુશ્મનો છે. એટલે આ આરોપ તેમના ઉપર જ છે. હું હવે તેમને દેશનિકાલ કરવાનું યોગ્ય સમજું છું. જ્યારે હઝરત ઉમરે એનો પાકો નિર્ણય કરી લીધો ત્યારે અબૂલ હુકૈક કબીલાનો એક માણસ આવ્યો અને કહ્યું, અમીરૂલ મુઅમિનીન ! તમે અમને કાઢી મૂકો છો ? મુહમ્મદ (સલ.)એ અમને રાખ્યા હતા અને ભાગેથી અમારી સાથે વ્યવહાર કરીને અમારી જાગીર પર અમને કાયમ રાખ્યા હતા અને અમારી સાથે એનો કરાર કર્યો હતો. હઝરત ઉમરે કહ્યું, શું તમે એમ માનો છો કે હું રસૂલુલ્લાહ (સલ.)નું ફરમાન ભૂલી ગયો છું ? શું હુઝૂરે તમને એમ કહ્યું નથી કે, તે વખતે તમારી શું હાલત થશે જ્યારે કે રાતોરાત તમારી ઊંટણીઓ તમને લઇને દોડતી જશે. યહૂદીએ કહ્યું, અબૂલ કાસિમે આ વાત તો ફક્ત મજાકરૂપે કહી હતી. હઝરત ઉમરે કહ્યું : ખુદાના દુશ્મન તું જૂઠો છે. છેવટે હઝરત ઉમરે ખૈબરમાંથી તેમને કાઢી મૂક્યા. તેમના ભાગના ખજૂરની કીંમત રૂપે તેમને રોકડ રકમ, ઊંટો અને સામાન વગેરે આપ્યું.

**હરબી કાફિરો સાથે લડાઇ અને સુલેહ કરવામાં શરતો મુકર્રર કરવી અને મૌખિક નક્કી થયેલી શરતો લખવી**

(૪/૩૦૮૫) મિસ્વર ઇબ્ને મખ્રમા અને મરવાનથી રિવાયત છે કે, રસૂલુલ્લાહ (સલ.) હુદયબિય્યાના વરસે મદીનાથી નીકળ્યા. (તે વખતે આપની સાથે એક હઝાર અને અમુક સો માણસો હતા. ઝૂલહુલયફા જઇને કુરબાનીના ગળામાં હાર નાખી તેને ઇશ્આર❂ કરી. ઉમરાનો ઇહરામ બાંધ્યો. એક ખુઝાઇ (કબીલાના) માણસને જાસૂસી માટે રવાના કર્યા. જેથી કુરૈશની હિલચાલથી માહિતગાર રાખે. એક તરફ જાસૂસને રવાના કર્યા અને બીજી બાજુ પોતે ચાલવા માંડયું. ખીણની નજીક ગયા હતા કે, જાસૂસ આવ્યો અને કહ્યું કે, કુરૈશે આપના મુકાબલા માટે જંગી લશ્કર તૈયાર કર્યું છે. જુદા જુદા કબીલાઓને એકત્ર કર્યા છે. તે આપની સાથે લડવા માટે તૈયાર છે અને આપને ખાનએ કઅબા જતાં અટકાવશે. હુઝૂરે સાથીઓને સંબોધીને કહ્યું, લોકો ! શું સલાહ છે ? શું હું તેમના સ્ત્રી-બાળકો તરફ જાઉં અને જે લોકો મને ખાનએ કઅબા જતાં અટકાવવા માંગે છે તેમના સ્ત્રી-બાળકોને હું ગિરફતાર કરી લઉં ? જો તે લોકો પોતાના સ્ત્રી-બાળકોની મદદ માટે આવશે તો તેમનું સંગઠન તૂટી જશે, નહીં તો અમે તેમને મુફલિસ બનાવીને છોડી મૂકીશું. દરેક રીતે તેમનું નુકસાન છે. સિદ્દીકે અકબરે કહ્યું : યા રસૂલલ્લાહ ! આપ ખાનએ કઅબાના ઇરાદે નીકળ્યા છો. લડાઇના ઇરાદે નીકળ્યા નથી. આપે ખાનએ કઅબા તરફ જવું જોઇએ. પછી જે અમને અટકાવશે તેની સાથે અમે લડાઇ કરીશું. હુઝૂરે કહ્યું, સારૂં. (જેથી) બધા ચાલતા થયા. રસ્તામાં હુઝૂરે કહ્યું કે, ખાલિદ ઇબ્ને વલીદ કુરૈશના સવારોને લઇને ગમીમ સ્થળે અમારો સામનો કરવા તૈયાર છે. જેથી તમે પણ જમણી બાજુએ જ (ખાલિદ તરફ) ચાલો. (બધા લોકો જમણી બાજુ તરફ ચાલ્યા.) ખાલિદને ત્યાં સુધી ખબર પડી નહીં જ્યાં સુધી કે લશ્કરની ધૂળ ઉડતી તેણે જોઇ નહીં. ધૂળ ઉડતી જોઇને ખાલિદે દોડી જઇને કુરૈશને રસૂલુલ્લાહ (સલ.)ના આગમનથી ડરાવ્યા. રસૂલુલ્લાહ (સલ.) રાબેતા મુજબ ચાલતા રહ્યા. અહીં સુધી કે જ્યારે તે ટેકરી પર પહોંચ્યા જે તરફથી લોકો મક્કામાં ઉતરે છે ત્યારે આપની ઊંટણી બેસી ગઇ. લોકોએ 'ઉતર' 'ઉતર' બહુ કહ્યું, પરંતુ ઊંટણી ઉઠી નહીં, ત્યાં જ અડી ગઇ. લોકો કહેવા લાગ્યા કે, કસ્વા (હુઝૂરની ઊંટણીનું નામ) અડી ગઇ. હુઝૂરે કહ્યું : કસ્વા પોતે અડી ગઇ નથી એની એ આદત જ નથી, બલ્કે એને તેણે

❂ કુરબાનીના જાનવરનું લોહી કાઢી તેના શરીર પર ચોપડવાને ઇશ્આર કહે છે.

રોકી છે, જેણે હાથીવાળાઓને (અસ્હાબે ફીલને) રોકયા હતા. પછી કહ્યું, કસમ છે તે ઝાતની જેના કબજામાં મારો જાન છે. મક્કાવાળા 'હરમ'ની મહાનતા કાયમ રાખવા માટે મારી પાસે જે કાંઇ ઇચ્છા વ્યક્ત કરશે તે હું પૂરી કરીશ. તે પછી આપે ઊંટણીને ઝાટકી. ઊંટણી તરત ઉઠી ગઇ. આપ મક્કાવાળાઓના રસ્તેથી ફંટાઇને બીજી બાજુ તરફ મોં કરીને ચાલ્યા અને હુદયબિય્યાની પેલી બાજુએ તે જગ્યાએ ઉતર્યા જ્યાં થોડું થોડું પાણી હતું. લોકોએ તે જ થોડું પાણી લઇ લીધું. જ્યારે બધા પાણી ખેંચી ચૂકયા અને બિલકુલ પાણી રહ્યું નહીં ત્યારે હુઝૂર પાસે પાણી ન હોવાની ફરિયાદ આવી. હુઝૂરે પોતાના ભાથામાંથી એક તીર કાઢીને સહાબાને આપ્યું અને હુકમ કર્યો કે, એને પાણીમાં મૂકી દો. (સહાબાએ હુકમનું પાલન કર્યું.) પાણીમાં જેવું તીર મૂકયું કે તરત પાણીમાં એવો જોશ આવ્યો કે, બધા લોકો ધરાઇને પાછા ફર્યા, છતાં પાણી વધ્યું. એ દરમ્યાન બુદૈલ ઇબ્ને વરકા ખુઝાઇ, જે રસૂલુલ્લાહ (સલ.)નો રહસ્યમંત્રી હતો. તે પોતાની કોમના માણસોને સાથે લઇને આવ્યો અને કહેવા લાગ્યો કે, હું કઅબ ઇબ્ને લુઅય અને આમિર ઇબ્ને લુઅયના કબીલાઓને હુદયબિય્યાના વહેતા પાણી પર જોઇને આવ્યો છું. તેમની સાથે દૂધવાળી ઊંટણીઓ પણ છે. (તેમના સ્ત્રી-બાળકો પણ છે. સંખ્યામાં હુદયબિય્યાના (પાણીના ટીપાંઓ) જેટલી છે.) તે આપની સાથે લડવા માટે અને ખાનએ કઅબા જતા અટકાવવા માટે તૈયાર છે. હુઝૂરે ફરમાવ્યું : અમે કોઇની સાથે લડવા આવ્યા નથી, ફક્ત ઉમરો કરવા આવ્યા છીએ. આ લડાઇઓએ જ કુરૈશને કમઝોર બનાવી દીધા છે અને નુકસાન પહોંચાડયું છે. જો તેઓ સુલેહ કરવા માંગશે તો હું તેમના માટે મુદત મુકર્રર કરીશ કે જેમાં અમે તેમની સાથે લડીશું નહીં અને તેઓ અમારી સાથે લડે નહીં. (હા, અરબસ્તાનના બીજા કાફિરોની બાબતમાં તેઓ દખલગીરી કરે નહીં. એ દરમ્યાન જો કાફિરો મારા પર વિજય મેળવશે તો એમનો હેતુ પાર પડશે) અને જો મેં કાફિરો પર વિજય મેળવ્યો તો કુરૈશને ઇખ્તિયાર છે. જો તેઓ આ (ધર્મ)માં દાખલ થવા માંગે જેમાં બીજા લોકો દાખલ થશે તો દાખલ થઇ જાય અને જો મુસલમાન થવા ન માંગે તો સુલેહની મુદત દરમ્યાન તો તેમને કોઇ તકલીફ ઉઠાવવી નહીં પડે. જો કુરૈશ આ વાતોમાંથી કોઇપણ વાત નહીં માને તો તે ખુદાની કસમ જેના કબજામાં મારો જાન છે, હું મારી વાત (દીન) પર તેમની સાથે ત્યાં સુધી લડતો રહીશ જ્યાં સુધી મારી ગરદન ધડથી અલગ ન થઇ જાય. આ વાત નક્કી છે કે, ખુદા તઆલા પોતાના દીનને વિજય આપશે. બુદૈલે કહ્યું, હું આપની વાત કુરૈશને પહોંચાડી દઇશ. આમ કહીને બુદૈલ ચાલ્યો ગયો અને કુરૈશ



પાસે જઇને તેમને કહ્યું, અમે ફલાણા માણસ પાસેથી તમારી પાસે આવ્યા છીએ. તેણે અમને એક વાત કહી છે. જો તમે ઇચ્છતા હોવ તો અમે તમારી સામે તે જાહેર કરીએ. કુરૈશના બેવકુફ માણસો તો કહેવા લાગ્યા કે, અમને કંઇ ઝરૂર નથી કે, તમે તેની વાતો અમારી સામે કરો, પરંતુ સમજદાર લોકોએ કહ્યું, તમે તેમની વાત તો કહો. બુદૈલે હુઝૂરની પૂરી વાત કહી દીધી. આ સાંભળીને ઉરવા ઇબ્ને મસઊદ ઉભો થયો અને કહેવા લાગ્યો : હે કોમ ! શું હું તમારો પિતા નથી ? બધાએ કહ્યું : બેશક છો. કહેવા લાગ્યો : શું તમે મારી ઔલાદ નથી ? બધાએ કહ્યું : છો. કહ્યું : શું તમે મારા ઉપર આરોપ મૂકો છો ? તેમણે કહ્યું : ના. ઉરવાએ કહ્યું : શું તમને ખબર નથી કે, ઉકાઝવાળાઓને મેં જ તમારી મદદ માટે બોલાવ્યા હતા. જ્યારે તેઓ આવ્યા નહીં ત્યારે હું મારા સ્ત્રી-બાળકો, સંબંધીઓ અને હાથ નીચેના લોકોને લઇને તમારી સાથે આવીને મળી ગયો. બધાએ કહ્યું : બેશક, ઉરવાએ કહ્યું : તે માણસે સૌ પ્રથમ સારી વાત કહી છે, તમે એને સ્વીકારી લો અને મને તેની પાસે જવાની રજા આપો. લોકોએ કહ્યું : જાઓ. ઉરવા હુઝૂરની સેવામાં હાજર થયો અને આપની સાથે વાતચીત શરૂ કરી. હુઝૂરે તેની સાથે પણ તે જ વાત કરી જે બુદૈલ સાથે કરી હતી. ઉરવાએ કહ્યું : મુહમ્મદ જુઓ, જો તમે તમારી કોમના મૂળીયાં ઉખેડી નાખશો તો શું આ પહેલાં તમે કોઇના વિષે સાંભળ્યું છે કે, તેણે પોતાની કોમના મૂળીયાં ઉખેડી નાખ્યા હોય અને જો બીજી વાત બને (કુરૈશ વિજયી નીવડે) તો ખુદાની કસમ ! મને ઘણા ચહેરા એવા દેખાઇ રહ્યા છે કે તમને છોડીને નાસી જશે. કારણ કે, એમાં જુદી જુદી કોમોની ભરતી છે. હઝરત અબૂબક્રે ગુસ્સે થઇને કહ્યું : શું અમે હુઝૂરને છોડી નાસી જઇશું ? ઉરવાએ કહ્યું : આ કોણ છે ? લોકોએ કહ્યું : અબૂબક્ર છે. ઉરવાએ હઝરત અબૂબક્રને કહ્યું : તે ઝાતની કસમ જેના કબજામાં મારો જાન છે, જો તારો પહેલાંનો ઉપકાર મારી ઉપર ન હોત જેનો બદલો હું આપી શકયો નથી તો હું એનો જવાબ જરૂર આપત. આમ કહીને ફરી હુઝૂર સાથે વાતચીત કરવા લાગ્યો. વાત કરતાં કરતાં વારંવાર હુઝૂરની દાઢી પકડી લેતો હતો. મુગીરા ઇબ્ને શુઅબા રસૂલુલ્લાહ (સલ.)ની પાછળ તલવાર લઇને બખતર પહેરીને (દેખરેખ માટે) ઉભા હતા. ઉરવા જ્યારે હુઝૂરની દાઢી પકડવા માટે હાથ લંબાવતો હતો ત્યારે મુગીરા તલવારના હાથાની અણી ઉરવાને મારીને કહેતા હતા કે, હુઝૂરની દાઢી પાસેથી હાથ ઉઠાવી લે. ઉરવા હાથ હટાવી લેતો હતો. છેવટે ઉરવાએ પૂછયું, આ કોણ છે ? લોકોએ કહ્યું : મુગીરા ઇબ્ને શુઅબા

છે. ઉરવાએ કહ્યું : એય દગાબાઝ ! શું મેં તારી દગાબાઝી મિટાવવામાં તારા માટે કોશિશ કરી ન હતી ? વિગત એવી હતી કે, મુગીરા ઇબ્ને શુઅબા અજ્ઞાનતા યુગમાં એક કૌમ પાસે જઈને રહ્યા હતા અને દગાથી તેમને કત્લ કરીને માલ લઇને ચાલતા થયા હતા. પછી આવીને મુસલમાન થઇ ગયા હતા. હુઝૂરે બૈયત કરતી વખતે કહ્યું હતું કે, ઇસ્લામ તો હું સ્વીકારૂં છું. માલવાળી બાબત સાથે મારે કોઇ સંબંધ નથી. ખુલાસો એ કે, ઉરવા આંખો ફાડી ફાડીને સહાબાને જોવા લાગ્યો. ખુદાની કસમ ! રસૂલુલ્લાહ (સલ.) જ્યારે થૂંકતા હતા ત્યારે ઝમીન પર પડતા પહેલાં જે માણસના ભાગ આવતું હતું તે તેને પોતાના ચહેરા અને શરીર પર મસળતો હતો. (આપનો જે વાળ ખરી જતો હતો તેને ઝમીન પર પડતા પહેલાં સહાબા લઈ લેતા હતા.) જે કામનો આપ હુકમ આપતા હતા દરેક બીજા કરતાં પહેલાં તે કરવા તૈયાર થઈ જતો હતો. હુઝૂરના વુઝૂના પાણી અંગે તો મારામારી સુધી મામલો પહોંચી જતો હતો. સહાબા વાતચીત કરતી વખતે હુઝૂર સામે ધીમા અવાજે વાત કરતા હતા. ભારે અદબના કારણે તેજ નઝરે હુઝૂર તરફ જોતા ન હતા. આ બધી હકીકત જોયા પછી ઉરવા પાછો આવ્યો અને સાથીઓને કહેવા લાગ્યો : એય કૌમ ! ખુદાની કસમ ! હું બાદશાહો પાસે એલચી બનીને ગયો છું. કૈસર, કિસ્રા અને નજ્જાશીના દરબારોમાં પણ રહ્યો છું, પરંતુ મેં કદી કોઈ બાદશાહ એવો જોયો નથી કે, તેના માણસો તેની એવી અદબ જાળવતા હોય જેવો મુહમ્મદના સાથી તેનો અદબ જાળવે છે. ખુદાની કસમ જ્યારે તે થૂંકે છે ત્યારે જે માણસના હાથમાં તે આવે છે તેને લઈને પોતાના ચહેરા અને શરીર પર મસળે છે. જો તે કોઈ કામનો હુકમ આપે છે તો દરેક બીજા કરતાં પહેલાં તેનું પાલન કરવા તૈયાર થઈ જાય છે. જ્યારે તે વુઝૂ કરે છે ત્યારે તેના વુઝૂના પાણી અંગે લોકો મારામારી કરવા માટે તૈયાર થઈ જાય છે. તેની સાથે વાત કરતી વખતે બધા અવાજ ધીમો રાખે છે. તેની અદબ માટે કોઈ નઝર ઉંચકીને તેના તરફ જોતું નથી. તેણે તમારી સામે ઘણી સારી વાત રજુ કરી છે. જેથી તમે તે સ્વીકારી લો. ઉરવા જ્યારે વાત પૂરી કરી ચૂક્યો ત્યારે બની કનાના કબીલાનો એક માણસ બોલ્યો : જરા મને તેની પાસે જવાની રજા આપો. બધા લોકોએ તેને જવાની રજા આપી. તે હુઝૂર પાસે જવા નીકળ્યો. જ્યારે સામેથી પસાર થયો ત્યારે હુઝૂરે કહ્યું : આ માણસ ફલાણી કૌમનો છે. એની કૌમ કુરબાનીના ઊંટોની ખૂબ ઈઝઝત કરે છે. એટલે કુરબાનીના ઊંટો એની નઝર સામે આવવા દો. હુકમ અનુસાર તેની સામે કુરબાનીના ઊંટો રજુ કરવામાં આવ્યા. લોકો લબ્બેક



બોલતા તેની સામે આવ્યા. જ્યારે તેણે આવી હાલત જોઇ ત્યારે કહેવા લાગ્યો : કે, આ લોકોને કઅબા જતાં અટકાવવા કોઇ રીતે યોગ્ય નથી. આ જોઇને પાછો આવ્યો અને પોતાની કૌમને કહેવા લાગ્યો : મેં તેમના ઊંટોના ગળામાં હાર પહેલા જોયા છે અને 'ઇશ્આર'ની નિશાની જોઇ. મારી દ્રષ્ટિએ યોગ્ય નથી કે, તેમને માનએ કઅબા જતા અટકાવવામાં આવે. એની વાત સાંભળીને મિકરજ નામનો એક માણસ ઉઠયો અને કહેવા લાગ્યો : જરા મને તેમની પાસે જઇ આવવા દો. બધાએ રજા આપી. તે હુઝૂર પાસે જવાના ઇરાદે નીકળ્યો. સહાબાની સામે આવ્યો ત્યારે હુઝૂરે કહ્યું : એ મિકરઝ છે અને શરારતખોર છે. (મિકરઝ સેવામાં હાજર થયો અને) હુઝૂર સાથે કંઇક વાતચીત કરી. વાટાઘાટ ચાલતી હતી એવામાં કુરેશ તરફથી સુહેલ ઇબ્ને અમ્ર આવ્યો. હુઝૂરે સહાબાને કહ્યું : હવે તમારો હેતુ સરળ થઇ ગયો. સુહેલે આવીને કહ્યું કે, લાવો, આપણું એક સુલેહનામું લખીએ. હુઝૂરે લખનારને બોલાવ્યો અને કહ્યું : લખો. **'બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ'** સુહેલે કહ્યું : ખુદાની કસમ ! હું રહમાનને તો ઓળખતો જ નથી કે શું વસ્તુ છે, (એ લખો નહીં,) બલ્કે જેવી રીતે પહેલાં 'બિસ્મિક લ્લાહુમ્મ' લખતા હતા તેવી જ રીતે લખો. મુસલમાનોએ કહ્યું : ખુદાની કસમ ! અમે તો 'બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ' જ લખીશું. હુઝૂરે કહ્યું : 'બિસ્મિક લ્લાહુમ્મ' જ લખી દો. તે પછી કહ્યું : લખો, આ તે સુલેહનામું છે જેના પર મુહમ્મદ રસૂલુલ્લાહે સુલેહ કરી છે. સુહેલે કહ્યું : ખુદાની કસમ ! જો અમને એ વાતની ખાત્રી હોત કે તમે ખુદાના રસૂલ છો તો પછી તમને કઅબા જતાં અટકાવત નહીં અને આપની સાથે લડત નહીં. એટલે મુહમ્મદ ઇબ્ને અબ્દુલ્લાહ લખો. હુઝૂરે કહ્યું : ભલે તમે મને ન માનો, પરંતુ ખુદાની કસમ ! હું ખુદાનો રસૂલ છું. (વારૂ) મુહમ્મદ ઇબ્ને અબ્દુલ્લાહ જ લખો. ઝુહરી કહે છે : હુઝૂરે આ નરમી એટલા માટે કરી કે, પહેલાં કહી ચુકયા કે જે વાતમાં અલ્લાહના હરમની મહત્તા અને પ્રતિષ્ઠા જળવાઈ રહેશે અને કુરેશ મારી પાસે એની માંગણી કરશે તો હું ઝરૂર આપીશ. ખેર, હુઝૂરે કહ્યું કે, આ સુલેહનામું એ શરતે છે કે તમે લોકો અમને કઅબા સુધી જવા દો. જેથી અમે તવાફ કરી લઇએ. સુહેલે કહ્યું : ખુદાની કસમ ! અરબો એની ચર્ચા કરશે કે, અમારા ઉપર દબાણ લાવીને મજબૂર કરવામાં આવ્યા. (એટલે આ વરસે નહીં) આવતા વરસે એ બની શકે છે. લખનારાએ આ વાત પણ લખી દીધી. પછી સુહેલે એમ કહ્યું કે, સુલેહનામામાં એ શરત પણ હોવી જોઇએ કે, જે માણસ અમારામાંથી નીકળીને તમારામાં આવીને

મળી જશે, ભલેને તે તમારા ધર્મ પર હોય, પરંતુ તમારે પાછો આપવો પડશે. મુસલમાનો કહેવા લાગ્યા : સુબ્હાનલ્લાહ ! જે માણસ મુસલમાન થઈને આવે તે મુશ્રિકોને શા માટે આપવામાં આવે. લોકો એ જ વાતચીત કરી રહ્યા હતા કે, સુહૈલ ઈબ્ને અમ્રનો પુત્ર અબૂ જન્દલ બેડીઓમાં જકડાયેલો આવ્યો. જે મક્કાના નીચાણવાળા ભાગ તરફથી નાસીને આવ્યો હતો. આવતાં જ મુસલમાનો સામે પડી ગયો. સુહૈલે કહ્યું : મુહમ્મદ, આ સૌથી પહેલી શરત છે જેના પર તમારી સાથે સુલેહ કરીશ. એ તમારે અમને પાછો આપવો જોઈએ. હુઝૂરે કહ્યું : હજુ તો આપણે સુલેહનામું પૂરું કર્યું નથી. સુહૈલે કહ્યું : ખુદાની કસમ ! પછી હું કદી કોઈ શરત પર સુલેહ નહીં કરૂં. હુઝૂરે કહ્યું : એની તો મને રજા આપો. સુહૈલે કહ્યું : હું રજા આપીશ નહીં. હુઝૂરે કહ્યું : નહીં, આટલું તો કરો. સુહૈલે કહ્યું : નહીં કરૂં. મિકરઝે કહ્યું : અમે તો તમને એની રજા આપીએ છીએ (પરંતુ મિકરઝની વાત માન્ય રાખવામાં આવી નહીં) અબૂ જન્દલે કહ્યું : મુસલમાનો, હું મુસલમાન થઈને આવ્યો તો પણ મને મુશ્રિકોને પાછો આપવામાં આવશે ? જો કે તેમના તરફથી જે તકલીફો મેં સહન કરી છે તે તમે જોઈ રહ્યા છો. આ હકીકત છે કે, અબૂ જન્દલને કાફિરોએ ભારે તકલીફ આપી હતી.

હઝરત ઉમર આ સાંભળીને હુઝૂર પાસે ગયા અને પૂછયું, યા રસૂલલ્લાહ ! શું આપ ખુદાના સાચા નબી નથી ? ફરમાવ્યું : છું, શા માટે નહીં ? હઝરત ઉમરે પૂછયું, તો અમે સત્ય પર અને અમારા દુશ્મનો અસત્ય પર નથી ? હુઝૂરે ફરમાવ્યું : છીએ, શા માટે નહીં ? હઝરત ઉમરે કહ્યું : તો અમે અમારા દીનમાં ઝિલ્લતને દાખલ થવા દઈશું નહીં. હુઝૂરે ફરમાવ્યું કે, હું ખુદાનો રસૂલ છું. તેની નાફરમાની નહીં કરૂં. તે જ મારો મદદગાર છે. હઝરત ઉમરે કહ્યું : શું તમે અમને કહ્યું હતું કે, ટૂંક સમયમાં આપણે કઅબા સુધી જઈને તેનો તવાફ કરીશું ? હુઝૂરે કહ્યું : હા, એ તો મેં કહ્યું હતું, પરંતુ શું તમને એમ પણ કહ્યું હતું કે, આ વરસે જ આપણે ત્યાં પહોંચી જઈશું ? હઝરત ઉમરે કહ્યું : ના, એવું તો કહ્યું ન હતું. હુઝૂરે કહ્યું : બસ ત્યારે તમે કઅબા જશો અને તવાફ કરશો. હઝરત ઉમર કહે છે : હું હઝરત અબૂબક્ર પાસે ગયો અને તેમને કહ્યું : અબૂબક્ર, એ ખુદાના સાચા નબી નથી ? અબૂબક્રે કહ્યું : જરૂર છે. મેં કહ્યું : શું આપણે લોકો સચ્ચાઈ પર અને આપણા દુશ્મન જુઠ પર નથી ? અબૂબક્રે કહ્યું : જરૂર છે. મેં કહ્યું : તો આપણે આપણા દીનમાં ઝિલ્લત દાખલ થવા દઈશું નહીં. અબૂબક્રે કહ્યું કે, હે માનવી ! બેશક, તે ખુદાના રસૂલ છે. પોતાના પરવરદિગારની



નાફરમાની નહીં કરે. તે જ એમના મદદગાર છે. તુ તેમના હુકમ પ્રમાણે અમલ કર. ખુદાની કસમ ! તેઓ સચ્ચાઈ પર છે. મેં કહ્યું : શું તેઓ આપણને એમ કહેતા ન હતા કે આપણે ટૂંક સમયમાં કઅબા જઈને તવાફ કરીશું. અબૂબક્રે કહ્યું : બેશક, તેમણે કહ્યું હતું, પરંતુ શું તમને એમ પણ કહ્યું હતું કે, આ વરસે જ તમે કઅબા જશો. મેં કહ્યું : ના. અબૂબક્રે કહ્યું : તમે કઅબા જઈને તેનો તવાફ જરૂર કરશો. હઝરત ઉમર કહે છે કે, આ ઉણપ (હુકમના પાલનમાં વિલંબ કરવા)ને પૂરવા માટે મેં કેટલાક નેક કામો કર્યા. રાવીનું બયાન છે કે, જયારે સુલેહનામું પૂરૂં થઈ ગયું ત્યારે હુઝૂરે સહાબાને કહ્યું : ઉઠીને કુરબાનીઓ ઝબ્હ કરો અને માથું મુંડાવો, પરંતુ સહાબામાંથી કોઈ ઉઠયું નહીં. અહીં સુધી કે, હુઝૂરે ત્રણવાર કહ્યું, પરંતુ તે છતાં કોઈ ઉઠયું નહીં. જયારે કોઈ ઉઠયું નહીં ત્યારે હુઝૂર હઝરત ઉમ્મે સલમા પાસે ગયા અને લોકોએ હુઝૂર સાથે જે વર્તાવ કર્યો હતો તેનો ઉલ્લેખ કર્યો. ઉમ્મે સલમાએ કહ્યું : યા રસૂલલ્લાહ ! બેહતર છે કે, આપ ચુપચાપ ઉઠીને કોઈને કંઈ કહ્યા વગર જઈને પોતે કુરબાની કરો અને હજામને બોલાવીને માથું મુંડાવો. જયારે સલાહ-મંત્રણા કરીને હુઝૂર ઉઠયા અને કોઈને કંઈ કહ્યા વગર જઈને કુરબાની કરી અને હજામને બોલાવીને માથું મુંડાવ્યું

ત્યારે લોકોએ આ જોયું તો પોતે ઉઠીને કુરબાની કરી અને પરસ્પર એકબીજાનું માથું મુંડવા લાગ્યા. ભીડના કારણે ભય હતો કે અમુક અમુકને મારી નાખે. ત્યાર પછી હુઝૂર પાસે અમુક મુસલમાન ઓરતો આવી. ખુદા તઆલાએ આ આયત ઉતારી : **યાઅય્યુહલ્લઝીન આમનૂ ઇઝા જાઅકુમુલ મુઅમિનાતુ મુહાજિરાતિન....** આ આયત અનુસાર તે દિવસે હઝરત ઉમરે પોતાની બે ઓરતોને તલાક આપી દીધી જે તે વખતે મુશ્રિક હતી. જેમાંની એક સાથે મુઆવિયા ઈબ્ને અબૂ સુફયાને અને બીજી સાથે સફવાન ઈબ્ને ઉમય્યાએ નિકાહ કરી લીધા. આ કામોથી પરવારીને રસૂલુલ્લાહ (સલ.) મદીના પાછા ફર્યા. મદીના પહોંચ્યા પછી અબૂ બસીર નામનો એક કુરેશી મુસલમાન થઈને મુબારક સેવામાં હાજર થયો. કાફિરોએ તેની શોધ માટે બે માણસો મોકલ્યા. બંનેએ આવીને કહ્યું કે, આપણા કરારનું પાલન કરો. હુઝૂરે અબૂ બસીરને બંનેના હવાલે કરી દીધો. તેઓ તેને સાથે લઈને નીકળ્યા. ઝુલહુલયફા પહોંચ્યા ત્યારે ઉતરીને ખજુર ખાવા લાગ્યા. અબૂ બસીરે તે બંનેમાંના એક માણસને કહ્યું : ખુદાની કસમ ! મારા ખયાલ પ્રમાણે તારી આ તલવાર ઘણી સારી છે. બીજાએ મ્યાનમાંથી કાઢીને કહ્યું : હા, ઘણી સરસ છે. મેં અનેકવાર એનો અનુભવ કર્યો છે.

અબૂ બસીરે કહ્યું : જરા મને બતાવો. તેણે અબૂ બસીરના હાથમાં આપી. અબૂ બસીરે તેને તલવારથી કત્લ કરી નાખ્યો. બીજો મદીના તરફ નાસી છુટયો અને નાસીને મસ્જિદમાં દાખલ થઈ ગયો. હુઝૂરે જોયો ત્યારે કહ્યું : આ જરૂર ક્યાંક ડરી ગયો છે. તે પવિત્ર સેવામાં હાજર થયો અને કહ્યું : મારો સાથી માર્યો ગયો છે અને હું પણ માર્યા જવાની અણી પર છું. એવામાં અબૂ બસીર પણ આવી ગયો અને કહેવા લાગ્યો : યા રસૂલલ્લાહ ! ખુદાની કસમ ! આપે આપના કરારનું પાલન કર્યું. આપે મને તેમના હવાલે કરી દીધો હતો, પરંતુ ખુદાએ મને તેમની પાસેથી મુક્તિ આપી. હુઝૂરે કહ્યું : કમબખ્ત ! લડાઈની આગ સળગાવશે. કાશ ! એનો કોઈ મદદગાર હોત (અને અબૂ બસીરને પકડીને મક્કા લઈ જાત) અબૂ બસીરે જ્યારે જોયું કે, હુઝૂર મને કાફિરોના હવાલે કરી દેશે તો ત્યાંથી નીકળીને સમુદ્ર કિનારા તરફ ચાલી નીકળ્યા. ત્યાં અબૂ જન્દલ પણ મક્કાથી નાસીને અબૂ બસીરને આવીને મળ્યો. પછી તો એવી પરિસ્થિતિ સર્જાઈ કે, જે માણસ મુસલમાન થઈને કુરેશ પાસેથી નાસી છુટતો હતો તે અબૂ બસીર પાસે આવી જતો હતો. અહીં સુધી કે, તેમનું (લગભગ ૭૦ માણસોનું) એક જુથ બની ગયું. હવે તો એવી સ્થિતિ થઈ ગઈ કે કુરેશનો જે કાફલો સીરિયા જતો અને તેમને ખબર પડી જતી તો રસ્તામાં અટકાવીને કાફલાવાળાઓને તેઓ કત્લ કરી દેતા અને માલ લૂટી લેતા. નાછુટકે કુરેશે કોઈને હુઝૂર પાસે મોકલ્યો અને ખુદા અને સગાઈનો વાસ્તો આપીને કહ્યું કે, ગમે તેમ કરીને અબૂ બસીર અને તેમના સાથીઓને મદીના બોલાવી લો. જો અબૂ બસીર વગેરે મદીના આવી જશે તો પછી અમારામાંથી જે માણસ પણ મુસલમાન થઈને આપની પાસે આવશે તે સલામત છે (અમે તેને પાછો માંગીશું નહીં.) હુઝૂરે અબૂ બસીર વગેરે લોકોને મદીના બોલાવ્યા અને ખુદા તઆલાએ આ આયત ઉતારી : **વ હુવલ્લઝી કફ્ફ અયદિયહુમ અન્કુમવ-અયદિયકુમ અન્હુમ.... હમિય્યતલ જાહિલિય્યતિ** 'હમિય્યતે જાહિલિય્યત'નો અર્થ એ છે કે, કુરેશે રસૂલુલ્લાહ (સલ.)ની નુબુવ્વતનો સ્વીકાર કર્યો નહીં. બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ લખાવવાનું પસંદ કર્યું નહીં અને મુસલમાનોને કઅબા જતા અટકાવ્યા. હઝરત આઈશા કહે છે કે, મક્કાથી જે ઓરતો મુસલમાન થઈને આવી હતી તેમની રસૂલુલ્લાહ (સલ.) ચકાસણી કરતા હતા. ખુદા તઆલાએ જ્યારે આ હુકમ ઉતાર્યો કે, જે ઓરતો મુસલમાન થઈને હિજરત કરીને કાફિરોને છોડીને આવે ત્યારે મુસલમાનો માટે જરૂરી છે કે, કાફિરોએ જે મહેર વગેરે તે ઓરતોને આપી હોય તે કાફિરોને પાછી



આપી દે. મુસલમાનોને એવો હુકમ પણ આપવામાં આવ્યો હતો કે, કાફિર ઓરતોની 'ઈઝઝત' પોતાના કબજામાં ન રાખે કિંવા જો ઓરતો મુસલમાન ન થઈ હોય તો તેમને તલાક આપી દે. હઝરત ઉમરે પોતાની બે પત્નીઓને તલાક આપી દીધી. એક કુરૈબા બિન્તે અબૂ ઉમય્યા અને બીજી જરવલ ખુઝાઈની પુત્રી. કુરૈબા સાથે મુઆવિયાએ નિકાહ કર્યા અને બીજી ઓરત સાથે અબૂ જહમે, પરંતુ મુસલમાનોએ જે કાફિર ઓરતોને તલાક આપી અને તેમની મહેર તેમને આપી દીધી. તે મહેરના નાણાં કાફિરોએ આપવાનો ઈન્કાર કર્યો. તે વખતે ખુદા તઆલાએ આ હુકમ ઉતાર્યો કે, કાફિરની જે ઓરત મુસલમાન થઈને હિજરત કરીને આવે તેની મહેર કાફિરોને પાછી આપવામાં ન આવે, બલ્કે તે મુસલમાનને આપવામાં આવે જેણે પોતાની કાફિર ઓરતને (મહેર આપ્યા પછી) તલાક આપી હોય અને કાફિરોએ તેની આપેલી મહેર પાછી આપી ન હોય, પરંતુ અમારી જાણમાં એવી કોઈ ઓરત જણાઈ નથી કે મુસલમાન થયા પછી તે મુરતદ થઈ ગઈ હોય.

## કર્ઝ આપતી વખતે શરત કરવાનું બયાન

(૫/૩૦૮૬) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ એક માણસનો ઉલ્લેખ કર્યો કે, તેણે બની ઈસ્રાઈલના કોઈ માણસ પાસે હઝાર અશરફી કર્ઝ માંગી. ઈસ્રાઈલીએ એક મુકર્રર મુદતમાં આપવાના વાયદે તેને કર્ઝ આપી.

(૬/૩૦૮૭) હઝરત ઈબ્ને ઉમર અને અતા કહે છે કે, જો કર્ઝ આપતી વખતે આપવાની મુદત મુકર્રર કરી લે તો જાઈઝ છે.

## 'મુકાતબ' કરતી વખતે એવી શરતો કરવી જે કુર્આનમાં નથી, નાજાઇઝ છે.

(૭/૩૦૮૮) હઝરત જાબિર ઈબ્ને અબ્દુલ્લાહ કહે છે કે, મુકાતબ અને તેના માલિકો વચ્ચે જે શરતો નક્કી થઈ તે ગણાશે. (જ્યારે કે તે કુર્આનની વિરૂદ્ધ ન હોય)

(૮/૩૦૮૯) ઈબ્ને ઉમર કહે છે કે, જે શરત કુર્આનની વિરૂદ્ધ હોય તે બેકાર

---

(૪/૩૦૮૫) કસ્વા નબીએ કરીમ (સલ.)ની ઊંટણીનું નામ છે, તે અટકી ગઈ. આગળ વધતી ન હતી. તે વખતે રસૂલુલ્લાહ (સલ.)એ કહ્યું : એ અટકી નથી, એને અલ્લાહ તઆલાએ અટકાવી છે, જેણે અબ્રહા બાદશાહના હાથીને અટકાવ્યો હતો. અબ્રહા બાદશાહનો બનાવ મશહૂર છે.

(૬/૩૦૮૭) કરજ (ઉધાર) આપતી વખતે મુદત મુકર્રર કરવી જાઈઝ છે. કરજ આપનાર મુદત પૂરી થતા પહેલાં નાણા પાછા માગે, એ અયોગ્ય ગણાય, પરંતુ મુદત પૂરી થતા પહેલાં તે માગી શકે છે. તેને એ હક છે.

છે, ભલેને એવી સો શરતો કરવામાં આવે.

(૯/૩૦૯૦) હઝરત આઈશા (રદિ.) કહે છે કે, બરીરાએ મારી પાસે આવીને 'બદલે કિતાબત' અંગે માંગણી કરી. મેં કહ્યું : જો તારી એ જ ઈચ્છા છે તો હું તારા માલિકોને પૂરી કીંમત આપી દઈશ, પરંતુ વારસા-હક્ક મારો રહેશે. તે પછી રસૂલુલ્લાહ (સલ.) આવ્યા ત્યારે મેં આપને એ વાત કરી. ફરમાવ્યું : તમે ખરીદીને આઝાદ કરી દો. કારણ કે, વારસા-હક્ક તે માણસનો હોય છે જે આઝાદ કરે છે. પછી આપે મિમ્બર પર ઉભા થઈને કહ્યું : લોકો એવી શરતો શા માટે કરે છે જે કિતાબુલ્લાહમાં નથી. જે માણસ એવી શરત કરશે જે કુર્આનમાં ન હોય તે શરત તેના માટે લાભદાયક નથી, ભલેને એવી સો શરતો કરે.

**ઈકરાર કરતી વખતે કઈ શરતો કરવી અને કઈ વસ્તુને ઈકરારમાંથી બાકાત રાખવી જાઈઝ છે. પરંપરાગત શરતોમાંથી કઈ શરતો જાઈઝ છે. જો સો નો ઈકરાર કર્યો અને એક અથવા બે ને બાકાત રાખે તો જાઈઝ છે**

(૧૦/૩૦૯૧) ઈબ્ને સીરીન કહે છે કે, જો કોઈ માણસ ઊંટવાળાને કહે કે, તારૂં ઊંટ ફલાણા દિવસે લઈ લે. જો હું તારી સાથે ન આવ્યો તો તને સો દિરહમ આપીશ. સંજોગવશાત તે માણસ ગયો નહીં તો સો દિરહમ આપવા પડશે.

(૧૧/૩૦૯૨) કાઝી શુરૈહ કહે છે કે, જે માણસ પોતાની ખુશીથી દબાણ અને મજબુરી વગર કોઈ શરત કરે તો તેના પર શરતનું પાલન કરવું જરૂરી છે.

(૧૨/૩૦૯૩) ઈબ્ને સીરીન કહે છે કે, જો કોઈ માણસે અનાજ વેચ્યું અને ખરીદનારે કહ્યું કે, જો હું બુધવારના દિવસે તારી પાસે ન આવું તો મારી અને તારી વચ્ચેનું આ વેચાણ થશે નહીં. બુધવારના તે આવ્યો નહીં તો કાઝી શુરૈહનો ચુકાદો છે કે, ખરીદનારે વાયદાનો ભંગ કર્યો. એટલે તેની નુકસાની તેના પર છે.

(૧૩/૩૦૯૪) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : નામદાર હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, ખુદા તઆલાના સો માં એક ઓછા કિંવા નવ્વાણું નામો છે. જે તેમને (અર્થને) યાદ કરી લે (અને તેના પર અમલ કરે) તો જન્નતમાં દાખલ થશે.

## શરતી વકફનું બયાન

(૧૪/૩૦૯૫) હઝરત ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, ફારૂકે અઅ્ઝમ (રદિ.)ને ખૈબરમાં એક જમીન મળી. એટલે હુઝૂર (સલ.) પાસે સલાહ લેવા ગયા. કહ્યું, યા રસૂલલ્લાહ ! મને ખૈબરમાં જમીન મળી છે. એવી જમીન મળી છે કે, એનાથી સારી જમીન મને કદી મળી



નથી. આપ એના (વકફ કરવા) વિષે મને શું હુકમ આપો છો ? જો તમે ઈચ્છતા હોય તો મૂળ જમીનને વકફ કરી દો અને એની પેદાશ ખૈરાત કરી દો. હુકમ અનુસાર હઝરત ઉમર (રદિ.)એ એ શરતે તેને ખુદાના રસ્તામાં આપી કે તેને વેચવામાં ન આવે, કોઈને ભેટ આપવામાં ન આવે, કોઈના વારસામાં ફેરવી નાખવામાં ન આવે, બલ્કે એની પેદાશ ફકીરોને, સગાંઓને અને ગુલામોને આઝાદ કરવાના કામ આવે. અલ્લાહના રસ્તામાં આપવામાં આવે. મુસાફિરોને આપવામાં આવે. મહેમાનોને આપવામાં આવે. જે માણસ એનો વહીવટકર્તા હોય તે નિયમ અનુસાર પોતે પણ તેમાંથી ખાઈ શકે છે અને પોતાના સ્ત્રી-બાળકોને પણ ખવડાવી શકે છે, પરંતુ જમા કરી શકતો નથી.



### બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

# ★ વસિય્યત ★

ખુદા તઆલા ફરમાવે છે : '**કુતિબ અલયકુમ ઈઝા હદર અહદકુમુલ મવ્તુ ઈન તરક ખય્રનિલ વસિય્યતુ લિલ વાલિદયનિ**'... જનફા કિંવા જો તમારામાંથી કોઈ માણસ માલ છોડી જાય તો નિયમ અનુસાર માં-બાપ અને સગાંઓ માટે વસિય્યત કરવી જરૂરી છે. આ આયતમાં 'જનફન'નો અર્થ 'એક તરફ ઝૂકવું' થાય છે.

(૧૫/૩૦૯૬) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જે મુસલમાન પુરૂષ પાસે વસિય્યત લાયક કોઈ વસ્તુ હોય તેના માટે એ જ યોગ્ય છે કે, વસિય્યતના લખાણ વગર તેને બે રાત પણ પોતાની પાસે ન રાખે.

(૧૬/૩૦૯૭) ઉમ્મુલ મુઅમિનીન હઝરત જુવૈરિય્યાના ભાઈ અમ્ર બિન હારિસ કિંવા રસૂલુલ્લાહ (સલ.)ના સાળા કહે છે કે, સફેદ ખચ્ચરી, હથિયારો અને થોડીક જમીન સિવાય રસૂલુલ્લાહ (સલ.)એ ન કોઈ દિરહમ છોડયો ન અશરફી, ન ગુલામ ન લોંડી ન બીજું કંઈ. જમીન પણ અલ્લાહના રસ્તામાં આપી દીધી.

(૧૭/૩૦૯૮) હઝરત તલહા ઈબ્ને મુસર્રફ કહે છે : મેં હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબૂ ઔફાને પૂછયું : શું રસૂલુલ્લાહ (સલ.)એ કંઈ વસિય્યત કરી હતી ? અબ્દુલ્લાહે જવાબ આપ્યો : ના. મેં કહ્યું : તો પછી લોકોને વસિય્યતનો હુકમ શા માટે આપવામાં આવ્યો છે ? અબ્દુલ્લાહે કહ્યું : રસૂલુલ્લાહ (સલ.)એ કુર્આન પર અમલ કરવાની વસિય્યત કરી હતી.

(૧૮/૩૦૯૯) લોકોએ હઝરત આઈશા (રદિ.) સામે ઉલ્લેખ કર્યો કે,

હઝરત અલી (રદિ.) 'વસી' હતા. આઇશા (રદિ.)એ કહ્યું : તેમને ક્યારે વસિય્યત કરી હતી ? હુઝૂર (સલ.) મારી છાતીના સહારે અઢીને બેઠા હતા, એવામાં આપે રકાબી મંગાવી. મારા ખોળામાં જ ઝુકેલા હતા. મને ખબર પણ ન પડી કે, હુઝૂરની વફાત થઈ. વસિય્યત ક્યારે કરી હતી ?

**વારસદારોને માલદાર છોડવા, એ એના કરતાં બેહતર છે કે તેમને એવી હાલતમાં છોડવામાં આવે કે તેઓ લોકો પાસે ભીખ માંગતા ફરે**

(૧૯/૩૧૦૦) હઝરત સઅદ ઈબ્ને અબી વક્કાસ કહે છે : હું મક્કામાં હતો, એવામાં હુઝૂર (સલ.) મારી માંદગીની ખબર લેવા આવ્યા. હુઝૂરને આ વાત પસંદ ન હતી કે, જે જમીન પરથી હું હિજરત કરીને ચાલ્યો ગયો હતો ફરી તેના પર જ મારૂં અવસાન થાય. આપે ફરમાવ્યું : ખુદા ઈબ્ને અફરા પર રહમ કરે, મેં પૂછ્યું, યા રસૂલલ્લાહ ! શું હું મારા બધા માલની વસિય્યત કરી શકું છું ? ફરમાવ્યું : ના. મેં પૂછ્યું, વારૂ, અડધાની ? ફરમાવ્યું : ના. મેં પૂછ્યું : વારૂ, ત્રીજા ભાગની ? ફરમાવ્યું : ત્રીજા ભાગની ઠીક છે અને ત્રીજો ભાગ પણ બહુ છે. કારણ કે, જો પોતાના વારસદારોને માલદાર છોડીને મરો તો તે એનાથી બેહતર છે કે, તમારા પછી તેઓ મોહતાજ અને ભીખ માંગતા ફરે. તમે (તમારા સગાંઓ પર) જે કંઈ ખર્ચ કરશો તે ખૈરાત છે. આશા છે કે, ખુદા તઆલા તમને આ બીમારીમાંથી (તંદરૂસ્ત બનાવીને) ઉઠાડશે. ઘણા માણસોને તમારી જાતથી ફાયદો થશે અને કેટલાકને નુકસાન થશે. હઝરત સઅદની તે વખતે ફક્ત એક પુત્રી હતી.

**ત્રીજા ભાગના માલની વસિય્યત કરવાનું બયાન**

(૨૦/૩૧૦૧) હસન બસરી કહે છે કે, ઝિમ્મી કાફિરની વસિય્યત ફક્ત ત્રીજા ભાગના માલમાં લાગુ પડશે.

(૨૧/૩૧૦૨) ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે : રસૂલુલ્લાહ (સલ.)ને હુકમ આપવામાં આવ્યો હતો કે લોકોનો તે મુજબ ન્યાય કરે જે ખુદા તઆલાએ ઉતાર્યો છે : **વ અનિહકુમ બયનહુમ બિમા અન્ઝલલ્લાહુ** (િવા લોકોનો તે મુજબ ન્યાય કરો જે અલ્લાહ તઆલાએ ઉતાર્યો છે.

(૨૨/૩૧૦૩) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે : જો લોકો ત્રીજા ભાગના માલના બદલે ચોથા ભાગના માલની વસિય્યત કરે તો સારૂં છે. કારણ કે, રસૂલુલ્લાહ (સલ.)ના આ શબ્દો છે કે, ત્રીજો ભાગ ઠીક, પરંતુ ત્રીજો ભાગ પણ બહુ છે.

.................................

(૨૨/૩૧૦૩) વસિય્યત વારસદારની તરફેણમાં જાઇઝ નથી. એક તૃતીયાંશ કરતાં વધારે માલમાં પણ જાઇઝ નથી. વસિય્યત કરવી મુસ્તહબ છે.



(૨૩/૩૧૦૪) હઝરત સઅદ ઈબ્ને અબી વક્કાસ (રદિ.) કહે છે : (એકવાર) હું બીમાર પડ્યો. રસૂલુલ્લાહ (સલ.) ખબર લેવા માટે આવ્યા. મેં કહ્યું : યા રસૂલલ્લાહ ! ખુદા તઆલા પાસે દુઆ કરો કે, ખુદા મને એડીઓ પર ન ફેરવે (જ્યાંથી હું હિજરત કરીને આવ્યો છું ત્યાં જ પાછો મોકલીને મારૂં અવસાન ન થાય) ફરમાવ્યું : આશા છે કે, ખુદા તમને બીમારીમાંથી (તંદરૂસ્ત બનાવીને) ઉઠાડશે. તમારાથી લોકોને ફાયદો પહોંચશે. મેં કહ્યું : મારી ફક્ત એક છોકરી છે. એટલે હું અડધા માલની વસિય્યત કરવા માંગું છું. ફરમાવ્યું : અડધો ભાગ બહુ છે. મેં કહ્યું : વારૂ, ત્રીજા ભાગના માલની ? ફરમાવ્યું : ત્રીજો ભાગ ઠીક છે, પરંતુ ત્રીજો ભાગ પણ બહુ છે. રાવી કહે છે : આ જ હદીસની રૂએ લોકો ત્રીજા ભાગના માલની વસિય્યત કરે છે. ત્રીજા ભાગના માલની વસિય્યત કરવી તેમના માટે જાઇઝ છે.

**મય્યિત પોતાના વસીને કહી શકે છે કે, મારી ઔલાદની ખબર રાખજે. વસી કોઇ પ્રકારનો દાવો કરી શકે છે ?**

(૨૪/૩૧૦૫) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઇશા (રદિ.) કહે છે કે, ઉતબા ઈબ્ને અબી વક્કાસે પોતાના ભાઈ સઅદ ઈબ્ને અબી વક્કાસને વસિય્યત કરી હતી કે, ઝમઆની લોંડીનો પુત્ર મારા વીર્યથી છે. તમે (મક્કા જઈને) તેને તમારા કબજામાં લઈ લેજો. જેથી મક્કાના વિજય પછી સઅદે છોકરો લઈ લીધો અને કહ્યું : એ મારો ભત્રીજો છે. મારા ભાઈએ મરતી વખતે મને એની વસિય્યત કરી હતી. આ સાંભળીને અબ્દુલ્લાહ ઈબ્ને ઝમઆ ઉઠ્યો અને કહેવા લાગ્યો : એ મારો ભાઈ છે. મારા પિતાની લોંડીના પેટે થયો છે. મારા પિતાના બિછાના પર પેદા થયો છે. છેવટે બંને હુઝૂર પાસે ગયા. સઅદે કહ્યું : યા રસૂલલ્લાહ ! આ મારો ભત્રીજો છે. ભાઈએ મને એના માટે વસિય્યત કરી હતી. અબ્દ ઈબ્ને ઝમઆએ કહ્યું : હુઝૂર, એ મારો ભાઈ છે. મારા પિતાની લોંડીના પેટે થયો છે. હુઝૂરે કહ્યું : અબ્દ, એ તમારો છે. છોકરો બિછાનાવાળાનો હોય છે. વ્યભિચારી માટે પત્થર છે. છોકરો ઉત્બા સાથે સામ્ય ધરાવતો હતો. એટલે હુઝૂરે હઝરત સૌદાને કહ્યું : તમે એનાથી પરદો કરો. જેથી મૃત્યુ પર્યંત તે છોકરાએ હઝરત સૌદાને જોયાં નહીં.

**જો બીમાર શિર વડે બિલકુલ ખુલ્લો ઇશારો કરે તો શું હુકમ છે ?**

(૨૫/૩૧૦૬) હઝરત અનસ (રદિ.) કહે છે કે, એક યહૂદીએ એક છોકરીનું માથું બે પત્થરો વડે કચડી

નાખ્યું. છોકરીને પૂછવામાં આવ્યું કે, આ કૃત્ય કોણે કર્યું ? ફલાણા માણસે કે ફલાણા માણસે ? યહૂદીનું નામ આવ્યું ત્યારે છોકરીએ પોતાના માથાથી ઈશારો કર્યો. યહૂદીને પકડીને લાવવામાં આવ્યો. તેને ઈકરાર કરવો પડયો. રસૂલુલ્લાહ (સલ.)એ હુકમ આપ્યો કે, એનું માથું પણ બે પત્થરો વચ્ચે મૂકીને કચડવામાં આવે. હુકમનું પાલન કરવામાં આવ્યું.

**વારસદાર માટે વસિય્યત કરવી જાઈઝ નથી ?**

(૨૬/૩૧૦૭) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે : (ઈસ્લામના પ્રારંભકાળમાં) બધો માલ ઓલાદનો ગણાતો હતો અને માં-બાપ માટે વસિય્યત કરવામાં આવતી હતી. ખુદા તઆલાએ આ રિવાજમાંથી જેટલો ભાગ ઈચ્છયો તેટલો રદ કર્યો. ડિંવા એક છોકરાનો ભાગ બે છોકરીઓ જેટલો ઠેરવ્યો. માં-બાપમાંથી દરેક માટે છઠ્ઠો ભાગ મુકર્રર કર્યો. પત્ની માટે (જો ઓલાદ હોય તો) આઠમો ભાગ અને (ઓલાદ ન હોય તો) ચોથો ભાગ ઠેરવ્યો. પતિ માટે (ઓલાદ ન હોય તો) અડધો અને (ઓલાદ હોય તો) ચોથો ભાગ આપવાનો હુકમ છે.

**મરતી વખતે ખૈરાત કરવાનો હુકમ**

(૨૭/૩૧૦૮) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : એક માણસે પૂછયું, યા રસૂલલ્લાહ ! સૌથી શ્રેષ્ઠ કઈ ખૈરાત છે ? આપે ફરમાવ્યું : સૌથી શ્રેષ્ઠ ખૈરાત કરવાની તે વખતે છે જ્યારે કે તમે તંદુરસ્ત હોવ, માલદારીની ઈચ્છા ધરાવતા હોવ અને નાદારીથી ડરતા હોવ; માલની લાલચ હોય. એવી હાલતમાં ખૈરાત કરવી સારી નથી કે, ઈન્કાર કરતાં કરતાં જ્યારે ગળામાં શ્વાસ રૂંધાય ત્યારે ફલાણાને આટલો માલ આપી દો, ફલાણાને આટલો આપી દો. જો કે તે માલ તો ફલાણા ફલાણાનો થઈ ચુક્યો.

**ખુદા તઆલા ફરમાવે છે : 'મિમ્ બઅ્દિ વસિય્યતિંય્યૂસા બિહા અવ દયનિન' ડિંવા વસિય્યત અને કર્ઝ ચુકવ્યા પછી વારસો છે**

(૨૮/૩૧૦૯) જો બીમાર બીમારીની હાલતમાં કર્ઝનો ઈકરાર કરે તો શુરૈહ, ઉમર ઈબ્ને અબ્દુલ અઝીઝ, તાઉસ, અતા અને ઈબ્ને ઉઝયનાની નઝરે ઈકરાર જાઈઝ છે.

(૨૯/૩૧૧૦) હસન બસરી કહે છે : જે દિવસે માનવીની દુનિયાની ઝિન્દગીનો છેલ્લો દિવસ અને આખિરતની દુનિયાનો પહેલો દિવસ હોય, તે દિવસે

(૨૮/૩૧૦૯) જીવલેણ બીમારીમાં કોઈ વ્યક્તિ પોતાના કોઈ વારસદાર માટે અમુક માલનો એકરાર કરે તો તે માન્ય ગણાશે નહીં. કારણ કે, એનાથી અન્ય વારસદારોનું અહિત થશે.



માનવીનો ઈકરાર વધારે સારી રીતે સાચો માનવા જેવો છે.

(૩૦/૩૧૧૧) ઈબ્રાહીમ નખઈ અને હકમ કહે છે કે, જો બીમાર વારસદારને કર્ઝમાંથી મુક્ત કરે તો વારસદાર મુક્ત થઈ જાય છે.

(૩૧/૩૧૧૨) રાફિઅ ઈબ્ને ખદીજે વસિય્યત કરી હતી કે, મારી ફઝારિયા ઓરત પાસેથી તે માલ લેવામાં ન આવે, જેના પર તેનો દરવાજો બંધ કરી દેવામાં આવ્યો છે. (ડિંવા જે માલ તેના કબજામાં છે તે લેવામાં આવે નહીં.)

(૩૨/૩૧૧૩) હસન બસરી કહે છે કે, જો મરતી વખતે પોતાના ગુલામને આઝાદ કરી દે તો જાઈઝ છે.

(૩૩/૩૧૧૪) શઅબીનું કથન છે કે, જો ઓરત મરતી વખતે કહી દે કે, પતિએ મને મહેર આપી દીધી છે અને મેં વસૂલ કરી લીધી છે તો જાઈઝ છે.

(૩૪/૩૧૧૫) અમુક લોકોનો મત છે કે, બીમારનો ઈકરાર સહીહ નથી. કારણ કે, એનાથી વારસદારોને શંકા જવાનો ભય છે. હા, ખુશીથી કોઈની અમાનતનો અથવા માલ હોવાનો અથવા કોઈની સાથે 'મુઝારબત'ની ભાગીદારીનો ઈકરાર કરે તો સહીહ છે.

(૩૫/૩૧૧૬) હુઝૂર (સલ.)એ ફરમાવ્યું છે : શંકાથી બચો. કારણ કે, શંકા ભયંકર જુઠી વાત છે.

(૩૬/૩૧૧૭) કોઈ મુસલમાનનો માલ લેવો જાઈઝ નથી. રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું છે કે, મુનાફિકની (ત્રણ) નિશાનીઓ છે. (જે પૈકીની એક) જ્યારે તેની પાસે અમાનત મૂકવામાં આવે ત્યારે એમાં ખયાનત કરે. ખુદા તઆલા ફરમાવે છે : **ઈન્નલ્લાહ યઅમુરૂકુમ અન તુઅદ્દુલ અમાનાતિ ઈલા અહલિહા** ડિંવા ખુદા તઆલા તમને હુકમ આપે છે કે, અમાનતવાળાઓને તેમની અમાનતો પાછી આપી દો. આ આયતમાં ખુદા તઆલાએ વારસદારો વગેરેને બાકાત રાખ્યા નથી.

(૩૭/૩૧૧૮) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : મુનાફિકની ત્રણ નિશાનીઓ છે. વાત કરે ત્યારે જુઠું બોલે. તેની પાસે અમાનત મૂકવામાં આવે ત્યારે ખયાનત કરે અને વાયદો કરે ત્યારે તેનો ભંગ કરે.

આયત '**મિમ્ બઅ્દિ વસિય્યતિં ય્યૂસા બિહા અવ દયનિન**'ની તફસીર

**રસૂલુલ્લાહ (સલ.)એ વસિય્યત આપતા પહેલાં કર્ઝ ચુકવવાનો હુકમ આપ્યો છે. ખુદા તઆલાએ ફરમાવ્યું છે કે, અમાનતવાળાઓને તેમની અમાનતો આપી દો. એ પરથી જાણવા મળે છે કે, નફિલ વસિય્યત પૂરી કરતા પહેલાં અમાનત**

**આપવાની છે. હુઝૂર (સલ.)એ પણ ફરમાવ્યું છે કે, માલદારી પછી ખૈરાત થાય છે. ઇબ્ને અબ્બાસનું કથન છે કે, માલિકોની રજા વગર ગુલામ વસિય્યત ન કરે. રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું છે કે, ગુલામ પોતાના માલિકના માલનો ચોકીદાર છે**

(૩૮/૩૧૧૯) હઝરત હકીમ ઈબ્ને હિઝામ કહે છે : મેં એકવાર હુઝૂર (સલ.) પાસે કંઈક માંગ્યું. આપે આપ્યું. મેં બીજી વાર માંગ્યું. આપે બીજી વાર આપ્યું અને ફરમાવ્યું કે, હકીમ આ તાજો અને મીઠો માલ છે. જે માણસ એને લાલચ વગર લેશે તેના માટે બરકત થશે અને જે માણસ લાલચથી લેશે તેને બરકત થશે નહીં. એ તે માણસના જેવું થશે કે કેટલુંય ખાય, પરંતુ પેટ ભરાય નહીં. ઉંચો હાથ નીચા હાથથી સારો છે. હકીમ કહે છે : મેં કહ્યું, યા રસૂલલ્લાહ ! તે ખુદાની કસમ ! જેણે આપને સચ્ચાઈની સાથે પયગમ્બર બનાવ્યા છે, હવે હું મરતાંની ઘડી સુધી આપના પછી કોઈની પાસેથી કંઈ લઈશ નહીં, જેથી (એવું જ બન્યું કે) હઝરત અબૂબક્ર હકીમને કંઈ માલ આપવા બોલાવતા હતા અને તેઓ લેવાની ઈન્કાર કરતા હતા. હઝરત ઉમરે પણ કંઈ આપવા માટે હકીમને બોલાવ્યા હતા, પરંતુ તેમણે ભેટ સ્વીકારી નહીં. હઝરત ઉમરે કહ્યું : મુસલમાનો ! હું હકીમનો તે હક્ક જે માલે ગનીમતમાં અલ્લાહ તઆલાએ તેના માટે મુકર્રર કર્યો છે, આપવા માંગું છું, પરંતુ તે લેવાનો ઈન્કાર કરે છે. હકીમે મરતાંની ઘડી સુધી રસૂલુલ્લાહ (સલ.) પછી કોઈની પાસેથી કંઈ વસ્તુ લીધી નહીં.

(૩૯/૩૧૨૦) હઝરત ઈબ્ને ઉમર (રદિ.) કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : તમારામાંનો દરેક માણસ હાકિમ છે. દરેક માણસને તેની રૈયતની પૂછપરછ થશે. બાદશાહ (બધાનો) હાકિમ છે. તેને તેની રૈયતની પૂછપરછ થશે. પુરૂષ પોતાના ઘરનો હાકિમ છે. તેની રૈયતની તેને પૂછપરછ થશે. સ્ત્રી પોતાના પતિના ઘરની હાકિમ છે. તેની રૈયતની તેને પૂછપરછ થશે. નોકર પોતાના માલિકના માલનો હાકિમ છે. તેને તેની પૂછપરછ થશે. હુઝૂરે લગભગ એવું પણ ફરમાવ્યું કે, માનવી પોતાના પિતાના માલનો રક્ષક છે.

**જો સગાંઓ માટે કંઇ વકફ કરે અથવા વસિય્યત કરે તો શું જાઇઝ છે ? સગાંઓ કયા કયા લોકો છે ?**

(૪૦/૩૧૨૧) હઝરત અનસ (રદિ.) કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ હઝરત અબૂ તલહા (રદિ.)ને કહ્યું કે, એ (બાગ) તમારા નાદાર સગાંઓને આપી દો. અબૂ તલહાએ હઝરત હસ્સાન અને



ઉબય ઈબ્ને કઅબને તે બાગ આપી દીધો. કારણ કે, તે બંને અબૂ તલહાના મારા કરતાં વધારે નજીકના સગા હતા. હસ્સાન અને ઉબય ઈબ્ને કઅબની હઝરત અબૂ તલહા સાથે એવી સગાઇ હતી કે, અબૂ તલહાના પરદાદા 'હરામ' હઝરત હસ્સાનના પરદાદા હતા. ત્રણેનો વંશવેલો આ પ્રમાણે છે : (અબૂ તલહા) ઝેદ ઈબ્ને સહલ ઈબ્ને અસ્વદ ઈબ્ને હરામ ઈબ્ને અમ્ર ઈબ્ને ઝેદ ઈબ્ને મનાત ઈબ્ને અદી ઈબ્ને અમ્ર ઈબ્ને માલિક ઈબ્ને નજ્જાર અને હસ્સાન ઈબ્ને સાબિત ઈબ્ને મુન્ઝિર ઈબ્ને હરામ. જાણે ત્રીજી પેઢીમાં હસ્સાન અને અબૂ તલહા એક થઈ જાય છે. ઉબયનો વંશવેલો આ પ્રમાણે છે : ઉબય ઈબ્ને કઅબ ઈબ્ને કૈસ ઈબ્ને ઉબૈદ ઈબ્ને ઝેદ ઈબ્ને મુઆવિયા ઈબ્ને અમ્ર ઈબ્ને માલિક ઈબ્ને નજ્જાર. હસ્સાન અને અબૂ તલહા છઠ્ઠી પેઢીમાં ઉબય સાથે મળી જાય છે. અમુક લોકો કહે છે કે, જો કોઈ માણસ પોતાના સગાંઓ માટે વસિય્યત કરે તો તેનાથી તે જ પૂર્વજો સમજવામાં આવશે જે ઈસ્લામની હાલતમાં અવસાન પામ્યા હોય.

(૪૧/૩૧૨૨) હઝરત અનસ (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ અબૂ તલહાને કહ્યું હતું : મારી દ્રષ્ટિએ એ જ યોગ્ય છે કે, તમે તમારા સગાઓને વહેંચી દો. અબૂ તલહાએ કહ્યું : બહુ સારૂં, એમ જ કરીશ. જેથી અબૂ તલહાએ તે બાગ પોતાના સગાંઓને અને પિત્રાઇ ભાઈઓ (કાકાના છોકરાઓ)ને વહેંચી દીધો.

(૪૨/૩૧૨૩) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, જ્યારે આયત **વ અન્ઝિર અશીરતકલ અકરબીન** (કિંવા તમારા નજીકના સગાંઓને અલ્લાહના અઝાબથી ડરાવો, ઉતરી ત્યારે રસૂલુલ્લાહ (સલ.) કુરૈશના કુટુંબોને આવી રીતે અવાજ દેતા હતા : એય ફહની ઓલાદ ! એય અદીની ઓલાદ ! અબૂ હુરૈરા કહે છે કે, જ્યારે ઉપરોક્ત આયત ઉતરી ત્યારે હુઝૂરે કહ્યું : એય કુરૈશના જુથ ! (કિંવા હે કુરૈશીઓ !)

**શું ઓરતો અને બાળકો સગાંઓમાં દાખલ છે ?**

(૪૩/૩૧૨૪) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, જ્યારે ખુદા તઆલાએ **વ અન્ઝિર અશીરતકલ અકરબીન** ઉતારી ત્યારે રસૂલુલ્લાહ (સલ.)એ ઉભા થઈને કહ્યું : એય કુરૈશના જુથ ! (દોઝખથી) તમને પોતાને બચાવો. હું તમારી ઉપરથી ખુદાનો અઝાબ દૂર કરી શકતો નથી. એય અબ્દે મુનાફની ઓલાદ ! હું ખુદાના અઝાબથી તમને બચાવી શકતો નથી. એય અબ્બાસ ઈબ્ને અબ્દુલ મુત્તલિબ ! હું તમને ખુદાના અઝાબથી બચાવી શકતો નથી. એય અલ્લાહના રસૂલની ફોઈ સફિય્યા ! હું તમને પણ

ખુદાના અઝાબથી બચાવી શકતો નથી. એય ફાતિમા બિન્તે મુહમ્મદ (સલ.) ! તમે મારી પાસે જે કંઈ ચાહો તે માંગી લો, પરંતુ ખુદાના અઝાબથી હું તમને બચાવી શકતો નથી.

**શું વકફ કરનાર વકફના માલમાંથી કંઇ ફાયદો ઉઠાવી શકે છે ?**

(૪૪/૩૧૨૫) હઝરત ઉમરે વકફ કરતી વખતે એવી શરત પણ કરી હતી કે, જો વહીવટકર્તા પોતે પણ તેમાંથી ખાય તો કંઇ વાંધો નથી. વહીવટકર્તાનો શબ્દ વ્યાપક છે. ભલેને વકફ કરનાર પોતે વહીવટકર્તા હોય અથવા બીજો કોઈ. એવી જ રીતે જે માણસ કુરબાનીનું ઊંટ અથવા બીજી કોઈ વસ્તુ ખુદાના માટે મુકર્રર કરે તો જેવી રીતે બીજા તેનાથી લાભ ઉઠાવી શકે છે તેવી જ રીતે એ પોતે પણ તેનાથી લાભ ઉઠાવી શકે છે, ભલેને શરૂઆતથી એ શરત ન કરી હોય.

(૪૫/૩૧૨૬) હઝરત અનસ (રદિ.) કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ એક માણસને ઊંટ હાંકતા જોયો. ફરમાવ્યું : એના પર સવાર થઈ જા. તેણે કહ્યું : યા રસૂલલ્લાહ ! એ કુરબાનીનું જાનવર છે. આપે ત્રીજી અથવા ચોથી વાર કહ્યું : કમબખ્ત, એના પર સવાર થઈ જા.

(૪૬/૩૧૨૭) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ એક માણસને પાછળથી ઊંટ હાંકતા જોયો. ફરમાવ્યું : એના પર સવાર થઈ જા. તેણે કહ્યું યા રસૂલલ્લાહ ! આ કુરબાનીનું જાનવર છે. આપે બીજી અથવા ત્રીજી વખતે કહ્યું કે, કમબખ્ત, એના પર સવાર થઈ જા.

**જો કોઇ વસ્તુ વકફ કરીને પોતાની પાસે રાખે, બીજાના હવાલે ન કરે તો જાઇઝ છે. કારણ કે, હઝરત ઉમરે વકફ કરતી વખતે કહ્યું હતું કે, જે માણસ એનો વહીવટકર્તા હોય તેના માટે એમાંથી ખાવું જાઇઝ છે. આ હુકમમાં હઝરત ઉમરે આ વાતનો ચોક્કસ નિર્દેશ કર્યો નથી કે, વહીવટકર્તા પોતે હોય કે બીજો કોઇ હોય.**

(૪૭/૩૧૨૮) રસૂલુલ્લાહ (સલ.)એ અબૂ તલહાને કહ્યું હતું કે, એ સગાંઓને વહેંચી દો. અબૂ તલહાએ જવાબ આપ્યો : એમ જ કરીશ. જેથી અબૂ તલહાએ પોતાના સગાંઓને તે બાગ વહેંચી દીધો.

**જો કોઇએ કહ્યું કે, હું મારૂં ઘર ખૈરાત કરૂં છું, પરંતુ એવું જણાવ્યું નહી કે ફકીરો માટે ખૈરાત કરૂં છું કે બીજા કોઇ માટે, તો પણ એ કથન જાઇઝ છે. ઘર તેના સગાંઓને અથવા જે લોકોની તેણે નિય્યત કરી હશે તેમને આપવામાં આવશે. હઝરત અબૂ તલહાએ જ્યારે હુઝૂર (સલ.)ને**



**કહ્યું હતું કે, મને મારા માલમાં બિરહા બાગ સૌથી વધુ પસંદ છે. હવે હું તેને ખુદાના માટે ખૈરાત કરૂં છું ત્યારે હુઝૂરે અબૂ તલહાને એની રજા આપી હતી. (કિંવા તેમની વાત માની લીધી) અમુક લોકો કહે છે કે, જ્યાં સુધી એવી ચોખવટ ન કરે કે કોને આપવામાં આવે ત્યાં સુધી (અસ્પષ્ટ ખૈરાત કરવી) જાઇઝ નથી, પરંતુ પ્રથમ કથન વધુ સહીહ છે.**

**જો કોઇ માણસ કહે કે, હું મારી જમીન અથવા બાગ મારી માં તરફથી ખુદાના વાસ્તે આપું છું તો જાઇઝ છે, ભલેને એવું જણાવવામાં આવ્યું ન હોય કે કયા માણસને આપવામાં આવે ?**

(૪૮/૩૧૨૯) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, સઅદ ઈબ્ને ઉબાદા પોતાની માંની વફાત વખતે હાજર ન હતા. એટલે હુઝૂર પાસે આવીને પૂછયું, યા રસૂલલ્લાહ ! હું માંની વફાત વખતે તેમની પાસે હાજર ન હતો. જો હવે હું તેમના માટે ખૈરાત કરૂં તો તેમને ફાયદો થઇ શકે છે ? આપે ફરમાવ્યું : હા, સઅદે કહ્યું : તો હું હુઝૂરને ગવાહ રાખીને કહું છું કે, મારો મિખરાફ નામનો બાગ માં માટે ખૈરાત કરૂં છું.

**જો કોઇ માણસ પોતાના માલમાંનો થોડોક ભાગ અથવા ગુલામમાંનો થોડોક ભાગ અથવા જાનવરમાંનો થોડોક ભાગ ખૈરાત અથવા વકફ કરે તો જાઇઝ છે**

(૪૯/૩૧૩૦) હઝરત કઅબ ઈબ્ને માલિક (રદિ.)એ કહ્યું : યા રસૂલલ્લાહ ! હું મારી તૌબા કબૂલ થવાના શુક્રિયાહ રૂપે મારો કુલ માલ ખુદા અને રસૂલ માટે આપી દઉં છું. આપે ફરમાવ્યું : તમારો થોડોક માલ રહેવા દો; તમારા માટે એ સારૂં છે. કઅબે કહ્યું : તો હું મારો તે ભાગ રહેવા દઉં છું જે ખૈબરમાં છે.

**જો કોઇ માણસ પોતાના વકીલને ખૈરાત આપે અને વકીલ પાછી આપી દે તો શું હુકમ છે ?**

(૫૦/૩૧૩૧) હઝરત અનસ (રદિ.) કહે છે : જ્યારે આ આયત **લન તનાલૂલ બિર્ર હત્તા તુન્ફિકૂ મિમ્મા તુહિબ્બૂન** ઉતરી ત્યારે અબૂ તલહાએ રસૂલુલ્લાહ (સલ.) પાસે આવીને કહ્યું : યા રસૂલલ્લાહ ! ખુદા તઆલા કુર્આનમાં ફરમાવે છે કે, જ્યાં સુધી તમારો પ્રિય માલ અલ્લાહના રસ્તામાં આપશો નહીં ત્યાં સુધી કદાપિ નેકી મેળવી શકશો નહીં. મને મારા માલમાં સૌથી વધુ પસંદ બિરહા બાગ છે. બિરહા એક બાગ હતો જેમાં રસૂલુલ્લાહ (સલ.) અવારનવાર જતા હતા. ત્યાં છાંયડામાં બેસતા અને ત્યાંનું

પાણી પીતા હતા, હું એના સવાબ અને નેકીની આશા રાખું છું. ખુદા અને રસૂલને તે બાગ આપું છું. હવે હુઝૂર એનું જે ચાહે તે કરે. હુઝૂરે ફરમાવ્યું : શાબાશ અબૂ તલહા, એ તો લાભદાયક માલ છે. અમે તમારી ઉદારતા સ્વીકારીએ છીએ, પછી તમને જ પાછી આપીએ છીએ. તમે તમારા સગાંઓને વહેંચી દો. અબૂ તલહાએ પોતાના સગાંઓને તે બાગ આપી દીધો. અબૂ તલહાના સગાંઓમાં હસ્સાન અને ઉબય ઈબ્ને કઅબ પણ હતા. હઝરત હસ્સાને પોતાનો બાગ મુઆવિયાને વેચી દીધો. લોકોએ કહ્યું : તમે અબૂ તલહાની ખેરાત વેચો છો ! હઝરત હસ્સાને કહ્યું : શું હું એક સાઅ ખજૂર એક સાઅ દિરહમ લઈને ન વેચું ? હઝરત અનસ કહે છે કે, મુઆવિયાએ બનાવેલા કસ્રે બની હુદયલાની જગ્યાએ તે બાગ હતો.

**ખુદા તઆલા ફરમાવે છે : 'વ ઇઝા હદરલ કિસ્મત ઊલુલ કુરબા વલ યતામા વલ મસાકીનુ ફરઝુકૂહુમ મિન્હુ'** ઉંવા **જ્યારે વહેંચણી વખતે સગાંઓ, યતીમો અને ગરીબો હાજર હોય ત્યારે તેમને પણ તેમાંથી આપો**

(૫૧/૩૧૩૨) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, અમુક લોકો કહે છે કે, ઉપરોક્ત આયત મનસૂખ છે. ખુદાની કસમ ! મનસૂખ થઈ નથી, બલ્કે લોકોએ એના પર અમલ કરવામાં સુસ્તી બતાવી છે. આયતમાં બે પ્રકારના લોકોના ઉલ્લેખ છે. એક તો તે સગાંઓ જે 'તરકા'ની વહેંચણી વખતે હાજર હોય. પોતે ભાગ પણ ધરાવતા હોય તો તેમને તો હુકમ છે કે, તેઓ યતીમો, મિસ્કીનો વગેરેને પોતાના ભાગમાંથી કંઈક બખ્શિશ રૂપે આપે. બીજા તે લોકો જેઓ તરકાની વહેંચણી વખતે હાજર હોય, પરંતુ મય્યિતના તરકામાં ભાગ ધરાવતા ન હોય, તેમને સારી વાત કહેવાનો હુકમ છે ઉંવા તે લોકો કહી દે કે, અમે માલિક નથી, નહીં તો તમને જરૂર આપત.

**મય્યિતની મન્નત પૂરી કરવાનું બયાન. જો કોઇ અચાનક મોતથી મરી ગયો હોય તો તેના તરફથી વારસદાર શું ખૈરાત કરે ?**

(૫૨/૩૧૩૩) હઝરત આયશા (રદિ.) કહે છે : એક માણસે મુબારક સેવામાં હાજર થઈને કહ્યું, યા રસૂલલ્લાહ ! મારી માંનું અચાનક અવસાન થઈ ગયું. હું માનું છું કે, જો તે બોલી શકત તો ખેરાત કરત. શું હું તેમના તરફથી ખેરાત કરૂં ? ફરમાવ્યું : કરો.

(૫૩/૩૧૩૪) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે : સઅદ ઈબ્ને ઉબાદાએ હુઝૂર (સલ.)ને મસ્અલો પૂછયો કે, મારી માંનું અવસાન થયું ત્યારે તેમના પર મન્નત પૂરી કરવી જરૂરી હતી. હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : તમે તેની મન્નત



પૂરી કરો.

**વકફ, ખૈરાત અને વસિય્યત કરતી વખતે ગવાહ બનાવવાનું બયાન**

(૫૪/૩૧૩૫) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, સઅદ ઈબ્ને ઉબાદાની માંનું અવસાન થયું ત્યારે સઅદ હાજર ન હતા. એટલે હુઝૂરની સેવામાં હાજર થઈને કહ્યું : યા રસૂલલ્લાહ ! મારી માંનું અવસાન થયું ત્યારે હું અવસાન સમયે હાજર ન હતો. જો હું તેમના માટે કંઈક ખેરાત કરૂં તો શું તેમને લાભ થઈ શકે છે ? ફરમાવ્યું : હા, સઅદે કહ્યું : તો હું હુઝૂરને ગવાહ રાખીને કહું છું કે, મારો મિખરાફ બાગ તેમના માટે ખેરાત કરૂં છું.

**ખુદા તઆલા ફરમાવે છે : 'વ આતુલ યતામા અમ્વાલહુમ વ લાતતબદ્દલૂલ ખબીસ બિત્તય્યિબિ વ લાતઅકુલૂ અમ્વાલહુમ ઇલા અમ્વાલિકુમ ઇન્નહુ કાન હૂબન કબીરા. વ ઇન ખિફતુમ અલ્લાતુકસિતૂ ફીલ યતામા ફન્કિહૂ મા તાબ લકુમ મિનન્નિસાઇ'** ઉંવા **યતીમોને તેમનો માલ આપી દો. ચોખ્ખાના બદલામાં ગંદુ ન લો. તેમના માલને પોતાના માલ સાથે મેળવી લઇને ખાઓ નહી. એ ભારે મુસીબત છે. જો તમને ડર હોય કે યતીમ છોકરીઓ સાથે ઇન્સાફ કરી શકશો નહીં તો જે તમને સારી લાગે તે ઓરતો સાથે નિકાહ કરી લો.**

(૫૫/૩૧૩૬) ઉરવા ઈબ્ને ઝુબેરે હઝરત આઈશાને આ આયતનો અર્થ પૂછયો **ફન્કિહૂ મા તાબ લકૂમ** હઝરત આઈશાએ કહ્યું : એનાથી તે યતીમ છોકરી મુરાદ છે જે પોતાના વાલીની પરવરિશ હેઠળ હોય. તેના માલ અને સૌંદર્યના કારણે વાલી (તેની સાથે નિકાહ કરવા ઈચ્છે છે, પરંતુ) પોતાની સ્ત્રીઓની મહેરથી ઓછી મહેર પર તેની સાથે નિકાહ કરવા માંગે તો તેની મનાઈ કરવામાં આવી. હા, જો પૂરેપૂરી મહેર આપી દે તો નિકાહ કરવાની રજા છે અને બીજી ઓરતો સાથે નિકાહ કરવું પણ જાઈઝ છે. હઝરત આઈશા કહે છે : તે પછી લોકોએ હુઝૂર (સલ.)ને ઓરતો સાથે નિકાહ કરવા વિષે પૂછયું હતું ત્યારે આયત **યસ્તફતૂનક ફી નિસાઇ કુલિલ્લાહુ યુફતીકુમ ફીહિન્ન...** ઉતરી. ખુદાએ આ આયતમાં વર્ણન કર્યું કે, જો યતીમ છોકરી સ્વરૂપવાન અને માલદાર હોય તો વાલી તેની સાથે ઓછી મહેર પર નિકાહ કરવાની ઇચ્છા ધરાવે છે અને જો યતીમ છોકરી રૂપ અને કામમાં ઉણી ઉતરતી હોય તો તેને છોડીને બીજી ઓરતોની ઈચ્છા રાખે છે. એટલે જેવી રીતે માલ અને સૌંદર્ય ન હોવાની સ્થિતિમાં યતીમ છોકરી સાથે વાલી નિકાહ કરવા

માંગતો નથી તેવી જ રીતે માલ અને સૌંદર્ય હોવાની સ્થિતિમાં પણ ઓછી મહેર પર તેની સાથે નિકાહ કરી શકતો નથી. હા, જો પૂરી મહેર આપે. તેની સાથે ઈન્સાફ કરે. તેનો હક્ક બરબાદ ન કરે તો નિકાહ કરવા જાઈઝ છે.

**ખુદા તઆલા ફરમાવે છે : 'વ બ્તલૂલ યતામા હત્તા ઇઝા બલગૂન્નિકાહ ફઇન આનસ્તુમ મિન્હુમ રૂશ્દન ફદફઊ ઇલયહિમ અમ્વાલહુમ વ લાતઅકુલૂહા ઇસ્રાફંવ્વ બિદારન અંય્યકબરૂ વ મન કાન ગનિય્યન ફલ્યસ્તઅફિફ વ મન કાન ફકીરન ફલ્યઅકુલ બિલ મઅરૂફિ... નસીબ મ્મફરૂદા' ઉિંવા તમે યતીમોની કસોટી કરી લો, અહી સુધી કે જ્યારે તેઓ નિકાહની નજીક પહોંચી જાય. તમે તેમનામાં હોશિયારી જુઓ તો તેમનો માલ તેમને આપી દો. તેમનો માલ તફડાવીને અને એવા વિચારથી ગભરાઇને ન ખાઇ જાઓ કે તેઓ મોટા થઇ જશે. જે માણસ માલદાર હોય તે બચતો રહે અને જો ગરીબ હોય તો કાયદા પ્રમાણે ખાય.**

**વસી માટે જાઇઝ છે કે યતીમનો માલ (વધારવા) માટે મહેનત કરે અને મહેનત પ્રમાણે તેમાંથી પોતે ખાય**

(૫૬/૩૧૩૭) હઝરત ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)ના સમયમાં હઝરત ઉમરે 'સમ્ગ' નામનો માલ, જે હકીકતમાં ખજુરીના અમુક ઝાડો હતા, તે ખુદાના રસ્તામાં ખૈરાત કર્યા. હુઝૂર (સલ.)ની સેવામાં હાજર થઈને કહ્યું : 'યા રસૂલલ્લાહ ! મને થોડોક માલ મળ્યો છે. જે મારી દ્રષ્ટિએ ઘણો સારો છે. હું ઈચ્છું છું કે, તે ખૈરાત કરૂં. હુઝૂરે ફરમાવ્યું : તમે અસલ (જમીન) ખૈરાત કરો. ન તેને વેચવામાં આવે, ન ભેટ આપવામાં આવે, ન વારસામાં ફેરવવામાં આવે, ફક્ત તેના ફળો ઉપયોગમાં લેવામાં આવે. હુકમ અનુસાર હઝરત ઉમરે તેની ખૈરાત કરી. રસૂલુલ્લાહ (સલ.)ના સમયમાં હઝરત ઉમરનો આ સદકો અલ્લાહના રસ્તામાં (ગાઝીઓ અને હાજીઓ માટે) ગુલામો આઝાદ કરાવવામાં, ગરીબો માટે, મહેમાનોની-મહેમાનદારીમાં, મુસાફિરોના લાભાર્થે અને સગાંઓના ઉપયોગમાં આવતો હતો. એવો હુકમ હતો કે વહીવટકર્તા કાયદા અનુસાર પોતે પણ તેમાંથી ખાઈ શકે છે, પોતાના દોસ્તોને પણ ખવડાવી શકે છે, પરંતુ જમા કરી શકતો નથી.

(૫૭/૩૧૩૮) હઝરત આઈશા (રદિ.) કહે છે કે, આયત **મન કાન ગનિય્યન ફલ્યસ્તઅફિફ વ મન કાન ફકીરન ફલ્યઅકુલ બિલ મઅરૂફિ** યતીમના તે વાલી વિષે ઉતરી



છે જે મોહતાજ હોય. જેથી એ મોહતાજ માણસની સ્થિતિ ધ્યાનમાં રાખીને તેમાંથી ખાઈ શકે છે.

**ખુદા તઆલા ફરમાવે છે : 'ઇન્નલ્લઝીન યઅકુલૂન અમ્વાલલ યતામા ઝુલ્મન ઇન્નમા યઅકુલૂન ફી બુતૂનિહિમ નારન વ સયસ્લવ્ન સઇરા' જે લોકો યતીમોનો માલ નાહક્ક ખાય છે તેઓ પોતાના પેટોમાં આગ ભરે છે. ટૂંક સમયમાં જ તેઓ સળગતી આગમાં દાખલ થશે**

(૫૮/૩૧૩૯) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, સાત ભયંકર (કબીરા) ગુનાહોથી બચો. સહાબાએ પૂછ્યું : તે ક્યા છે ? ફરમાવ્યું : ખુદાની સાથે કોઈને ભાગીદાર બનાવવો. જાદુ કરવો. કોઈને નાહક્ક મારી નાખવો, વ્યાજ ખાવું, યતીમનો માલ ખાવો. કાફિરો સાથે થતી લડાઈ વખતે નાસભાગ કરવું. એવી પરિણીત મુસ્લિમ સ્ત્રીઓ ઉપર વ્યભિચારનો આક્ષેપ મૂકવો જે વ્યભિચારથી અજાણ હોય.

**ખુદા તઆલા ફરમાવે છે : 'વ યસ્અલૂનક અનિલ યતામા કુલ ઇસ્લાહુલ્લહુમ ખય્ર; વ ઇન તુખાલિતૂહુમ ફઇખ્વાનુકુમ ફીદીનિ વલ્લાહુ યઅલમુલ મુફસિદ મિનલ મુસ્લિહિ વ લવ શાઅલ્લાહુ લઅઅ્નતકુમ, ઇન્નલ્લાહ અઝીઝુન હકીમ. ઉિંવા લોકો તમને યતીમો વિષે પૂછે છે. તમે કહી દો કે, તેમને સંભાળવા સારા છે. જો તમે તેમને મેળવી રાખો તો તેઓ તમારા ભાઇ છે. અલ્લાહ બગાડનાર અને સંભાળનારને સારી રીતે જાણે છે. જો ખુદા ધારત તો તમને મુશ્કેલીમાં મૂકી દેત. ખુદા તઆલા ખરેખર વર્ચસ્વવાળો અને હિકમતવાળો છે**

(૫૯/૩૧૪૦) નાફિઅ કહે છે કે, હઝરત ઈબ્ને ઉમર (રદિ.)એ કોઈની વસિય્યત રદ કરી નહીં. (ઉિંવા જો કોઈ યતીમોની જવાબદારી તેમને સોંપતું તો રદ કરતા ન હતા. વસિય્યત કબૂલ કરતા હતા.)

(૬૦/૩૧૪૧) ઈબ્ને સીરીન કહે છે : મને આ વાત ઘણી પસંદ છે કે, યતીમોના તમામ હિતેચ્છુઓ અને વાલીઓ ભેગા થઈને વિચાર કરે કે, યતીમના માટે કઈ વસ્તુ સારી છે.

(૬૧/૩૧૪૨) તાઉસને જ્યારે યતીમો વિષે (ઉિંવા તેમનો માલ ખર્ચ કરવા વિષે) કંઈ પૂછવામાં આવતું ત્યારે આ આયત પઢતા : **વલ્લાહુ યઅલમુલ મુફસિદ મિનલ મુસ્લિહિ.**

(૬૨/૩૧૪૩) અતા કહે છે કે, યતીમ મોટો હોય કે નાનો, દરેક સ્થિતિમાં વાલી દરેક માણસ પર તેના

હિસ્સા પ્રમાણે ખર્ચ કરે.

**યતીમની સંસ્કાર અને તેની સુધારણા માટે પ્રવાસમાં અને ઘર આંગણે તેની પાસેથી સેવા લેવી જાઇઝ છે. યતીમની માં અને તેના સાવકા પિતાની પણ ભલાઇ ઇચ્છે**

(૬૩/૩૧૪૪) હઝરત અનસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) મદીના આવ્યા ત્યારે આપની પાસે કોઈ સેવક ન હતો. અબૂ તલહા (હઝરત અનસના સાવકા પિતા) મારો હાથ પકડીને મુબારક સેવામાં લઈ ગયા અને કહ્યું : યા રસૂલલ્લાહ ! અનસ સમજદાર છોકરો છે. હુઝૂરની સેવા કરશે. જેથી સફરમાં અને ઘર આંગણે મેં હુઝૂરની સેવા કરી. જે કામ મેં કરી નાખ્યું તેના વિષે હુઝૂરે મને એમ નહીં કહ્યું કે, તે આ કેમ કર્યું ? જો ન કર્યું હોય તો આપે એમ પૂછ્યું નહીં કે તે કેમ કર્યું નહીં ?

**જો કોઇ જમીન વકફ અથવા ખૈરાત કરી અને હદ મુકર્રર ન કરી તો જાઇઝ છે**

(૬૪/૩૧૪૫) હઝરત અનસ (રદિ.) કહે છે કે, મદીનામાં અબૂ તલહા પાસે ખજુરના સૌથી વધુ બાગ હતા. બધા બાગોમાં તેમને બિરહા પસંદ હતો. આ બાગ મસ્જિદ સામે હતો. રસૂલુલ્લાહ (સલ.) ત્યાં જઈને બેસતા હતા. પાણી પીતા હતા. જ્યારે આયત **લન તનાલૂલ બિર્ર હત્તા તુન્ફિકૂ મિમ્મા તુહિબ્બૂન** ઉતરી ત્યારે અબૂ તલહાએ ઉભા થઈને હુઝૂર (સલ.)ને કહ્યું : યા રસૂલલ્લાહ ! ખુદા તઆલા ફરમાવે છે : જ્યાં સુધી તમારો પ્રિય માલ અલ્લાહના રસ્તામાં ખર્ચ કરશો નહીં ત્યાં સુધી નેકી મેળવી શકશો નહીં. મને સૌથી વધુ પ્રિય બિરહા બાગ છે. હું તેના સવાબ અને આખિરતમાંના સંગ્રહની ઈચ્છા રાખું છું. ખુદાના માટે એને ખૈરાત કરૂં છું. ખુદા તઆલાનો જેવો હુકમ હોય તેવું આપ કરો. રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : શાબાશ ! એ તો ફાયદાકારક ને આરામદાયક માલ છે. તમે જે કંઈ કહ્યું તે મેં સાંભળી લીધું, પરંતુ મારી દ્રષ્ટિએ એ યોગ્ય લાગે છે કે, તમે તમારા સગાવહાલાંઓને તે બાગ વહેંચી દો. અબૂ તલહાએ જવાબ આપ્યો : હુઝૂર એમ જ કરીશ. જેથી અબૂ તલહાએ તે બાગ પોતાના સગાંઓ અને પિત્રાઈ ભાઈઓ (કાકાના છોકરાઓને) વહેંચી દીધો.

(૬૫/૩૧૪૬) હઝરત અનસ (રદિ.) કહે છે : એક માણસે હુઝૂર (સલ.)ને કહ્યું કે, મારી માંનું અવસાન થયું છે. જો હું તેમના તરફથી ખૈરાત કરૂં તો તેમને કંઈ ફાયદો થશે ? ફરમાવ્યું : હા, તે માણસે કહ્યું : મારી પાસે મિખરાફ નામનો એક બાગ છે. હું હુઝૂરને ગવાહ રાખીને તેને માં તરફથી ખૈરાત કરૂં છું.



**જો અમુક માણસો મળીને ભાગીદારીની જમીન વકફ કરે તો જાઇઝ છે**

(૬૬/૩૧૪૭) હઝરત અનસ (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ મસ્જિદ બાંધવાનો ઈરાદો કર્યો ત્યારે બની નજ્જારને કહ્યું : બની નજ્જાર, તમારા આ કંપાઉન્ડવાળા બાગની મારી પાસેથી કીંમત લઈ લો. બની નજ્જારે કહ્યું : અમે એની કીંમત ફક્ત ખુદા પાસેથી લેવાની ઈચ્છા રાખીએ છીએ.

(૬૭/૩૧૪૮) હઝરત ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, ફારૂકે અઅઝમ (રદિ.)ને ખૈબરમાં થોડીક જમીન મળી. તેથી હુઝૂર (સલ.) પાસે ગયા અને કહ્યું : હુઝૂર, મને એક જમીન મળી છે. તેનાથી સારો અને સરસ માલ મને ક્યારેય મળ્યો નથી. (હું એને અલ્લાહના રસ્તામાં આપવા માંગું છું) આપ મને એ વિષે શું હુકમ આપો છો ? રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : જો તમે ઈચ્છતા હોય તો મૂળ જમીન વકફ કરી દો અને એની પેદાશ ખૈરાત કરી દો. હઝરત ઉમરે તે જમીન અલ્લાહના રસ્તામાં એ શરતે આપી કે, મૂળ જમીન ન વેચી શકાય છે ન ભેટ આપી શકાય છે ન વારસામાં વહેંચાઈ શકે છે, બલ્કે એની પેદાશ ગરીબોને અને સગા-સ્નેહીઓને આપવામાં આવે. ગુલામો આઝાદ કરવામાં ખર્ચ કરવામાં આવે. અલ્લાહના રસ્તામાં ખર્ચ કરવામાં આવે. મહેમાનોની મહેમાનદારી કરવામાં આવે અને મુસાફિરોને આપવામાં આવે. જો તેનો વહીવટકર્તા નિયમ અનુસાર તેમાંથી પોતે ખાય અથવા કોઈ દોસ્તને ખવડાવે તો કંઈ વાંધો નથી, એ શરતે કે જમા કરે નહીં.

**ફકીરો, માલદારો અને મહેમાનો માટે વકફ કરવાનું બયાન**

(૬૮/૩૧૪૯) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, હઝરત ઉમર (રદિ.)ને જ્યારે ખૈબરમાં એક જમીન મળી ત્યારે પવિત્ર સેવામાં હાજર થઈને તેમણે હકીકત કહી. રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : જો તમે ઈચ્છો તો એને વકફ કરી દો. હુકમ અનુસાર હઝરત ઉમરે તે જમીન ફકીરો, મિસ્કીનો, સગાંઓ અને મહેમાનો માટે વકફ કરી.

**મસ્જિદ બાંધવા માટે જમીન વકફ કરવાનું બયાન**

(૬૯/૩૧૫૦) હઝરત અનસ (રદિ.) કહે છે : જ્યારે રસૂલુલ્લાહ (મક્કાથી હિજરત કરીને) મદીના આવ્યા અને મસ્જિદ બનાવવાનો હુકમ આપ્યો ત્યારે કહ્યું કે, બની નજ્જાર, આ કંપાઉન્ડવાળા બાગની મારી પાસેથી કીંમત લઈ લો. બની નજ્જારે કહ્યું : યા રસૂલલ્લાહ ! એની કીંમત તો અમે ખુદા

પાસેથી જ લઈશું. (એમ જ વકફ કરીએ છીએ)

**પશુઓ, ઘોડાઓ, સામાન, સોનું અને ચાંદી અલ્લાહના રસ્તામાં વકફ કરવું જાઇઝ છે**

(૭૦/૩૧૫૧) જો કોઈ માણસ હઝાર અશરફીઓ અલ્લાહના રસ્તામાં વકફ કરીને પોતાના વેપારી ગુલામને આપીને એમ કહે કે, આ નાણાં વેપારમાં રોકીને એનો નફો ગરીબોને અને સગાઓને આપી દેજો તો જાઈઝ છે. ઝુહરીની દ્રષ્ટિએ ગુલામ પણ એના નફામાંથી ખાઈ શકે છે. જો વેપારનો નફો ગરીબોને વહેંચવાનું કહ્યું ન હોય તો ગુલામ તેમાંથી ખાઈ શકતો નથી.

(૭૧/૩૧૫૨) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, હઝરત ઉમર (રદિ.)એ એક ઘોડો અલ્લાહના રસ્તામાં સવાર થવા માટે આપ્યો. આ ઘોડો રસૂલુલ્લાહ (સલ.)એ હઝરત ઉમરને એટલા માટે આપ્યો હતો કે, કોઈને અલ્લાહના રસ્તામાં સવાર થવા માટે આપે, પરંતુ થોડાક દિવસો પછી હઝરત ઉમરે આવીને કહ્યું કે, જે માણસને મેં ઘોડો આપ્યો હતો તે વેચી રહ્યો છે. જો રજા હોય તો હું તેને ખરીદી લઉં. હુઝૂરે ફરમાવ્યું : તમે તે ખરીદો નહીં અને આપેલો સદકો પાછો ન લો.

**વકફ માલનો વહીવટ કરનાર પોતાનો ખર્ચ વકફમાંથી લઈ શકે છે**

(૭૨/૩૧૫૩) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : મારો કુલ 'તરકો' મારી પત્નીઓનો ખર્ચ અને વહીવટકર્તાનું મહેનતાણું કાઢી લીધા પછી અલ્લાહના રસ્તામાં ખૈરાત છે. મારા વારસદારો એમાંથી કોઈ દિરહમ અને દીનાર વહેંચે નહીં.

(૭૩/૩૧૫૪) હઝરત ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, હઝરત ઉમર (રદિ.)એ વકફ કરતી વખતે એવી શરત પણ કરી હતી કે, વકફનો વહીવટ કરનાર પોતે પણ તેમાંથી ખાઈ શકે છે. દોસ્તોને પણ ખવડાવી શકે છે, પરંતુ જમા કરી શકતો નથી.

**જો કોઇ માણસ કોઇ જમીન અથવા કુવો વકફ કરે અને બીજા મુસલમાનોની જેમ પોતાનો ભાગ પણ મુકર્રર કરે તો જાઇઝ છે**

(૭૪/૩૧૫૫) હઝરત અનસ (રદિ.)એ એક મકાન વકફ કર્યું હતું અને જ્યારે મદીના આવતા હતા ત્યારે તેમાં ઉતરતા હતા.

(૭૫/૩૧૫૬) હઝરત ઝુબેર (રદિ.)એ પોતાના મકાનો વકફ કર્યા હતા



અને પોતાની તલાક પામેલ પુત્રી માટે કહ્યું હતું કે, તે આ મકાનોમાં રહી શકે છે, એ શરતે કે મકાનોને કોઈ પ્રકારનું નુકસાન પહોંચાડે નહીં અને ન કોઈ તેને નુકસાન પહોંચાડે. જો પરણી ગયા પછી તેને જરૂરત ન રહે તો પછી તે ઘરોમાં તેનો કોઈ હક્ક નથી.

(૭૬/૩૧૫૭) હઝરત ઈબ્ને ઉમરને ઉમર (રદિ.)ના ઘરમાંથી વારસામાં જેટલો ભાગ મળ્યો હતો તે ભાગ તેમણે પોતાની ગરીબ ઔલાદના રહેવા માટે મુકર્રર કર્યો હતો.

(૭૭/૩૧૫૮) હઝરત અબૂ અબ્દુર્રહમાન કહે છે કે, જ્યારે મિસરવાળાઓએ હઝરત ઉસ્માન (રદિ.)ને ઘેરો ઘાલ્યો ત્યારે હઝરત ઉસ્માને ઘર પરથી ઝાંકીને કહ્યું કે, હું તમને ખુદાની કસમ આપીને પૂછું છું અને આ કસમ હું ફક્ત સહાબાને આપી રહ્યો છું, શું તમને ખબર નથી કે રસુલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું છે કે, જે રૂમા કુવો ખોદાવશે તેના માટે જન્નત છે. મેં તે ખોદાવ્યો હતો. શું રસુલુલ્લાહ (સલ.)એ એવું ફરમાવ્યું નથી કે, જે 'તંગીના લશ્કર' માટે સામાન આપશે તેના માટે જન્નત છે. મેં તે લશ્કરનો સામાન વ્યવસ્થિત કરાવ્યો હતો. રાવી કહે છે : બધાએ હઝરત ઉસ્માનની વાતનું સમર્થન કર્યું.

(૭૮/૩૧૫૯) હઝરત ઉમર (રદિ.)એ વકફ કરતી વખતે કહ્યું હતું કે, એનો વહીવટ કરનાર એમાંથી ખાઈ શકે છે. આ શબ્દોમાં એવી કોઈ ચોખવટ નથી કે વહીવટ કરનાર પોતે હોય કે બીજો હોય.

**જો વકફ કરનાર આવા શબ્દો કહી દે કે 'એની કીમત હું ફક્ત ખુદા પાસેથી લેવા માંગું છું' તો જાઇઝ છે, વકફ થઇ જશે.**

(૭૯/૩૧૬૦) હઝરત અનસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું હતું : એય બની નજ્જાર ! મારી પાસેથી કંપાઉન્ડવાળા બાગની કીમત લઈ લો. તેમણે કહ્યું : એની કીમત તો અમે ખુદા પાસેથી લઈશું.

આયત **'યાઅય્યુહલ્લઝીન આમનૂ શહાદતુ બયનિકુમ ઇઝા હદર અહદકુમુલ મવ્તુ હીનલ વસિય્યતિ સ્નાનિ ઝવા અદલિમ્ મિન્કુમ અવ આખરાનિ મિન ગયરિકુમ'ના ઉતરવાના સંજોગોનું બયાન**

(૮૦/૩૧૬૧) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે : બની સહમ કબીલાનો એક માણસ તમીમ દારી અને અદી ઈબ્ને બદા સાથે સફરમાં ગયો. સફર દરમ્યાન સહમીનું એવી જગ્યાએ અવસાન થયું જ્યાં કોઈ મુસલમાન ન હતો. વારસદારોએ સામાન ખોલ્યો (અને વસિય્યતનામું વાંચ્યું) ત્યારે એક પ્યાલું

મળ્યું નહીં. પ્યાલું ચાંદીનું હતું અને તેના પર સોનાનું ચિત્રકામ હતું. રસૂલુલ્લાહ (સલ.)એ તમીમ અને અદીને બોલાવીને કસમ ખવડાવી. (બંનેએ કસમ ખાઈ લીધી) અચાનક વારસદારોને મક્કામાં (કોઈની પાસે) તે પ્યાલું મળી ગયું. જેમની પાસેથી પ્યાલું મળ્યું હતું તેમણે કહ્યું કે, અમે તમીમ અને અદી પાસેથી ખરીદયું છે. આ સાંભળીને સહમીના વારસદારોમાંથી બે ગવાહોએ ઉભા થઈને કસમ ખાધી અને કહ્યું કે, અમારી ગવાહી તેમની ગવાહી કરતાં વધારે સંગીન પુરાવા સાથે છે. તે વખતે ઉપરોક્ત આયત ઉતરી.

**મચ્યિત તરફથી વસી દેવું ચુકવી શકે છે, ભલેને મચ્યિતના વારસદારો હોય કે ન હોય**

(૮૧/૩૧૬૨) હઝરત જાબિર ઈબ્ને અબ્દુલ્લાહ (રદિ.) કહે છે કે, ઉહદની લડાઈમાં મારા પિતા શહીદ થયા. અવસાન વખતે તેમના માથે દેવું હતું. છ છોકરીઓ પાછળ છોડી ગયા હતા. જ્યારે ખજુર તોડવાનો સમય આવ્યો ત્યારે હું હુઝૂર (સલ.)ની સેવામાં હાજર થયો અને કહ્યું : યા રસૂલલ્લાહ ! આપ જાણો છો કે મારા પિતા ઉહદની લડાઈમાં શહીદ થઈ ગયા અને ઘણું દેવું મૂકી ગયા છે. એટલે હું ઈચ્છું છું કે, આપ લેણદારો પાસે આવો (અને તેમને મારા માટે ભલામણ કરો.) ફરમાવ્યું : તમે જઈને દરેક પ્રકારના ખજુરના અલગ અલગ ઢગ કરો. (પછી મને બોલાવજો) મેં હુકમનું પાલન કર્યું અને હુઝૂરને તેડાવ્યા. લેણદારોએ જ્યારે આપને જોયા ત્યારે મારી સાથે જીદ કરવા લાગ્યા. હુઝૂરે તેમની જીદ જોઈ ત્યારે મોટા ઢગની આજુબાજુ ત્રણ ચક્કર માર્યા. પછી તેના પર બેસીને ફરમાવ્યું : લેણદારોને બોલાવો. (લેણદારો આવ્યા ત્યારે) હુઝૂરે બરાબર માપી માપીને તેમને આપતા રહ્યા. અહીં સુધી કે અલ્લાહ તઆલાએ મારા પિતાનું દેવું ચુકાવી દીધું. ખુદાની કસમ ! હું તો એટલા ઉપર પણ રાજી હતો કે અલ્લાહ તઆલા મારા પિતાનું દેવું ચુકાવી દે અને હું મારી બહેનો માટે એક ખજુર પણ લાવી ન શકું, પરંતુ (હુઝૂરની બરકતથી) બધા ઢગ બાકી રહ્યા. જે ઢગ પર હુઝૂર બેઠા હતા તે ઢગ પણ મને એવો લાગતો હતો કે તેમાંથી એક ખજુર પણ ઓછું થયું નથી.



**બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ**

## ★ જિહાદ ★

**જિહાદનો સવાબ ખુદા તઆલા ફરમાવે છે : 'ઇન્નલ્લાહ શ્તરા મિનલ મુઅમિનીન અન્ફુસહુમ વ અમ્વાલહુમ બિઅન્ન લહુમુલ જન્નતુ યુકાતિલૂન ફી સબીલિલ્લાહિ ફયકતુલૂન વ યુકતલૂન વઅ્દન અલયહિ હક્કન ફી ત્તવરાતિ વલ ઇન્જીલિ વલ કુર્આનિ વ મન અવફા બિઅહદિહિ મિનલ્લાહિ ફસ્તબ્શિરૂ બિબયઇકુમુ લ્લઝી બાયઅતુમ બિહિ; વ ઝાલિક હુવલ ફવ્ઝુલ અઝીમ.'** ડિવા **ખુદા તઆલાએ મુસલમાનો પાસેથી તેમનો જાન-માલ એવી કીમતે ખરીદયો કે તેમના માટે જન્નત છે. તેઓ અલ્લાહના રસ્તામાં લડે છે. કત્લ કરે છે અને કત્લ થાય છે. ખુદા તઆલાના જિમ્મે આ સાચો વાયદો થઇ ચૂકયો છે, જે તૌરાત, ઇન્જીલ અને કુર્આનમાં વર્ણન કરવામાં આવ્યો છે. અલ્લાહથી વધારે વાયદો પૂરો કરનાર કોણ છે ? જેથી હવે તમે સોદો કરવાની ખુશીઓ મનાવો, જે તમે ખુદા સાથે કરી ચુકયા છો. તો જ ભવ્ય વિજય છે**

(૮૨/૩૧૬૩) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ (રદિ.) કહે છે : મેં પૂછયું, યા રસૂલલ્લાહ ! સૌથી સારો કયો અમલ છે ? ફરમાવ્યું : સમયસર નમાઝ પઢવી. મેં પૂછયું, તે પછી ? ફરમાવ્યું : માં-બાપ સાથે નેકી કરવી. મેં પૂછયું, તે પછી ? ફરમાવ્યું : અલ્લાહના રસ્તામાં જિહાદ કરવી. તે પછી હું ચુપ થઈ ગયો. જો હું બીજું વધારે પૂછત તો આપ જવાબ આપત.



(૮૩/૩૧૬૪) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે : સરવરે કાઈનાત (સલ.)એ ફરમાવ્યું કે, મક્કાના વિજય પછી વતન છોડવાનો સવાબ બાકી રહ્યો નહીં, પરંતુ જિહાદ અને તેની નિય્યતનો સવાબ બાકી છે. જેથી જો તમને જિહાદ માટે બોલાવવામાં આવે તો જાઓ.

(૮૪/૩૧૬૫) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઈશા (રદિ.) કહે છે : મેં કહ્યું : યા રસૂલલ્લાહ, અમે જિહાદને સૌથી શ્રેષ્ઠ અમલ ગણીએ છીએ, તો શું અમે જિહાદ ન કરીએ ? ફરમાવ્યું : સર્વશ્રેષ્ઠ જિહાદ 'હજ્જે મબ્રૂર' છે.

(૮૫/૩૧૬૬) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : એક માણસે હાજર થઈને કહ્યું : યા રસૂલલ્લાહ, મને કોઈ એવો અમલ બતાવો જે જિહાદની બરાબર હોય. ફરમાવ્યું : હું એવો કોઈ અમલ જોતો નથી (જે જિહાદની બરાબર હોય). પછી ફરમાવ્યું : શું તમારાથી એવું બની શકે છે કે જ્યારે ગાઝી જિહાદ માટે નીકળે ત્યારે તમે તમારી મસ્જિદમાં દાખલ થઈને નમાઝ માટે ઉભા રહો અને બરાબર ઉભા રહો. કોઈપણ વખતે નમાઝ છોડો નહી અને બરાબર રોઝા પણ રાખો. કદી રોઝો ન છોડો. તેણે કહ્યું : હુઝૂર, આવું કોણ કરી શકે છે ? હઝરત અબૂ હુરૈરા કહે છે કે, ગાઝીનો ઘોડો જ્યારે રસ્સી તોડીને કુદકો મારે છે

ત્યારે તે પણ ગાઝીઓની નેકીઓમાં ગણાય છે.

**જે માણસ જાન અને માલ સાથે અલ્લાહના રસ્તામાં જિહાદ કરે તે બધા લોકો કરતાં સારો છે. ખુદા તઆલા ફરમાવે છે : 'યા અય્યુ-હલ્લઝીન આમનૂ હલ અદુલ્લુકુમ અલા તિજારતિન તુન્જીકુમ મિન અઝાબિન અલીમ. તુઅમિનૂન બિલ્લાહિ વ રસૂલિહિ વ તુજાહિદૂન ફી સબીલિલ્લાહિ બિઅમ્વાલિકુમ વ અનફુસિકુમ ...ડિવા હે મુસલમાનો ! શું હું તમને એવો વેપાર બતાવું જે ભયંકર અઝાબમાંથી તમને મુક્તિ આપે. તમે ખુદા અને રસૂલ પર ઇમાન લાવો અને અલ્લાહના રસ્તામાં જાન અને માલ સાથે કોશિશ કરો. એ જ તમારા માટે સારૂં છે**

(૮૬/૩૧૬૭) હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)ને પૂછવામાં આવ્યું, યા રસૂલલ્લાહ ! લોકોમાં સૌથી સારો કયો માણસ છે ? ફરમાવ્યું : તે મુસલમાન જે અલ્લાહના રસ્તામાં જાન અને માલ સાથે કોશિશ કરે છે. સહાબાએ પૂછ્યું, તે પછી ? ફરમાવ્યું : તે મુસલમાન જે પહાડના કોઈ ઘાટમાં રહીને અલ્લાહથી ડરે છે અને લોકોને પોતાના ત્રાસથી બચાવે છે.

(૮૭/૩૧૬૮) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, અલ્લાહના રસ્તામાં જિહાદ કરનારનો દાખલો તે માણસના જેવો છે જે દિવસના રોઝા રાખે છે અને રાત્રે અલ્લાહની ઈબાદતમાં તલ્લીન રહે છે. જે માણસ અલ્લાહના રસ્તામાં જિહાદ કરે છે તેના માટે ખુદા ઝિમ્મેદાર છે કે જો તે મરી જશે તો અલ્લાહ તઆલા તેને જન્નતમાં દાખલ કરશે. જો તે જીવતો પાછો ફરશે તો સવાબ અને માલે ગનીમત લઈને પાછો ફરશે. હા, ખુદા સારી રીતે જાણે છે કે, અલ્લાહના રસ્તામાં કોણ જિહાદ કરે છે.

**પુરૂષો અને સ્ત્રીઓ દુઆ કરી શકે છે કે, એય અલ્લાહ ! અમને ગાઝી અથવા શહીદ બનાવ**

(૮૮/૩૧૬૯) હઝરત ઉમર (રદિ.)એ દુઆ કરી હતી કે, એય અલ્લાહ ! મને તારા રસૂલના શહેરમાં શહાદત નસીબ કર.

(૮૯/૩૧૭૦) હઝરત અનસ (રદિ.) કહે છે કે, ઉબાદા ઈબ્ને સામિતની પત્ની ઉમ્મે હરામ બિન્તે મિલહાનને ત્યાં રસૂલુલ્લાહ (સલ.) જતા હતા. ઉમ્મે હરામ આપને ખાણું ખવડાવતા હતા. નિયમ અનુસાર એક દિવસ ગયા. ઉમ્મે હરામે ખાણું રજૂ કર્યું અને પોતે હુઝૂરના માથામાંથી જૂ કાઢવા લાગ્યાં. ખાણું ખાઈને આપ સૂઈ ગયા. થોડીવાર પછી



સ્મિત વેરતા જાગૃત થયા. ઉમ્મે હરામે પૂછ્યું કે, આપ શા માટે હસો છો ? ફરમાવ્યું : (સ્વપ્નમાં) મારી ઉમ્મતના અમુક માણસો બાદશાહોની જેમ રાજગાદી પર બેસેલા મારી સામે રજૂ કરવામાં આવ્યા, જેઓ જિહાદ કરવામાં મશગૂલ હતા. ઉમ્મે હરામે કહ્યું : યા રસૂલલ્લાહ ! હુઝૂર દુઆ ફરમાવે કે, અલ્લાહ તઆલા મને પણ તે ગાઝીઓમાં શામિલ કરે. હુઝૂરે દુઆ માંગી. પછી સૂઈ ગયા. થોડીવાર પછી ફરી હસતા હસતા જાગ્યા. ઉમ્મે હરામે હસવાનું કારણ પૂછ્યું : હુઝૂરે પહેલાંની જેમ જવાબ આપ્યો. ઉમ્મે હરામે ફરી વિનંતી કરી કે, હુઝૂર દુઆ કરે કે, ખુદા મને પણ તેમની સાથે શામિલ કરે. ફરમાવ્યું કે, તમે પહેલા માણસોમાંથી હશો. (જે દરિયામાં સવાર થઈને જિહાદ કરશે.) જેથી ઉમ્મે હરામ હઝરત મુઆવિયાના સમયમાં દરિયામાં સવાર થઈને ગયાં હતાં. સવારી પર સવાર થતી વખતે પડી જતાં મૃત્યુ પામ્યાં.

**અલ્લાહના રસ્તામાં જિહાદ કરનારાઓના દરજ્જાઓનું વર્ણન**

(૯૦/૩૧૭૧) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : જે માણસ અલ્લાહ અને રસૂલ પર ઈમાન લાવે. નમાઝ કાયદેસર પાબંદીથી પઢે અને રમઝાનના રોઝા રાખે તો અલ્લાહ તઆલા પર તેનો હક્ક થઈ ગયો કે તેને જન્નતમાં દાખલ કરે. ભલેને વતન છોડીને તેણે અલ્લાહના રસ્તામાં જિહાદ કરી હોય અથવા પોતાની જન્મભૂમિમાં જ રહ્યો હોય. સહાબાએ કહ્યું : હુઝૂર, તો શું અમે લોકોને એની ખુશખબરી ન સંભળાવી દઈએ ? ફરમાવ્યું : અલ્લાહના રસ્તામાં જિહાદ કરનારાઓ માટે જન્નતમાં સો દરજ્જાઓ છે. દરેક દરજ્જાનું બીજા દરજ્જાથી એટલું અંતર છે જેટલું આકાશ અને ધરતી વચ્ચે છે. એટલે જ્યારે તમે ખુદા પાસે દુઆ માંગો ત્યારે 'ફિરદૌસ'ની દુઆ માંગો. ફિરદૌસ બધી જન્નતની વચમાં છે અને સૌથી શ્રેષ્ઠ છે. તેના પર ખુદા તઆલાનું અર્શ છે. અહીંથી જ જન્નતની નહેરો નીકળી છે.

(૯૧/૩૧૭૨) હઝરત સમુરા ઈબ્ને જુન્દુબ (રદિ.) કહે છે કે, નામદાર હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : આજે રાત્રે મેં (સ્વપ્નમાં) બે માણસોને જોયા. જે મને એક ઝાડ પર ચઢાવીને લઈ ગયા. ત્યાં તેમણે મને એક ઘરમાં દાખલ કર્યો. તે ઘરથી સુંદર અને શ્રેષ્ઠ ઘર મેં કદી કોઈ જોયું નથી. બંને માણસોએ કહ્યું કે, આ શહીદોનું ઘર છે.

**સવાર-સાંજ અલ્લાહના રસ્તામાં જિહાદ કરવાનું બયાન. જન્નતમાં એક કમાન જેટલી જગ્યા પણ ઘણી સારી છે**

(૯૨/૩૧૭૩) હઝરત અનસ (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : અલ્લાહના રસ્તામાં સવાર-સાંજ કોશિશ કરવી, દુનિયા અને દુનિયાની બધી વસ્તુઓ કરતાં સારી છે.

(૯૩/૩૧૭૪) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જન્નતની કમાન જેટલી જગ્યા પણ આનાથી સારી છે, જેના પર સૂર્ય નીકળે છે અને આથમે છે. અલ્લાહના રસ્તામાં કોશિશ કરવી, દુનિયા અને દુનિયાની દરેક વસ્તુ કરતાં સારી છે.

(૯૪/૩૧૭૫) હઝરત સહલ ઈબ્ને સઅદ કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, સવારે અથવા સાંજે અલ્લાહના રસ્તામાં કોશિશ કરવી, દુનિયા અને તેમાંની વસ્તુઓ કરતાં શ્રેષ્ઠ છે.

**મોટી મોટી આંખોવાળી હૂરોની હાલતનું વર્ણન. હૂરનો અર્થ છે તે કાળી આંખોવાળી જેની આંખોની કાળાશ પણ અત્યંત ઘેરી હોય અને ધોળાશ પણ ખૂબ ઘેરી હોય. હૂરને હૂર એટલા માટે કહેવામાં આવે છે કે, તેમને જોઇને આંખો હેરત પામશે. ખુદા તઆલા ફરમાવે છે : 'ઝવ્વજનાહુમ બિહૂરિન ઇનિન'** ડિંવા **મોટી મોટી આંખોવાળી હૂરો સાથે અમે તેમનો નિકાહ કરાવ્યો**

(૯૫/૩૧૭૬) હઝરત અનસ (રદિ.) કહે છે : નામદાર હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, શહીદ સિવાય બીજો કોઈ એવો માણસ નથી કે મૃત્યુ પછી જ્યારે તે ખુદાની પાસે જશે અને તેને ખુશ કરી દેનારો સવાબ મળશે ત્યારે તે દુનિયામાં બીજી વાર પાછા આવવાને અને દુનિયા અને તેમાંની વસ્તુઓ મેળવવાને પસંદ કરશે. ફક્ત શહીદ જ એક એવો માણસ છે કે જ્યારે તે શહાદતનો સવાબ જોશે ત્યારે ખુશીથી એ વાતની ઈચ્છા કરશે કે દુનિયામાં પાછા જઈને બીજી વાર શહીદ થાય. હુઝૂરે એવું પણ ફરમાવ્યું કે, સવારે અથવા સાંજે અલ્લાહના રસ્તામાં જિહાદ કરવી દુનિયા અને દુનિયાની બધી વસ્તુઓ કરતાં સારી છે. જન્નતની કમાન જેટલી જમીન દુનિયા અને તેમાંની વસ્તુઓ કરતાં શ્રેષ્ઠ છે. જન્નતની ઓરતોમાંથી જો કોઈ ઓરત (હૂર) દુનિયાવાળાઓને એકવાર ઝાંકે તો જમીન અને આસ્માનની વચ્ચે જેટલો ભાગ છે તે બધો ઝગમગી ઉઠે અને સુગંધથી છવાઈ જાય. તેના માથા પરની એક ઓઢણી આખી દુનિયા અને તેમાંની વસ્તુઓ કરતાં શ્રેષ્ઠ છે.

**શહાદતની તમન્ના કરવી**

(૯૬/૩૧૭૭) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : હુઝૂર (સલ.) ફરમાવતા હતા : તે ખુદાની કસમ ! જેના કબજામાં મારી જાન છે કે એવો ભય ન હોત કે (જો હું જિહાદ માટે જઈશ તો) મુસલમાનોમાંથી ઘણા માણસો પાછળ રહેવાનું પસંદ કરશે નહીં. (મારી સાથે આવવાનું પસંદ કરશે) મારી પાસે એટલી સવારીઓ નથી કે બધાને સવાર કરી શકું. (આ ભય ન હોત તો) હું અલ્લાહના રસ્તામાં જિહાદ કરનારી કોઈ લશ્કરી ટુકડી કરતાં પાછળ ન રહેત. કસમ છે તે ઝાતની જેના કબજામાં મારી જાન છે, હું દિલથી ઈચ્છું છું કે, અલ્લાહના રસ્તામાં શહીદ થાઉં. પછી જીવતો થાઉં. ફરી શહીદ થાઉં. પાછો જીવતો થાઉં. ફરી માર્યો જાઉં. પાછો જીવતો થાઉં. પાછો માર્યો જાઉં.

(૯૭/૩૧૭૮) હઝરત અનસ ઈબ્ને માલિક કહે છે : એકવાર હુઝૂર (સલ.)એ ખુત્બો પઢયો. ખુત્બા દરમ્યાન ફરમાવ્યું કે, ઝૈદે ઝંડો લીધો, પરંતુ તે શહીદ થઈ ગયા. પછી જઅફરે ઝંડો લીધો, પરંતુ તે પણ શહીદ થઈ ગયા. પછી અબ્દુલ્લાહ ઈબ્ને રવાહાએ લીધો, પરંતુ તે પણ શહીદ થઈ ગયા. છેવટે સરદાર બન્યા વગર ખાલિદ ઈબ્ને વલીદે ઝંડો લીધો અને તેમના હાથે વિજય મળ્યો. હુઝૂરની આંખોમાંથી અશ્રુઓ વહેતાં હતાં અને ફરમાવતા હતા : શું તે લોકોને એ વાતની ખુશી થતી નથી કે તે (કિયામતના દિવસે) અમારી પાસે હશે.

**જે માણસ અલ્લાહના રસ્તામાં જિહાદ કરવા નીકળ્યો હોય અને રસ્તામાં ઘોડા પરથી અથવા સવારી**



**પરથી પડીને મરી જાય તો તેની ગણના શહીદોમાં થશે. ખુદા તઆલા ફરમાવે છે : 'વ મંય્યખ્રુજ મિમ્બયતિહિ મુહાજિરન ઇલલ્લાહિ વ રસૂલિહિ સુમ્મ યુદરિકહુલ મવ્તુ ફકદ વકઅ અજરુહુ અલલ્લાહિ'** ડિંવા **જે માણસ વતન છોડીને અલ્લાહ અને અલ્લાહના રસૂલ માટે પોતાના ઘરમાંથી નીકળ્યો હોય, પછી તે મરી જાય તો તેનો સવાબ અલ્લાહના ઝિમ્મે છે**

(૯૮/૩૧૭૯) હઝરત અનસ (રદિ.)ની માસી ઉમ્મે હરામ કહે છે કે, એક દિવસ રસૂલુલ્લાહ (સલ.) મારી સાથે સૂઈ ગયા. થોડી વાર પછી સ્મિત ફરકાવતા જાગ્યા. મેં પૂછ્યું, હુઝૂર શા માટે હસો છો ? ફરમાવ્યું : (સ્વપ્નમાં) મારી ઉમ્મતના અમુક લોકો મારી સામે રજુ કરવામાં આવ્યા. જે લીલા દરિયામાં બાદશાહોના જેમ વહાણ પર સવાર હતા. મેં કહ્યું, હુઝૂર ખુદા તઆલા પાસે દુઆ માંગો કે, મને પણ ખુદા તઆલા તેમનામાંથી બનાવે. આપે દુઆ કરી. પછી સૂઈ ગયા. થોડીવાર પછી સ્મિત વેરતા જાગૃત થયા. મેં કારણ પૂછ્યું ત્યારે પહેલાંની જેમ કહ્યું. મેં કહ્યું, હુઝૂર દુઆ કરો કે, ખુદા તઆલા મને તેમની સાથે શામિલ કરે. ફરમાવ્યું : તું સૌથી પહેલા લોકોમાં હશે. (જે જિહાદ માટે સમુદ્રમાં સવાર થઈને જશે.) હઝરત અનસ કહે

છે કે, હઝરત ઉમ્મે હરામ પોતાના પતિ ઉબાદા ઈબ્ને સામિતની સાથે મુસલમાનોના તે લશ્કર સાથે ગયાં જે અમીર મુઆવિયાની સરદારી હેઠળ સમુદ્રમાં સવાર થઈને જિહાદ કરવા માટે ગયું હતું. જ્યારે લોકો જિહાદમાંથી પાછા ફર્યા અને સીરિયાની સરહદમાં ઉતર્યા ત્યારે હઝરત ઉમ્મે હરામ સામે સવાર થવા માટે સવારી લાવવામાં આવી. સવાર થતી વખતે તેઓ પડી ગયાં અને મૃત્યુ પામ્યાં.

**જો અલ્લાહના રસ્તામાં કોઇને તકલીફ અથવા ઝખ્મ થાય તો શું હુકમ છે ?**

(૯૯/૩૧૮૦) હઝરત અનસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ બની સુલૈમ કબીલાના સિત્તેર કારીઓને બની આમિરની કૌમ પાસે ઈસ્લામનો સંદેશ પહોંચાડવા માટે મોકલ્યા. મારા મામા પણ તેમની સાથે હતા. મારા મામાએ કહ્યું : હું તમારા કરતાં આગળ જાઉં છું. જો તે લોકો મને સલામતી આપે અને હું રસૂલુલ્લાહ (સલ.)નો હુકમ તેમને પહોંચાડી શક્યો તો ઠીક, નહીં તો તમે લોકો મારી નજીક રહેજો. (જો મારા પર કોઈ આફત આવી પડે તો મને મદદ કરજો.) આમ કહીને મારા મામા આગળ વધ્યા. કાફિરોએ તેમને સલામતી આપી. તેઓ હુઝૂર (સલ.)નો હુકમ તેમને પહોંચાડવા લાગ્યા. ઈસ્લામનો સંદેશ પહોંચાડતી વખતે જ કાફિરોએ એક માણસને ઈશારો કર્યો. તેણે મારા મામાને ભાલો માર્યો. ભાલો આરપાર નીકળી ગયો. મામાએ કહ્યું : અલ્લાહુ અકબર. કઅબાના પરવરદિગારની કસમ ! મારી ઈચ્છા તો પૂરી થઈ. ત્યાર પછી કાફિરો તેના સાથીઓ ઉપર તૂટી પડયા અને બધાને શહીદ કરી નાખ્યા : ફક્ત એક લંગડો માણસ બચી ગયો. તે પહાડ ઉપર ચઢી ગયો. હઝરત જિબ્રઈલ (અલૈ.)એ રસૂલુલ્લાહ (સલ.)ને ખબર આપી કે, તે લોકો પોતાના પાલનહાર પાસે પહોંચી ગયા. ખુદા તેમનાથી રાજી થઈ ગયો અને તેઓ ખુદાથી રાજી થઈ ગયા. હઝરત અનસ કહે છે કે, પહેલાં અમે કુર્આનમાં આ આયત પણ પઢતા હતા : **અન બલ્લિગૂ કવ્મના અનકદ લકીના રબ્બના ફરદિય અન્ના વ અરદાના** પરંતુ પાછળથી આ આયત મનસૂખ થઈ ગઈ. હુઝૂરે ચાળીસ દિવસ સુધી સવારે બની આમિરના ચાર કબીલાઓ માટે બદ્દુઆ કરી હિવા રિઅલ, ઝકવાન, બની લિહયાન અને બની ઉસય્યા. આ ચાર કબીલાઓએ ખુદા અને રસૂલની નાફરમાની કરી હતી.

(૧૦૦/૩૧૮૧) હઝરત જુન્દુબ ઈબ્ને સુફયાન કહે છે કે, એક લડાઈમાં હુઝૂર (સલ.)ની આંગળી લોહીવાળી થઈ ગઈ. આપે ફરમાવ્યું : આ તો ફક્ત એક આંગળી છે જે લોહીવાળી થઈ ગઈ અને અલ્લાહના રસ્તામાં તને તકલીફ થઈ છે.

**અલ્લાહના રસ્તામાં ઝખ્મી થવાનો સવાબ**

(૧૦૧/૩૧૮૨) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : નામદાર હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : તે ખુદાની કસમ ! જેના કબજામાં મારો જાન છે, જે માણસ અલ્લાહના રસ્તામાં ઝખ્મી થશે, કિયામતના દિવસે જ્યારે તે આવશે ત્યારે તેના લોહીનો રંગ તો લોહીના જેવો હશે, પરંતુ ખુશ્બૂ મુશ્ક (કસ્તુરી)ની ખુશ્બૂ જેવી હશે. ખુદા સારી રીતે જાણે છે કે તેના રસ્તામાં કોણ ઝખ્મી થાય છે.

**ખુદા તઆલા ફરમાવે છે : 'કુલ હલ તરબ્બસૂન બિના ઈલ્લા ઈહદલ હુસ્નયયનિ' કહી દો કે, તમે અમારા હકકમાં બે સારી વાતોમાંથી એક વાતની જરૂર રાહ જુઓ છો (જીત અથવા શહાદત)**

(૧૦૨/૩૧૮૩) અબૂ સુફયાન ઈબ્ને હરબની રિવાયતથી અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.) બયાન કરે છે કે, હિરકલે અબૂ સુફયાનને કહ્યું હતું કે, મેં તમને પૂછયું હતું કે, તમે તેમની સાથે લડાઈ કરો છો તો પરિણામ શું આવે છે ? તમે જવાબ આપ્યો કે, લડાઈ બરાબર રહે છે. કદી તેઓ વિજેતા બને છે અને કદી અમે. શરૂઆતમાં પયગમ્બરોની આવી જ હાલત રહે છે, પરંતુ છેવટે વિજય તેમને જ મળે છે.

**ખુદા તઆલા ફરમાવે છે : 'મિનલ મુઅમિનીન રિજાલુન સદકૂ મા આહદૂલ્લાહ અલયહિ ફમિન્હુમ મન કદા નહબહુ વ મિન્હુમ મંય્યન્તઝિર વ મા બદ્દલૂ તબ્દીલા.' મુસલમાનોમાં અમુક એવા માણસો છે જેમણે તે વચન પાળી બતાવ્યું જે ખુદા સાથે કર્યું હતું તેમનામાંથી અમુક લોકોએ તો પોતાનો સમય પૂરો કરી નાખ્યો અને અમુક લોકો રાહ જોઇ રહ્યા છે. તેમણે (પોતાનું વચન) બિલકુલ બદલ્યું નથી.**

(૧૦૩/૩૧૮૪) હઝરત અનસ કહે છે : મારા કાકા અનસ ઈબ્ને નઝર બદરની લડાઈમાં ભાગ લઈ શકયા ન હતા. એટલે (અફસોસ વ્યકત કરતાં) કહ્યું : યા રસૂલલ્લાહ ! હું આપની સાથે પહેલી જ લડાઈમાં ભાગ લઈ શક્યો નહીં. હવે જો ખુદાના હુકમથી હું કાફિરોની કોઈ લડાઈમાં હાજર રહ્યો તો ખુદા તઆલા જોશે કે હું (કાફિરો સાથે) શું કરૂં છું. જેથી જ્યારે ઉહદની લડાઈનો દિવસ આવ્યો અને મુસલમાનોને પરાજય મળ્યો ત્યારે અનસ ઈબ્ને નઝર કહેવા લાગ્યા : એય અલ્લાહ ! હું મારા સાથીઓના બદલ તારી પાસે માફી ચાહું છું અને કાફિરોના કર્તવ્ય અંગે નાપસંદગી દર્શાવું

છું. આમ કહીને લડાઈ માટે આગળ વધ્યા. સામેથી સઅદ ઈબ્ને મુઆઝ આવતા દેખાયા. અનસ ઈબ્ને નઝરે કહ્યું : સઅદ, હું જન્નતને પસંદ કરૂં છું. કસમ છે મારા પાલનહારની, મને ઉહદ તરફથી જન્નતની ખુશ્બૂ આવી રહી છે. સઅદે રસૂલુલ્લાહ (સલ.)ને કહ્યું : યા રસૂલલ્લાહ ! જે કામો અનસ ઈબ્ને નઝરે કર્યા છે તેવા કામો હું કરી શકતો નથી. હઝરત અનસ ઈબ્ને માલિક કહે છે કે, અમે યુધ્ધના મેદાનમાં અનસ ઈબ્ને નઝરને જોયા કે તેઓ શહીદ થઈ ચૂકયા હતા. તલવાર, ભાલા અને તીરના એંસીથી કંઈક વધારે ઘા તેમના શરીર પર હતા. કાફિરોએ તેમનું નાક અને કાન કાપી લીધા હતા. બીજું કોઈ તો તેમને ઓળખી શકયું નહીં, ફક્ત તેમની બહેને આંગળીઓના ટેરવાઓ પરથી તેમને ઓળખી લીધા. રાવી કહે છે : મારૂં માનવું છે કે, લગભગ એવા જ મુસલમાનો માટે આ આયત ઉતરી હતી : **મિનલ મુઅમિનીન રિજાલુન સદકૂ મા આહદૂલ્લાહ અલયહિ....** હઝરત અનસ કહે છે કે, અનસ ઈબ્ને નઝરની બહેનનું નામ રૂબય્યિઅ હતું. રૂબય્યિએ એક ઓરતનો દાંત તોડી નાખ્યો હતો. હુઝૂરે બદલો લેવાનો હુકમ આપ્યો. અનસ ઈબ્ને નઝર કહેવા લાગ્યા : યા રસૂલલ્લાહ ! તે ખુદાની કસમ ! જેણે આપને સચ્ચાઈની સાથે પયગમ્બર બનાવ્યા છે, રૂબય્યિઅનો દાંત તોડવામાં આવશે નહીં. જેથી તે ઓરતના વારસદારો છેવટે નુકસાની લેવા રાજી થઈ ગયા અને બદલો માફ કરી દીધો. હુઝૂરે સાંભળ્યું ત્યારે ફરમાવ્યું કે ખુદાના અમુક બંદાઓ એવા પણ છે કે જો ખુદાના ભરોસા પર કસમ ખાઈ લે તો ખુદા તેમની કસમ પૂરી કરે છે.

(૧૦૪/૩૧૮૫) હઝરત ઝૈદ ઈબ્ને સાબિત (રદિ.) કહે છે કે, મેં કાગળ ઉપર પૂરૂં કુર્આન લખ્યું, પરંતુ સૂરએ અહઝાબની એક આયત રહી ગઈ, જે મેં રસૂલુલ્લાહ (સલ.)ને પઢતાં સાંભળ્યા હતા. તે આયત ફક્ત ખુઝૈમા અનસારીને યાદ હતી. જેમના એકલાની ગવાહીને રસૂલુલ્લાહ (સલ.)એ બે માણસોની ગવાહી બરાબર ઠેરવી હતી. આયત આ પ્રમાણે હતી : **મિનલ મુઅમિનીન રિજાલુન સદકૂ મા આહદૂલ્લાહ અલયહિ....**

**જિહાદ કરતા પહેલા નેક કામો કરવાનું બયાન**

(૧૦૫/૩૧૮૬) અબૂ દરદા કહેતા હતા કે, તમે ફક્ત તમારા બળ પર કાફિરો સાથે લડો છો. ખુદા તઆલા ફરમાવે છે : **યાઅય્યુહલ્લઝીન આમનૂ લિમ તકૂલૂન મા લાતફઅલૂન. કબુર મકતન ઈન્દલ્લાહિ... બુન્યાનુ મ્મરસૂસ** હે ઈમાનવાળાઓ ! જે વાત પોતે કરતા નથી તે મોંથી શા માટે બોલો છો ? ખુદાની નજરમાં ભારે નાપસંદગીની





વાત એ છે કે, જે કામ કરો નહીં તે મોંથી કહો. ખુદા તઆલા તે લોકો સાથે મુહબ્બત કરે છે જે અલ્લાહના રસ્તામાં હારબંધ લડે છે. જાણે તેઓ સીસુ પીવડાવેલી દીવાલ છે.

(૧૦૬/૩૧૮૭) હઝરત બરા ઈબ્ને આઝિબ કહે છે : એક માણસ લોખંડી ટોપ પહેરીને હુઝૂર (સલ.)ની સેવામાં હાજર થયો અને કહ્યું : યા રસૂલલ્લાહ ! હું પહેલાં કાફિરો સાથે લડું કે મુસલમાન થાઉં ? આપે ફરમાવ્યું : પ્રથમ મુસલમાન થાઓ, પછી લડો. હુકમ અનુસાર તે પ્રથમ મુસલમાન થયો, પછી લડવા ગયો. ત્યાં શહીદ થઈ ગયો. હુઝૂરે ફરમાવ્યું : તેણે અમલ ઓછા કર્યા, પરંતુ તેને સવાબ ઘણો મળ્યો.

**જો કોઇને તીર વાગે અને તે મરી જાય, પરંતુ તીર મારનારની ખબર ન પડે કે તે કોણ છે, તો શું હુકમ છે ?**

(૧૦૭/૩૧૮૮) હઝરત અનસ ઈબ્ને માલિક કહે છે કે, સુરાકાની પત્ની ઉમ્મે રૂબય્યિઅ બિન્તે બરા મુબારક સેવામાં હાજર થયાં અને કહ્યું : યા રસૂલલ્લાહ ! આપ હારિસા (ઉમ્મે રૂબય્યિઅનો પુત્ર જે બદરની લડાઈમાં શહીદ થઈ ગયો હતો) વિષે કંઈ બયાન કરતા નથી. જો તે જન્નતમાં હોય તો હું સબ્ર કરૂં, નહીં તો તેના માટે ખૂબ રડું. લડાઈમાં હારિસાને એક તીર વાગ્યું હતું, ખબર નહીં કે તે કોણે માર્યું હતું. હુઝૂરે ફરમાવ્યું : ઉમ્મે હારિસા, જન્નતમાં ઘણી જન્નતો છે. તારો પુત્ર સૌથી શ્રેષ્ઠ જન્નતમાં પહોંચી ગયો છે.

**ખુદાનું નામ ફેલાવવા માટે જે માણસ જિહાદ કરે તેનો શું હુકમ છે ?**

(૧૦૮/૩૧૮૯) હઝરત અબૂ મૂસા કહે છે : એક માણસ હુઝૂર (સલ.)ની સેવામાં હાજર થયો અને કહ્યું : યા રસૂલલ્લાહ ! અમુક લોકો માલે ગનીમત માટે લડે છે. અમુક લોકો પ્રસિધ્ધિ માટે લડે છે અને અમુક લોકો પોતાનો દરજ્જો (બહાદુરીમાં) દેખાડવા માટે લડે છે. એમાંથી અલ્લાહના રસ્તામાં કોણ લડે છે ? ફરમાવ્યું : અલ્લાહના રસ્તામાં તે માણસ લડે છે જે અલ્લાહનું નામ ફેલાવવા માટે જિહાદ કરે છે.

**જેના પગ અલ્લાહના રસ્તામાં ધુળવાળા થઇ જાય તેનો શું. હુકમ છે ?**

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'મા કાન લિઅહલિલ મદીનતિ વ મન હવ્લહુમ મિનલ અઅરાબિ અંય્યતખલ્લફૂ અર્રસૂલિલ્લાહિ.... ઈન્નલ્લાહ લાયુદીઉ અજરલ મુહસિનીન'** ડિંવા **મદીનાવાળાઓ**

**અને તેમની આજુબાજુ રહેનારા ગામડીયાઓ માટે યોગ્ય નથી કે રસૂલુલ્લાહ (સલ.)ની સાથે ન જાય અથવા પોતાના જાનને રસૂલુલ્લાહ (સલ.)ના જાન કરતાં વધારે ચાહે. કારણ કે, એ લોકો અલ્લાહના રસ્તામાં ભૂખ અને તરસની જેટલી તકલીફ વેઠે છે; કાફિરો સામે આવ-જા કરે છે; જે માલ દુશ્મન પાસેથી છીનવી લે છે; તેમના એ બધા નેક અમલો લખી લેવામાં આવે છે. અલ્લાહ તઆલા નેક લોકોનો હક બરબાદ કરતો નથી.**

(૧૦૯/૩૧૯૦) હઝરત અબૂ અબ્સ કહે છે : નામદાર હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જે બંદાના પગ અલ્લાહના રસ્તામાં ધુળવાળા થયા હોય તેને આગ લાગી શકતી નથી.

**જો અલ્લાહના રસ્તામાં માથા પર ધુળ ચોંટી જાય તો તેને ખંખેરવી જાઇઝ છે**

(૧૧૦/૩૧૯૧) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ ઈકરિમા અને તેમના ભાઈ અલી ઈબ્ને અબ્દુલ્લાહને હદીસ સાંભળવા માટે હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.) પાસે મોકલ્યા. હઝરત અબૂ સઈદ અને તેમના ભાઈ પોતાના બાગમાં તે વખતે ઝાડોની સિંચાઈ કરી રહ્યા હતા. હઝરત અબૂ સઈદ જ્યારે તે લોકોને આવતા જોયા ત્યારે કામ છોડીને આવ્યા અને બંને ઘુંટણ વાળીને બેસી ગયા. પછી કહ્યું : અમે મસ્જિદ બાંધવા માટે એક એક ઈંટ ઉંચકીને લઈ જતા હતા અને અમ્માર બબ્બે ઈંટો લઈ જતા હતા. રસૂલુલ્લાહ (સલ.) જ્યારે અમ્માર પાસેથી પસાર થયા ત્યારે આપે તેમના માથા પરથી ધુળ ખંખેરીને ફરમાવ્યું : અમ્મારને એક બળવાખોર જુથ કત્લ કરી નાખશે. એ તેમને ખુદાની તરફ લાવશે અને તે એને દોઝખ તરફ લઈ જશે.

**યુદ્ધ પછી ગુસ્લ કરવાનું બયાન અને ધુળ (નું હોવું)**

(૧૧૧/૩૧૯૨) હઝરત આઈશા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) જ્યારે ખન્દકની લડાઈ પછી પાછા આવ્યા અને હથિયાર ઉતારીને ગુસ્લ કરી ચૂક્યા ત્યારે હઝરત જિબ્રઈલ આવ્યા. તે વખતે હઝરત જિબ્રઈલ (અલૈ.)ના માથા પર ધુળ ચોંટેલી હતી. આવીને રસૂલુલ્લાહ (સલ.)ને કહેવા લાગ્યા : આપે તો હથિયાર ઉતારી નાખ્યા, પરંતુ ખુદાની કસમ ! મેં હજુ સુધી હથિયારો ઉતાર્યા નથી. રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : ક્યાં જવાનો ઈરાદો છે ? હઝરત જિબ્રઈલે કહ્યું : આ બાજુ કિંવા બની કુરૈઝા તરફ. હઝરત આઈશા કહે છે : પછી તે બાજુએ રસૂલુલ્લાહ (સલ.) ગયા.



**ખુદા તઆલા ફરમાવે છે : 'વ લાતહસબન્નલ્લઝીન કુતિલૂ ફી સબીલિલ્લાહી અમ્વાતન બલ અહયાઉન ઇન્દ રબ્બિહિમ યુર્ઝકૂન. ફરિહીન બિમા આતાહુમુ લ્લાહુ મિન ફદલિહિ ...વ અન્નલ્લાહ લાયુદીઉ અજરલ મુઅમિનીન' જે લોકો અલ્લાહના રસ્તામાં માર્યા ગયા તેમને મરેલા સમજો નહીં. તેઓ જીવંત છે. તેમને રોજી મળે છે. ખુદા તઆલાએ પોતાના ફઝલથી તેમને જે કંઈ આપ્યું છે તેનાથી તેઓ ખુશ છે....**

(૧૧૨/૩૧૯૩) હઝરત અનસ ઈબ્ને માલિક (રદિ.) કહે છે કે, રિઅલ, ઝકવાન અને ઉસય્યા જેમણે ખુદા અને રસૂલની નાફરમાની કરી હતી અને 'મઊના' કુવાવાળાઓને શહીદ કરી નાખ્યા હતા. તેમના માટે રસૂલુલ્લાહ (સલ.)એ ૩૦ દિવસ સુધી સવારે બદ્દુઆ કરી હતી. હઝરત અનસ કહે છે : 'મઊના' કુવા-વાળાઓ માટે આ આયત ઉતરી હતી : **બલ્લિગૂ કવ્મના અન કદ લકીના રબ્બના ફરદિય અન્ના વ રદીના અન્હુ** અમે એને પઢતા હતા, પરંતુ પાછળથી એ આયત મનસૂખ થઈ ગઈ.

(૧૧૩/૩૧૯૪) હઝરત જાબિર ઈબ્ને અબ્દુલ્લાહ (રદિ.) કહે છે કે, ઉહદની લડાઈના દિવસે સવારે અમુક લોકોએ શરાબ પીધી હતી, પરંતુ પાછળથી તેઓ શહીદ થઈ ગયા.

**શહીદ પર ફરિશ્તાઓ છાંયડો કરે છે**

(૧૧૪/૩૧૯૫) હઝરત જાબિર ઈબ્ને અબ્દુલ્લાહ (રદિ.) કહે છે કે, મારા પિતા (ની લાશ)ને હુઝૂર (સલ.)ની સામે મૂકવામાં આવી. કાફિરોએ તેમના નાક-કાન કાપી નાખ્યા હતા. મેં જઈને ચહેરો ખોલીને જોવાનો ઈરાદો કર્યો, પરંતુ કોમવાળાઓએ ઈન્કાર કર્યો. એવામાં એક રડનારનો અવાજ આવ્યો. લોકોએ કહ્યું કે, અમ્રની બહેન છે. હુઝૂરે પૂછ્યું, એ કેમ રડે છે ? એના પર તો ફરિશ્તાઓ બરાબર પાંખોનો છાંયડો કરી રહ્યા છે.

**શહીદો દુનિયામાં પાછા આવવાની તમન્ના રાખે છે**

(૧૧૫/૩૧૯૬) હઝરત અનસ ઈબ્ને માલિક કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જે માણસ જન્નતમાં દાખલ થઈ જાય છે તે પછી એ વાત પસંદ કરતો નથી કે બીજીવાર તેને દુનિયામાં મોકલવામાં આવે અને પૃથ્વી પરની દરેક વસ્તુ તેને આપી દેવામાં આવે. હા, શહીદ એ વાતની તમન્ના ધરાવે છે કે બીજીવાર દુનિયામાં જઈને દસવાર શહીદ થાય. કારણકે, તેને શહાદતના સર્વોચ્ચ દરજ્જાઓ દેખાય છે.

**તલવારોના ચળકાટની નીચે જન્નત છે**

(૧૧૬/૩૧૯૭) હઝરત મુગીરા ઈબ્ને શુઅબા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : અમારામાંથી જે માણસ માર્યા જાય છે તે જન્નતમાં જાય છે.

(૧૧૭/૩૧૯૮) હઝરત ઉમર (રદિ.)એ હુઝૂર (સલ.)ને પૂછયું હતું : શું એવી વાત નથી કે આપણા શહીદો જન્નતમાં જાય છે અને તેના કત્લ થયેલા દોઝખમાં જાય છે ? ફરમાવ્યું : બેશક છે.

(૧૧૮/૩૧૯૯) હઝરત ઈબ્ને અબૂ ઓફા કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું હતું : જન્નત તલવારોના પડછાયા નીચે છે.

## જિહાદ માટે બાળકની તમન્ના કરવી

(૧૧૯/૩૨૦૦) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : એકવાર હઝરત સુલયમાન (અલૈ.)એ કહ્યું કે, આજે રાત્રે હું સો અથવા નવ્વાણું ઓરતો પાસે જઈશ. દરેકના પેટે અલ્લાહના રસ્તામાં જિહાદ કરનાર એક શુરવીર પેદા થશે. હઝરત સુલયમાન (અલૈ.)ના સાથીએ કહ્યું કે, 'ઈન્શાઅલ્લાહ' પણ બોલો, પરંતુ હઝરત સુલયમાન (અલૈ.) ઈન્શાઅલ્લાહ બોલ્યા નહીં. પરિણામ એ આવ્યું કે, કોઈ ઓરત પણ સગર્ભા બની નહીં. ફક્ત એક ઓરતને અડધું બચ્ચું થયું. હુઝૂર ફરમાવે છે : તે જાતની કસમ ! જેના શક્તિશાળી હાથમાં મુહમ્મદનો જાન છે, જો તેઓ ઈન્શાઅલ્લાહ બોલત તો બધા જ અલ્લાહના રસ્તામાં જિહાદ કરનાર યોદ્ધાઓ પેદા થાત.

## લડાઈમાં શુરવીરતા અને કાયરતા બતાવવાનું બયાન

(૧૨૦/૩૨૦૧) હઝરત અનસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) સૌથી વધુ ખૂબસુરત, સૌથી વધુ બહાદુર અને સૌથી વધુ સખી હતા. એક વાર (દુશ્મનથી) બધા મદીનાવાસીઓ ભયભીત થઈ ગયા હતા. રસૂલુલ્લાહ (સલ.) એકલા ઘોડા પર સવાર થઈને સૌ પ્રથમ (ભયની દિશામાં) ગયા હતા અને પાછા આવીને ફરમાવ્યું હતું કે, આ ઘોડો તો અમને દરિયા જેવો લાગ્યો.

(૧૨૧/૩૨૦૨) હઝરત જુબેર ઈબ્ને મુતઈમ કહે છે કે, હુનૈનથી પાછા ફરતી વખતે અમે લોકો રસૂલુલ્લાહ (સલ.)ની સાથે આવી રહ્યા હતા. રસ્તામાં ગામડીયાઓ રસૂલુલ્લાહ (સલ.)ને વળગી પડયા અને માંગવા લાગ્યા. અહીં સુધી કે રસૂલુલ્લાહ (સલ.)ને એક ઝાડ તરફ દબાવી દીધા અને ચાદર ખેંચી લીધી. હુઝૂર ઉભા થઈ ગયા અને ફરમાવ્યું : મને મારી ચાદર આપી દો. જો મારી પાસે આ જંગલના પાંદડાઓ જેટલા ઊંટો હોત અને હું તમને બધાને વહેંચી દેત તો



તમે મને કંજૂસ, જૂઠો અને કાયર ન જાણત.

## કાયરતાથી પનાહ માંગવાનું બયાન

(૧૨૨/૩૨૦૩) હઝરત સઅદ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) દરેક નમાઝ પછી બોલતા : **અલ્લાહુમ્મ ઈન્ની અઊઝુ બિક મિનલ જુબ્નિ વ અઊઝુ બિક અન ઉર દ ઈલા અરઝલિલ ઉમુરિ વ અઊઝુ બિક મિન ફિત્નતિ દુન્યા વ અઊઝુ બિક મિન અઝાબિલ કબ્રિ.** એય અલ્લાહ ! હું કાયરતાથી તારી પનાહ માંગું છું. નકામી ઉમરથી તારી પનાહ માંગું છું. દુનિયાના ફિત્નાઓથી તારી પનાહ માંગું છું અને કબ્રના અઝાબથી તારી પનાહ માંગું છું. જેવી રીતે ઉસ્તાદ બાળકોને લખવાનું શીખવે છે તેવી રીતે હઝરત સઅદ પોતાના બાળકોને આ દુઆ શીખવતા હતા.

(૧૨૩/૩૨૦૪) હઝરત અનસ કહે છે : રસૂલુલ્લાહ (નમાઝ પછી) આ દુઆ પઢતા હતા, **અલ્લાહુમ્મ ઈન્ની અઊઝુ બિક મિનલ અજ્ઝિ વલ કસિલ વલ જુબ્નિ વલ હરમિ વ અઊઝુ બિક મિન ફિત્નતિલ મહયા વલ મમાતિ વ અઊઝુ બિક મિન અઝાબિલ કબ્રિ.** એય અલ્લાહ ! હું કમઝોરી, આળસ, કાયરતા અને વૃદ્ધાવસ્થાથી તારી પનાહ માંગું છું. ઝિન્દગી અને મોતની કસોટીથી તારી પનાહ માંગું છું અને કબ્રના અઝાબથી તારી પનાહ માંગું છું.

## જો કોઈ માણસ જિહાદમાં પોતે શામિલ હોવાનું વર્ણન કરે તો જાઈઝ છે. સઅદની રિવાયતથી અબૂ ઉસ્માને આ વિષયની હદીસ વર્ણન કરી છે.

(૧૨૪/૩૨૦૫) હઝરત સાઈબ ઈબ્ને યઝીદ કહે છે કે, હું હઝરત તલ્હા, હઝરત સઅદ, હઝરત મિકદાદ અને હઝરત અબ્દુર્રહમાન ઈબ્ને ઓફ સાથે રહ્યો, પરંતુ કોઈને રસૂલુલ્લાહ (સલ.)ની કોઈ હદીસ બયાન કરતા જોયા નહીં. ફક્ત હઝરત તલ્હા ઉહદની લડાઈના બનાવો બયાન કરતા હતા.

## કાફિરો સાથે લડવા માટે જવું, જિહાદ કરવું અને જિહાદની નિય્યત કરવી વાજિબ છે.

**ખુદા તઆલા ફરમાવે છે : 'ઈન્ફિરૂ ખિફાફં વ્વ સિકાલં વ્વ જાહિદૂ બિઅમ્વાલિકુમ વ અન્ફુસિકુમ ફી સબીલિલ્લાહિ ઝાલિકુમ ખયરુલ્લકુમ ઈન કુન્તુમ તઅલમૂન. લવ કાન અરદન કરીબં વ્વ સફરન કાસિદન.... વલ્લાહુ યઅલમુ ઈન્નહુમ લકાઝિબૂન'** ઉંવા હલકા અને ભારે નીકળો. પોતાના

**જાન અને માલ સાથે અલ્લાહના રસ્તામાં જિહાદ કરો. જો તમે જાણતા હોય તો એ જ તમારા માટે સારૂં છે. જો માલ નજીક હોત અને સફર આસાન હોત તો અમે તમારી સાથે આવત. ખુદા સારી રીતે જાણે છે કે, તેઓ જુઠા છે. બીજી આયતમાં આવ્યું છે : 'યા અય્યુ હલ્લઝીન આમનૂ મા લકુમ ઇઝા કીલ લકુમુન્ફિરૂ ફી સબીલિલ્લાહિસ્સાકલતુમ ઇલલ અર્દિ અરદીતુમ બિલ હયાતિદ્ દુન્યા મિનલ આખિરતિ ફમા મતાઉલ હયાતિદ્ દુન્યા ફીલ આખિરતિ ઇલ્લા કલીલ. હે ઇમાનવાળાઓ ! તમને શું થઇ ગયું છે કે, જ્યારે તમને કહેવામાં આવે છે કે અલ્લાહના રસ્તામાં જિહાદ કરવા નીકળો ત્યારે જમીન પર પડી જાઓ છો ! શું તમે આખિરતની ઝિન્દગી છોડીને દુન્યવી ઝિન્દગી પસંદ કરો છો ? જો કે દુન્યવી સામાન આખિરતની સરખામણીમાં ફકત થોડોક જ છે. હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.)ની નજીક 'ફન્ફિરૂ સુબાતિન'નો અર્થ એ છે કે, અલગ અલગ ટુકડી બનાવીને કાફિરોના મુકાબલા માટે નીકળો**

(૧૨૫/૩૨૦૬) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, મક્કાના વિજયના દિવસે હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, મક્કાના વિજય પછી હિજરત તો રહી નથી, પરંતુ જિહાદ અને જિહાદની નિય્યતનો સવાબ બાકી છે. જ્યારે તમને જિહાદ માટે બોલાવવામાં આવે તો જરૂર જાઓ.

**જો કોઇ કાફિર મુસલમાનને શહીદ કરી નાખે, પછી મુસલમાન થઇને પોતાની હાલત ઠીક કરી લે, પછી તે પોતે શહીદ થઇ જાય તો શું હુકમ છે ?**

(૧૨૬/૩૨૦૭) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, ખુદા તઆલા બે માણસોને જોઇને હસે છે. જો કે તેમાંનો એક કત્લ કરનાર અને બીજો કત્લ થનાર હોય છે. વાત એમ છે કે, જ્યારે એક માણસ અલ્લાહના રસ્તામાં જિહાદ કરે છે અને માર્યો જાય છે ત્યારે જન્નતમાં દાખલ થાય છે, પછી કત્લ કરનાર ખુદા પાસે તૌબા કરે છે અને અલ્લાહના રસ્તામાં લડીને શહીદ થઈ જાય છે.

(૧૨૭/૩૨૦૮) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, ખૈબરના વિજય પછી જ્યારે હુઝૂર (સલ.) ખૈબરમાં હતા ત્યારે હું સેવામાં હાજર થયો અને કહ્યું : યા રસૂલલ્લાહ ! મને પણ ભાગ આપો. ઇબ્ને સઈદે કહ્યું : યા રસૂલલ્લાહ ! એને ભાગ ન આપો. મેં કહ્યું : હુઝૂર, એણે (ઉહદની લડાઈના દિવસે) ઇબ્ને કૌકલ (સહાબી)ને



શહીદ કર્યો હતો. ઇબ્ને સઈદે કહ્યું : આ જંગલી અંગે નવાઈ લાગે છે, '**કદૂમિ દાન**' પહાડ પરથી ઉતરીને આવ્યો છે. (ડિંવા ભરવાડ છે) અમારી ઉપર એક મુસલમાનને શહીદ કરવાનો આરોપ મૂકે છે. અરે ! ખુદા તઆલાએ તેને મારા હાથે (શહીદ કરાવીને) ઇઝઝત આપી. (જન્નતમાં દાખલ કર્યો) અને મને તેના હાથે (કત્લ કરાવીને દોઝખમાં દાખલ થવાની) ઝિલ્લતમાંથી બચાવ્યો.

**જિહાદ કરવાના વિચારથી રોઝો ન રાખવાનું બયાન**

(૧૨૮/૩૨૦૯) હઝરત અનસ (રદિ.) કહે છે કે, અબૂ તલહા (રદિ.) રસુલુલ્લાહ (સલ.)ના સમયમાં જિહાદમાં ભાગ લેવાના ઈરાદાથી રોઝા રાખતા ન હતા, પરંતુ હુઝૂરની વફાત પછી ઈદુલ ફિત્ર અને ઈદુદ્ દુહા સિવાય મેં તેમને બિનરોઝાદાર જોયા નથી.

**લડાઈમાં શહીદ થવા સિવાય સાત પ્રકારની બીજી શહાદતો છે**

(૧૨૯/૩૨૧૦) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : પાંચ માણસો શહીદ છે. પ્લેગથી મરનાર, કોલેરાથી મરનાર, પેટની બીમારીમાં મરનાર, અલ્લાહના રસ્તામાં શહીદ થનાર અને ડૂબીને મરનાર.

(૧૩૦/૩૨૧૧) હઝરત અનસ (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : પ્લેગ દરેક મુસલમાનની શહાદતનું કારણ છે.

**ખુદા તઆલા ફરમાવે છે : 'લાયસ્તવીલ કાઇદૂન મિનલ મુઅમિનીન ગયરૂ ઊલિદ્ દરરિ વલ મુજાહિદૂન ફી સબીલિલ્લાહિ બિ અમ્વાલિહિમ વ અન્ફુસિહિમ....' ડિંવા જે મુસલમાનો (શારીરિક) તકલીફ વગર બેસી રહ્યા છે તેઓ તે લોકોની બરાબર થઇ શકે નહી જેઓ અલ્લાહના રસ્તામાં જાન-માલ સાથે કોશિશ કરે છે**

(૧૩૧/૩૨૧૨) હઝરત બરા ઈબ્ને આઝિબ કહે છે કે, ઈબ્ને ઉમ્મે મકતુમે પોતાના અંધ હોવાનું કારણ મુબારક સેવામાં રજૂ કર્યું ત્યારે '**લાયસ્તવીલ કાઈદૂન**'ની આયત ઉતરી. ઉપરોક્ત આયત ઉતરી ત્યારે હુઝૂરે ઝેદને (લખવા માટે) બોલાવ્યા. ઝેદ ખભાનું હાડકું લઈને હાજર થયા અને આયત લખી લીધી.

(૧૩૨/૩૨૧૩) હઝરત ઝેદ ઈબ્ને સાબિત કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ મારી પાસે આ આયત **લાયસ્તવીલ કાઈદૂન મિનલ મુઅમિનીન વલ મુજાહિદૂન ફી સબીલિલ્લાહિ** લખાવી. આપ લખાવી રહ્યા હતા, એવામાં ઈબ્ને ઉમ્મે મકતુમ હાજર થયા અને કહ્યું : જો મારામાં જિહાદની તાકાત હોત તો હું

જરૂર જિહાદ કરત. કારણ એ હતું કે, ઈબ્ને ઉમ્મે મકતૂમ અંધ હતા. એ પરથી ખુદા તઆલાએ ઉપરોક્ત આયતમાં **ગયરૂ ઊલિદ્ દરરિ**નો શબ્દ ઉતાર્યો. પૂરી આયત ઉતરતી વખતે હુઝૂર (સલ.)ની જાંઘ મારી જાંઘ પર હતી અને (વહીનું) મારી જાંઘ પર એટલું વજન વધી ગયું કે, મને મારી જાંઘ તૂટવાનો ડર લાગ્યો.

**લડતી વખતે સબ્ર કરવાનું બયાન**

(૧૩૩/૩૨૧૪) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબૂ ઔફા કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું હતું કે, જ્યારે તમે કાફિરો સાથે મુકાબલો કરો તો સબ્ર કરજો.

**કાફિરો સાથે લડવાનું પ્રોત્સાહન આપવું. ખુદા તઆલા ફરમાવે છે : 'વ હર્રિદિલ મુઅમિનીન અલલ કિતાલિ' ઉિવા મુસલમાનોને યુદ્ધ માટે ઉત્તેજન આપો**

(૧૩૪/૩૨૧૫) હઝરત અનસ (રદિ.) કહે છે કે, નામદાર હુઝૂર (સલ.) ખન્દક તરફ ગયા ત્યારે જોયું કે, મુહાજિરો અને અનસારો ઠંડી હોવા છતાં ખાઈ ખોદી રહ્યા છે. કારણ કે, તે લોકો પાસે ગુલામો ન હતા કે તે કામ પુરૂં કરી નાખે. નાછુટકે તેઓ જ કરી રહ્યા હતા. હુઝૂરે તેમની તકલીફ અને ભૂખ જોઈને ફરમાવ્યું કે, એય અલ્લાહ ! મુહાજિરો અને અનસારોને બખ્શી દે. કારણ કે, ઝિન્દગી હકીકતમાં આખિરતની જ છે. મુહાજિરો અને અનસારોએ જવાબમાં કહ્યું : અમે જ મુહમ્મદના હાથ પર જિહાદ કરવાની શરતે હંમેશા માટે બૈઅત કરી છે અને જ્યાં સુધી જીવંત છીએ ત્યાં સુધી આ શરત પર કાયમ રહીશું.

**ખાઇ ખોદવી**

(૧૩૫/૩૨૧૬) હઝરત અનસ (રદિ.) કહે છે કે, મુહાજિરો અને અનસારો મદીનાની આજુબાજુ ખાઈ ખોદીને પોતાની પીઠ પર માટી ઉંચકીને ફેંકતા હતા અને કહેતા હતા : અમે જ મુહમ્મદના હાથ પર હંમેશા માટે ઈસ્લામની બૈઅત કરી છે અને જ્યાં સુધી જીવંત છીએ ત્યાં સુધી એના પર કાયમ રહીશું. હુઝૂર (સલ.) જવાબમાં ફરમાવતા હતા : 'એય અલ્લાહ ! મુહાજિરો અને અનસારોને બરકત આપ, કારણ કે, ભલાઈ હકીકતમાં આખિરતની જ ભલાઈ છે.

(૧૩૬/૩૨૧૭) હઝરત બરા ઈબ્ને આઝિબ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) માટી ઉંચકી ઉંચકીને ફેંકતા હતા અને કહેતા હતા : (એય અલ્લાહ !) જો તું અમને હિદાયત ન આપત તો અમને હિદાયત (સાચો માર્ગ) ન મળત.

(૧૩૭/૩૨૧૮) હઝરત બરા ઈબ્ને આઝિબ (રદિ.) કહે છે કે, અહઝાબની લડાઈના દિવસે રસૂલુલ્લાહ (સલ.) માટી



ઉંચકી ઉંચકીને ફેંકતા હતા. માટીના કારણે મુબારક પેટની સફેદી બિલકુલ અદ્રશ્ય થઈ ગઈ હતી. આપ ફરમાવતા હતા કે, એય અલ્લાહ ! જો તું અમને હિદાયત ન આપત તો ન અમને હિદાયત મળત, ન અમે સદકો આપત, ન નમાઝ પઢત. અમારા માટે દિલની શાંતિનો હુકમ ઉતાર. કાફિરોના મુકાબલામાં અમને ભાગ રાખ. હકીકતમાં એ લોકોએ અમારા પર ઝુલ્મ કર્યો છે. તે અમને ફિત્નામાં સંડોવવા માંગે છે, પરંતુ અમે ઈન્કાર કરીએ છીએ.

**જો કોઇ મજબુરીના કારણે કોઇ માણસ જિહાદમાં ભાગ ન લઇ શકે તો શું હુકમ છે ?**

(૧૩૮/૩૨૧૯) હઝરત અનસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) તબૂકની લડાઈમાં હતા. એવામાં આપે ફરમાવ્યું : કેટલાક લોકો મદીનામાં જ આપણાથી છુટા પડીને રહી ગયા છે. મજબૂરીના લીધે તેઓ આપણી સાથે આવી શકયા નથી. એટલે આપણે ખીણોના ઉંચા નીચા રસ્તાઓમાં જ્યાં પણ હોઈએ અને જે રસ્તો કાપીએ ત્યાં તેઓ (હકીકતમાં) આપણી સાથે છે.

**જિહાદમાં રોઝો રાખવાનું બયાન**

(૧૩૯/૩૨૨૦) હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જે માણસ જિહાદમાં એક રોઝો પણ રાખશે તેને અલ્લાહ તઆલા દોઝખથી ૭૦ વર્ષના રસ્તાના અંતરે દૂર રાખશે.

**ખુદાના રસ્તામાં ખર્ચ કરવાનું બયાન**

(૧૪૦/૩૨૨૧) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જે માણસ અલ્લાહના રસ્તામાં કોઈ જોડી (બે રૂપિયા, બે પૈસા, બે ઘોડા વગેરે) આપશે તેને જન્નતના દરેક દરવાજાનો ચોકીદાર (અંદર દાખલ થવા માટે) બોલાવશે, એય ફલાણા ભાઈ ! આ બાજુ આવો. હઝરત અબૂબક્રે પૂછ્યું : યા રસૂલલ્લાહ ! પછી તો તેને કોઈ ડર રહેશે નહીં, જે દરવાજેથી ઈચ્છશે ત્યાંથી દાખલ થઈ જશે. ફરમાવ્યું : મને આશા છે કે, તમે તે લોકોમાંથી જ હશો.

(૧૪૧/૩૨૨૨) હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.) કહે છે : એક દિવસ રસૂલુલ્લાહ (સલ.)એ મિમ્બર પર ઉભા થઈને ફરમાવ્યું : મને મારા પછી તમારા માટે માત્ર એટલો ભય છે કે, ઝમીનની બરકતોના ખઝાના તમારા માટે ખોલી દેવામાં આવશે. (તમે તેમાં તલ્લીન ન બની જાઓ) ત્યાર પછી હુઝૂરે એક પછી એક મોજશોખની વસ્તુઓનો ઉલ્લેખ કર્યો. એક માણસે ઉભા થઈને પૂછ્યું, શું સારી વસ્તુ (દુન્યવી માલ)માંથી પણ

બુરાઈ જન્મી શકે છે ? આપ ચુપ થઈ ગયા. અમને લાગ્યું કે, આપના ઉપર વહી આવી રહી છે. બધા લોકો પણ ચુપ હતા. એવું લાગતું હતું કે, એમના માથાઓ ઉપર પક્ષીઓ બેઠાં છે, થોડીવાર પછી હુઝૂરે મુબારક ચહેરા પરથી પરસેવો લૂછીને ત્રણ વાર ફરમાવ્યું : હમણા જે માણસે સવાલ પૂછયો હતો તે ક્યાં છે ? શું તે (દુન્યવી માલ) કોઈ સારી વસ્તુ છે ? બેશક, સારી વસ્તુમાંથી સારી વસ્તુ જ જન્મે છે, પરંતુ વસંત ઋતુની હરિયાળી (જો કે સારી છે, પરંતુ) ક્યારેક મારી પણ નાખે છે અથવા મરણતોલ બનાવી દે છે. હા, જે જાનવર તે હરિયાળી એટલી ખાય કે જ્યારે ખાડા પૂરાઈ જાય ત્યારે તડકામાં જઈને આળોટે, વાગોળે, મળમૂત્ર કરે, પછી આવીને ચરવાનું શરૂ કરે તો એ હરિયાળી તેને તબાહ કરતી નથી. દુનિયાનો આ માલ લીલોછમ છે, મીઠો છે, પરંતુ હકીકતમાં તે મુસલમાનનો માલ સારો છે, જે હક્ક રૂપે તેને લે છે. પછી મુજાહિદોને, યતીમોને, મિસ્કીનોને અને મુસાફિરોને આપે છે. જે માણસ નાહક્ક માલ લે છે તે એવા ખાનાર જેવો છે જે કેટલું પણ ખાય, પરંતુ ધરાતો નથી. એવો માલ કિયામતના દિવસે માલના માલિક વિરૂદ્ધ ગવાહી આપશે.

**જે માણસ ગાઝી (સૈનિક, યોદ્ધા)ના સામાનની વ્યવસ્થા કરે અથવા તેની પાછળ તેના ઘરની સારસંભાળ રાખે તો શું સવાબ છે ?**

(૧૪૨/૩૨૨૩) હઝરત ઝેદ ઈબ્ને ખાલિદ કહે છે કે રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : જે માણસ ગાઝીના સામાનની વ્યવસ્થા કરે તે પણ ગાઝી છે અને જે માણસ ગાઝીની પાછળ તેના ઘરની સારી રીતે સારસંભાળ રાખે તે પણ ગાઝી છે.

(૧૪૩/૩૨૨૪) હઝરત અનસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) મદીનામાં પોતાની પત્નીઓ અથવાં ઉમ્મે સુલૈમના ઘર સિવાય બીજા કોઈના ઘરમાં જતા ન હતા. કહેવામાં આવ્યું કે, આપ ઉમ્મે સુલૈમના ઘેર જાઓ છો ! ફરમાવ્યું : મને તેના પર રહમ આવે છે. એનો ભાઈ મારા સંગાથમાં શહીદ થયો છે.

**કાફિરો સાથે લડતી વખતે ખૂશ્બૂ લગાડવાનું બયાન**

(૧૪૪/૩૨૨૫) મૂસા ઈબ્ને અનસે યમામાની લડાઈ (જે સિદ્દીકે અકબરના સમયમાં મુસય્લમા કઝ્ઝાબ સાથે થઈ હતી)નો ઉલ્લેખ કરતાં કહ્યું કે, હઝરત અનસ સાબિત ઈબ્ને કૈસ પાસે ગયા અને પૂછ્યું, કાકા ! લડાઈમાં કેમ ગયા નહીં ? હઝરત સાબિતે કહ્યું : ભત્રીજા ! હમણા આવું છું. આમ કહીને હઝરત સાબિત પોતાની બંને જાંઘો પર ખૂશ્બૂ મસળવા લાગ્યા. ખૂશ્બૂ મસળ્યા પછી લડાઈની



હરોળમાં આવીને બેસી ગયા. લડાઈમાં જ્યારે મુસલમાનોની હાર થઈ અને મુસલમાનો નાસવા માંડયા ત્યારે હઝરત સાબિતે કહ્યું : અમારી સામેથી હટી જાઓ, અમે કાફિરો સાથે લડીશું. રસૂલુલ્લાહ (સલ.)ના સમયમાં અમે આવું કરતા ન હતા. (લડાઈમાંથી નાસતા ન હતા) તમે તમારા દુશ્મનોની આ ખરાબ આદત અપનાવી છે.

**લશ્કરની પ્રથમ ટુકડી (જેને દુશ્મનની બાતમી મેળવવા માટે મોકલવામાં આવે છે)નો સવાબ**

(૧૪૫/૩૨૨૬) હઝરત જાબિર (રદિ.) કહે છે કે, ખન્દકની લડાઈના દિવસે હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : મારી પાસે કાફિરોની ખબર કોણ લઈ આવશે ? હઝરત ઝુબેરે કહ્યું, હું. ફરી આપે ફરમાવ્યું : તે લોકોની ખબર મને કોણ આપશે ? હઝરત ઝુબેરે કહ્યું : હું. ફરમાવ્યું : દરેક નબીનો કોઈ નિઃસ્વાર્થ મદદગાર હોય છે અને મારા નિઃસ્વાર્થ મદદગાર ઝુબેર છે.

**શું ઇમામ એકલા અટુલા માણસને દુશ્મનની ખબર લાવવા માટે મોકલી શકે છે ?**

(૧૪૬/૩૨૨૭) હઝરત જાબિર (રદિ.) કહે છે કે, (ખન્દકની લડાઈના દિવસે દુશ્મનોની ખબર લાવવા માટે) રસૂલુલ્લાહ (સલ.)એ લોકોને અવાજ દીધો. હઝરત ઝુબેરે હકારમાં જવાબ આપ્યો. આપે બીજીવાર લોકોને સાદ દીધો. ત્યારે પણ હઝરત ઝુબેરે હકારમાં જવાબ આપ્યો. હુઝૂરે ત્રીજીવાર લોકોને અવાજ દીધો. ફરી હઝરત ઝુબેરે હકારમાં જવાબ આપ્યો. ફરમાવ્યું : દરેક નબીનો કોઈ નિઃસ્વાર્થ મદદગાર હોય છે અને મારા નિઃસ્વાર્થ મદદગાર ઝુબેર છે.

**બે માણસોનું સાથે સફર કરવાનું બયાન**

(૧૪૭/૩૨૨૮) હઝરત માલિક ઈબ્ને હુવયરિસ કહે છે કે, હું અને મારો સાથી હુઝૂર (સલ.) પાસેથી પાછા ફર્યા ત્યારે હુઝૂરે ફરમાવ્યું : તમે અઝાન આપો. ઈકામત કહો અને તમારા બંનેમાં જે મોટું હોય તે ઈમામત કરે.

**કિયામત સુધી ઘોડાઓની કેશવાળીઓ સાથે ભલાઇ સંકળાયેલી છે**

(૧૪૮/૩૨૨૯) ઈબ્ને ઉમર (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, કિયામત સુધી ઘોડાઓની કેશવાળીઓ સાથે ભલાઈ સંકળાયેલી છે.

(૧૪૯/૩૨૩૦) હઝરત ઉરવા ઈબ્ને જઅદ કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : ઘોડાઓની કેશવાળીઓ સાથે કિયામત સુધી ભલાઈ સંકળાયેલી છે.

(૧૫૦/૩૨૩૧) હઝરત અનસ (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, ઘોડાઓની કેશવાળીઓમાં બરકત છે.

**ઇમામ ન્યાયી હોય કે અન્યાયી (ફાસિક) ગમે તે સ્વરૂપમાં જિહાદ જરૂરી છે. કારણ કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું છે કે, ઘોડાઓની કેશવાળીઓ સાથે કિયામત સુધી ભલાઇ સંકળાયેલી છે**

(૧૫૧/૩૨૩૩) હઝરત ઉરવા કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : ઘોડાઓની કેશવાળીઓ સાથે કિયામત સુધી ભલાઈ કિંવા આખિરતનો સવાબ અથવા માલે ગનીમત સંકળાયેલો છે.

**જિહાદ માટે ઘોડાઓ તૈયાર કરવાનું બયાન. ખુદા તઆલાએ ફરમાવ્યું છે : 'વ મિ રિબાતિલ ખયલિ'**

(૧૫૨/૩૨૩૪) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જે માણસ જિહાદ માટે કોઈ ઘોડો રાખશે, ખુદા પર ઈમાન પણ રાખશે અને તેના વાયદાને સાચો માનશે તો ઘોડાને પેટ ભરીને ઘાસચારો આપવો, પાણી પીવડાવવું, ઘોડાનું મળમૂત્ર કરવું. આ બધી વસ્તુઓ તે માણસના નેકીઓના પલ્લામાં મૂકવામાં આવશે.

**ઘોડો, ગધેડો વગેરેનું નામ રાખવું**

(૧૫૩/૩૨૩૫) હઝરત અબૂ કતાદા કહે છે કે, (હુદયબિય્યાના વરસે) હું હુઝૂર (સલ.)ની સાથે જઈ રહ્યો હતો. સંજોગોવશાત કેટલાક સહાબા સાથે પાછળ રહી ગયો. બધાનો ઈહરામ હતો. હું મુહરિમ ન હતો. સાથીઓને એક જંગલી ગધેડો દેખાયો, પરંતુ હું જોઈ શક્યો નહીં. છેવટે મેં જોયો અને મારા જરાદા નામના ઘોડા પર સવાર થઈને સાથીઓ પાસે કોરડો માગ્યો. તેમણે દેવાનો ઈન્કાર કર્યો. નાછૂટકે મેં પોતે (ઉતરીને) કોરડો લીધો અને જંગલી ગધેડા પર હુમલો કરીને તેને ઝખ્મી કરી દીધો અને પકડી લીધો. તેનો ગોશ્ત મેં પણ ખાધો, અને મારા સાથીઓએ પણ ખાધો, પરંતુ ખાધા પછી તેમને પસ્તાવો થયો. જ્યારે હુઝૂર પાસે પહોંચ્યા (અને અમે હકીકત કહી) ત્યારે આપે ફરમાવ્યું : શું એનો કોઈ ભાગ તમારી પાસે છે ? અમે કહ્યું : જી હા, પગ છે. હુઝૂરે અમારી પાસેથી લઈને ખાધો.

(૧૫૪/૩૨૩૬) હઝરત સહલ કહે છે કે, અમારા બાગમાં રસૂલુલ્લાહ (સલ.)નો એક ઘોડો હતો, જેનું નામ લુહૈફ અથવા લુખૈફ હતું.

(૧૫૫/૩૨૩૭) હઝરત મુઆઝ (રદિ.) કહે છે : એક ગધેડા પર જેનું નામ ઉફૈર હતું, હું રસૂલુલ્લાહ (સલ.)ની પાછળ હતો. રસ્તામાં હુઝૂરે ફરમાવ્યું : મુઆઝ, જાણો છો કે, બંદાઓ પર અલ્લાહનો શું હક્ક છે અને અલ્લાહ પર બંદાઓનો શું હક્ક છે ? મેં કહ્યું : અલ્લાહ અને તેના રસૂલ સારી રીતે જાણે છે. ફરમાવ્યું : બંદાઓ પર અલ્લાહનો હક્ક એ છે કે, તેની ઈબાદત કરે. કોઈને તેનો ભાગીદાર ન બનાવે. અલ્લાહ પર બંદાઓનો હક્ક એ છે કે, અલ્લાહ તઆલા ગેરમુશ્રિકને અઝાબ ન આપે. મેં કહ્યું : લોકોને આ ખુશખબરી ન સંભળાવું ? ફરમાવ્યું : લોકોને એ ખુશખબરી ન સંભળાવો, નહીં તો એના ભરોસે બેસી રહેશે.

(૧૫૬/૩૨૩૮) હઝરત અનસ (રદિ.) કહે છે : એકવાર મદીનામાં દુશ્મનનો ભય પ્રસર્યો. હુઝૂર (સલ.)એ અમારા ઘોડા પર જેનું નામ મન્દૂબ હતું, સવાર થઈને ગયા અને (પાછા આવીને) ફરમાવ્યું : અમે તો કંઇ ભયનજનક જોયું નહીં અને ઘોડાને દરિયાના જેમ (સરખો ઝડપી) જોયો.

**ઘોડાના મનહૂસ હોવાનું બયાન**

(૧૫૭/૩૨૩૯) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) કહે છે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : નહૂસત ફકત ત્રણ વસ્તુઓમાં છે; ઘોડી, ઓરત અને મકાન.

(૧૫૮/૩૨૪૦) હઝરત સહલ ઈબ્ને સઅદ કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જો નહૂસત કોઈ વસ્તુમાં હોત તો ઘોડા, ઓરત અને મકાનમાં હોત.

**ત્રણ માણસો માટે ઘોડો રાખવાનું છે કિંવા ત્રણ પ્રકારના માણસો ઘોડા રાખે છે. ખુદા તઆલા ફરમાવે છે : 'વલ ખયલ વલ બિગાલ વલ હમીર લિતરકબૂહા વ ઝીનતન' કિંવા અલ્લાહ તઆલાએ ઘોડા, ખચ્ચર અને ગધેડા તમારી સવારી અને શણગાર માટે પેદા કર્યા છે.**

(૧૫૯/૩૨૪૧) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : ઘોડા ત્રણ માણસો માટે છે. એકના માટે સવાબનું કારણ છે. બીજા માટે એબ ઢાંકવાનું સાધન છે અને ત્રીજા માટે આફતરૂપ છે. સવાબનું કારણ તો તે માણસ માટે છે જેણે કોઈ ઘોડી જિહાદ માટે રાખ્યો હોય. કોઈ બીડ અથવા વાડીમાં લાંબી રસ્સી વડે તેને બાંધે. તે ઘોડી પોતાની રસ્સી સાથે બીડ અથવા વાડીમાં જ્યાં સુધી પણ ઘાસ ચરશે તે માણસ માટે તેટલી જ નેકીઓ થશે. જો ઘોડી રસ્સી તોડીને એકવાર અથવા બે વાર કુદકો મારીને નાસી છુટશે તો તેના પગોની માટી અને તેની લીદ પણ તે માણસની નેકીઓમાં ગણાશે. જો કોઈ નદીમાંથી પસાર થઈને તેમાંથી પાણી પીશે, ભલેને માલિકનો ઈરાદો પાણી પીવડાવવાનો ન હોય, તો પણ તેના માટે એ નેકી ગણાશે. (એબ ઢાંકવાનું કારણ

તે માણસ માટે છે જેણે ગરીબી અને મોહતાજી દૂર કરવા માટે ઘોડો પાળ્યો હોય અથવા વેપાર માટે રાખ્યો હોય અથવા એટલા માટે રાખ્યો હોય કે જરૂરત વખતે કોઈની પાસે સવારી માંગવી ન પડે.) હા, જો કોઈ માણસ ગર્વ કરવા, દેખાડવા અથવા મુસલમાનોનું બુરૂં ઈચ્છવા અને દુશ્મની માટે ઘોડા રાખ્યા હોય તો એવા માણસ માટે તે ઘોડા આફત અને અઝાબના કારણભૂત બનશે. ત્યાર પછી હુઝૂર (સલ.)ને ગધેડાઓનો હુકમ પૂછવામાં આવ્યો (કે ગધેડો પાળવો કેવું છે ?) ફરમાવ્યું : ગધેડાઓ માટે આ અદ્દભુત વ્યાપક આયત સિવાય બીજો કોઈ હુકમ મારી પાસે આવ્યો નથી. આયત આ પ્રમાણે છે : **ફમંય્યઅમલ મિસ્કાલ ઝર્રતિન ખય્રંય્યરહુ વ મંય્યઅમલ મિસ્કાલ ઝર્રતિન શર્રંય્યરહુ** જે માણસ જરા જેટલી નેકી કરશે તેને તે જોઈ લેશે અને જે માણસ જરા જેટલી બદી કરશે તેને તે જોઈ લેશે.

## જિહાદમાં જે માણસ બીજાના ઘોડા વગેરેને (કોરડાથી) હાંકે તો શું હુકમ છે ?

(૧૬૦/૩૨૪૨) હઝરત જાબિર (રદિ.) કહે છે : એક સફરમાં હું હુઝૂર (સલ.)ની સાથે હતો. સફરમાંથી જ્યારે અમે મદીના પાછા ફર્યા ત્યારે હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જે માણસ પોતાના ઘેર જલદી જવા માંગતો હોય તે જાય. અમે બધા ઝડપથી ચાલવા લાગ્યા. હું શુદ્ધ કાળા ઊંટ પર સવાર હતો. બીજા માણસો મારી પાછળ હતા. અચાનક ઊંટ (થાકીને) ઉભું રહી ગયું. હુઝૂરે ફરમાવ્યું : જાબિર, રોકાઈ જાવ. આમ કહીને આપે ઊંટને પોતાના કોરડાથી માર્યું. ઊંટ તરત પોતાની જગ્યાએથી કુદકો મારીને ચાલતું થયું. હુઝૂરે કહ્યું : જાબિર, શું ઊંટ વેચો છો ? મે કહ્યું : જી હા, છેવટે જ્યારે અમે મદીના પહોંચ્યા ત્યારે રસૂલુલ્લાહ (સલ.) સહાબાની એક જમાઅત સાથે મસ્જિદમાં ગયા. થોડીવાર પછી હું પણ સેવામાં હાજર થઈ ગયો અને ઊંટને મસ્જિદની બહાર **'બલાત'** સાથે બાંધી દીધું અને કહ્યું કે, હુઝૂરનું ઊંટ હાજર છે. આપ બહાર આવ્યા. ઊંટની આજુબાજુ ચક્કર મારતા હતા અને બોલતા જતા હતા : ઊંટ અમારૂં છે. ઊંટ અમારૂં છે. પછી અમુક ઊકિયહ સોનું મને અપાવ્યું અને પૂછ્યું, શું તમે તમારા ઊંટની પૂરી કીમત વસૂલ કરી લીધી ? મે કહ્યું : જી હા, ફરમાવ્યું : ઊંટ અને કીમત બંને તમે જ લઈ લો.

## તોફાની પશુઓ અને નર ઘોડા પર સવાર થવાનું બયાન

(૧૬૧/૩૨૪૩) રાશિદ ઈબ્ને સઅદ કહે છે કે, સહાબા નર ઘોડા પર સવાર થવાનું પસંદ કરતા હતા. કારણ કે, નર



ભારે બહાદુર હોય છે.

(૧૬૨/૩૨૪૪) રાશિદ અનસ ઈબ્ને માલિક (રદિ.) કહે છે : એકવાર મદીનામાં દુશ્મનનો ભય અનુભવાયો. ત્યારબાદ હુઝૂર (સલ.) એકલા અબુલા અબૂ તલહાના મન્દૂબ નામે ઘોડા પર સવાર થઈને (ભયની દિશામાં) ગયા અને (પાછા આવીને) ફરમાવ્યું : અમને તો કોઈ ભયજનક વસ્તુ દેખાઈ નહીં. ઘોડો અમને દરિયા જેવો લાગ્યો.

## માલે ગનીમતમાં ઘોડાનો ભાગ આપવાનું બયાન

(૧૬૩/૩૨૪૫) ઈમામ માલિક કહે છે કે, માલે ગનીમતમાં સાધારણ ઘોડા અને તુર્કી ઘોડાનો ભાગ મુકર્રર કરવામાં આવે. કારણ કે, ખુદા તઆલા ફરમાવે છે : **વલ ખયલ વલ બિગાલ વલ હમીર લિતરકબૂહા** પરંતુ જો કોઈની પાસે અનેક ઘોડા હોય તો એક ઘોડાથી વધારેનો ભાગ આપવામાં ન આવે.

(૧૬૪/૩૨૪૬) હઝરત ઈબ્ને ઉમર કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ઘોડાના બે ભાગ અને સવારનો એક ભાગ મુકર્રર કર્યો હતો. (એટલે સવારનો પાયદળ કરતાં ત્રણ ગણો ભાગ મુકર્રર હતો.)

(૧૬૩/૩૨૪૫) ઈમામ અબૂ હનીફાના મત અનુસાર ઘોડાનો એક ભાગ અને ઘોડાવાળાનો એક ભાગ. આ હદીસમાં ઘોડાના બે ભાગનો અર્થ એ છે કે, એક ભાગ વિશેષ રૂપે આપવામાં આવે.

## જો કોઇ માણસ બીજા માણસના પશુની લગામ પકડીને યુદ્ધ સમયે ખેંચે તો શું હુકમ છે ?

(૧૬૫/૩૨૪૭) એક માણસે હઝરત બરા ઈબ્ને આઝિબને કહ્યું કે, શું તમે લોકો હુનૈનની લડાઈના દિવસે રસૂલુલ્લાહ (સલ.)ને છોડીને નાસી ગયા હતા ? હઝરત બરાએ કહ્યું કે, (અમે તો નાસી ગયા હતા,) પરંતુ રસૂલુલ્લાહ (સલ.) નાસી ગયા ન હતા. વાત એમ હતી કે, બની હવાઝિન ભારે તીરંદાઝ હતા. અમારો તેમની સાથે મુકાબલો થયો ત્યારે અમે હુમલો કરીને તેમને હાર આપી. હાર આપ્યા પછી મુસલમાનો માલે ગનીમત ઉપર તૂટી પડયા. બની હવાઝિને સામેથી આવીને (ગફલતની હાલતમાં) તીરો છોડયાં. (મુસલમાનો નાસી છુટયા) પરંતુ રસૂલુલ્લાહ (સલ.) નાસી છુટયા ન હતા. મેં પોતે જોયું હતું કે, હુઝૂર (સલ.) સફેદ ખચ્ચર પર સવાર હતા. અબૂ સુફયાને લગામ પકડી હતી. હુઝૂર બોલી રહ્યા હતા : 'હું અબ્દુલ મુત્તલિબનો છોકરો છું. હું નબી છું અને એમાં લેશમાત્ર જૂઠ નથી.'

## ઘોડા અને ઊંટના પાદડાનું બયાન

(૧૬૬/૩૨૪૮) હઝરત ઈબ્ને ઉમર

(રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) જ્યારે પાયડામાં પગ નાખતા અને ઊંટણી આપને લઈને સીધી ઉભી થઈ જતી ત્યારે આપ ઝૂલ હુલયફાની મસ્જિદ પાસેથી ઈહરામ બાંધતા હતા.

## ઝીન વગરના ઘોડા પર સવાર થવાનું બયાન

(૧૬૭/૩૨૪૯) હઝરત અનસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) લોકો સામે આવ્યા તે વખતે આપ ઝીન વગરના ઘોડા પર સવાર હતા. ઘોડા પર ઝીન ન હતું. આપની ગરદનમાં તલવાર લટકતી હતી.

## ધીમી ગતિના ઘોડાનું બયાન

(૧૬૮/૩૨૫૦) હઝરત અનસ (રદિ.) કહે છે કે, અબૂ તલહાનો એક ધીમી ગતિનો ઘોડો હતો. એકવાર મદીનાવાસીઓને દુશ્મનનો ભય લાગ્યો. રસૂલુલ્લાહ (સલ.) તે ઘોડા પર સવાર થઈને ગયા અને પાછા આવીને ફરમાવ્યું : અમને તમારો આ ઘોડો દરિયા જેવો લાગ્યો. (હુઝૂરની બરકતથી) ત્યાર પછી તે ઘોડો એવો ઝડપી બની ગયો કે કોઈ ઘોડો તેની બરાબરી કરી શકતો ન હતો.

## રેસના ઘોડાઓની ઘોડ-દોડનું બયાન

(૧૬૯/૩૨૫૧) હઝરત ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ એક રેસના ઘોડાને **'હફયા'**થી **'સનિય્યતુલ વદાઅ'** સુધી દોડાવ્યો અને બિનરેસના ઘોડાને **'સનિય્યા'**થી **'મસ્જિદે બની ઝુરૈક'** સુધી. ઈબ્ને ઉમર કહે છે : હું પણ ઘોડા દોડાવનારાઓમાં હતો. સુફયાન કહે છે કે, હફયાથી સનિય્યા સુધીનું અંતર પાંચ-છ માઈલનું હતું અને સનિય્યાથી મસ્જિદે બની ઝુરૈક સુધીનું એક માઈલનું (અંતર હતું).

## ઘોડ-દોડ માટે ઘોડા તૈયાર કરવાનું બયાન

(૧૭૦/૩૨૫૨) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ બિનરેસના ઘોડાઓની ઘોડ-દોડ કરાવી. ઘોડ-દોડનું અંતર સનિય્યાથી મસ્જિદે બની ઝુરૈક સુધી હતું. હું પણ ઘોડદોડ કરનારાઓની સાથે હતો.

## રેસના ઘોડાઓની ઘોડ-દોડનું અંતર મુકર્રર કરવું

(૧૭૧/૩૨૫૩) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ રેસના ઘોડાઓની હરિફાઈ રાખી. હફયાથી શરૂ કરીને સનિય્યતુલ વદાઅ સુધી હદ રાખી. મૂસા કહે છે કે, એ બંને સ્થળો વચ્ચેનું અંતર છ-સાત માઈલનું હતું. ઈબ્ને ઉમર (રદિ.) કહે છે



કે, બિનરેસના ઘોડાઓની પણ હુઝૂરે ઘોડદોડ રાખી. સનિય્યતુલ વદાઅથી શરૂ કરીને મસ્જિદે બની ઝુરૈક સુધી. તેમની ઘોડ-દોડની હદ મુકર્રર કરી. હું પણ ઘોડ-દોડ કરનારાઓમાં હતો. મૂસા કહે છે કે, એ બંને સ્થળોમાં લગભગ એક માઈલનું અંતર હતું.

## રસૂલુલ્લાહ (સલ.)ની ઊંટણીનું બયાન

(૧૭૨/૩૨૫૪) હઝરત ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ 'કસ્વા' ઊંટણી પર ઉસામાને પોતાની પાછળ બેસાડયા હતા.

(૧૭૩/૩૨૫૫) મિસ્વર (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું હતું કે, કસ્વાએ અડ કરી નથી.

(૧૭૪/૩૨૫૬) હઝરત અનસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)ની ઊંટણીનું નામ 'અદબા' હતું.

(૧૭૫/૩૨૫૭) હઝરત અનસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)ની એક ઊંટણી હતી જેનું નામ 'અદબા' હતું. કોઈ ઊંટણી તે ઊંટણી કરતાં આગળ જઈ શકતી ન હતી. અચાનક એક આમદીઓ ઊંટ પર સવાર થઈને આવ્યો અને તેનું ઊંટ હુઝૂરની ઊંટણી કરતાં ઝડપથી આગળ વધી ગયું. મુસલમાનોને આ વાત ખરાબ લાગી. હુઝૂર પણ સમજી ગયા. ફરમાવ્યું : એ વાત નક્કી છે કે, જે વસ્તુ દુનિયાથી ઉંચી હોય છે તેને ખુદા નીચી કરી દે છે.

## રસૂલુલ્લાહ (સલ.)ની સફેદ ખચ્ચરીનું બયાન

(૧૭૬/૩૨૫૮) અબૂ હુમૈદ કહે છે કે, 'અયલા'ના બાદશાહે હુઝૂર (સલ.)ની સેવામાં એક સફેદ ખચ્ચરી ભેટ રૂપે મોકલી હતી.

(૧૭૭/૩૨૫૯) હઝરત અમ્ર ઈબ્ને હારિસ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ 'તરકા'માં માત્ર એક સફેદ ખચ્ચર, હથિયારો અને જમીન છોડી હતી. જમીન પણ સદકો (વકફ) કરી દેવામાં આવી હતી.

(૧૭૮/૩૨૬૦) એક માણસે હઝરત બરા ઈબ્ને આઝિબને કહ્યું : અબૂ ઉમારા ! શું તમે હુનૈનની લડાઈના દિવસે પીઠ ફેરવીને નાસી છુટયા હતા. હઝરત બરાએ જવાબ આપ્યો : ના, ખુદાની કસમ ! રસૂલુલ્લાહ (સલ.) નાસી છુટયા ન હતા. ઉતાવળીયા લોકો નાસી છુટયા હતા, પરંતુ બની હવાઝિને સામેથી તેમના ઉપર તીરો વરસાવ્યાં. હુઝૂર સફેદ ખચ્ચર પર સવાર હતા. અબૂ સુફયાન ઈબ્ને હારિસે લગામ પકડી હતી. હુઝૂર કહી રહ્યા હતા : 'હું અબ્દુલ મુત્તલિબનો પુત્ર છું. હું નબી છું. એમાં જરાપે જુઠ નથી.

## ઓરતોની જિહાદનું બયાન

(૧૭૯/૩૨૬૧) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઇશા (રદિ.) કહે છે : મેં હુઝૂર (સલ.) પાસે જિહાદની રજા માંગી. ફરમાવ્યું : તમારી જિહાદ હજ્જ છે.

(૧૮૦/૩૨૬૨) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઇશા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)ની પત્નીઓએ જિહાદની રજા માંગી. આપે ફરમાવ્યું : હા, (તમારી) જિહાદ હજ્જ છે.

## દરિયાઇ સફર કરીને ઓરતનું જિહાદમાં ભાગ લેવું

(૧૮૧/૩૨૬૩) હઝરત અનસ (રદિ.) કહે છે : એકવાર રસૂલુલ્લાહ (સલ.) ઉમ્મે હરામ બિન્તે મિલહાનના ઘેર ગયા અને ટેકો લગાડીને સૂઇ ગયા. થોડીવાર પછી હસતા હસતા જાગ્યા. ઉમ્મે હરામે પૂછયું, આપ શા માટે હસી રહ્યા છો ? ફરમાવ્યું : મારી ઉમ્મતના કેટલાક લોકો જિહાદ માટે લીલા દરિયામાં સવાર થશે. તેમનો દાખલો તે બાદશાહો જેવો છે જેઓ રાજગાદી પર બિરાજમાન હોય. ઉમ્મે હરામે કહ્યું : યા રસૂલલ્લાહ ! દુઆ કરો કે અલ્લાહ તઆલા મને પણ તેમનામાં શામિલ કરે. આપે કહ્યું : એય અલ્લાહ ! એને પણ તેમની અંદર શામિલ કર. આ દુઆ કરીને બીજી વાર ફરી સૂઇ ગયા અને હસતા હસતા જાગ્યા. ઉમ્મે હરામે પહેલાની જેમ કારણ પૂછયું, હુઝૂરે તે જ પહેલો જવાબ આપ્યો. ઉમ્મે હરામે કહ્યું કે, હુઝૂર દુઆ કરો કે, અલ્લાહ તઆલા મને તેમનામાં શામિલ કરી દે. ફરમાવ્યું : તું સૌ પ્રથમ લોકોમાંથી હશે. (જેમણે જિહાદ માટે દરિયાઇ સફર કરી હશે) પાછળવાળા માણસોમાંથી નહીં હોય. હઝરત અનસ (રદિ.) કહે છે કે, ઉબાદા ઇબ્ને સામિતે ઉમ્મે હરામ સાથે નિકાહ કર્યા અને બિન્તે કરઝા સાથે એ પણ (જિહાદ કરવા માટે) દરિયામાં સવાર થયાં. પાછા ફરતી વખતે સવારી પર સવાર થતી વખતે પડી ગયાં. ગરદન તૂટી ગઇ અને અવસાન પામ્યાં.

## જિહાદમાં જતી વખતે જાઇઝ છે કે, કોઇ માણસ પોતાની કોઇ એક પત્નીને સાથે લઇ જાય અને બાકીની પત્નીઓ સાથે ન લઇ જાય

(૧૮૨/૩૨૬૪) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) જ્યારે ક્યાંક (સફર વગેરેમાં) જવાનો ઇરાદો કરતા ત્યારે પત્નીઓના નામની ચિઠ્ઠી નાખતા. જેનું નામ નીકળતું તેને સાથે લઇ જતા. એક વાર કોઇ જિહાદમાં જતી વખતે હુઝૂરે અમારી વચ્ચે ચિઠ્ઠી નાખી. મારૂં નામ નીકળ્યું. હું હુઝૂરની સાથે ગઇ. આ બનાવ પરદાની આયત ઉતર્યા પછીનો છે.

## ઓરતોનું જિહાદ કરવું અને પુરૂષો સાથે મળીને લડાઇમાં ભાગ લેવો

(૧૮૩/૩૨૬૫) હઝરત અનસ (રદિ.) કહે છે કે, ઉહદની લડાઇના દિવસે મુસલમાનો રસૂલુલ્લાહ (સલ.)ને છોડીને [illegible] ભાગીને નાસી છુટયા, પરંતુ મેં જોયું કે હઝરત આઇશા અને ઉમ્મે સુલૈમે પાલવ સમેટયો હતો અને મને તેમના પગની ખલખાલ (તે સમયે પગમાં પહેરવામાં આવતું ઘરેણું) દેખાતી હતી. પીઠ પર પાણીની મશકો લાવીને લોકોના મોંમાં નાખતી હતી. પછી બીજી વાર જઇને પાણી લાવીને (ઘાયલોના) મોંમાં નાખતી હતી.

## જિહાદના સમયે ઓરતો મશકોમાં પાણી લાવીને પુરૂષોના મોંમા નાખી શકે છે

(૧૮૪/૩૨૬૬) હઝરત સઅલબા ઇબ્ને અબૂ માલિક કહે છે કે, હઝરત ઉમર ફારૂક (રદિ.)એ થોડીક ચાદરો મદીનાની ઓરતોને વહેંચી. એક સારી ચાદર બાકી રહી ગઇ. હાજર રહેલા લોકોમાંથી એક માણસે કહ્યું : અમીરૂલ મુઅમિનીન, આ ચાદર રસૂલુલ્લાહ (સલ.)ની તે પુત્રીને (નવાસીને) જે આપના નિકાહમાં છે કિંવા ઉમ્મે કુલસુમ બિન્તે હઝરત અલીને આપી દો. (ઉમ્મે કુલસુમ હઝરત ફાતિમાની પુત્રી અને હઝરત ઉમરની પત્ની હતાં) હઝરત ઉમરે કહ્યું : ઉમ્મે સલીત એના વધુ હકદાર છે. કારણકે, ઉહદની લડાઇના દિવસે તે અમારા માટે મશકો ઉંચકી ઉંચકીને લાવતાં હતાં. ઉમ્મે સલીત એક અન્સારી ઓરત હતાં. અન્સારની સાથે તેમણે પણ રસૂલુલ્લાહ (સલ.)ની બૈઅત કરી હતી. ઇમામ બુખારીની દષ્ટિએ 'તઝફિરૂ' (આ શબ્દ હદીસમાં આવ્યો છે)નો અર્થ 'સીવવું' છે. કિંવા ઉમ્મે સલીત અમને પાણી પીવડાવવા માટે મશકો સીવતાં હતાં.

## જિહાદમાં ઓરતો ઘાયલ થયેલાઓને દવા આપી શકે છે

(૧૮૫/૩૨૬૭) હઝરત રૂબય્યિઅ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)ની સાથે અમે લોકોને પાણી પીવડાવતાં હતાં. ઘાયલ થયેલાઓને દવા આપતાં હતાં અને શહીદોને ઉંચકીને લાવતાં હતાં.

## જિહાદમાં ઓરતો ઘાયલો અને શહીદોને ઉંચકીને લાવી શકે છે

(૧૮૬/૩૨૬૮) હઝરત રૂબય્યિઅ કહે છે કે, અમે રસૂલુલ્લાહ (સલ.)ની સાથે જિહાદ કરતી હતી. લોકોને પાણી પીવડાવતી હતી. તેમની ખિદમત કરતી હતી. ઝખ્મીઓ અને શહીદોને ઉંચકીને મદીના લાવતી હતી.

## શરીરમાંથી તીર કાઢવાનું બયાન

(૧૮૭/૩૨૬૯) હઝરત અબૂ મૂસા

કહે છે કે, અબૂ આમિરના ઘૂંટણમાં તીર વાગ્યું. હું તેમની પાસે ગયો. અબૂ આમિરે કહ્યું : તીર ખેંચી લો. મેં તીર ખેંચી લીધું. ઘામાંથી પાણી ઉછળીને નીકળ્યું. મેં રસૂલુલ્લાહ (સલ.)ને એની ખબર આપી. આપે ફરમાવ્યું : એય અલ્લાહ ! અબૂ આમિરને બખ્શી દે.

## જિહાદના સમયે ચોકીદારી કરવાનું બયાન

(૧૮૮/૩૨૭૦) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, એક રાત્રે રસૂલુલ્લાહ (સલ.) જાગતા રહ્યા. જ્યારે મદીના આવ્યા ત્યારે ફરમાવ્યું : કાશ ! કોઇ નેક માણસ આજે મારી ચોકીદારી કરત. એવામાં અમે હથિયારોનો અવાજ સાંભળ્યો. હુઝૂરે પૂછ્યું, કોણ છે ? અવાજ આવ્યો : હું સઅદ ઇબ્ને અબી વક્કાસ છું. હુઝૂરની ચોકીદારી કરવા માટે હાજર થયો છું. તે પછી રસૂલુલ્લાહ (સલ.) સૂઇ ગયા.

(૧૮૯/૩૨૭૧) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : દિરહમ, દીનાર, કિનારીવાળી ચાદર અને કાળા કામળાનો બંદો નાશ પામે. જો તેને આપો તો ખુશ રહે અને ન આપો તો નારાજ થઇ જાય. તે નાશ પામે; નુકસાન પામે. જો તેને કાંટો વાગે તો કોઇ તેનો કાંટો કાઢે નહીં. (કિંવા મુસીબતમાં તેને કોઇ સાથ ન આપે) અને ખુશ થાય જે પોતાનો ઘોડો જિહાદ માટે રાખે. તેના માથાના વાળ અને બંને પગ જિહાદમાં ધુળમાં ખરડાય. જો તેને ચોકીદારી સોંપવામાં આવે તો ચોકીદારી કરે. જો તેને લશ્કરની પાછળ વ્યવસ્થા માટે મૂકવામાં આવે તો ત્યાં જ રહે. જો તે સરદાર પાસે આવવાની રજા માંગે તો રજા ન મળે અને જો કોઇની ભલામણ કરે તો તેની ભલામણ ન સ્વીકારાય. (કિંવા તદ્દન ગુમનામ અને ગરીબ હોય) ઇમામ બુખારી કહે છે કે, **ફઅત્અ સલ્લુ લ્લાહુ** માં 'તઅ્સ'નો અર્થ એ છે કે, અલ્લાહે તેમને હલાક અને નાસીપાસ કર્યા. અને 'તૂબા' દરેક સ્વચ્છ વસ્તુને કહેવામાં આવે છે.

## જિહાદમાં ખિદમત કરવાનું બયાન

' (૧૯૦/૩૨૭૨) હઝરત અનસ (રદિ.) કહે છે કે, (સફરમાં) હું જરીર ઇબ્ને અબ્દુલ્લાહની સાથે રહ્યો છું. જરીર (રસ્તામાં) મારી ખિદમત કરતા હતા. જો કે હઝરત જરીર હઝરત અનસથી મોટા હતા. હઝરત જરીર કહે છે : મેં જોયું છે કે, અન્સાર રસૂલુલ્લાહ (સલ.)નું માન જાળવતા હતા. એટલે તેમનામાંથી જે માણસ મને મળે છે તેમનું હું માન જાળવું છું.

(૧૯૧/૩૨૭૩) હઝરત અનસ (રદિ.) કહે છે કે, હું હુઝૂર (સલ.)ની સાથે ખિદમત કરતો ખૈબર ગયો. જ્યારે ત્યાંથી હુઝૂર પાછા આવ્યા અને ઉહદ પહાડ સામે દેખાયો ત્યારે ફરમાવ્યું : આ પહાડ આપણી સાથે મુહબ્બત કરે છે અને આપણે એની સાથે મુહબ્બત કરીએ છીએ. પછી મદીના તરફ મુબારક હાથ વડે ઇશારો કરીને ફરમાવ્યું : એય અલ્લાહ ! એના બંને પથરાળ કિનારાઓની વચ્ચેના ભાગને એવું જ હરમ બનાવ જેવું હઝરત ઇબ્રાહીમ (અલ.)એ મક્કાને હરમ બનાવ્યું હતું. એય અલ્લાહ ! અમારા **'સાઅ'** અને 'મુદ'માં બરકત આપ.

(૧૯૨/૩૨૭૪) હઝરત અનસ (રદિ.) કહે છે : એક વાર અમે હુઝૂર (સલ.)ની સાથે સફરમાં હતા. અમુક માણસોનો રોઝો હતો અને અમુક માણસોનો ન હતો. છાંયડામાં તે માણસ સૌથી વધુ હતો જેણે પોતાની ચાદરથી છાંયડો કર્યો હતો. કેટલાક માણસો સૂર્ય સામે પોતાના હાથોની આડ કરતા હતા. જેઓ રોઝાદાર હતા તેમણે રોઝાના કારણે કંઇ કામ કર્યું નહીં અને જેમનો રોઝો ન હતો તેઓ ઊંટોને પાણી પીવડાવવા અને ચરાવવા માટે લઇ ગયા અને રોઝાદારોના આરામ માટે તંબુઓ નાંખ્યા. હુઝૂરે ફરમાવ્યું : આજે રોઝો ન રાખનારાઓ સવાબ લઇ ગયા.



## જે માણસ સફરમાં પોતાના સાથીનો સામાન ઉંચકે તેના સવાબનું બયાન

(૧૯૩/૩૨૭૫) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : માણસના દરેક હાડકાં અને સાંધા માટે આ વાત સદકો છે કે, પોતાના સાથીને પોતાની સવારી પર સવાર કરી લે અથવા તેનો સામાન પોતાની સવારી પર મૂકે. સારી વાત કહીને કોઇને ખુશ કરવું પણ સદકો છે. નમાઝ માટે જતાં માણસ જે પગલું ભરે છે તે પણ સદકો છે અને રસ્તો બતાવવો પણ સદકો છે.

## ઇસ્લામી સરહદ પર મુસલમાનોનું કાફિરોથી રક્ષણ કરવાનો સવાબ.

**ખુદા તઆલા ફરમાવે છે : 'યાઅય્યુહલ્લઝીન આમનૂ સ્બિરૂ વ સાબિરૂ વ રાબિતૂ' હે મુસલમાનો ! દીન પર અડગ રહો. દુશ્મનોના મુકાબલામાં અડગ રહો અને ઇસ્લામી સરહદ પર દેખરેખ રાખો**

(૧૯૪/૩૨૭૬) હઝરત સહલ ઇબ્ને સઅદ કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, ઇસ્લામી સરહદ પર એક દિવસ ચોકીદારી કરવી, દુનિયા અને દુનિયાની બધી વસ્તુઓ કરતાં સારી છે. જન્નતમાં તમારો કોરડો નાખવાની જગ્યા દુનિયા અને દુનિયાની બધી વસ્તુઓ કરતાં શ્રેષ્ઠ છે. જિહાદમાં સવારે અથવા સાંજે બંદાનું કોશિશ કરવુ દુનિયા અને

તેમાંની વસ્તુઓ કરતાં ઉત્તમ છે.

**જિહાદની ખિદમત કરાવવા માટે છોકરાને સાથે લઇ જવો જાઇઝ છે**

(૧૯૫/૩૨૭૭) હઝરત અનસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ અબૂ તલહાને કહ્યું, મારા માટે તમારા છોકરાઓમાંથી કોઇ છોકરો શોધી લાવો. જેથી ખૈબર જતાં તે મારી ખિદમત કરે. હુકમ અનુસાર અબૂ તલહા સવારી પર પોતાની પાછળ મને સવાર કરીને લઇ ગયા. તે સમયે હું ઉગતી વયનો છોકરો હતો. પુખ્તવયનો (બાલિગ) થવા આવ્યો હતો. હું રસૂલુલ્લાહ (સલ.)ની ખિદમત કરતો રહ્યો. રસૂલુલ્લાહ (સલ.) જ્યારે ક્યાંક ઉતરતા હતા ત્યારે મોટે ભાગે આ દુઆ પઢતા હતા; "એય અલ્લાહ ! હું દિલની પરેશાની, ગમ, કમઝોરી, સુસ્તી, કંજૂસી, બુઝદિલી, કર્ઝના ભાર અને લોકોના વર્ચસ્વથી તારી પનાહ માંગુ છું." રસ્તો પસાર કરીને જ્યારે અમે ખૈબર પહોંચી ગયા અને ખુદાના હુકમથી ખૈબરનો કિલ્લો જીતી લીધો ત્યારે રસૂલુલ્લાહ (સલ.)ની સામે હઝરત સફિય્યા બિન્તે હુયયના સૌંદર્યની વાત નીકળી. હઝરત સફિય્યા દુલ્હન જ હતાં એવામાં તેમનો પતિ લડાઇમાં માર્યો ગયો હતો. રસૂલુલ્લાહ (સલ.)એ તેમને પોતાના માટે પસંદ કર્યાં અને સાથે લઇ લીધાં. જ્યારે 'સદ્દે સહબા' નામે સ્થળે પહોંચ્યા અને સફિય્યા પાક થઇ ગયાં ત્યારે હુઝૂરે તેમની સાથે એકાંતવાસ કર્યો. (સવારે) એક નાના દસ્તરખ્વાન પર 'હય્સ' ખાણું તૈયાર કરીને મુકાવ્યું, પછી મને કહ્યું કે, તમારી આજુબાજુના માણસોને ખબર આપી દો. હઝરત સફિય્યાના નિકાહનો વલીમો એ જ હતો. હુઝૂરે ઊંટની ખૂંધની ચારે બાજુ પોતાની ચાદર હઝરત સફિય્યા (ના પરદા) માટે ખેંચી હતી અને ઊંટની પાસે ઘુંટણ નીચા કરીને બેસી ગયા હતા. હઝરત સફિય્યા હુઝૂરના પગ પર પગ મૂકીને ઊંટ પર સવાર થયાં હતાં. ત્યાર પછી અમે બધા મદીના ગયાં. મદીનાની નજીક પહોંચ્યાં ત્યારે હુઝૂરે ઉહદ પહાડને જોઇને ફરમાવ્યું : આ પહાડ આપણી સાથે મુહબ્બત રાખે છે અને આપણે એની સાથે મુહબ્બત કરીએ છીએ. પછી મદીનાને જોઇને ફરમાવ્યું : એય અલ્લાહ ! એના બંને પથરાળ કિનારાઓની વચ્ચેના ભાગને હું હરમ બનાવું છું. જેવી રીતે હઝરત ઇબ્રાહીમે મક્કાને હરમ બનાવ્યું હતું. એય અલ્લાહ ! મદીનાવાસીઓના 'મુદ' અને 'સાઅ'માં બરકત આપ.

**દરિયામાં સફર કરવાનું બયાન**

(૧૯૬/૩૨૭૮) ઉમ્મે હરામ કહે છે કે, એક દિવસ રસૂલુલ્લાહ (સલ.) મારા ઘેર આવ્યા (અને સૂઇ ગયા) થોડીવાર



પછી હસતા હસતા જાગ્યા. મેં પૂછ્યું, યા રસૂલલ્લાહ ! આપ શા માટે હસો છો ? ફરમાવ્યું : મારી ઉમ્મતના અમુક લોકો દરિયામાં સવાર થશે અને જેવી રીતે બાદશાહ રાજગાદી પર બેસે છે તેવી જ રીતે તેઓ હશે. મને એનાથી નવાઇ લાગી. મેં કહ્યું : યા રસૂલલ્લાહ ! દુઆ કરો કે, અલ્લાહ તઆલા મને તેમનામાંથી બનાવે. ફરમાવ્યું : તું તેમનામાંથી જ હોઇશ. પછી આપ સૂઇ ગયા. થોડીવાર પછી ફરી હસતા હસતા જાગ્યા. મેં કારણ પૂછ્યું ત્યારે આપે બે યા ત્રણ વાર તે જ પહેલો જવાબ આપ્યો. મેં કહ્યું : યા રસૂલલ્લાહ ! દુઆ કરો કે, અલ્લાહ તઆલા મને તેમનામાંથી બનાવી દે. ફરમાવ્યું : તું સૌપ્રથમ લોકોમાંથી હશે. (જે જિહાદ માટે દરિયાઇ સફર કરશે) હઝરત ઉબાદા ઇબ્ને સામિતે ઉમ્મે હરામ સાથે નિકાહ કર્યાં અને (દરિયાઇ સફરમાં) તેમને પોતાની સાથે જિહાદમાં લઇ ગયા. ઉમ્મે હરામ પાછા ફર્યાં ત્યારે સવારી પર સવાર થવા માટે તેમની પાસે લાવવામાં આવ્યાં, પરંતુ તેઓ સવાર થતી વખતે પડી ગયાં અને ગરદન તૂટી ગઇ.

**જિહાદમાં (વિજયી બનવા) કમજોરી અને નેક માણસો પાસે દુઆ કરાવવી જાઇઝ છે**

(૧૯૭/૩૨૭૯) કૈસરે અબૂ સુફયાનને કહ્યું હતું કે, મેં જ્યારે તમને પૂછયું કે, રસૂલુલ્લાહ (સલ.)ના અનુયાયીઓ મોટા મોટા માણસો છે કે ગરીબ લોકો, ત્યારે તમે જવાબ આપ્યો કે, ગરીબ લોકો તેમના અનુયાયીઓ છે, તો હકીકતમાં પયગમ્બરોના અનુયાયીઓ ગરીબ લોકો હોય છે.

(૧૯૮/૩૨૮૦) મુસ્અબ ઇબ્ને સઅદ કહે છે કે, સઅદને ભ્રમ હતો કે, મને બીજા લોકો પર (બહાદુરી વગેરેમાં) શ્રેષ્ઠતા મળેલી છે. હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, તમને વિજય અને રોજી કમજોર અને ગરીબોના કારણે મળે છે.

(૧૯૯/૩૨૮૧) હઝરત અબૂ સઇદ ખુદરી (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : એક સમય એવો આવશે જેમાં લોકો ઉલટભેર જિહાદ કરશે. તેમને પૂછવામાં આવશે કે, તમારામાં કોઇ સહાબી પણ છે ? જવાબ આપવામાં આવશે : હા, છે. જેથી તે જ સહાબીના હાથ પર વિજય મળશે. પછી એક એવો સમય આવશે કે પૂછવામાં આવશે કે, તમારામાં રસૂલુલ્લાહ (સલ.)ના સાથીઓનો કોઇ સાથી (તાબિઇ) પણ છે ? જવાબ આપવામાં આવશે : હા, છે. જેથી વિજય મળશે. પછી એક વખત આવશે અને પૂછવામાં આવશે, તમારામાં કોઇ તબ્એ તાબિઇ પણ છે ? જવાબ આપવામાં આવશે : હા, છે. જેથી વિજય મળશે.

**ખાત્રીપૂર્વક આવું ન કહેવું જોઇએ કે, ફલાણો માણસ શહીદ થયો**

(૨૦૦/૩૨૮૨) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : ખુદા જ સારી રીતે જાણે છે કે, કોણ તેના રસ્તામાં જિહાદ કરે છે અને કોણ તેના રસ્તામાં ઘાયલ થાય છે ?

(૨૦૧/૩૨૮૩) હઝરત સહલ ઇબ્ને સઅદ કહે છે કે, એક વાર રસૂલુલ્લાહ (સલ.)નો કાફિરો સાથે મુકાબલો થયો. ભારે લડાઇ થઇ. છેવટે હુઝૂર (સલ.) પોતાના લશ્કરમાં પાછા ફર્યા અને બીજું જૂથ પોતાના લશ્કર તરફ ચાલ્યું ગયું. સહાબામાં એક માણસ એવો પણ હતો કે જ્યાં એકલો અટુલો કોઇ કાફિર તેને મળતો તો તેનો પીછો પકડતો અને તલવારથી તેને કાપી નાખતો. સહાબાએ કહ્યું : યા રસૂલલ્લાહ ! આજે જેવો સવાબ ફલાણા માણસને મળ્યો છે તેવો સવાબ અમારામાંથી કોઇને મળ્યો નથી. હુઝૂરે ફરમાવ્યું : સારી રીતે સાંભળી લો. તે દોઝખીઓમાંથી છે. (સહાબા નવાઇ પામ્યા) એક માણસે કહ્યું : હું તેની સાથે રહીશ. જેથી તેની (અંગત) હાલતની ખબર પડે. જેથી તે માણસ તેની સાથે ગયો. જ્યારે તે ક્યાંક રોકાઇ જતો ત્યારે તે પણ રોકાઇ જતો અને તે દોડતો ત્યારે તે પણ દોડવા લાગતો. એકવાર તે માણસ ભયંકર રીતે ઘાયલ થયો અને જલદી મરી જવાના વિચારથી તલવારનો હાથો ઝમીન પર મૂકયો. અણી ઉપર રાખી અને અણી પર છાતી મૂકી દબાવીને છાતીમાં ભોંકી લીધી અને મરી ગયો. આ માણસ જોઇ રહ્યો હતો. તરત હુઝૂર (સલ.)ની સેવામાં હાજર થયો અને કહ્યું : હું ગવાહી આપું છું કે, આપ ખુદાના રસૂલ છો. હુઝૂરે પૂછ્યું, કેમ, શું વાત છે ? તેણે કહ્યું : હુઝૂરે હમણા ફરમાવ્યું હતું કે, તે માણસ દોઝખી છે. (ખરેખર તે દોઝખી છે.) સહાબાને એનાથી વધારે નવાઇ લાગી. તે માણસ કહેવા લાગ્યો કે, થોડી વાર થઇ કે, હું તમારી પાસેથી તે માણસની હાલત જાણવા માટે ગયો હતો. તે જ્યારે ભયંકર રીતે ઘવાયો ત્યારે તલવારનો હાથો તેણે ઝમીન પર મૂકયો. ધાર ઉપર રાખી અને છાતી ધાર પર મૂકી, દબાવીને આપઘાત કરીને મરી ગયો. હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : માણસ જાહેરમાં જન્નતીઓ જેવા અમલો કરે છે. લોકોને લાગે છે કે, તે જન્નતી છે. જો કે હકીકતમાં તે દોઝખી છે અને કોઇ માણસ જાહેરમાં દોઝખીઓ જેવા કામ કરે છે. જો કે તે જન્નતી હોય છે.

**તીરંદાઝીને ઉત્તેજન આપવાનું બયાન**

**ખુદા તઆલા ફરમાવે છે : વ અઇદ્દૂ લહુમ મસ્તતઅતુમ મિન કુવ્વતિંવ્વ મિર્રિબાતિલ ખયલિ તુર્હિબૂન બિહિ અદુવ્વલ્લાહિ (ડિવા જેટલી બની શકે તેટલી તાકાત અને ઘોડા તેમના મુકાબલા માટે તૈયાર રાખો અને અલ્લાહના દુશ્મનોને ભયભીત કરાવો**

(૨૦૨/૩૨૮૪) હઝરત સલમા (બિન) અકવઅ કહે છે કે, એકવાર રસૂલુલ્લાહ (સલ.) અસ્લમ કબીલાના અમુક લોકો પાસેથી પસાર થયા. તે લોકો પરસ્પર તીરંદાઝી કરી રહ્યા હતા. આપે ફરમાવ્યું : એય ઇસ્માઇલની ઔલાદ ! તીરંદાઝી કરો. કારણ કે, તમારા પિતા પણ તીરંદાઝી કરતા હતા. હું પણ ફલાણા જૂથ સાથે મળીને (તીરંદાઝી) કરું છું. હુઝૂરનું છેલ્લું વાક્ય સાંભળીને વિરોધી જૂથે હાથ રોકી લીધા. હુઝૂરે પૂછ્યું, તમે તીર કેમ ફેંકતા નથી ? તેમણે કહ્યું : આપ તો તેમની સાથે છો, પછી અમે કેવી રીતે તે બાજુ તીર ફેંકીએ. હુઝૂરે ફરમાવ્યું : તમે તીર ફેંકો. હું તમારા બધાની સાથે છું.

(૨૦૩/૩૨૮૫) હઝરત અબૂ ઉસૈદ કહે છે કે, બદરની લડાઇના દિવસે જ્યારે અમે કુરૈશના મુકાબલામાં મોરચાબંધી કરી અને કુરૈશે પણ મોરચાબંધી કરી ત્યારે હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જ્યારે તે લોકો તમારી નજીક આવે ત્યારે તમે તીર ફેંકજો.

**ધારિયા વગેરેથી રમવાનું બયાન**



(૨૦૪/૩૨૮૬) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : અમુક હબસીઓ રસૂલુલ્લાહ (સલ.) સામે ધારિયાઓ વડે રમી રહ્યા હતા. એવામાં હઝરત ઉમર આવ્યા અને વાંકા વળીને કાંકરી લઇને હબસીઓને મારી. હુઝૂરે કહ્યું : ઉમર, એમને રહેવા દો.

**ઢાલનું બયાન. પોતાના સાથીની ઢાલથી આડ કરીને પોતાનો બચાવ કરવો જાઇઝ છે**

(૨૦૫/૩૨૮૭) હઝરત અનસ (રદિ.) કહે છે કે, અબૂ તલહા રસૂલુલ્લાહ (સલ.) સાથે એક ઢાલથી જ આડ કરી લેતા હતા. અબૂ તલહા સારા તીરંદાઝ હતા. એટલે જ્યારે તીર ફેંકતા હતા ત્યારે રસૂલુલ્લાહ (સલ.) શિર ઉંચું કરીને નિશાન જોતા હતા.

(૨૦૬/૩૨૮૮) હઝરત સહલ ઇબ્ને સઅદ કહે છે કે, જ્યારે રસૂલુલ્લાહ (સલ.)ના મુબારક શિર પર 'ખોદ' તૂટી ગયો. ચહેરો લોહીલુહાણ થઇ ગયો અને આગળનો દાંત પણ તૂટી ગયો ત્યારે હઝરત અલી ખોદમાં પાણી લાવવા લાગ્યા અને હઝરત ફાતિમા ધોવા લાગ્યાં. જ્યારે પુત્રીએ જોયું કે લોહી પાણીથી બંધ થતું નથી ત્યારે તેમણે એક ચટાઇ લઇને તેને બાળીને ઝખ્મમાં ભર્યું. તેનાથી લોહી બંધ થઇ ગયું.

(૨૦૭/૩૨૮૯) હઝરત ઉમર

(રદિ.) કહે છે કે, બની નઝીર કબીલાનો માલ મુસલમાનોએ ઘોડા અને ઊંટો દોડાવીને (લડીને) મેળવ્યો ન હતો, બલ્કે ખુદા તઆલાએ પોતાના રસૂલને એમ જ આપ્યો હતો. એટલે એ માલ ખાસ રસૂલુલ્લાહ (સલ.)નો હતો. નામદાર હુઝૂર (સલ.) પોતાની પત્નીઓને વાર્ષિક ખર્ચ આપતા હતા. જે હિસ્સો બાકી રહેતો તેનાથી ઘોડા અને હથિયારો ખરીદીને જિહાદ માટે તૈયાર રાખતા હતા.

(૨૦૮/૩૨૯૦) હઝરત અલી (રદિ.) કહે છે : મેં સાંભળ્યું નથી કે, સઅદ સિવાય બીજા કોઇને હુઝૂર (સલ.)એ કહ્યું હોય, 'મારા માં-બાપ તારા પર કુરબાન' હુઝૂરે સઅદને કહ્યું હતું : 'તીર માર, મારા માં-બાપ તારા પર કુરબાન.'

**ઢાલનો ઉપયોગ જાઇઝ છે**

(૨૦૯/૩૨૯૧) હઝરત આઇશા (રદિ.) કહે છે : એક વાર રસૂલુલ્લાહ (સલ.) મારી પાસે આવ્યા. તે વખતે મારી પાસે બે છોકરીઓ 'બિઆસ'ની લડાઇના શેઅર ગાઇ રહી હતી. આપ બિસ્તરા પર સૂઇ ગયા અને તે બાજુએ મોં ફેરવી લીધું. એવામાં હઝરત અબૂબક્ર પણ આવ્યા અને મને ધમકાવીને કહ્યું : શયતાનનું વાજું અને અલ્લાહના રસૂલની સાથે ! રસૂલુલ્લાહ (સલ.)એ તેમના તરફ જોઇને કહ્યું : અબૂબક્ર, એમને રહેવા દો. જ્યારે સિદીકે અકબર બેખબર બની ગયા ત્યારે મેં છોકરીઓને ઇશારો કર્યો. તેઓ નીકળીને ચાલી ગઇ. હઝરત આઇશા કહે છે : ઇદનો દિવસ હતો. હબસીઓ ઢાલ અને નાના ધારિયાંઓ લઇને રમી રહ્યા હતા. હુઝૂરે મને કહ્યું હતું : તમે પણ જોવા માંગો છો ? મેં કહ્યું : જી હા. આપે મને પોતાની પાછળ ઉભી રાખી. મારી હડપચી આપની હડપચી પર હતી. આપ કહેતા જતા હતા : બની અરફિદા લો. છેવટે હું જોતાં જોતાં થાકી ગઇ. પૂછ્યું, બસ ? મેં કહ્યું : જી હા. કહ્યું, તો જાઓ.

**તલવારના પટાનું બયાન. તલવારનું ગરદનમાં લટકાવવું જાઇઝ છે**

(૨૧૦/૩૨૯૨) હઝરત અનસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) સૌથી વધુ બહાદુર અને ખૂબસૂરત હતા. એક રાત્રે મદીનાવાસીઓને દુશ્મનનો ભય લાગ્યો. બધા લોકો ભયની દિશામાં ગયા. જોયું તો સામેથી એકલા રસૂલુલ્લાહ (સલ.) અબૂ તલહાના ઘોડા પર ઝીન વગર સવાર થઇને ગરદનમાં તલવાર નાખીને બનાવની તપાસ કરીને આવી રહ્યા છે. આવતાં જ કહેવા લાગ્યા : ગભરાઓ નહીં. પછી કહ્યું : આ ઘોડાને તો અમે દરિયાના જેવો જોયો.



**તલવારની જણસ બનાવવી જાઇઝ છે કે નહીં ?**

(૨૧૧/૩૨૯૩) હઝરત અબૂ ઉમામા કહે છે : લોકોએ ભવ્ય વિજયો મેળવ્યા. જો કે તેમની તલવારોની જણસ ન સોનાની હતી ન ચાંદીની, બલ્કે કાચા ચામડાની, જસતની અને લોખંડની હતી.

**સફરની હાલતમાં બપોરે સૂતી વખતે જંગલમાં ઝાડ સાથે તલવાર લટકાવવી જાઇઝ છે**

(૨૧૨/૩૨૯૪) હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ કહે છે : એકવાર હું રસૂલુલ્લાહ (સલ.) સાથે નજદ તરફ જિહાદ માટે ગયો. પાછા ફરતી વખતે પણ સાથે રહ્યો. પાછા ફરતી વેળા એક મોટી કાંટાદાર ઝાડોવાળી ઝાડીમાં બપોરનો સમય થઇ ગયો. રસૂલુલ્લાહ (સલ.) ત્યાં ઉતરી પડયા. બધા લોકો આમતેમ ઝાડોના છાંયડામાં ચાલ્યા ગયા. હુઝૂર પણ એક કેકરના ઝાડ નીચે ઉતર્યા. ઝાડ સાથે તલવાર લટકાવી અને અમે બધા સૂઇ ગયા. થોડી વાર જ સૂતા હતા કે જાગી ગયા. શું જોઇ રહ્યા છીએ કે રસૂલુલ્લાહ (સલ.) અમને બોલાવી રહ્યા છે. આપની પાસે ગામડાનો એક માણસ ઉભો છે. હુઝૂર કહી રહ્યા છે કે, સૂતેલી હાલતમાં તેણે મારી જ તલવાર મારા પર ખેંચી. હું જાગી ગયો. જોયું કે તેના હાથમાં ખુલ્લી તલવાર છે. તેણે કહ્યું : હવે તમને મારા હાથમાંથી કોણ બચાવશે ? હવે તમને મારા હાથમાંથી કોણ બચાવશે ? મેં ત્રણ વાર કહ્યું : અલ્લાહ બચાવશે. (ભયના માર્યા તેના હાથમાંથી તલવાર પડી ગઇ.) હઝરત જાબિર કહે છે કે, હુઝૂરે તેની પાસેથી બદલો લીધો નહીં. તે આપની પાસે બેસી ગયો. એક રિવાયતમાં એટલો વધારો છે કે, હુઝૂરે તલવાર મ્યાનમાં મૂકી દીધી અને ફરમાવ્યું : તે આ બેઠો છે.

**ખૌદ પહેરવાનું બયાન**

(૨૧૩/૩૨૯૫) હઝરત સહલ કહે છે કે, ઉહદની લડાઇના દિવસે રસૂલુલ્લાહ (સલ.)નો મુબારક ચહેરો ઘવાયો હતો. આગળનો દાંત તૂટી ગયો હતો. મુબારક શિર ઉપરનો ખૌદ તોડી નાખવામાં આવ્યો હતો. હઝરત ફાતિમા (રદિ.) લોહી ધોતાં હતાં અને હઝરત અલી ઘા બંધ કરતા હતા. જ્યારે હઝરત ફાતિમા (રદિ.)એ જોયું કે લોહી વધતું જ જાય છે ત્યારે ચટાઇ લઇને તેને બાળીને રાખ બનાવીને ઘા પર લગાડી અને લોહી બંધ થયું.

**મરતી વખતે પોતાના હથિયારો તોડી નાખવા ન જોઇએ**

(૨૧૪/૩૨૯૬) હઝરત અમ્ર ઇબ્ને હારિસ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ 'તરકા'માં ફકત હથિયાર, સફેદ ખચ્ચરી અને વકફ કરેલી જમીન છોડી હતી.

### બપોરે સૂતી વખતે લોકોને છોડીને આમતેમ ઝાડોના છાંયડામાં ચાલ્યા જવાનું બયાન

(૨૧૫/૩૨૯૭) હઝરત જાબિર કહે છે : એકવાર રસૂલુલ્લાહ (સલ.) સાથે હું જિહાદમાં ગયો. (પાછા ફરતી વખતે) એક મોટી કાંટાદાર ખીણમાં બપોરનો સમય થયો. લોકો આમતેમ ઝાડોના છાંયડામાં ઝાડીમાં ચાલ્યા ગયા. રસૂલુલ્લાહ (સલ.) પણ એક ઝાડના નીચે ઉતરી પડયા. ઝાડ સાથે તલવાર લટકાવી દીધી અને સૂઇ ગયા. થોડીવાર પછી જાગ્યા ત્યારે એક માણસ આપની પાસે હતો અને આપને ખબર પણ ન હતી. હુઝૂરે કહ્યું કે, તે માણસે મારી તલવાર મારા પર ખેંચીને કહ્યું હતું કે, હવે તમને મારા હાથમાંથી કોણ બચાવશે ? મેં કહ્યું : અલ્લાહ. તરત તેના હાથમાંથી તલવાર પડી ગઇ. જુઓ, તે આ બેઠો છે. હઝરત જાબિર કહે છે : પછી હુઝૂરે તેને શિક્ષા કરી નહીં.

### ભાલાઓનું બયાન

(૨૧૬/૩૨૯૮) હઝરત ઈબ્ને ઉમર (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, મારી રોઝી મારા ભાલાના પડછાયા નીચે રાખવામાં આવી છે અને મારો હરિફ તુચ્છ અને હીન બનાવી દેવામાં આવ્યો છે.

(૨૧૭/૩૨૯૯) હઝરત અબૂ કતાદા અન્સારી કહે છે કે, એક સફરમાં હું હુઝૂર (સલ.)ની સાથે હતો. મક્કાના એક રસ્તા પર પહોંચ્યા ત્યારે હું કેટલાક સાથીઓ સાથે હુઝૂરની પાછળ રહી ગયો. બધા સાથીઓનો ઈહરામ હતો, માત્ર મારો ઈહરામ ન હતો. મેં એક જંગલી ગધેડો જોયો. ઘોડા પર સવાર થઇને સાથીઓ પાસે કોરડો માંગ્યો, પરંતુ તેમણે આપવાનો ઈન્કાર કર્યો. મેં મારો ભાલો માંગ્યો, પરંતુ તેમણે ભાલો પણ ઉંચકીને આપ્યો નહીં. નાછુટકે મેં પોતે (ઉતરીને) ભાલો લીધો અને જઇને જંગલી ગધેડા પર હુમલો કરીને મારી નાખ્યો. સાથીઓમાંથી અમુકે જંગલી ગધેડાનો ગોશ્ત ખાધો અને અમુકે ખાવાનો ઈન્કાર કર્યો. જ્યારે અમે રસૂલુલ્લાહ (સલ.)ની પાસે પહોંચ્યા ત્યારે આપને મસ્અલો પૂછયો. ફરમાવ્યું : તે ફકત એક ખાણું હતું જે અલ્લાહ તઆલાએ તમને લોકોને ખવડાવ્યું.

### રસૂલુલ્લાહ (સલ.)ના બખ્તર અને કુરતાનું બયાન

(૨૧૮/૩૨૯૯) રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું હતું કે, ખાલિદે તો પોતાના બખ્તરો અલ્લાહના રસ્તામાં વકફ કરી દીધાં છે.

(૨૧૯/૩૩૦૦) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, બદરની લડાઈના દિવસે હુઝૂર (સલ.) એક તંબુમાં



હતા અને આ પ્રમાણે કહી રહ્યા હતા : એય અલ્લાહ ! હું તારી પાસે તારું વચન અને વાયદો માંગું છું. એય અલ્લાહ ! જો તું મુસલમાનોને બરબાદ કરવા માંગતો હોય તો આજ પછી તારી ઈબાદત નહીં થાય. આ સાંભળીને સિદ્દીકે અકબરે હુઝૂરનો મુબારક હાથ પકડી લીધો અને કહ્યું : યા રસૂલલ્લાહ ! તમે તો ખુદાને વિનંતી કરવામાં હદ કરી નાખી. તે વખતે હુઝૂરે બખ્તર પહેર્યું હતું અને કહી રહ્યા હતા : "તે ટુકડીની હાર થશે. ટૂંક સમયમાં જ પીઠ ફેરવીને ભાગશે. બેશક, કિયામત તેમના વાયદાનું સ્થળ છે. કિયામતનો દિવસ ભારે સખ્ત અને તકલીફદાયક છે."

(૨૨૦/૩૩૦૧) હઝરત આઈશા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)ની વફાત થઇ ત્યારે આપનું બખ્તર એક યહૂદી પાસે ૩૦ સાઅ જવના બદલામાં ગીરો મૂકાયેલું હતું.

(૨૨૧/૩૩૦૨) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : નામદાર હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, કંજૂસ અને ખૈરાત કરનારનો દાખલો એવા બે માણસો જેવો છે જેમણે લોખંડના બે બખ્તરો પહેર્યાં હોય અને બંનેના હાથ ગરદન સાથે બાંધેલા હોય. ખૈરાત કરનાર જ્યારે ખૈરાત કરવા ચાહે છે ત્યારે બખ્તર ખુલી જાય છે. અહીં સુધી કે તેના પગલાં પર ઘસેડાય છે. કંજૂસ જ્યારે ખૈરાત કરવાનો ઈરાદો કરે છે ત્યારે બખ્તરની દરેક કડી સમેટાઈને બંધ થઇ જાય છે અને બખીલના હાથ ગરદન સાથે બંધાઇ જાય છે. તે તેને ખોલવા ભારે મથામણ કરે છે, પરંતુ ખુલતા નથી.

### સફર અને લડાઇમાં ઝભ્ભો પહેરવાનું બયાન

(૨૨૨/૩૩૦૩) હઝરત મુગીરા ઈબ્ને શુઅબા (રદિ.) કહે છે : એકવાર રસૂલુલ્લાહ (સલ.) હાજત માટે ગયા. પાછા આવ્યા ત્યારે મેં પાણી આપ્યું. આપે વુઝૂ કર્યું. કુલ્લી કરી. નાકમાં પાણી નાખ્યું. મોં ધોયું. શામી ઝભ્ભો પહેર્યો હતો. એટલે બંને હાથ બાંયોમાંથી કાઢવા લાગ્યા. બાંયો સાંકડી હતી એટલે આપે નીચેથી હાથ કાઢીને ધોયા. માથા અને મોઝાંનો મસહ કર્યો.

### લડાઇમાં રેશમી કપડાં પહેરવાનું બયાન

(૨૨૩/૩૩૦૪) હઝરત અનસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ હઝરત અબ્દુર્રહમાન ઈબ્ને ઔફ અને હઝરત ઝુબેરને (લડાઇમાં) રેશમી કુરતો પહેરવાની રજા આપી હતી. કારણ કે, બંને સજ્જનોને ખુજલી થઇ હતી.

(૨૨૪/૩૩૦૫) હઝરત અનસ (રદિ.) કહે છે કે, હઝરત અબ્દુર્રહમાન અને હઝરત ઝુબેરે રસૂલુલ્લાહ (સલ.)ને જૂ હોવાની ફરિયાદ કરી. હુઝૂરે બંનેને રેશમ પહેરવાની રજા આપી. મેં તેમને લડાઇમાં રેશમી કપડાં પહેરતા જોયા.

(૨૨૫/૩૩૦૬) હઝરત અનસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ અબ્દુર્રહમાન ઇબ્ને ઔફ અને ઝુબેરને રેશમી કપડાં પહેરવાની રજા આપી હતી.

(૨૨૬/૩૩૦૭) હઝરત અનસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ બંને સજ્જનોને ખુજલીના કારણે રેશમી કપડું પહેરવાની રજા આપી હતી.

### છરીનું વર્ણન

(૨૨૭/૩૩૦૮) અમ્ર ઇબ્ને ઉમય્યા કહે છે : મેં પોતે જોયું કે રસૂલુલ્લાહ (સલ.) બકરીના ખભાનો ગોશ્ત (છરીથી) કાપીને ખાઇ રહ્યા હતા. પછી આપને નમાઝ માટે બોલાવવામાં આવ્યા. આપે નવું વુઝૂ કર્યા વગર નમાઝ પઢાવી.

### રોમનો સાથે લડાઇની ભવિષ્યવાણી

(૨૨૮/૩૩૦૯) ઉમ્મે હરામ કહે છે : હુઝૂર (સલ.) ફરમાવતા હતા : મારી ઉમ્મતમાંથી સૌથી પહેલું જે લશ્કર દરિયાઇ જિહાદ કરશે તેના માટે જન્નત જરૂરી થઇ ગઇ છે. મેં કહ્યું : યા રસૂલલ્લાહ ! દુઆ કરો કે હું પણ તેમનામાંથી જ હોઉં. ફરમાવ્યું : તું પણ તેમનામાંથી જ હશે. પછી ફરમાવ્યું : મારી ઉમ્મતમાં સૌથી પહેલું જે લશ્કર કૈસરના શહેર સાથે જિહાદ કરશે તેના ગુનાહો બખ્શી દેવામાં આવ્યા છે. મેં પૂછ્યું, હુઝૂર, શું હું પણ તેમનામાંથી હોઇશ ? ફરમાવ્યું : ના.

### યહૂદીઓ સાથે લડાઇની ભવિષ્યવાણી

(૨૨૯/૩૩૧૦) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.) કહે છે : તમે યહૂદીઓ સાથે અહીં સુધી લડશો કે, તેમનામાંના અમુક માણસો પત્થરની આડમાં છુપાઇ જશે. પત્થર અવાજ દઇને કહેશે : હે મુસલમાન ! આ યહૂદી મારી પાછળ છુપાયેલો છે. એને કત્લ કરી નાંખ. (કિંવા યહૂદીઓને ક્યાંય આશ્રય નહીં મળે)

(૨૩૦/૩૩૧૧) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : કિયામત ત્યાં સુધી આવશે નહીં જ્યાં સુધી કે તમે

(૨૨૯/૩૩૧૦) અત્યારે પેલેસ્ટાઇનમાં એમની જે હુકૂમત છે, એ હંગામી સ્વરૂપની છે. છેવટે એક યુધ્ધ પછી એવી પરિસ્થિતિ સર્જાશે, જેનું હદીસમાં વર્ણન છે.



યહૂદીઓ સાથે જિહાદ નહીં કરી લો. યહૂદીઓને મારવાની સ્થિતિ એટલે સુધી પહોંચશે કે અમુક યહૂદીઓ પત્થરની પાછળ જઇને છુપાશે. પત્થર કહેશે : હે મુસલમાન ! આ યહૂદી મારી આડમાં છુપાયેલો છે, એને કત્લ કરી નાખ.

### તુર્કો સાથે લડાઇની ભવિષ્યવાણી

(૨૩૧/૩૩૧૨) હઝરત અમ્ર ઇબ્ને તગલિબ કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, કિયામતની નિશાનીઓ-માંથી એક નિશાની એ પણ છે કે, તમારી લડાઇ એક એવી કોમ સાથે થશે જે વાળના જોડા પહેરતી હશે તેમજ કિયામતની નિશાની એ પણ છે કે તમારી લડાઇ એક એવી કોમ સાથે થશે જેના ચહેરા પહોળા છુંદેલી ઢાલ જેવા હશે.

(૨૩૨/૩૩૧૩) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : કિયામત ત્યાં સુધી નહીં આવે જ્યાં સુધી તમારી લડાઇ નાની નાની આંખોવાળા, લાલ ચહેરાવાળા, ચપટી નાકવાળા તુર્કો (મોંગોલિયન કોમ) સાથે નહીં થાય. તેમના ચહેરા એવા હશે જેવી કે છુંદેલી ચપટી ઢાલો. ત્યાં સુધી પણ કિયામત નહીં આવે જ્યાં સુધી તમારી લડાઇ વાળના જોડા પહેરનારી કોમ સાથે નહીં થાય.

### વાળના જોડા પહેરનારી કોમ સાથે લડાઇની ભવિષ્યવાણી

(૨૩૩/૩૩૧૪) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : કિયામત ત્યાં સુધી નહીં આવે જ્યાં સુધી તમારી લડાઇ વાળના જોડા પહેરનારી કોમ સાથે નહીં થાય તથા ત્યાં સુધી કિયામત નહીં આવે જ્યાં સુધી તમારી લડાઇ એવી કોમ સાથે નહીં થાય જેમના ચહેરા ચપટી ઢાલો જેવા હશે.

### જો કોઇ માણસ સાથીઓના નાસી જવા પછી બાકી રહેલા માણસોની મોરચાબંધી કરે અને સવારી પરથી ઉતરીને ખુદા પાસે વિજયની દુઆ માંગે તો શું હુકમ છે ?

(૨૩૪/૩૩૧૫) હઝરત બરા ઇબ્ને આઝિબ (રદિ.)ને એક માણસે પૂછ્યું, અબૂ ઉમારા ! શું હુનૈનની લડાઇના દિવસે તમે નાસી ગયા હતા ? હઝરત બરાએ કહ્યું : ના, ખુદાની કસમ ! રસૂલુલ્લાહ (સલ.)એ પીઠ ફેરવી ન હતી, બલ્કે યુવાન ચપળ સહાબા ઉઘાડા માથે નિશસ્ત્ર મેદાનમાં નીકળી પડયા હતા અને હવાઝિન અને બની નસ્રના કાબિલ તીરંદાઝોના

મુકાબલામાં ગયા હતા. બની હવાઝિને તેમના ઉપર તીરોનો મારો ચલાવ્યો હતો. તેમના તીર નિશાન ચુકતા ન હતાં. લાચાર થઇને તે લોકો મોં ફેરવીને હુઝૂરની પાસે આવી પહોંચ્યા હતા. તે વખતે હુઝૂર સફેદ ખચ્ચર પર સવાર હતા. આપના કાકાના છોકરા અબૂ સુફયાને લગામ પકડી હતી. હુઝૂરે ખચ્ચર પરથી ઉતરીને ખુદા પાસે મદદ માંગી. પછી કહ્યું : હું નબી છું. એમાં જરાય જૂઠ નથી. હું અબ્દુલ મુત્તલિબનો છોકરો છું. ત્યાર પછી હુઝૂરે પોતાના સાથીઓની મોરચાબંધી કરી.

**મુશ્રિકો માટે હાર ખાવી અને પગ ઉખડી જવાની બદદુઆ કરવી**

(૨૩૫/૩૩૧૬) હઝરત અલી (રદિ.) કહે છે કે, અહઝાબની લડાઇના દિવસે રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : ખુદા તેમના ઘરો અને કબરોને આગથી ભરી દે. તેમણે અમને વચ્ચેની નમાઝ (અસ્રની નમાઝ)થી રોકી લીધા. અહીં સુધી કે સૂર્યાસ્ત થઇ ગયો.

(૨૩૬/૩૩૧૭) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) દુઆએ કુનૂતમાં આ શબ્દો બોલતા હતા : એય અલ્લાહ ! સલમહ ઇબ્ને હિશામને બચાવ. એય અલ્લાહ ! વલીદ ઇબ્ને વલીદને બચાવ. એય અલ્લાહ ! અય્યાશ ઇબ્ને અબૂ રબીઆને બચાવ. એય અલ્લાહ ! કમજોર મુસલમાનોને બચાવ. એય અલ્લાહ ! મુઝર કબીલાને સખ્તીથી કચડી નાખ. એય અલ્લાહ ! તેમને સાત વરસના દુકાળમાં સપડાવ, જેવો કે યૂસુફ (અલ.)ના સમયમાં દુકાળ પડયો હતો.

(૨૩૭/૩૩૧૮) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને અબૂ ઔફા કહે છે કે, અહઝાબની લડાઇના દિવસે રસૂલુલ્લાહ (સલ.)એ કાફિરો માટે બદદુઆ કરી હતી. કહ્યું હતું : એય કુર્આન ઉતારનાર, જલદી હિસાબ કરનાર અલ્લાહ ! એય મારા અલ્લાહ ! આ ટુકડીઓને પરાજય આપ. એય અલ્લાહ ! આ ટુકડીઓને હાર આપ. એમના પગ ઉખેડી નાખ.

(૨૩૮/૩૩૧૯) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદ (રદિ.) કહે છે કે, એક વાર હુઝૂર (સલ.) કઅબાના છાંયડામાં નમાઝ પઢી રહ્યા હતા. અબૂ જહલ અને કુરૈશના અમુક માણસોએ કહ્યું કે, મક્કાની ફલાણી દિશામાં ઊંટની હોજરી પડેલી છે તે ઉંચકી લાવો. લોકો ઉંચકીને લઇ આવ્યા અને રસૂલુલ્લાહ (સલ.) પર નાખી દીધી. હઝરત ફાતિમા આવ્યાં અને હુઝૂર



પછી તેમણે હોજરી ઉતારી નાખી. હુઝૂરે કહ્યું : એય અલ્લાહ ! કુરૈશને શિક્ષા કર. એય અલ્લાહ ! કુરૈશને શિક્ષા કર. એય અલ્લાહ ! કુરૈશને શિક્ષા કર. એય અલ્લાહ ! અબૂ જહલ ઇબ્ને હિશામ, ઉત્બા ઇબ્ને રબીઆ, શૈબા ઇબ્ને રબીઆ, વલીદ ઇબ્ને ઉત્બા, ઉમય્ય ઇબ્ને ખલફ અને ઉકબા ઇબ્ને અબી મુઐતને શિક્ષા કર. ઇબ્ને મસઊદ કહે છે : ખુદાની કસમ ! મેં એ બધાને બદરના કુવામાં પડેલા જોયા.

(૨૩૯/૩૩૨૦) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, અમુક યહૂદીઓ રસૂલુલ્લાહ (સલ.) પાસે આવ્યા અને કહેવા લાગ્યા : અસ્સામુ અલયક કિંવા તમારૂં મૃત્યુ થાય. મેં યહૂદીઓને સાનતાન કરી. હુઝૂરે ફરમાવ્યું : તમે આમ શા માટે કહ્યું : મેં કહ્યું : હુઝૂરે તેમના શબ્દો સાંભળ્યા નહીં ? ફરમાવ્યું : મેં તેમને જે કહ્યું હતું તે તમે સાંભળ્યું નહીં ? કિંવા શબ્દ વઅલયકુમ (હુઝૂરે જવાબમાં શબ્દ 'વઅલયકુમ' કહ્યો હતો કિંવા એ જ તમારા પર આવે)

**શું મુસલમાન 'અહલે કિતાબ'ને દીનની દોરવણી આપી શકે છે અને તેમને કિતાબ (કુર્આન, તૌરાત અને ઇન્જીલ)ની તઅલીમ આપી શકે છે કે નહીં ?**

(૨૪૦/૩૩૨૧) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ કૈસરને લખ્યું હતું : જો તેં ઇસ્લામ ન સ્વીકાર્યો તો તમામ પ્રજાની આફત તારા ઉપર આવશે.

**મુશ્રિકોના હિદાયત પામવાની અને તેમના દિલોમાં ઇસ્લામની મુહબ્બત પેદા થવાની દુઆ માંગવી જાઇઝ છે**

(૨૪૧/૩૩૨૨) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, તુફૈલ ઇબ્ને અમ્ર દૌસી અને તેમના સાથીઓ હુઝૂર (સલ.)ની સેવામાં હાજર થયા અને કહ્યું : યા રસૂલલ્લાહ ! દૌસ કબીલાએ વાત માની નહીં અને ઇસ્લામ સ્વીકારવાનો ઇન્કાર કર્યો. આપ તેમના માટે બદદુઆ કરો. આ સાંભળીને અમુક માણસોએ કહ્યું : દૌસ કબીલો તબાહ થાય, પરંતુ હુઝૂરે કહ્યું : એય અલ્લાહ ! દૌસ કબીલાને હિદાયત આપ અને તેમને મુસલમાન બનાવીને લાવ.

**યહૂદીઓ અને ઇસાઇઓને ઇસ્લામનું આમંત્રણ આપવાનું બયાન 'અહલે કિતાબ' સાથે**

**કયા કારણસર જિહાદ કરવી સહીહ છે ? રસૂલુલ્લાહ (સલ.)એ ઇરાન અને રોમના બાદશાહોને શું લખ્યું હતું ? જિહાદ પહેલાં ઇસ્લામનું આમંત્રણ આપવાનું બયાન**

(૨૪૨/૩૩૨૩) હઝરત અનસ (રદિ.) કહે છે કે રસૂલુલ્લાહ (સલ.)એ જ્યારે રોમના બાદશાહને કાગળ લખવાનો ઇરાદો કર્યો ત્યારે આપને કહેવામાં આવ્યું કે, તે લોકો મહોર વગરના કાગળો વાંચતા નથી. આપે ચાંદીની મહોર બનાવી. મુબારક હાથમાં તે મહોરની જે સફેદી દેખાતી હતી, તે હજુ સુધી મારી આંખો સામે છે. મહોરમાં 'મુહમ્મદુન રસૂલુલ્લાહ' કોતરેલું હતું.

(૨૪૩/૩૩૨૪) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ જ્યારે કિસ્રાને કાગળ લખવાનો ઇરાદો કર્યો ત્યારે કાગળ આપીને એલચીને કહ્યું કે, એ બેહરૈનના રાજવીને આપી દેજો. (એલચીએ હુકમ અનુસાર બેહરૈનના રાજવીને કાગળ પહોંચાડી દીધો) બેહરૈનના રાજવીએ કાગળ લઇને કિસ્રા પાસે મોકલી દીધો. કિસ્રાએ કાગળ વાંચીને ફાડી નાખ્યો. રસૂલુલ્લાહ (સલ.)એ તેના માટે બદદુઆ કરી કે, તેના પણ એવા જ ટુકડા કરી દેવામાં આવે.

**રસૂલુલ્લાહ (સલ.)એ ઇસ્લામનું આમંત્રણ આપ્યું હતું અને કહ્યું હતું કે, અલ્લાહ સિવાય કોઇ અમારામાંથી કોઇને પરવરદિગાર ન બનાવે. અલ્લાહ તઆલા ફરમાવે છે : 'મા કાન લિબશરિન અંય્યુઅ્તિયહુલ્લાહુલ કિતાબ વલ હુકમ વ ન્નુબુવ્વત સુમ્મ યકૂલ લિન્નાસિ કૂનુ ઇબાદ લ્લી મિન દૂનિલ્લાહિ' કિંવા કોઇ માણસ માટે એ જાઇઝ નથી કે, અલ્લાહ તઆલા તો તેને કિતાબ, હુકમ અને પયગમ્બરપદ આપે અને તે લોકોને એમ કહે કે, અલ્લાહને છોડીને મારી ઇબાદત કરો.**

(૨૪૪/૩૩૨૫) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ જ્યારે રોમના કૈસરને ઇસ્લામનું આમંત્રણ આપવાનો ઇરાદો કર્યો ત્યારે કાગળ લખીને દિહયા કલબીને આપ્યો અને કહ્યું : આ કાગળ બસરાના ગવર્નરને આપો. જેથી બસરાનો ગવર્નર રોમના કૈસરને પહોંચાડી દે. અલ્લાહ તઆલાએ કૈસર પરથી ઇરાનનું સૈન્ય હટાવી દીધું હતું અને કૈસરે તેમના ઉપર વિજય મેળવ્યો. એટલે અલ્લાહ તઆલાનો શુક્ર અદા કરવા માટે હિમ્સથી ચાલીને બયતુલ મુકદ્દસ જઇ રહ્યો હતો. એ દરમ્યાન હુઝૂર (સલ.)નો કાગળ પણ તેને મળી ગયો. કાગળ વાંચીને હુકમ આપ્યો કે, તેમની કોમમાંથી કોઇને શોધીને મારી પાસે લાવો. જેથી હું તેને મુહમ્મદની ખબર પૂછું. ઇબ્ને અબ્બાસ કહે છે : અબૂ સુફયાન મને કહેતા હતા કે, અમારી અને રસૂલુલ્લાહ (સલ.) વચ્ચે સુલેહની જે મુદ્દત નક્કી થઇ હતી તે મુદ્દત દરમ્યાન હું બીજા કુરેશીઓ સાથે વેપાર માટે સીરિયા ગયો હતો. ત્યાં જ અમને કૈસરનો એલચી મળ્યો. અમને અમને કૈસર પાસે લઇ ગયો. અમે બયતુલ મુકદ્દસ પહોંચ્યા. કૈસર પાસે બોલાવવામાં આવ્યા. મેં જોયું કે, કૈસર રાજગાદી પર બેઠો છે. માથા પર તાજ છે. આજુબાજુ રોમના સરદાર બેઠા છે. કૈસરે દુભાષિયાને કહ્યું : એમને પૂછો કે, તમારામાંથી મુહમ્મદનો સૌથી વધુ નજીકનો સગો કોણ છે ? મેં કહ્યું કે, તેમની સાથે મારી સગાઇ ઘણી નજીકની છે. કૈસરે કહ્યું : તેની સાથે તારી શું સગાઇ છે ? મેં કહ્યું : તે મારા કાકાનો છોકરો છે. તે દિવસે કાફલામાં રસૂલુલ્લાહ (સલ.)નો નજીકનો સગો બીજો કોઇ ન હતો. એટલે કૈસરે હુકમ આપ્યો કે, એને મારી પાસે લાવો. મારા સાથીઓને હુકમ આપ્યો કે, તમે એની પાછળ બેસી જાઓ. હું એને તેની ખબર પૂછું છું જે પોતાને પયગમ્બર કહે છે. જો એ જૂઠું બોલે તો તમે એનું જૂઠ જાહેર કરજો. અબૂ સુફયાન કહે છે : ખુદાની કસમ ! જો તે દિવસે મને મારા સાથીઓના જુઠાડવાનો ભય ન હોત તો હું જરૂર જૂઠું બોલત, પરંતુ એવા વિચારથી હું જૂઠું ન બોલ્યો કે જૂઠો મશહુર થઇ જઇશ. બધી વાતો સાચે સાચી કહી દીધી. બાદશાહે દુભાષિયાને કહ્યું : તમે એને પૂછો કે, તમારામાં તે માણસનું કુળ કેવું ગણાય છે ? મેં કહ્યું : તે અમારામાં ખૂબ જ ઉચ્ચ ગણાય છે. કૈસરે કહ્યું : શું આ પહેલાં તમારામાંથી કોઇએ આ પ્રકારનો દાવો કર્યો છે ? મેં કહ્યું : ના. કૈસરે કહ્યું : શું આ દાવો કરતા પહેલાં કદી તમે તેના પર જૂઠું બોલવાનો આરોપ મૂકતા હતા ? મેં કહ્યું : ના. કૈસરે કહ્યું : શું તેના બાપદાદામાંથી કોઇ બાદશાહ બન્યું છે ? મેં કહ્યું : ના. કૈસરે કહ્યું : શું મોટા મોટા માણસો તેના અનુયાયીઓ છે કે ગરીબ લોકો ? મેં કહ્યું : ગરીબ લોકો. કૈસરે કહ્યું : શું તેના અનુયાયીઓ વધતા જાય છે કે ઓછા થતા જાય છે ? મેં કહ્યું : વધતા જાય છે. કૈસરે કહ્યું : શું તેના ધર્મમાં દાખલ થયા પછી ધર્મથી નારાજ થઇને કોઇ મુરતદ્દ (ઇસ્લામત્યાગી) પણ થઇ જાય છે ? મેં કહ્યું : ના. કૈસરે કહ્યું : શું તે વચનભંગ કરે છે ? મેં કહ્યું : ના,

પરંતુ હવે અમારી અને તેમની વચ્ચે એક મુદ્દત માટે સુલેહ થઇ છે અને અમને તેમના તરફથી વચનભંગ થવાનો ભય છે. અબૂ સુફયાન કહે છે : બસ આ છેલ્લું વાકય રસૂલુલ્લાહ (સલ.)ને ઉતારી પાડવા માટે મેં કહ્યું. કારણ કે, મને જુઠો મશહુર થઇ જવાનો ભય હતો. કૈસરે કહ્યું : શું તમારી અને તેમની વચ્ચે લડાઇ થઇ છે ? મેં કહ્યું : હા. કૈસરે કહ્યું : પછી તમારી અને તેની લડાઇનું શું પરિણામ આવ્યું ? મેં કહ્યું : કદી તે જીત્યા ને અમે હાર્યા અને કદી અમે જીત્યા ને તે હાર્યા. કૈસરે કહ્યું : તે તમને શું કરવાનો હુકમ આપે છે ? મેં કહ્યું : તે અમને હુકમ આપે છે કે, એક અલ્લાહની ઇબાદત કરો. કોઇને તેનો ભાગીદાર ન બનાવો. તે અમને નમાઝ પઢવાનો, સદકો આપવાનો, પાકદામન રહેવાનો, વચન પાળવાનો અને અમાનત આપવાનો હુકમ આપે છે. તે વસ્તુઓની પૂજાની મનાઇ કરે છે જેની અમારા બાપદાદા પૂજા કરતા હતા.

કૈસરે દુભાષિયાને કહ્યું : એમને કહી દો કે, મેં તેના ખાનદાન વિષે પૂછયું તો તમે કહ્યું કે, તે ઉચ્ચ ખાનદાનનો છે. હકીકતમાં પયગમ્બર પોતાની કોમમાં ઉચ્ચકુળનો હોય છે. મેં પૂછયું હતું કે, આ પહેલાં કદી તમારી કોમમાંથી કોઇએ આ પ્રકારનો દાવો કર્યો છે ? તમે કહ્યું : ના. જો તમારામાંથી કોઇએ આ પ્રકારનો દાવો કર્યો હોત તો હું માનત કે આ માણસ પેલા આગલા માણસની હરિફાઇ કરવા માંગે છે. મેં તમને પૂછયું હતું કે, તમે આ પહેલાં તેના પર જૂઠું બોલવાનો આરોપ મૂકતા હતા ? તમે કહ્યું : ના. હું સમજી ગયો કે એક માણસ લોકો વિષે તો જૂઠું બોલે નહીં, તે ખુદા વિષે જૂઠું બોલે, એ બની શકે નહીં. મેં તમને પૂછયું હતું કે, તેના બાપદાદામાંથી કોઇ બાદશાહ થયો છે ? તમે કહ્યું : ના. જો એવું હોત તો હું માનત કે તે પોતાના બાપદાદાની હુકૂમત ઇચ્છે છે. મેં તમને પૂછયું હતું કે, મોટા માણસો તેના અનુયાયીઓ છે કે નાના માણસો ? તમે કહ્યું કે, ગરીબ લોકો તેના અનુયાયીઓ છે. હકીકતમાં એ જ લોકો પયગમ્બરોના અનુયાયીઓ હોય છે. મેં તમને પૂછયું હતું કે, તેના અનુયાયીઓ વધે છે કે ઘટે છે ? તમે કહ્યું કે, વધે છે. ઇમાનની એ જ હાલત છે કે, છેવટે અંતિમ દરજ્જે પહોંચી જાય છે. મેં તમને પૂછયું હતું કે, શું કોઇ તેના ધર્મમાં દાખલ થયા પછી ધર્મથી નાખુશ થઇને મુરતદ (ઇસ્લામત્યાગી) થઇ જાય છે ? તમે કહ્યું : ના. ઇમાનની એ જ હકીકત હોય છે કે, જ્યારે તેનો આનંદ દિલમાં ઉતરી જાય છે ત્યારે કોઇ તેનાથી



નાખુશ થતું નથી. મેં તમને પૂછયું હતું કે, શું તે વચનભંગ કરે છે ? તમે કહ્યું : ના. પયગમ્બરોની હાલત એવી જ હોય છે કે, તેઓ દગો કરતા નથી. મેં તમને પૂછયું હતું કે, શું તમારી તેમની સાથે લડાઇ થઇ છે અને પરિણામ શું આવ્યું છે ? તમે કહ્યું કે, કદી તે વિજેતા બન્યો અને કદી અમે વિજેતા બન્યા. પયગમ્બરોની એવી જ રીતે અજમાયશ કરવામાં આવે છે, પરંતુ છેલ્લે તેઓ જ સફળ થાય છે. મેં તમને પૂછયું હતું કે, તેઓ તમને શું કરવાનો હુકમ આપે છે ? તમે કહ્યું : તે અમને કહે છે કે, એક ખુદાની ઇબાદત કરો. કોઇને તેનો ભાગીદાર ન બનાવો. તે નમાઝ પઢવાનો, સદકો આપવાનો, પાકદામન રહેવાનો, વચન પાળવાનો અને અમાનત સોંપવાનો હુકમ આપે છે અને તે વસ્તુની મનાઇ કરે છે જેની તમારા બાપદાદા પૂજા કરતા હતા. પયગમ્બરના એ જ ગુણો હોય છે. હું પહેલેથી જાણતો હતો કે, તે પેદા થનાર છે, પરંતુ હું એવું માનતો ન હતો કે, તે તમારામાં પેદા થશે. તમે જે કંઇ કહ્યું તે જો સાચું હોય તો ટૂંક સમયમાં જ તે મારા આ બંને પગોની જગ્યાનો પણ માલિક થઇ જશે. જો મને ખબર હોત કે હું ત્યાં સુધી જઇ શકીશ તો તેના દીદાર કરવા માટે તકલીફ ઉઠાવીને પણ જાત. જો હું તેની પાસે હોત તો તેના પગ ધોવત. ત્યાર પછી કૈસરે રસૂલુલ્લાહ (સલ.)નો કાગળ મંગાવ્યો અને તે વંચાવ્યો. તેમાં લખ્યું હતું : બિસ્મિલ્લાહિ ર્રેહમાનિ ર્રેહીમ. અલ્લાહના બંદા અને રસૂલ મુહમ્મદ તરફથી રોમના સરદાર હિરકલના નામે. તે માણસ પર ખુદાના તરફથી સલામતી આવે જે સીધા માર્ગ પર ચાલનારો હોય. અમ્મા બઅ્દ, હું તમને ઇસ્લામનું આમંત્રણ આપું છું. ઇસ્લામ સ્વીકારશો તો સલામત રહેશો. મુસલમાન થઇ જાઓ, ખુદા તમને બેવડો બદલો આપશે. જો મુસલમાન નહીં થાઓ તો બધી પ્રજાની આફત તમારા ઉપર રહેશે. એય અહલે કિતાબ ! એક એવી વાત તરફ આવો જે અમારી અને તમારી વચ્ચે એક સરખી છે. તે વાત એ છે કે, આપણે ખુદાના સિવાય બીજા કોઇની ઇબાદત ન કરીએ. તેની સાથે કોઇને ભાગીદાર ન બનાવીએ. આપણે ખુદાને છોડીને પરસ્પર એકબીજાને પાલનહાર ન બનાવીએ. જો કાફિરો ઇન્કાર કરે તો તમે કહી દો (એય કાફિરો !) સાક્ષી રહો કે, અમે મુસલમાન છીએ. અબૂ સુફયાને કહ્યું : જ્યારે કૈસરે પોતાની વાત પૂરી કરી ત્યારે આજુબાજુમાં રોમના જે સરદારો બેઠા હતા તેમણે હોહા કરી મૂકી અને ભારે ઘોંઘાટ થયો, પરંતુ મને એ ખબર પડી નહીં

કે તેમણે શું કહ્યું. અમને ત્યાંથી બહાર કાઢવામાં આવ્યા. જ્યારે હું મારા સાથીઓ સાથે બહાર આવ્યો અને એકાંત મળ્યો ત્યારે મેં તેમને કહ્યું : હવે તો ઇબ્ને અબી કબશા (હુઝૂર)નું કામ ઘણું આગળ વધી ગયું. રોમનોનો આ બાદશાહ પણ તેનાથી ડરે છે. તે સમયથી હું હંમેશ તુચ્છ રહ્યો અને માનવા લાગ્યો કે, આપ ટૂંક સમયમાં બધાના ઉપર વિજય મેળવશે. છેવટે હું ઇસ્લામમાં દાખલ થયો, પરંતુ દાખલ થતી વખતે પણ હું ઇસ્લામથી નાખુશ હતો.

(૨૪૫/૩૩૨૬) હઝરત સહલ (રદિ.) કહે છે કે, ખૈબરની લડાઇના દિવસે હુઝૂર (સલ.)એ ફરમાવ્યું હતું : હું આ ઝંડો તેને આપીશ જેના હાથ પર વિજય મળશે. બધા લોકો એ આશાએ ઉભા થઇ ગયા કે અમને ઝંડો મળશે. સવારે બધા હુઝૂર (સલ.)ની સેવામાં હાજર થયા અને ઝંડો મળવાની આશા ધરાવતા થયા, પરંતુ રસૂલુલ્લાહ (સલ.)એ કહ્યું : અલી ક્યાં છે ? કહેવામાં આવ્યું : કંઇક બીમાર છે. આંખો દુખે છે. આપે બોલાવવાનો હુકમ આપ્યો. હઝરત અલીને બોલાવવામાં આવ્યા. આપે તેમની આંખોમાં થૂંક લગાડ્યું. આંખો તરત સારી થઇ ગઇ. જાણે કંઇ જ તકલીફ ન હતી. હઝરત અલીએ કહ્યું : અમે તેમની સાથે ત્યાં સુધી લડીશું જ્યાં સુધી તેઓ અમારા જેવા ન થઇ જાય. હુઝૂરે કહ્યું : થોભો, જ્યારે તમે તેમના મેદાનમાં ઉતરો ત્યારે તેમને ઇસ્લામનું આમંત્રણ આપજો. તે બધી વસ્તુઓ તેમને બતાવજો જે તેમના ઉપર ફર્ઝ છે. ખુદાની કસમ ! જો તમારા લીધે એક માણસને હિદાયત થઇ જાય તો એ તમારા માટે એનાથી બહેતર છે કે તમને લાલ ઊંટ મળે.

(૨૪૬/૩૩૨૭) હઝરત અનસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) જ્યારે કોઇ કોમ સાથે જિહાદ કરતા હતા ત્યારે સવાર પહેલાં તેમના ઉપર હુમલો કરતા ન હતા. જો ત્યાં સવારે અઝાન થતી સાંભળી લેતા તો હુમલો કરતા ન હતા. જો અઝાનનો અવાજ ન સાંભળતા તો સવાર થઇ ગયા પછી તેમને લૂટતા હતા. જેથી અમે ખૈબરમાં રાત્રે ઉતર્યા હતા.

(૨૪૭/૩૩૨૮) હઝરત અનસ (રદિ.) કહે છે કે રસૂલુલ્લાહ (સલ.) ખૈબર ગયા અને રાત્રે ત્યાં પહોંચ્યા. આપનો નિયમ હતો કે, જ્યારે કોઇ કોમ પાસે રાત્રે પહોંચી જતા ત્યારે સવાર પહેલાં હુમલો કરતા ન હતા. સવાર થઇ અને યહુદીઓ બેલચે અને થેલા લઇને ઘરોમાંથી નીકળ્યા. હુઝૂર પર નજર પડી ત્યારે કહેવા લાગ્યા : મુહમ્મદ છે. ખુદાની કસમ ! મુહમ્મદ



પણ છે અને પુરૂં લશ્કર પણ છે. હુઝૂરે કહ્યું : અલ્લાહુ અકબર; ખૈબર બરબાદ થઇ ગયું. અમે જે કોમના મેદાનમાં ઉતરીએ છીએ ત્યારે તે લોકોની સવાર ખરાબ થઇ જાય છે જેમને ડરાવવામાં આવે છે.

(૨૪૮/૩૩૨૯) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : હુઝૂરે (સલ.)એ ફરમાવ્યું કે, મને લોકો સાથે ત્યાં સુધી લડવાનો હુકમ છે કે, તેઓ **"લાઇલાહ ઇલ્લલ્લાહુ"**ના માનનારા ન બની જાય. જે માણસ **"લાઇલાહ ઇલ્લલ્લાહુ"** કહેશે તેનો જાનમાલ મારા તરફથી સુરક્ષિત થઇ જશે. હા, હકના કારણે તેનો જાનમાલ લેવામાં આવશે. એનો હિસાબ અલ્લાહ પાસે છે.

**જો કોઇ ખાસ જગ્યાએ જિહાદ માટે જવું હોય અને જાહેરમાં તેની વિરૂધ્ધ કરવામાં આવે તો જાઇઝ છે. ગુરૂવારના દિવસે જિહાદમાં જવું જાઇઝ છે**

(૨૪૯/૩૩૩૦) હઝરત કઅબ ઇબ્ને માલિક કહે છે કે, કેટલીકવાર રસૂલુલ્લાહ (સલ.) જ્યારે કોઇ જિહાદમાં જવાનો ઇરાદો કરતા ત્યારે તેને છુપાવીને બીજી કોઇ જગ્યાએ જવાનું જાહેર કરતા હતા. જેમ કે જ્યારે તબૂકનો ગઝવો થયો. આ જિહાદ સખ્ત ગરમીમાં થઇ. એમાં હુઝૂર (સલ.)ને એક લાંબી સફર અને વેરાન જંગલનો સામનો કરવો પડ્યો. ઘણા દુશ્મનો સાથે લડવું પડ્યું. એટલે હુઝૂરે મુસલમાનો સામે હકીકત જાહેર કરી દીધી. જેથી દુશ્મન સાથે લડવાના સામાનની વ્યવસ્થા કરી લે. મુસલમાનોને પોતાના ઇરાદાની ખબર આપી. એક રિવાયતમાં છે કે, રસૂલુલ્લાહ (સલ.) કેટલીકવાર ગુરૂવારના દિવસે સફરમાં જતા હતા.

(૨૫૦/૩૩૩૧) હઝરત કઅબ ઇબ્ને માલિક કહે છે કે, તબૂકના ગઝવા માટે રસૂલુલ્લાહ (સલ.) ગુરૂવારના દિવસે ગયા હતા. ગુરૂવારના દિવસે જ (સફર વગેરેમાં) જવાનું પસંદ કરતા હતા.

**ઝુહર પછી જિહાદ માટે જવાનું બયાન**

(૨૫૧/૩૩૩૨) હઝરત અનસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ મદીનામાં ઝુહરની ચાર રકઅતો પઢીને અસરની ઝુલહુલૈફા સ્થળે બે રકઅતો પઢી હતી. મેં પોતે સાંભળ્યું છે કે, સહાબા હજ્જ અને ઉમરા બંનેની લબ્બૈક સાથે બોલતા હતા.

**મહીનાના અંતમાં સફર કરવાનું બયાન**

(૨૫૨/૩૩૩૩) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) મદીનાથી ૨૫ ઝીલકાદના નીકળ્યા હતા અને ૪ ઝીલહજ્જના મક્કા પહોંચી ગયા હતા.

(૨૫૩/૩૩૩૪) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, એકવાર અમે રસૂલુલ્લાહ (સલ.) સાથે ૨૫ ઝીલકાદના ફક્ત હજ્જના ઇરાદાથી નીકળ્યા. જ્યારે મક્કાની નજીક પહોંચ્યા ત્યારે રસૂલુલ્લાહ (સલ.)એ હુકમ આપ્યો કે, જેની પાસે કુરબાનીનું જાનવર ન હોય તે કઅબાનો તવાફ અને સફા-મરવા વચ્ચે દોડીને ઇહરામ ખોલી નાખે. હઝરત આઇશા કહે છે : અમારી પાસે કુરબાનીના દિવસે ગાયનો થોડોક ગોશ્ત લાવવામાં આવ્યો. મેં પૂછ્યું : શું છે ? ખબર પડી કે, રસૂલુલ્લાહ (સલ.)એ પોતાની પત્નીઓ તરફથી કુરબાની કરી છે. યહયા કહે છે : મેં આ હદીસનો ઉલ્લેખ કાસિમ ઇબ્ને મુહમ્મદ સામે કર્યો. કાસિમે કહ્યું : ખુદાની કસમ ! જેવી રીતે બીના બની હતી તેવી રીતે હઝરત આઇશાએ બયાન કરી છે.

✪ ભાગ-૧૧ સમાપ્ત ✪



# બુખારી શરીફ

સંપાદક :
ઇમામ બુખારી (રહ.)

અનુવાદક :
ઇબ્રાહીમ

ભાગ ૧૨

# બુખારી શરીફ

## ભાગ-૧૨

### બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

**રમઝાન મહીનામાં સફર કરવાનું બયાન**

(૧/૩૩૩૫) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.)ની રિવાયતથી ઝુહરી બયાન કરે છે કે, (એકવાર) રમઝાન મહીનામાં રસૂલુલ્લાહ (સલ.) સફરમાં નીકળ્યા હતા. આપનો રોઝો પણ હતો, પરંતુ કદીદ આવી જઇને આપે રોઝો ખોલી નાખ્યો હતો. ઇમામ બુખારી કહે છે કે, આ ઝુહરીનું કથન છે અને રસૂલુલ્લાહ (સલ.)ના છેલ્લા કામ ઉપર જ અમલ કરવામાં આવે છે.

**સફરમાં જતી વખતે વિદાય કરવાનું બયાન**

(૨/૩૩૩૬) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ અમને એક લશ્કરમાં મોકલ્યા અને બે કુરેશીઓ વિષે કહ્યું કે, જો તમને ફલાણા ફલાણા માણસો મળે તો તેમને આગથી સળગાવી દેજો, પરંતુ જ્યારે અમે જવા લાગ્યા અને હુઝૂર પાસે વિદાય થવા માટે હાજર થયા ત્યારે કહ્યું કે, મેં તમને ફલાણા ફલાણા માણસોને સળગાવી દેવાનો હુકમ આપ્યો હતો, પરંતુ આગથી અઝાબ આપવાનું તો ખાસ ખુદા તઆલા માટે છે, એટલે તમે તેમને પકડીને સળગાવશો નહી, બલ્કે કત્લ કરી નાખજો.

**જ્યાં સુધી બાદશાહ અલ્લાહની નાફરમાનીનો હુકમ ન આપે ત્યાં સુધી તેના હુકમનું પાલન કરવું જરૂરી છે**

(૩/૩૩૩૭) હઝરત ઇબ્ને ઉમર (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જ્યાં સુધી અલ્લાહ તઆલાની નાફરમાનીનો હુકમ આપવામાં ન આવે ત્યાં સુધી હુકમનું પાલન જરૂરી છે. હા, જો અલ્લાહની નાફરમાનીનો હુકમ આપવામાં આવે તો સાંભળવો ન જોઇએ અને માનવો ન જોઇએ.

**બાદશાહ તરફથી જિહાદ કરવાનું બયાન**

(૪/૩૩૩૮) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : આપણે (દુનિયામાં) સૌથી પાછળ આવ્યા છીએ, પરંતુ (કિયામતમાં)

સૌથી આગળ હોઇશું. હુઝૂરે એમ પણ ફરમાવ્યું કે, જેણે મારી તાબેદારી કરી તેણે અલ્લાહની તાબેદારી કરી. જેણે મારી નાફરમાની કરી તેણે અલ્લાહની નાફરમાની કરી. જે માણસ હાકિમની તાબેદારી કરે છે તે મારી તાબેદારી કરે છે. જે હાકિમની નાફરમાની કરે છે તે મારી નાફરમાની કરે છે. ઇમામ એક ઢાલ છે જેની પાછળ લડવામાં આવે છે અને જેના વડે બચાવ કરવામાં આવે છે. હવે જો ઇમામ અલ્લાહથી ડરવાનો હુકમ આપે અને ન્યાયપૂર્વક કામ લે તો એનો સવાબ તેને મળશે, નહી તો તેને અઝાબ થશે.

**યુધ્ધ સમયે સરદાર સાથે એવી વાતનો કરાર કરવો કે લડાઇમાંથી નાસભાગ કરીશું નહી અથવા એવી વાતની બૈઅત કરવી કે મરી જઇશું (પરંતુ પીછે-હઠ કરીશું નહી) ખુદા તઆલા ફરમાવે છે : 'લકદ રદિયલ્લાહુ અનિલ મુઅમિનીન ઇઝ યુબાયિઊનક તહતશ્શજરતિ' કિંવા જયારે ઝાડના નીચે મુસલમાનોએ તમારી સાથે હાથ મેળવ્યો ત્યારે ખુદા તેમનાથી ખુશ થયો**

(૫/૩૩૩૯) હઝરત ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, અમે (સુલેહના) બીજા વરસે હુદયબિય્યામાં પાછા આવ્યા ત્યારે બે માણસો પણ તે ઝાડ નક્કી કરવામાં સંમત થયા નહી, જેના નીચે અમે હુઝૂરની બૈઅત કરી હતી. (તે ઝાડ જ મળ્યું નહી.) એ ખુદાની રહમત હતી. રાવી કહે છે : મેં નાફિઅને પૂછયું કે, મુસલમાનોએ (ઝાડના નીચે) રસૂલુલ્લાહ (સલ.)ની કઇ વાત પર બૈઅત કરી હતી ? શું મરવા અંગે બૈઅત કરી હતી ? નાફિએ કહ્યું : ના, બલ્કે યુધ્ધમાં અડગ રહેવા માટે બૈઅત કરી હતી.

(૬/૩૩૪૦) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઝૈદ કહે છે કે, જ્યારે હર્રાના બનાવનો દિવસ આવ્યો ત્યારે એક માણસે આવીને કહ્યું કે, ઇબ્ને હન્ઝલા લોકો પાસેથી મરવાની બૈઅત લઇ રહ્યા છે. મેં કહ્યું કે, રસૂલુલ્લાહ (સલ.) પછી કોઇના હાથ પર એ શરતે બૈઅત કરીશ નહી. (હર્રાનો બનાવ હિજરી સન ૬૩માં બન્યો. યઝીદ ઇબ્ને મુઆવિયા તરફથી મુસ્લિમ ઇબ્ને અકબા સરસેનાપતિ હતો અને અનસાર તરફથી ઇબ્ને હન્ઝલા.)

(૭/૩૩૪૧) હઝરત સલમહ ઇબ્ને અકવઅ કહે છે કે, (રિદવાનની બૈઅતના દિવસે) હું હુઝૂર (સલ.) સાથે હાથ મેળવીને એક ઝાડના છાંયડામાં જઇને બેઠો. જ્યારે લોકો કંઇક ઓછા થઇ ગયા ત્યારે હુઝૂરે કહ્યું : ઇબ્ને અકવઅ, શું તું બૈઅત નહી કરે ? મેં કહ્યું : યા રસૂલલ્લાહ ! મેં



બૈઅત તો કરી લીધી. ફરમાવ્યું : ફરી બૈઅત કર. મેં બીજીવાર બૈઅત કરી. રાવીએ સલમહને પૂછયું, અબૂ મુસ્લિમ, અમે તે દિવસે કઇ શરતે બૈઅત કરી હતી ? સલમહે કહ્યું : મોતની શરતે.

(૮/૩૩૪૨) હઝરત અનસ (રદિ.) કહે છે કે, ખન્દકની લડાઇના દિવસે અનસાર કહી રહ્યા હતા : ''અમે તે છીએ કે મુહમ્મદના હાથ પર અમે એ શરતે બૈઅત કરી છે કે જ્યાં સુધી જીવીએ છીએ ત્યાં સુધી જિહાદ કરીશું.'' હુઝૂરે સાંભળ્યું ત્યારે કહ્યું; ''એય અલ્લાહ ! સાચી જિન્દગી તો ફક્ત આખિરતની છે. તું અનસાર અને મુહાજિરોને બખ્શી દે.''

(૯/૩૩૪૩) હઝરત મુજાશિઅ કહે છે કે, હું હુઝૂરની સેવામાં મારા ભત્રીજાને લઇને હાજર થયો અને કહ્યું : યા રસૂલલ્લાહ ! અમારી હિજરત અંગે બૈઅત લઇ લો. ફરમાવ્યું : હિજરતનો સવાબ તો મુહાજિરો માટે ખત્મ થઇ ગયો. મેં કહ્યું : પછી કઇ વાતની હુઝૂર બૈઅત લેશો ? ફરમાવ્યું : ઇસ્લામ અને જિહાદની.

**બાદશાહના હુકમનું પાલન તે જ બાબતોમાં જરૂરી છે જેના કરવાની લોકોમાં શકિત હોય**

(૧૦/૩૩૪૪) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસઉદ (રદિ.)એ અબૂ વાઇલને કહ્યું હતું કે, આજે મારી પાસે એક માણસ આવ્યો અને એક મસ્અલો પૂછયો. મને સમજ પડતી નથી કે તેને શું જવાબ આપું. તે માણસે પૂછયું હતું કે, અમુક માણસો ખુશીથી લડાઇના બધા હથિયારો લઇને અમારા અધિકારીઓ સાથે લડાઇઓમાં જાય છે. અમારા અધિકારીઓ અમને (એકી સાથે) એટલા કામોનો હુકમ આપે છે જે અમારી શકિત બહાર હોય છે. (પછી અમે તે હુકમોનું પાલન કેવી રીતે કરીએ ?) અબ્દુલ્લાહ કહે છે : મેં તેને જવાબ આપ્યો કે, ખુદાની કસમ ! મારી સમજમાં નથી આવતું કે, તમને શું જવાબ આપું. માત્ર એટલું કહું છું કે, અમે રસૂલુલ્લાહ (સલ.) સાથે (જિહાદમાં) જતા હતા. આપ જે કામનો અમને હુકમ આપતા હતા તેનું પાલન અમે ન કરીએ, એ શકય ન હતું. તમારામાંથી દરેક માણસ ત્યાં સુધી સારો રહેશે જ્યાં સુધી અલ્લાહથી ડરતો રહેશે. જો દિલમાં કોઇ વાત વિષે કંઇ શંકા હોય તો કોઇને પૂછી લે અને તે એને સંતોષકારક જવાબ આપે, પરંતુ ટૂંક સમયમાં (સહાબીઓની વફાત પછી) તમને એવો માણસ મળશે નહી. ભાગીદારહીન ખુદાની કસમ છે કે, મારી જાણ મુજબ દુનિયાનો જે ભાગ પસાર થઇ ગયો તેનો દાખલો એવો છે જેમકે પાણીનો કોઇ ઘડો છાંયડામાં હોય અને તેમાંથી સ્વચ્છ ભાગ પી લીધો હોય, ફક્ત ડહોળાયેલું (પાણી) રહી ગયું હોય.

**જો રસૂલુલ્લાહ (સલ.) દિવસની શરૂઆતમાં જિહાદ શરૂ ન કરતા**

**તો પછી સૂર્ય ઢળતા સુધી લડાઇ શરૂ કરવાનું વિલંબાવતા હતા**

(૧૧/૩૩૪૫) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને અબૂ ઔફા કહે છે કે, એકવાર રસૂલુલ્લાહ (સલ.)ની દુશ્મન સાથે લડાઇ થઇ, પરંતુ (હુમલો કરવા માટે) આપે સૂર્ય ઢળતા સુધી રાહ જોઇ. જ્યારે સૂર્ય ઢળ્યો ત્યારે લોકો વચ્ચે ઉભા થઇને ફરમાવ્યું : લોકો ! એવી ઇચ્છા ન રાખો કે દુશ્મન સાથે લડાઇ થાય, બલ્કે ખુદા પાસે સલામતી માંગો, પરંતુ જો દુશ્મન સાથે મુકાબલો થાય તો સબ્ર કરો. નક્કી માનો કે, જન્નત તલવારોના પડછાયા નીચે છે. ત્યાર પછી ફરમાવ્યું : એય ખુદા ! જેણે કુર્આન ઉતાર્યું છે; જે વાદળો ચલાવે છે; જે કાફિરોની ટુકડીઓને પરાજય આપનાર છે, એમને પરાજય આપ અને અમને એમના ઉપર વિજય નસીબ કર.

**જો કોઇ માણસ ઇમામ પાસે (દુશ્મન સાથે લડવાની અથવા લડાઇમાંથી પાછા આવવાની) રજા માંગે તો શું હુકમ છે ? ખુદા તઆલા ફરમાવે છે : 'ઇન્નમલ મુઅમિનૂન લ્લઝીન આમનૂ બિલ્લાહિ વ રસૂલિહિ વ ઇઝા કાનૂ મઅહુ અલા અમ્રિન જામિઇન લમયઝહબૂ હત્તા યસ્તઅઝિનૂહુ'** ઉવા **ઇમાનવાળા ફકત તે લોકો છે જેમનું ખુદા અને રસૂલ પર ઇમાન હોય. જ્યારે કોઇ મહત્વના (જિહાદ વગેરે) કામ પર હાજર થાય ત્યારે રસૂલની રજા વગર ચાલ્યા ન જાય**

(૧૨/૩૩૪૬) હઝરત જાબિર ઇબ્ને અબ્દુલ્લાહ (રદિ.) કહે છે : એકવાર હું હુઝૂર (સલ.) સાથે જિહાદમાં ગયો હતો. જે ઊંટ પર હું સવાર હતો તે (પાછા ફરતી વખતે) થાકી ગયું, ચાલી શકતું ન હતું. પાછળથી રસૂલુલ્લાહ (સલ.) પણ આવી પહોંચ્યા અને કહ્યું કે, તારા ઊંટને શું થઇ ગયું છે ? મેં કહ્યું કે થાકી ગયું છે. આપે ઊંટને ધમકાવ્યું અને તેના માટે દુઆ કરી. ઊંટ (એવું ઝડપી બની ગયું કે) બધા ઊંટો કરતાં આગળ નીકળી જતું હતું. ફરમાવ્યું : હવે તારૂં ઊંટ કેવું છે ? મેં કહ્યું : ઘણું સરસ. હુઝૂરની દુઆની એ બરકત છે. કહ્યું : શું તું મને એ વેચે છે ? હું કંઇક શરમાયો. વાત એમ હતી કે, એ સિવાય અમારી પાસે પાણી લાવનારૂં બીજું ઊંટ ન હતું. છેવટે મેં કહ્યું : જી હા. કહ્યું : તું મને વેચી દે. મેં વેચી દીધું અને એવી શરત કરી કે મદીના સુધી એના પર સવાર થઇને જઇશ. (મદીનાની નજીક જઇને) મેં કહ્યું : યા રસૂલલ્લાહ ! મેં નવી નવી શાદી કરી છે. શું મને આગળ જવાની રજા છે ? આપે રજા આપી. હું બધાથી પહેલો મદીના પહોંચી ગયો. મામા સાથે મુલાકાત થઇ ત્યારે મામાએ ઊંટ વિષે પૂછયું. મેં વિગત કહી. મામાએ મને ઠપકો આપ્યો. હા, રસૂલુલ્લાહ (સલ.)



પાસે મેં આગળ ચાલ્યા આવવાની રજા માંગી હતી ત્યારે આપે મને એમ પણ પૂછયું હતું કે, તે કુંવારી સાથે શાદી કરી છે કે બીનકુંવારી સાથે ? મેં કહ્યું કે, બીનકુંવારી સાથે શાદી કરી છે. આપે ફરમાવ્યું કે, કુંવારી સાથે કેમ કરી નહી કે, તે તારી સાથે રમત અને તું તેની સાથે. મેં કહ્યું : યા રસૂલલ્લાહ ! જે વખતે મારા પિતા શહીદ થયા હતા તે વખતે મારી નાની બહેનો હતી. એટલે મને તેમના જેવડી ઉમરવાળી ઓરત સાથે શાદી કરવાનું ઠીક લાગ્યું નહી; જે તેમનો ઉછેર કરી શકે નહી, સરપરસ્તી કરી શકે નહી. મજબૂરીથી બીનકુંવારી ઓરત સાથે શાદી કરી, જેથી તેની મારફતે છોકરીઓની સરપરસ્તી અને ઉછેર થઇ શકે. હઝરત જાબિર કહે છે કે, જ્યારે રસૂલુલ્લાહ (સલ.) મદીનામાં આવ્યા ત્યારે સવારે હું ઊંટ લઇને હાજર થયો. હુઝૂરે મને ઊંટ પણ પાછું આપ્યું અને તેની કીમત પણ આપી. મુગીરા કહે છે કે, અમારા ફત્વામાં વાહનું કીમત સાથે પાછી આપવી સહીહ છે; એમાં કંઇ વાંધો નથી.

**દુલહા જિહાદમાં જઇ શકે છે. હઝરત જાબિરે આ વિષયની હદીસ રિવાયત કરી છે**

**પત્ની સાથે સંભોગ કર્યા પછી જિહાદમાં જવું સારૂં છે. હઝરત અબૂ હુરૈરાએ આ વિષયની હદીસ રિવાયત કરી છે**

**ભય વખતે ઇમામ સૌપ્રથમ (પરિસ્થિતિનો તાગ કાઢવા) જઇ શકે છે**

(૧૩/૩૩૪૭) હઝરત અનસ (રદિ.) કહે છે કે, એક વાર મદીનામાં દુશ્મનનો ભય વર્તાયો. (સૌપ્રથમ) રસૂલુલ્લાહ (સલ.) અબૂ તલહાના ઘોડા પર સવાર થઇને ગયા અને (પાછા આવીને) કહ્યું : અમને તો કંઇ દેખાયું નહી. અમને તો આ ઘોડો દરિયા જેવો લાગ્યો.

**ગભરાટ વખતે ઉતાવળ કરવી અને ઘોડો દોડાવવો જાઇઝ છે**

(૧૪/૩૩૪૮) હઝરત અનસ (રદિ.) કહે છે : એકવાર લોકો ગભરાઇ ગયા. રસૂલુલ્લાહ (સલ.) અબૂ તલહાના એક ધીમી ચાલવાળા ઘોડા પર સવાર થઇને એકલા ઘોડો દોડાવીને ગયા. પછી આપની પાછળ લોકો પણ ઘોડાઓ પર સવાર થઇને દોડાવતા ગયા. (પાછા આવીને) હુઝૂરે કહ્યું કે, ડરો નહી. આ ઘોડો તો દરિયા જેવો છે. હુઝૂરની આ વાત પછી તે ઘોડો કોઇની પાછળ રહ્યો નહી.

**ભયના સમયે એકલા નીકળવું**

**જો કોઇ માણસ બીજાને મજુરી આપીને પોતાના તરફથી જિહાદ કરાવે અથવા જિહાદ માટે કોઇને સવારી આપે તો શું હુકમ છે ?**

(૧૫/૩૩૪૯) મુજાહિદે ઇબ્ને

ઉમરને કહ્યું હતું કે, મારો ઇરાદો જિહાદમાં જવાનો છે. ઇબ્ને ઉમરે કહ્યું : હું ઇચ્છું છું કે, મારા તરફથી થોડોક માલ આપીને તમને મદદ કરૂં. મુજાહિદે કહ્યું : મને ખુદાએ ઘણું આપ્યું છે. ઇબ્ને ઉમરે કહ્યું : તમારી માલદારી તમને મુબારક. હું ઇચ્છું છું કે, મારો થોડોક માલ આ રસ્તામાં ખર્ચાય.

(૧૬/૩૩૫૦) હઝરત ઉમરે કહ્યું હતું કે, કેટલાક લોકો જિહાદમાં જવા માટે બયતુલ માલમાંથી થોડોક માલ લે છે, પછી જિહાદમાં જતા નથી. જે માણસે આવું કર્યું હશે, જે માલ તેણે લીધો હશે તે પાછો લેવાનો અમને પૂરો અધિકાર છે.

(૧૭/૩૩૫૧) તાઉસ અને મુજાહિદ કહે છે કે, જો જિહાદમાં જવા માટે તમને માલ આપવામાં આવે તો તે માલનું તમે જે ચાહો તે કરો. તમારી સ્ત્રી-બાળકોની પાસે મૂકીને ચાલ્યા જાઓ.

(૧૮/૩૩૫૨) હઝરત ફારૂકે આઝમ (રદિ.) કહે છે કે, મેં અલ્લાહના રસ્તામાં સવાર થવા માટે એક ઘોડો આપ્યો હતો, પરંતુ થોડી મુદત પછી તેને વેચાતો જોયો. મેં હુઝૂર (સલ.)ને તેના ખરીદવા વિષે મસ્અલો પૂછયો. ફરમાવ્યું : તમે એને ખરીદો નહીં અને આપેલી ખૈરાત પાછી ન લો.

(૧૯/૩૩૫૩) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, હઝરત ઉમરે અલ્લાહના રસ્તામાં સવાર થવા માટે એક ઘોડો આપ્યો હતો, પરંતુ થોડી મુદત પછી તેને વેચાતો જોઇને ખરીદવાનો ઇરાદો કર્યો. હુઝૂરને મસ્અલો પૂછયો. આપે ફરમાવ્યું : તમે એને ખરીદો નહીં અને આપેલી ખૈરાત પાછી ન લો.

(૨૦/૩૩૫૪) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું હતું કે, જો મને મારી ઉમ્મતની મુશ્કેલીનો ખયાલ ન હોત તો હું લશ્કરની કોઇપણ ટુકડીથી પાછળ ન રહેત, પરંતુ મારી પાસે એટલી સવારીઓ નથી (કે બધા મુસલમાનો માટે પૂરતી થઇ પડે) હવે હું તેમને કઇ વસ્તુ પર સવાર કરૂં. આ વાતનું પણ મને દુઃખ થાય છે કે (હું ચાલ્યો જાઉં અને) મુસલમાનો મારાથી છુટા પડી જાય. ખુદાની કસમ ! હું દિલથી ચાહું છું કે, અલ્લાહના રસ્તામાં લડતો લડતો માર્યો જાઉં; પાછો જીવતો થાઉં; પાછો માર્યો જાઉં; પાછો જીવતો થાઉં.

**(જિહાદ માટે) મજુરી કરનાર**

(૨૧/૩૩૫૫) હસન બસરી અને ઇબ્ને સીરીન કહે છે કે, મજુરી લઇને જિહાદ કરનારને માલે ગનીમતમાંથી હિસ્સો આપવામાં આવે.

(૨૨/૩૩૫૬) અતિય્યા ઇબ્ને કૈસે એક ઘોડો અડધા ભાગે લીધો હતો. (ઉંચા એવી શરત હતી કે, માલે ગનીમતમાંથી જે ભાગ ઘોડાને મળશે તેમાંથી અડધો અતિય્યાને અને અડધો ઘોડાના માલિકને મળશે) ઘોડાના ભાગે ચારસો અશરફીઓ



મળી. જેથી અતિય્યાએ બસો પોતે લીધી અને બસો ઘોડાના માલિકને આપી.

(૨૩/૩૩૫૭) હઝરત યઅલા કહે છે કે, તબૂકની લડાઇમાં હું હુઝૂર (સલ.)ની સાથે હતો. મેં એક માણસને એક જવાન ઊંટ અલ્લાહના રસ્તામાં સવાર થવા માટે આપ્યું. મારા ખયાલ મુજબ મારૂં આ કામ ઘણું જ સંગીન હતું. જેથી (જિહાદ કરવા માટે) મેં એક માણસને મજુરી પર નક્કી કર્યો. તેણે બીજા માણસ સામે (વિના કારણે) લડાઇ કરી હતી. એણે તેનો હાથ કરડયો. તેણે પોતાનો હાથ એના મોંમાથી ખેંચ્યો. જેના કારણે તેનો માણસનો દાંત તુટી ગયો. તે હુઝૂરની સેવામાં હાજર થયો. આપે દાંતનો કંઇ બદલો અપાવ્યો નહીં અને કહ્યું કે, શું તે તેનો હાથ તારા મોંમા રહેવા દે કે ઊંટની જેમ તું તેને ચાવી ખાય.

**રસૂલુલ્લાહ (સલ.)ના ઝંડાનું બયાન**

(૨૪/૩૩૫૮) હઝરત સઅલબા ઇબ્ને અબૂ માલિકથી રિવાયત છે કે, હઝરત કૈસ ઇબ્ને સઅદ અનસારીએ જે રસૂલુલ્લાહ (સલ.)નો ઝંડો ઉંચકનાર હતા, જ્યારે હજ્જના ઇહરામનો ઇરાદો કર્યો ત્યારે વાળમાં કાંસકી કરી.

(૨૫/૩૩૫૯) હઝરત સલમહ ઇબ્ને અકવઅ કહે છે કે, હઝરત અલી (રદિ.)ની આંખો દુખતી હતી. એટલે ખૈબરની લડાઇ વખતે રસૂલુલ્લાહ (સલ.)ની સાથે ગયા ન હતા, પરંતુ પાછળથી એવો વિચાર કરીને કે, હું રસૂલુલ્લાહ (સલ.)ના સંગાથથી વંચિત રહું છું, નીકળી પડયા અને હુઝૂરની સાથે થઇ ગયા. જે સવારે ખૈબર જીતાયું છે તેની એક રાત પહેલાં સાંજના વખતે રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : હવે હું તે માણસને ઝંડો આપીશ જેનાથી ખુદા અને રસૂલને મુહબ્બત છે. તેના હાથ પર ખુદા વિજય આપશે. અમારી આશા વિરૂધ્ધ હઝરત અલી હાજર થયા. સહાબાએ કહ્યું : આ અલી હાજર છે. આપે હઝરત અલીને ઝંડો આપ્યો. ખુદાએ તેમના હાથ પર વિજય આપ્યો.

**નબી (સલ.)એ ફરમાવ્યું કે, મને એવો રૂઆબ આપવામાં આવ્યો છે, જે એક મહીનાના અંતર સુધી અસર કરે છે. અલ્લાહ તઆલાએ ફરમાવ્યું છે : સનુલ્કી ફી કુલૂબિ લ્લઝીન કફરૂ ર્રુઅબ બિમા અશ્રકુ બિલ્લાહ**

(૨૬/૩૩૬૦) હઝરત જાબિર (રદિ.)એ રસૂલુલ્લાહ (સલ.)થી એ અંગે રિવાયત કરી છે.

(૨૭/૩૩૬૧) હઝરત અબૂ હુરૈરા (રદિ.)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે **બિઇતુ બિજવામિઇલ કલિમિ વ નુસિર્તુ બિર્રૂઅબિ.** હું સૂતો હતો તે દરમ્યાન

ધરતીના ખજાનાઓની ચાવીઓ મને આપવામાં આવી, તેને મારી સામે મૂકવામાં આવી.

**જિહાદમાં સફરનો ખર્ચ સાથે લઇ જવાનું બયાન. ખુદા તઆલા ફરમાવે છે : 'વ તઝવ્વદૂ ફઇન્ન ખયરઝ ઝાદિ તકવા'** કિંવા **ભાથું લઇ જાઓ. સર્વોત્તમ ભાથું પરહેઝગારી છે.**

(૨૮/૩૩૬૨) હઝરત અસ્મા કહે છે કે, જ્યારે રસૂલુલ્લાહ (સલ.)એ હિજરત કરીને મદીના જવાનો ઇરાદો કર્યો ત્યારે મેં હઝરત અબૂબક્ર (રદિ.)ના ઘરમાં હુઝૂરનું ખાણું તૈયાર કર્યું, પરંતુ અમને એવી કોઇ વસ્તુ મળી નહીં જેનાથી દસ્તરખ્વાન અને મશક બાંધી શકાય. નાછૂટકે મેં હઝરત અબૂબક્રને કહ્યું : ખુદાની કસમ ! મારા નાળા સિવાય મને બાંધવાની બીજી કોઇ વસ્તુ મળતી નથી. હઝરત અબૂબક્રે કહ્યું : તેને જ ફાડીને બે ટુકડા કરો. એકથી મશક બાંધો અને બીજાથી દસ્તરખ્વાન. મેં હુકમનું પાલન કર્યું. એ જ કારણસર હઝરત અસ્માનો ઇલકાબ **'ઝાતુ ન્નિતાકૈન'** રાખવામાં આવ્યો હતો.

(૨૯/૩૩૬૩) હઝરત જાબિર (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)ના સમયમાં મદીના સુધી જવા માટે અમે કુરબાનીનો ગોશ્ત ભાથા તરીકે લઇ જતા હતા.

(૩૦/૩૩૬૪) હઝરત સુવૈદ ઇબ્ને નુઅમાન (રદિ.) કહે છે કે, ખૈબરની લડાઇના વરસે હું હુઝૂર (સલ.)ની સાથે ગયો. ખૈબરના પ્રદેશમાં સહબા સ્થળે જઇને લોકોએ અસ્રની નમાઝ પઢી. રસૂલુલ્લાહ (સલ.)એ લોકો પાસેથી ખાવાની બધી વસ્તુઓ મંગાવી, પરંતુ સત્તુ સિવાય બીજી કોઇ વસ્તુ રજૂ કરવામાં આવી નહીં. અમે સત્તુના જ કોળીયા બનાવી બનાવીને ખાધા અને પાણી પીધું. ખાધા પછી હુઝૂરે પણ કુલ્લી કરી અને અમે પણ. પછી (મગરિબની) નમાઝ પઢી.

(૩૧/૩૩૬૫) હઝરત સલમહ કહે છે કે : એકવાર (સફરમાં) લોકો પાસે ભાથું ઘટી ગયું. બધા ખાલી થઇ ગયા. નાછૂટકે હુઝૂરની સેવામાં ઊંટો ઝબ્હ કરવાની રજા લેવા માટે હાજર થયા. આપે રજા આપી. પાછા ફરતાં હઝરત ઉમર મળ્યા. લોકોએ તેમને બીના કહી. હઝરત ઉમરે કહ્યું : એ ઊંટો પછી તમારી ઝિન્દગી બચાવવાની શું વ્યવસ્થા થશે ? આમ કહીને ફારૂકે આઝમ હુઝૂર (સલ.)ની સેવામાં હાજર થયા અને કહ્યું : યા રસૂલલ્લાહ ! ઊંટો પછી લોકોની ઝિન્દગી બચાવવાનું શું સાધન છે ? હુઝૂરે કહ્યું : લોકોમાં જાહેરાત કરી દો કે, જેની પાસે જે ભાથું બાકી રહ્યું હોય તે લઇને મારી પાસે આવે. પછી એક દસ્તરખ્વાન બિછાવવામાં આવ્યું. લોકો પોતપોતાનું ખાણું લઇને હાજર થયા. હુઝૂરે તેમના



માટે બરકતની દુઆ કરી. બધાના વાસણો મંગાવ્યા. લોકોએ ખોબા વડે વાસણો ભરવાનું શરૂ કર્યું. બધા ભરી લીધા. જ્યારે ભરવામાં ત્યારે હુઝૂરે કહ્યું : હું ગવાહી આપું છું કે, સાચો ખુદા ફક્ત એક જ છે અને હું ખુદાનો રસૂલ છું.

**ગરદનોમાં ભાથું લટકાવવું**

(૩૨/૩૩૬૬) હઝરત જાબિર ઇબ્ને અબ્દુલ્લાહ (રદિ.) કહે છે : એકવાર અમે ત્રણસો માણસો ગરદનોમાં ભાથું લટકાવીને જિહાદ માટે નીકળ્યા. અચાનક ભાથું ખલાસ થઇ ગયું. પરિસ્થિતિ એટલે સુધી વણસી કે અમારામાંથી દરેક માણસને ખજૂરની એક એક પેશી મળવા લાગી. આ સાંભળીને એક માણસે કહ્યું : અબૂ અબ્દુલ્લાહ ! એક ખજૂરથી એક માણસનું ગુજરાન કેવી રીતે થાય ? હઝરત જાબિરે કહ્યું : જ્યારે એક ખજુર પણ નસીબ ન થયું ત્યારે અમને તે એકની કદર પણ થવા લાગી. છેવટે અમે દરિયાકાંઠે પહોંચ્યા ત્યાં દરિયામાંથી એક માછલી બહાર આવી પડી હતી. તે માછલી અમે મરજી મુજબ અઢાર દિવસ સુધી ખાધી.

**ઔરતો પોતાના ભાઇની પાછળ સવારી પર સવાર થવાનું બયાન**

(૩૩/૩૩૬૭) હઝરત આઇશા (રદિ.) કહે છે : મેં હુઝૂર (સલ.)ને કહ્યું : યા રસૂલલ્લાહ ! હુઝૂરના બીજા સાથીઓ તો હજ્જ અને ઉમરાનો સવાબ લઇને જશે અને મને હજ્જથી વધારે કંઇ મળશે નહીં. ફરમાવ્યું : તમે જાઓ (ઉમરો કરી લો) અબ્દુર્રહમાનની પાછળ સવાર થઇ જાઓ. ત્યાર પછી હુઝૂરે અબ્દુર્રહમાનને હુકમ આપ્યો કે, તનઇમ સ્થળેથી આઇશાને ઉમરો કરાવો. હુઝૂર પોતે મક્કાના ઉપરવાસમાં રાહ જોતા રહ્યા. અહીં સુધી કે હું (ઉમરો કરીને) પાછી આવી.

(૩૪/૩૩૬૮) હઝરત અબ્દુર્રહમાન ઇબ્ને સિદ્દીકે અકબર (રદિ.) કહે છે કે, મને હુઝૂરે હુકમ આપ્યો હતો કે આઇશાને તમારી પાછળ સવારી પર સવાર કરીને તનઇમથી ઉમરો કરાવી દઉં.

**જિહાદ અને હજ્જ માટે એક સવારી પર એકબીજાની પાછળ સવાર થવાનું બયાન**

(૩૫/૩૩૬૯) હઝરત અનસ (રદિ.) કહે છે કે, હું અબૂ તલહાની પાછળ સવાર હતો. લોકો હજ્જ અને ઉમરા બંનેની લબ્બૈક મોટા સાદે કહી રહ્યા હતા.

**એક ગધેડા પર એકબીજાની પાછળ સવાર થવાનું બયાન**

(૩૬/૩૩૭૦) હઝરત ઉસામા ઇબ્ને ઝૈદ કહે છે કે, હુઝૂર (સલ.) એક ગધેડા પર સવાર થયા. ગધેડા પર ઝીન અને ઝીન પર કપડું પડેલું હતું. હુઝૂરે મને

પોતાની પાછળ બેસાડયો.

(૩૭/૩૩૭૧) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, મક્કાના વિજયના દિવસે રસૂલુલ્લાહ (સલ.) ઊંટણી પર સવાર થઇને ઉસામાને પાછળ બેસાડીને મક્કાના ઉપરવાસ તરફથી આવ્યા. તે વખતે કઅબાના વ્યવસ્થાપક ઉસ્માન ઇબ્ને તલહા અને બિલાલ સાથે હતા. હુઝૂરે મસ્જિદે હરામમાં ઊંટ બેસાડયું અને ઉસ્માનને કઅબાની ચાવી લાવવાનો હુકમ આપ્યો. હુઝૂર (સલ.) બિલાલ, ઉસામા અને ઉસ્માનને સાથે લઇને કઅબામાં દાખલ થયા. ઘણીવાર સુધી અંદર રહ્યા, પછી બહાર આવ્યા. લોકો કઅબામાં દાખલ થવા માટે દોડયા. સૌ પ્રથમ હું દાખલ થયો. મેં જોયું કે, બિલાલ દરવાજાની પાછળ ઉભા છે. મેં પૂછયું કે, હુઝૂરે કયાં નમાઝ પઢી હતી ? બિલાલે એક જગ્યા તરફ ઇશારો કર્યો, પરંતુ હું એવું પૂછવાનો ભૂલી ગયો કે, હુઝૂરે કેટલી રકઅતો પઢી હતી.

**પાઘડું પકડવું અને સવારને મદદ કરવાનું બયાન**

(૩૮/૩૩૭૨) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જે માણસ બે માણસો વચ્ચે ઇન્સાફ કરે છે તેના દરેક સાંધા અને દરેક હાડકા માટે એ ઇન્સાફ દરરોજ સદકો છે. જે માણસ પોતાની સવારી પર સવાર કરવામાં કોઇને મદદ કરે અને તેને બેસાડી લે અથવા પોતાની સવારી પર તેનો સામાન મૂકી લે, એ પણ સદકો છે. એક વાતમાં કોઇનું દિલ ખુશ કરવું પણ સદકો છે. નમાઝ પઢવા જવા માટે જે કદમ ઉઠાવવામાં આવે છે તે પણ સદકો છે. રસ્તામાંથી તકલીફ આપનારી વસ્તુ હટાવી દેવી પણ સદકો છે.

**કુર્આનને સાથે લઇને દુશ્મન પ્રદેશમાં જવું મકરૂહ છે. હઝરત ઇબ્ને ઉમરે આ વિષયની હદીસ રિવાયત કરી છે**

(૩૯/૩૩૭૩) રસૂલુલ્લાહ (સલ.) અને સહાબા દુશ્મનના પ્રદેશમાં જતા હતા. જો કે કુર્આનના આલિમ હતા. (મકસદ એ છે કે, કુર્આનના આલિમ માટે દુશ્મનના પ્રદેશમાં જવાની મનાઇ નથી. હા, કુર્આન સાથે લઇ જવાની મનાઇ છે.)

(૪૦/૩૩૭૪) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.) કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ મનાઇ ફરમાવી છે કે, કુર્આન લઇને દુશ્મનની જમીનમાં સફર કરવામાં આવે.

**લડાઇ વખતે અલ્લાહુ અકબર કહેવાનું બયાન**

(૪૧/૩૩૭૫) હઝરત અનસ (રદિ.) કહે છે કે, સવારે ખૈબરવાસીઓ ગરદનોમાં બેલચે લટકાવીને (ખેતરો તરફ) જઇ રહ્યા



હતા. એવામાં રસૂલુલ્લાહ (સલ.)એ તેમના પર હુમલો કરવાનો ઇરાદો કર્યો. હુઝૂર (સલ.)ને જોઇને તેઓ કહેવા લાગ્યા : અરે ! મુહમ્મદ અને પૂરૂં લશ્કર છે. મુહમ્મદ અને પૂરૂં લશ્કર છે. આમ કહીને તેમણે કિલ્લામાં આશ્રય લીધો. હુઝૂરે બંને હાથ ઉઠાવીને ફરમાવ્યું : અલ્લાહુ અકબર, ખૈબર બરબાદ થઇ ગયું. અમે જે કોમના મેદાનમાં ઉતરીએ છીએ ત્યારે તેમનામાંથી તે લોકોની સવાર ખરાબ થાય છે જેમને ડરાવવામાં આવે છે. રાવી કહે છે : ત્યાં થોડાક પાળેલા ગધેડાઓ અમારા હાથમાં આવ્યા. અમે તેમનો ગોશ્ત રાંધ્યો, પરંતુ રસૂલુલ્લાહ (સલ.)ના એક જાહેરાતકારે જાહેરાત કરી કે, ખુદા અને રસૂલ તમને ગધેડાઓનો ગોશ્ત ખાવાની મનાઇ કરે છે. તરત ગોશ્ત વગેરે સાથે હાંડીઓ ફેંકી દેવામાં આવી.

**ઉંચા સાદે તકબીર કહેવી મકરૂહ છે**

(૪૨/૩૩૭૬) હઝરત અબૂ મૂસા અશ્અરી કહે છે : એક સફરમાં જ્યારે અમે ખીણના ઉંચા ભાગ પર ચઢતા હતા ત્યારે ઉંચા સાદે તકબીર કહેતા હતા. હુઝૂર (સલ.)એ કહ્યું : લોકો, ધીમેથી બોલો (શોરબકોર ન કરો) કારણ કે, તમે કોઇ બહેરા અથવા ગેરહાજર માણસને બોલાવતા નથી. બેશક, તે તમારી સાથે છે, સાંભળે છે અને તમારી નજીક છે.

**કોઇ ગરનાળામાં ઉતરતી વખતે સુબ્હાનલ્લાહ કહેવાનું બયાન**

(૪૩/૩૩૭૭) હઝરત જાબિર ઇબ્ને અબ્દુલ્લાહ કહે છે કે, અમે ચઢતી વખતે તકબીર કહેતા હતા અને ઉતરતી વખતે સુબ્હાનલ્લાહ બોલતા હતા.

**ઉંચાઇ પર ચઢતી વખતે તકબીર કહેવાનું બયાન**

(૪૪/૩૩૭૮) હઝરત જાબિર ઇબ્ને અબ્દુલ્લાહ કહે છે કે, અમે જ્યારે (પહાડ અથવા ટેકરા પર) ચઢતા ત્યારે તકબીર કહેતા હતા અને નીચાણવાળી જમીનમાં ઉતરતા હતા ત્યારે સુબ્હાનલ્લાહ કહેતા હતા.

(૪૫/૩૩૭૯) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)નો નિયમ હતો કે, જ્યારે હજ્જ અથવા ઉમરો કરીને પાછા ફરતા અને કોઇ પહાડના ઘાટ અથવા પથરાળ જમીનમાંથી પસાર થતા ત્યારે ત્રણ વાર અલ્લાહુ અકબર કહેતા. પછી બોલતા '**લાઇલાહ ઇલ્લ લ્લાહુ વહદહુ લાશરીક લહુ લહુલ મુલ્કુ વ લહુલ હમ્દુ વ હુવ અલા કુલ્લિ શયઇન કદીર. આઇબૂન તાઇબૂન આબિદૂન સાજિદૂન લિરબ્બિના હામિદૂન સદક લ્લાહુ વઅ્દહુ વ નસર અબ્દહુ વ હઝમલ**

**અહઝાબ વહદહુ'** કિવા ફક્ત એક ખુદા સિવાય બીજું કોઇ ઇબાદતના લાયક નથી. તેનો કોઇ ભાગીદાર નથી. તેની જ હુકૂમત છે. બધા વખાણ તેને જ શોભે છે. તે બધું જ કરી શકે છે. અમે તેની પાસે જ માંગીએ છીએ. તેની પાસે જ તૌબા કરીએ છીએ. તેની જ ઇબાદત કરીએ છીએ. તેને જ સજદો કરીએ છીએ. અમારા પાલનહારના વખાણ કરીએ છીએ. અલ્લાહ તઆલાએ પોતાનો વાયદો સાચો પુરવાર કરી બતાવ્યો. પોતાના બંદાને વિજયી બનાવ્યો અને એકલાએ બધી કોમોને પરાજય આપ્યો. સાલિહ કહે છે : મેં રાવીને પૂછ્યું : શું અબ્દુલ્લાહે ઇન્શાઅલ્લાહ કહ્યું ન હતું ? રાવીએ જવાબ આપ્યો : ના.

## માણસ ઘર આંગણે જે અમલો કરે છે સફરની હાલતમાં તે જ અમલો તેના અમલપત્રકમાં લખાય છે

(૪૬/૩૩૮૦) એક સફરમાં અબૂ બુરદા અને યઝીદ ઇબ્ને અબૂ કબશા સાથી હતા. યઝીદ સફરની હાલતમાં જ રોઝા રાખતા હતા. અબૂ બુરદાએ કહ્યું કે, મેં ઘણીવાર અબૂ મૂસા પાસેથી અનેકવાર સાંભળ્યું છે કે, હુઝૂરે ફરમાવ્યું : જ્યારે બંદો બીમાર હોય છે અથવા સફર કરે છે ત્યારે તેના માટે તે જ (અમલો) લખવામાં આવે છે જે ઘર આંગણે અને તંદરૂસ્તીની હાલતમાં તે કરતો હતો.

## એકલા જવાનું બયાન

(૪૭/૩૩૮૧) હઝરત જાબિર ઇબ્ને અબ્દુલ્લાહ કહે છે કે, ખન્દકની લડાઇના દિવસે (કાફિરોની ખબર લાવવા) લોકોને બોલાવાયા. હઝરત ઝુબેરે કહ્યું : યા રસૂલલ્લાહ ! હું હાજર છું. આપે ફરી અવાજ દીધો. હઝરત ઝુબેરે કહ્યું : હાજર છું. ત્રીજીવાર પણ આમ જ બન્યું. છેવટે હુઝૂરે ફરમાવ્યું કે, દરેક નબીનો કોઇ નિસ્વાર્થ મદદગાર હોય છે અને મારો નિસ્વાર્થ મદદગાર ઝુબેર છે.

(૪૮/૩૩૮૨) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.) કહે છે : નામદાર હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જેવી રીતે હું જાણું છું કે, એકલાપણામાં કેવી કેવી આફતો છે. જો લોકો પણ જાણત તો કોઇ સવાર રાત્રે એકલો સફર ન કરત.

## ઝડપથી ચાલવાનું બયાન

(૪૯/૩૩૮૩) અબૂ હુમૈદ કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું હતું : હું મદીના જલદી જવા માંગું છું. જે માણસ મારી સાથે આવવા માંગતો હોય તે જલદી કરે.

(૫૦/૩૩૮૪) ઉરવા કહે છે : એક માણસે ઉસામા ઇબ્ને ઝેદને પૂછ્યું કે, હુઝૂર (સલ.) હજ્જતુલ વદાઅમાં કેવી રીતે ચાલતા હતા ? ઉસામાએ જવાબ આપ્યો : ઝડપથી ચાલતા હતા અને જો જગ્યા



ખાલી હોય તો વધારે ઝડપથી ચાલતા હતા.

(૫૧/૩૩૮૫) હઝરત અસ્લમ કહે છે : હું એકવાર હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.) સાથે મક્કાના રસ્તામાં હતો. હઝરત અબ્દુલ્લાહને સફિય્યા બિન્તે અબૂ ઉબૈદ (એમનાં પત્ની)ના ગંભીર બીમાર હોવાની ખબર મળી. આપે ચાલવામાં ઝડપ વધારી. સૂર્યાસ્ત પછી ઉતરીને મગરિબ અને ઇશાની નમાઝ એકી સાથે પઢી અને કહ્યું કે, મેં પોતે હુઝૂર (સલ.)ને જોયા છે કે, જ્યારે આપને ઉતાવળ હોય ત્યારે આપ મગરિબની નમાઝ વિલંબાવીને ઇશાની સાથે મેળવીને પઢી લેતા હતા.

(૫૨/૩૩૮૬) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : સફર અઝાબનો એક ટુકડો છે. તમને ખાવા, પીવા અને સૂવાથી અટકાવે છે. જેથી જ્યારે તમે તમારા કારોબારમાંથી પરવારો ત્યારે ઘેર જવા માટે જલદી કરો.

## જો કોઇ માણસ કોઇ ઘોડો અલ્લાહના રસ્તામાં આપી દે, પછી તે ઘોડાને વેચાતો જુએ તો શું હુકમ છે ?

(૫૩/૩૩૮૭) હઝરત ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, ફારૂકે આ'ઝમ (રદિ.)એ અલ્લાહના રસ્તામાં સવાર થવા માટે એક ઘોડો આપ્યો હતો. થોડી મુદત પછી તેને વેચાતો જોઇને ખરીદવાનો ઇરાદો કર્યો. હુઝૂરને આવીને મસ્અલો પૂછ્યો. આપે ફરમાવ્યું : તમે એને ખરીદો નહીં. તમારી ખેરાત કરેલી વસ્તુ પાછી ન લો.

(૫૪/૩૩૮૮) ફારૂકે આ'ઝમ (રદિ.) કહે છે : મેં અલ્લાહના રસ્તામાં સવાર થવા માટે કોઇને એક ઘોડો આપ્યો હતો. જે માણસને મેં આપ્યો હતો તે થોડી મુદત પછી તેને વેચવા લાગ્યો. મેં ખરીદવાનો ઇરાદો કર્યો. કારણ કે, મને વિચાર આવ્યો કે, તે સસ્તામાં વેચી દેશે. એટલે મેં હુઝૂર (સલ.)ને મસ્અલો પૂછ્યો. આપે ફરમાવ્યું : તમે એક દિરહમમાં પણ ખરીદો નહીં. કારણ કે, આપેલી વસ્તુ પાછી લેનાર તે કુતરા જેવો હોય છે જે ઉલટી કરીને ચાટે છે.

## માં-બાપની રજા લઇને જિહાદમાં જવાનું બયાન

(૫૫/૩૩૮૯) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.) કહે છે : એક માણસે મુબારક સેવામાં હાજર થઇને જિહાદમાં જવાની રજા માંગી . હુઝૂરે કહ્યું : શું તારા માંબાપ જીવંત છે ? તેણે કહ્યું : જી હા. ફરમાવ્યું : તું તેમને રાજી રાખવાની કોશિશ કર.

## ઊંટ વગેરેના ગળામાં જે ઘંટડી હોય છે તેનું બયાન

(૫૬/૩૩૯૦) હઝરત અબૂ બશીર અનસારી કહે છે : એક સફરમાં હું રસૂલુલ્લાહ (સલ.)ની સાથે હતો. (એક

રાત્રે) લોકો પોતપોતાની પથારીમાં હતા. એવામાં હુઝૂરે એલચી મોકલીને હુકમ આપ્યો કે, કોઇ ઊંટની ગરદનમાં ટાટના ગદ્દા અથવા કોઇ ગદ્દા બાકી ન રહે. બધા કાપી નાંખવામાં આવે.

**જો કોઇ માણસનું નામ મુજાહિદોની યાદીમાં લખી દેવામાં આવ્યું હોય, પછી તેની પત્ની હજ્જ માટે જઇ રહી હોય અથવા તેને કોઇ મજબુરી આવી પડે તો શું જિહાદમાં ન જવાની તેમને છુટ છે ?**

(૫૭/૩૩૯૧) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : કોઇ (પારકા) પુરૂષ અને સ્ત્રી એકાંતમાં ભેગા ન થાય. કોઇ ઓરત મહરમ વગર સફર ન કરે. આ સાંભળીને એક માણસે ઉભા થઇને કહ્યું : હુઝૂર, મારૂં ફલાણી ફલાણી જિહાદમાં નામ લખી લેવામાં આવ્યું છે. મારી પત્ની હજ્જ કરવા ગઇ છે. ફરમાવ્યું : તું પણ જા. તારી પત્ની સાથે હજ્જ કર.

**જાસૂસી કરવાનું બયાન. ખુદા તઆલા ફરમાવે છે : 'લાતત્તખિઝૂ અદુવ્વી વ અદુવ્વકુમ અવલિયાઅ' તમે મારા અને તમારા દુશ્મનોને દોસ્ત બનાવો નહી.**

(૫૮/૩૩૯૨) હઝરત અલી મુરતઝા કહે છે કે, એક વાર મને, ઝુબેર અને મિકદાદને રસૂલુલ્લાહ (સલ.)એ મોકલ્યા અને કહ્યું : તમે જાઓ, જ્યારે રોઝએ ખાખ સ્થળે પહોંચો ત્યારે ત્યાં એક ઊંટ સવાર ઓરત મળશે. તેની પાસે એક કાગળ હશે. તે કાગળ તેની પાસેથી છીનવી લો. હુકમ અનુસાર અમે ઘોડા દોડાવતા ગયા. રોઝએ ખાખ સ્થળે પહોંચી ગયા. ત્યાં એક ઊંટ સવાર ઓરત મળી. અમે કહ્યું : કાગળ કાઢ. તેણે કહ્યું મારી પાસે તો કોઇ કાગળ નથી. અમે કહ્યું : ક્યાં તો કાગળ કાઢીને આપ ક્યાં તો કપડાં ઉતાર. તેણે વાળના ગુચ્છામાંથી એક કાગળ કાઢીને આપ્યો. અમે કાગળ લઈને હુઝૂરની સેવામાં હાજર થયા. હાતિબ તરફથી મક્કાના મુશ્રિકોમાંથી કોઇના નામ પર કાગળ લખવામાં આવ્યો હતો. હાતિબે કાગળમાં રસૂલુલ્લાહ (સલ.)ના ઈરાદાઓની જાણ કરી હતી. હુઝૂરે હાતિબને કહ્યું : કેમ હાતિબ, આ શું બીના છે ? તેણે કહ્યું : યા રસૂલલ્લાહ ! ઉતાવળ ન કરો. મારી વાત સાંભળી લો. હું કુરૈશનો સગો નથી, માત્ર તેમની સાથે સંબંધ ધરાવું છું. હુઝૂર સાથે બીજા જે મુહાજિરો છે તેમનું મક્કામાં સગપણ છે. જેના લીધે કુરૈશ તેમના સ્ત્રી-બાળકોની સંભાળ રાખે છે. મારૂં કુરૈશ સાથે કંઇ પણ સગપણ નથી. એટલે મારી ઇચ્છા થઇ કે તેમના ઉપર કોઇ ઉપકાર કરૂં. જેના લીધે તેઓ



મારા બાળકોની સંભાળ રાખે. નહીં તો કુફ્ર અથવા ઈરતિદાદ (ઈસ્લામત્યાગ)ના કારણે આવું કર્યું નથી. ન જ હું મુસલમાન થયા પછી કુફ્રને પસંદ કરૂં છું. હુઝૂરે કહ્યું : એ સાચું કહે છે. હઝરત ઉમરે કહ્યું : યા રસૂલલ્લાહ ! મને રજા આપો કે એની ગરદન ઉડાવી દઉં. એ મુનાફિક છે. હુઝૂરે કહ્યું : એણે બદરની લડાઈમાં ભાગ લીધો છે, તમે શું જાણો ? અલ્લાહ તઆલાએ બદરવાસીઓના ઈમાનની સારી રીતે તપાસણી કરી છે. પછી હુઝૂરે કહ્યું : જે ચાહો તે કરો. મેં માફ કરી દીધું.

**કેદીઓને કપડાં પહેરાવવાનું બયાન**

(૫૯/૩૩૯૩) હઝરત જાબિર ઈબ્ને અબ્દુલ્લાહ (રદિ.) કહે છે કે, બદરની લડાઈના દિવસે થોડાક કેદીઓ લાવવામાં આવ્યા. જેમાં હઝરત અબ્બાસ પણ હતા અને નગ્ન હતા. તેમના શરીર પર કોઇ કપડું ન હતું. હુઝૂરે તેમના માટે કુરતાની શોધ કરી. અબ્દુલ્લાહ ઈબ્ને ઉબયનો કુરતો હઝરત અબ્બાસના શરીરને અનુકુળ આવ્યો. તે જ કુરતો અબ્દુલ્લાહ પાસેથી લઈને તેમને પહેરાવી દીધો. એ જ કારણના લીધે હુઝૂરે મુબારક કુરતો ઉતારીને અબ્દુલ્લાહના મૃત્યુ વખતે પહેરવા માટે આપ્યો હતો. (જેથી મુનાફિકનો ઉપકાર ન રહે.)

**જે માણસના હાથ પર કોઇ મુસલમાન થાય તો મુસલમાન બનાવનારના સવાબનું બયાન**

(૬૦/૩૩૯૪) હઝરત સહલ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ખૈબરની લડાઇના દિવસે ફરમાવ્યું હતું : હું આ ઝંડો કાલે તે માણસને આપીશ જેના હાથ પર વિજય મળશે. તેના પ્રત્યે ખુદા અને રસૂલને મુહબ્બત હશે. આ સાંભળીને બધા લોકો આખી રાત એવી ચિંતામાં રહ્યા કે, જોઇએ, ઝંડો કોને મળે છે ? સવારે બધા હુઝૂરની સેવામાં હાજર થયા. દરેક ઝંડો મળવાની આશા રાખતો હતો. હુઝૂરે પૂછયું, અલી ક્યાં છે ? કહેવામાં આવ્યું. તેમની આંખો આવી છે. હુઝૂરે તેમની આંખોને થૂંક લગાડયું અને દુઆ કરી. તરત આંખો સારી થઇ ગઇ. એવું લાગતું હતું કે, કદી દુખાવો થયો જ ન હતો. ત્યાર પછી હુઝૂરે હઝરત અલીને ઝંડો આપ્યો. હઝરત અલીએ કહ્યું : હું તેમની સાથે ત્યાં સુધી લડીશ જ્યાં સુધી તેઓ અમારા જેવા (મુસલમાન ) ન થઇ જાય. ફરમાવ્યું : તમે તમારી રીતે ધીરે ધીરે જાઓ, જ્યારે તમે તેમના મેદાનમાં પહોંચો ત્યારે તેમને ઇસ્લામનું આમંત્રણ આપજો. જે વાતો તેમના ઉપર ફર્ઝ છે તેમની ખબર કરજો. કારણ કે, ખુદાની કસમ ! જો એક માણસ તમારા કારણે સીધા રસ્તા પર આવી જશે તો એ તમારા માટે એનાથી સારૂં છે કે, તમને લાલ ઊંટ મળે.

**કેદીઓને સાંકળથી બાંધવાનું બયાન**

(૬૧/૩૩૯૫) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : ખુદા તે લોકોથી રાજી થયો જે સાંકળોથી બંધાઇને જન્નતમાં દાખલ થશે.

**'અહલે કિતાબ'માંથી જે માણસ મુસલમાન થઇ જાય તેનો સવાબ**

(૬૨/૩૩૯૬) હઝરત અબૂ મૂસા અશ્અરી (રદિ.) કહે છે : હુઝૂરનું મુબારક ફરમાન છે કે, ત્રણ માણસોને બેવડો સવાબ મળશે. એક તે માણસ જેની પાસે કોઇ લોંડી હોય અને તે તેને સારી રીતે શિક્ષણ અને સંસ્કાર આપીને તેની સાથે નિકાહ કરી લે. તેને બેવડો સવાબ મળશે. બીજો તે 'કિતાબ'વાળો માણસ જે પહેલાં પણ ઇમાનવાળો હોય, પછી મુહમ્મદ રસૂલુલ્લાહ (સલ.) ઉપર પણ ઇમાન લાવે. તેને પણ બેવડો સવાબ મળશે. ત્રીજો તે ગુલામ જે ખુદા તઆલાનો હકક પણ અદા કરતો હોય અને પોતાના માલિકની ભલાઇ પણ કરતો હોય. શઅબીએ સાલિહને કહ્યું કે, મેં આ હદીસ તમને મફત આપી. જો કે લોકો એનાથી ઉતરતી કક્ષાની હદીસો મેળવવા માટે પહેલાં સફર કરીને મદીના જતા હતા.

**કાફિરોના શહેર પર છાપો મારીને તેમના સ્ત્રી-બાળકોને ગિરફતાર કરવાં અને કત્લ કરવાં જાઇઝ છે**

(૬૩/૩૩૯૭) હઝરત સઅબ ઇબ્ને જસ્સામા કહે છે : એક વાર હુઝૂર મને સાથે લઇને અબવા અથવા વદાન સ્થળે ગયા. ત્યાં હુઝૂરને પૂછવામાં આવ્યું કે, જો કાફિરોના શહેર પર છાપો મારવામાં આવે અને એ છાપામાં કાફિરોની ઓરતો અને બાળકો (ઇરાદા વગર) કત્લ થઇ જાય તો શું હુકમ છે ? ફરમાવ્યું : તેઓ પણ કાફિરોમાંથી જ છે. રાવીનું બયાન છે કે, હુઝૂર ફરમાવતા હતા : ખુદા અને રસૂલ સિવાય બીજા કોઇનું રક્ષણ વિશ્વાસ-પાત્ર નથી.

**લડાઇમાં છોકરાઓના માર્યા જવાનું બયાન**

(૬૪/૩૩૯૮) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)ની કોઇ જિહાદમાં એક ઓરત કત્લ થયેલી મળી. હુઝૂરે બાળકો અને ઓરતોના કત્લ થવા પ્રત્યે નફરત જાહેર કરી.

**લડાઇમાં સ્ત્રીઓના માર્યા જવાનું બયાન**

(૬૧/૩૩૯૫) જે કાફિરો કેદી બન્યા અને સાંકળોમાં જકડાઇને ઇસ્લામી સૈન્યના શરણે થયા. પછી મુસ્લિમ થઇ ગયા, એટલે જાણે તેઓ સાંકળોમાં જન્નતમાં દાખલ થયા, જે મુસ્લિમો કાફિરોના હાથમાં કેદ પકડાયા અને સાંકળોમાં જકડાયેલી હાલતમાં મૃત્યુ પામ્યા. જાણે તેઓ સાંકળોમાં જન્નતમાં દાખલ થયા.



(૬૫/૩૩૯૯) હઝરત ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)ની એક જિહાદમાં એક ઓરત કત્લ થયેલી મળી. આપે બાળકો અને ઓરતોને કત્લ કરવાની મનાઇ ફરમાવી.

**ખુદા તઆલાનો ખાસ અઝાબ કોઇ માણસ કોઇને આપે નહી**

(૬૬/૩૪૦૦) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ મને એક લશ્કરની સાથે મોકલ્યો અને કહ્યું : જો તમને ફલાણો ફલાણો માણસ મળે તો બંનેને આગથી સળગાવી દેજો. રવાના થતી વખતે ફરી હું હુઝૂરની સેવામાં આવ્યો ત્યારે ફરમાવ્યું : મેં તમને હુકમ આપ્યો હતો કે, ફલાણા ફલાણા માણસોને આગથી સળગાવી દેજો, પરંતુ આગનો અઝાબ ફકત અલ્લાહ તઆલા માટે ખાસ છે. એટલે જો તે તમને મળે તો કત્લ કરી દેજો. (આગથી સળગાવશો નહી)

(૬૭/૩૪૦૧) હઝરત ઇકરિમા કહે છે : એકવાર હઝરત અલી (રદિ.)એ કેટલાક લોકોને આગ લગાડીને સળગાવી દીધા. હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.)ને ખબર પડી તો કહ્યું : જો હું હાજર હોત તો સળગાવવા ન દેત. કારણ કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું છે કે, ખુદા તઆલાનો ખાસ અઝાબ કોઇને આપો નહીં, બલ્કે હું કત્લ કરી દેત. કારણકે, હુઝૂર (સલ)નું ફરમાન છે કે, જે માણસ (ઇસ્લામ) ધર્મ બદલી નાખે તેને કત્લ કરી નાખો.

**ખુદા તઆલા ફરમાવે છે : 'ફઇમ્મા મન્નમ્ બઅદુ વ ઇમ્મા ફિદાઅન હત્તા તદઅલ હરબુ અવઝારહા' કિંવા જ્યારે તમે કાફિરો સાથે યુદ્ધ લડી રહ્યા હોય ત્યારે તેમની ગરદનો ઉડાવી દો. જ્યારે ખૂનામરકી વધારે થઇ જાય ત્યારે તેમને ગિરફતાર કરીને મજબૂત બાંધો. પછી કયાં તો ઉપકાર કરીને છોડી દો કયાં તો વળતર લઇને છોડી દો. અહી સુધી કે લડાઇ બિલકુલ બંધ થઇ જાય. હઝરત સુમામાએ આ વિષયની હદીસ રિવાયત કરી છે. બીજી આયતમાં આવ્યું છે : 'મા કાન લિનબિય્યિન અંય્યકૂન લહુ અસ્રા હત્તા યુસ્ખિન ફીલ અરદિ તુરીદૂન અરદદ્ દુન્યા' નબીને જ્યાં સુધી જમીન પર સંપૂર્ણ વિજય મળે નહી ત્યાં સુધી જાઇઝ નથી કે તેની પાસે કેદી હોય (કિંવા તે કત્લ કરે નહી, ગિરફતાર કરીને કેદ કરી લે) તમે દુન્યવી સામાન ઇચ્છો છો.**

**શું મુસલમાન કેદી માટે જાઇઝ છે કે, ગિરફતાર કરનાર કાફિરોને કત્લ કરીને અથવા તેમને છેતરીને કુફ્રસ્તાનમાંથી છુટકારો મેળવીને નાસી છુટે. આ વિષયની હદીસ હઝરત મિસ્વરે રિવાયત કરી છે.**

## જો કોઇ કાફિર કોઇ મુસલમાનને સળગાવી દે તો શું તેને પણ સળગાવી દેવામાં આવે ?

(૬૮/૩૪૦૨) હઝરત અનસ ઇબ્ને માલિક કહે છે કે, ઉકલ કબીલાના આઠ માણસો મુસલમાન થઇને મુબારક સેવામાં હાજર થયા, પરંતુ મદીનાની આબોહવા તેમને માફક ન આવી. એટલે વિનંતી કરી : યા રસૂલલ્લાહ ! અમને દૂધ મેળવી આપો. હુઝૂરે કહ્યું : મને તમારો એ સિવાય કોઇ ઇલાજ દેખાતો નથી કે, તમે (શહેર બહાર) ઊંટોના ટોળામાં જઇને રહો. હુકમ અનુસાર તે લોકો ચાલ્યા ગયા. ઊંટોનો પેશાબ અને દૂધ પીને સંપૂર્ણ તંદુરસ્ત અને તાજા થઇ ગયા, પરંતુ પાછળથી ગોવાળોને કત્લ કરીને ઊંટોને હાંકીને લઇ ગયા. મુસલમાન થયા પછી ફરી કાફિર થઇ ગયા. ફરિયાદી હુઝૂરની સેવામાં હાજર થયા. આપે તેમની શોધમાં માણસો મોકલ્યા. સૂર્ય ચઢવા પામ્યો ન હતો કે તેમને ગિરફતાર કરીને હાજર કરવામાં આવ્યા. આપે હુકમ આપ્યો કે, તેમના હાથ પગ કાપીને આંખોમાં ગરમ સળીઓ ફેરવીને પથરાળ જમીન પર નાખી દેવામાં આવે. હુકમનું પાલન કરવામાં આવ્યું. તે લોકોએ પાણી માટે ખૂબ માંગણી કરી, પરંતુ તેમને પાણી આપ્યું નહીં. અહીં સુધી કે તેઓ મરી ગયા. અબૂ કિલાબા કહે છે : તે લોકોએ (મુસલમાનોને) કત્લ કર્યા હતા. ચોરી કરી હતી. ખુદા અને રસૂલ સાથે લડાઇ કરી હતી અને જમીન પર ખૂનામરકી કરવાની કોશિશ કરી હતી.

(૬૯/૩૪૦૩) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, એક પયગમ્બરને કોઇ કીડીએ કરડયા. પયગમ્બરે કીડીઓનું ઘર બાળી નાખવાનો હુકમ આપ્યો. ખુદા તઆલાએ વહી મોકલી કે, તમને એક કીડી કરડી હતી. તમે પૂરા ટોળાના ટોળાને બાળી નાખ્યો. જો કે તે ખુદાની તસ્બીહ બયાન કરતી હતી.

## (મુશ્રિકોના) ઘરો અને ખજૂરના બાગોને બાળવાનો હુકમ

(૭૦/૩૪૦૪) હઝરત જરીર (રદિ.) કહે છે : મને હુઝૂર (સલ)એ કહ્યું : શું તમે ઝુલખલસા તોડીને મને એ ઝઘડામાંથી મુક્ત નહીં કરો ? ઝુલખલસા યમનમાં ખસ્અમ કબીલાનું બનાવેલું એક મકાન હતું. જેનું નામ યમાની કઅબા હતું. (લોકો તેની પૂજા કરતાં હતાં) હઝરત જરીર કહે છે કે : હુકમ અનુસાર હું અહમસ કબીલાના દોઢસો સવારો લઇને (યમન) ગયો. તે સવારો પાસે ઘોડા હતા, પરંતુ હું ઘોડા પર સવાર થઇ શકતો ન હતો. હુઝૂરે મારી છાતી પર હાથ મારીને કહ્યું : એય અલ્લાહ : એને ઘોડા પર મજબુતીથી બેસાડ. હુઝૂરની આંગળીઓની નિશાની મારી છાતી પર પડી ગઇ હતી.



હુઝૂરે એવી પણ દુઆ કરી હતી કે, એને હિદાયત પામેલ અને માર્ગદર્શક બનાવ. ઘર, મેં જઇને તેને તોડી નાખ્યો અને આગથી સળગાવી દીધો. હુઝૂરને આની ખબર મોકલી. મારા એલચીએ સેવામાં હાજર થઇને કહ્યું : યા રસૂલલ્લાહ ! તે ખુદાની કસમ છે જેણે આપને સચ્ચાઇની સાથે પયગમ્બર બનાવ્યા છે. હું તે બુતખાનાને ખુજલીવાળા ઊંટના જેમ (પાયમાલ) કરીને આવ્યો છું. હુઝૂરે અહમસ કબીલાના ઘોડાઓ અને માણસો માટે પાંચ વાર બરકતની દુઆ કરી.

(૭૧/૩૪૦૫) હઝરત ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ બની નઝીરના ખજૂરના બાગને સળગાવવાનો હુકમ આપ્યો હતો.

## સૂતેલી હાલતમાં કોઇ કાફિરોને કત્લ કરવાનું બયાન

(૭૨/૩૪૦૬) હઝરત બરા ઇબ્ને આઝિબ (રદિ.) કહે છે કે રસૂલુલ્લાહ (સલ.)એ અમુક અનસારીઓને અબૂ રાફિઅ કાફિરને કત્લ કરવા માટે મોકલ્યા. બધા લોકો ત્યાં પહોંચી ગયા. અબૂ રાફિઅના સાથીઓમાંથી એક માણસ તેમના કિલ્લામાં દાખલ થયો. હું પણ (તેમની પાછળ પાછળ જઇને) જાનવરોના તબેલામાં ઘુસી જઇને છુપાઇ રહ્યો. કાફિરોએ કિલ્લાનો દરવાજો બંધ કરી દીધો. અચાનક તેમનો એક ગધેડો ખોવાય ગયો. ગધેડો શોધવા તેઓ કિલ્લાની બહાર નીકળ્યા. હું પણ તેમની સાથે નીકળ્યો. જેથી ખબર પડે કે, ગધેડો શોધવામાં હું પણ તેમની સાથે જ છું. ગધેડો મળ્યો ત્યારે તે લોકો ફરી કિલ્લામાં દાખલ થયા. હું પણ દાખલ થઇ ગયો. રાત્રે કિલ્લાનો દરવાજો બંધ કરી દીધો અને ચાવીઓ એક બાકોરામાં મૂકી દીધી. હું જોતો રહ્યો. જ્યારે બધા લોકો સૂઇ ગયા ત્યારે ચાવીઓ લઇને મેં કિલ્લાનો દરવાજો ખોલ્યો. પછી અબૂ રાફિઅના શયનખંડ પાસે જઇને અવાજ દીધો : અબૂ રાફિઅ ! તેણે કહ્યું : હા, મેં અવાજની દિશામાં તલવાર મારી, અબૂ રાફિએ ચીસ પાડી. હું તરત પાછો ફર્યો, બીજીવાર ફરિયાદ કરવાની ઢબે અવાજ બદલીને કહ્યું : અબૂ રાફિઅ ! તેણે કહ્યું : કમબખ્ત, શું છે ? મેં કહ્યું : કેમ શું વાત છે ? અબૂ રાફિએ કહ્યું : ખબર નહીં, કોઇ માણસ આવ્યો હતો અને મને તલવાર મારી હતી. આ સાંભળીને તરત મેં તેના પેટ પર તલવાર મૂકી દીધી અને જોરથી ભોંકી દીધી. અહીં સુધી કે તેના હાડકાં તૂટી ગયાં. કત્લ કર્યા પછી ગભરાઇને હું એક નીસરણી પર ચઢયો. જેથી બીજી બાજુએ ઉતરી જાઉં, પરંતુ ગભરાટમાં પડી ગયો. અને પગમાં વાગ્યું. ગમે તેમ હું ત્યાંથી નીકળીને મારા સાથીઓ પાસે ગયો અને કહ્યું કે, જ્યાં સુધી અબૂ રાફિઅના મરવાની ખબર સાંભળીશ નહીં ત્યાં સુધી અહીંથી હટીશ

નહીં. થોડીવાર પછી અબૂ રાફિઅના મરવાની ખબર સાંભળીને હું ઉઠયો. તે વખતે મને ગભરાટ ન હતો. અમે બધાએ આવીને રસૂલુલ્લાહ (સલ.)ને બનાવ કહી સંભળાવ્યો.

(૭૩/૩૪૦૭) હઝરત બરા ઈબ્ને આઝિબ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ અનસારની એક ટુકડીને અબૂ રાફિઅને કત્લ કરવા માટે મોકલી. અબ્દુલ્લાહ ઈબ્ને અતીકે રાત્રે તેના ઘરમાં દાખલ થઇને સૂતેલી હાલતમાં તેને કત્લ કરી દીધો.

## દુશ્મન સાથે લડવાની તમન્ના ન કરો

(૭૪/૩૪૦૮) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબૂ ઔફા (રદિ.)થી રિવાયત છે કે, એકવાર રસૂલુલ્લાહ (સલ.) જિહાદમાં દુશ્મનના મુકાબલા માટે ગયા અને સૂર્ય ઢળવાની રાહ જોતા રહ્યા. જ્યારે સૂર્ય ઢળી ગયો ત્યારે આપે લોકોમાં ઉભા થઇને ફરમાવ્યું કે, લોકો ! દુશ્મન સાથે લડવાની તમન્ના ન કરો, બલ્કે ખુદા પાસે સલામતીની દુઆ માંગો, પરંતુ જો તમારો મુકાબલો થઇ જ જાય તો અડગ રહો અને જાણી લો કે જન્નત તલવારોના પડછાયા નીચે છે. ત્યાર પછી ફરમાવ્યું : એય કુર્આન ઉતારનાર ! વાદળો ચલાવનાર ! કાફિરોની ટુકડીઓને પરાજય આપનાર ખુદા ! તેમને પરાજય આપ અને અમને તેમના ઉપર વિજય આપ.

## ધોકો દેવાનું નામ લડાઇ છે

(૭૫/૩૪૦૯) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : કિસરા તો મરી ગયો. હવે તેના પછી કોઇ કિસરા થશે નહીં. કૈસર ટૂંક મુદતમાં તબાહ થઇ જશે. ત્યાર પછી બીજો કોઇ કૈસર થશે નહીં. બંનેના ખઝાના અલ્લાહના રસ્તામાં વહેંચવામાં આવશે. ત્યાર પછી હુઝૂરે ફરમાવ્યું : લડાઇ ધોકો દેવાનું નામ છે.

(૭૬/૩૪૧૦) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ લડાઇનું નામ ધોકાબાઝી રાખ્યું હતું.

(૭૭/૩૪૧૧) હઝરત જાબિર (રદિ.) કહે છે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, લડાઇ ધોકાબાઝીનું નામ છે.

## લડાઇમાં જુઠી વાતો બનાવીને દુશ્મનને કત્લ કરવું

(૭૮/૩૪૧૨) હઝરત જાબિર (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ એકવાર ફરમાવ્યું હતું કે, કઅબ ઈબ્ને અશરફને કોણ કત્લ કરશે ? તેણે ખુદા અને રસૂલને ભયંકર તકલીફ આપી છે. મુહમ્મદ ઈબ્ને મસ્લમાએ કહ્યું : યા રસૂલલ્લાહ ! શું આપ ઇચ્છો છો કે, હું તેને કત્લ કરી દઉં ? ફરમાવ્યું : હા. ઈબ્ને મસ્લમા કઅબ પાસે ગયા. તેને જઇને કહ્યું કે, તેણે



(રસૂલુલ્લાહ)એ આપણને તકલીફ પહોંચાડી છે. આપણી પાસે સદકો માંગે છે. કઅબે કહ્યું : ખુદાની કસમ ! તમે જ્યારે મુસીબતમાં મુકાશો. ઈબ્ને મસ્લમાએ કહ્યું : હવે તો અમે તેની પાછળ પડ્યા છે અને ત્યાં સુધી છોડવાનું સારૂં સમજતા નથી જ્યાં સુધી કે તેના કામના પરિણામની ખબર ન પડી જાય. આમ કહેતા ઈબ્ને મસ્લમા ધીમે ધીમે તેની પાસે પહોંચી ગયા. જ્યારે કઅબ લાગ પર આવ્યો ત્યારે ઈબ્ને મસ્લમાએ તેને કત્લ કરી નાખ્યો.

## હરબી કાફિરને ખુલ્લમ ખુલ્લા અને છુપાઇને, દરેક રીતે કત્લ કરવો જાઇઝ છે

(૭૯/૩૪૧૩) હઝરત જાબિર (રદિ.) કહે છે : એક વાર હુઝૂર (સલ.)એ ફરમાવ્યું હતું કે, કઅબ ઈબ્ને અશરફને કોણ કત્લ કરી શકે છે ? મુહમ્મદ ઈબ્ને મસ્લમાએ કહ્યું : શું હુઝૂર ઇચ્છે છે કે હું તેને કત્લ કરી દઉં ? ફરમાવ્યું : હા. ઈબ્ને મસ્લમાએ કહ્યું. મને (તેની સામે) બનાવટી વાતો ઘડવાની રજા આપો. ફરમાવ્યું : રજા આપી.

## જે માણસના ત્રાસનો ભય હોય તેની સાથે ધોકાબાઝી કરવી અને હોશિયારીથી કામ લેવું જાઇઝ છે

(૮૦/૩૪૧૪) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) કહે છે : એક વાર (રસૂલુલ્લાહ) (સલ.) ઉબય ઈબ્ને કઅબને સાથે લઇને ઈબ્ને સય્યાદ તરફ ગયા. ખબર પડી કે ઈબ્ને સય્યાદ ખજુરના બાગમાં છે. હુઝૂર ખજુરના બાગમાં ગયા. ખજુરીઓની ઝાડોની આડમાં અંદર દાખલ થયા. ઈબ્ને સય્યાદ કિનારીવાળો કામળો ઓઢીને સુતો સુતો કંઇ ગણગણી રહ્યો હતો. ઈબ્ને સય્યાદની માંએ હુઝૂરને જોઇ લીધા. કહેવા લાગી : એય સાફ ! (ઈબ્ને સય્યાદનું નામ છે) આ મુહમ્મદ હાજર છે. તરત ઈબ્ને સય્યાદ કુદીને ચાલતો થયો. હુઝૂરે કહ્યું : જો એની માં એને એની હાલત પર છોડી દેત તો એ કંઇક બોલી દેત.

## લડાઇમાં શુરવીરતાના શેઅરો પઢવા અને ખાઇ ખોદતી વખતે મોંમાંથી અવાજ કાઢવો જાઇઝ છે. હઝરત સહલ અને અનસે આ વિષયની હદીસ રિવાયત કરી છે

(૮૧/૩૪૧૫) હઝરત બરા ઈબ્ને આઝિબ કહે છે : મેં જોયું કે, ખન્દકની લડાઇના દિવસે હુઝૂર (સલ.) માટી કાઢી રહ્યા હતા. આપની મુબારક છાતીના વાળ માટીથી ઢંકાઇ ગયા હતા. કારણ કે, આપના શરીર પર ઘણા વાળ હતા. હુઝૂર તે વખતે અબ્દુલ્લાહ ઈબ્ને રવાહાના આ શેઅરો પઢી રહ્યા હતા :

**અલ્લાહુમ્મ લવલા અન્ત મહતદયના વ લાતસદ્દકના વ લા સલ્લયના ફઅન્ઝિલન સકીનતન અલયના વ સબ્બિતિલ અકદામ ઇન લાકયના ઇન્નલ અઅ્દાઅ કદ બગવ અલયના ઇઝા અરાદૂ ફિત્નતન અબયના**

અર્થાત : એય અલ્લાહ ! જો તારી મહેરબાની ન હોત તો અમને હિદાયત ન મળત. ન અમે ઝકાત આપત ન નમાઝ પઢત. તું અમને દિલની શાંતિ આપ. દુશ્મનોના મુકાબલામાં અમને અડગ રાખ. કારણ કે, દુશ્મનોએ અમારા ઉપર ઝુલ્મ કર્યો છે. તે જ્યારે અમને ફિત્નામાં સપડાવવા માંગે છે (ઇસ્લામથી ફેરવવા માંગે છે) ત્યારે અમે ઇન્કાર કરીએ છીએ.

હુઝૂર ઉંચા સાદે આ શેઅરો પઢી રહ્યા હતા.

## જો કોઇ ઘોડા ઉપર બરાબર ન બેસી શકે તો શું હુકમ છે ?

(૮૨/૩૪૧૬) હઝરત જરીર કહે છે કે, જ્યારથી હું મુસલમાન થયો છું ત્યારથી રસૂલુલ્લાહ (સલ.)એ મને પોતાના ઘરમાં દાખલ થતાં રોક્યો નથી. હુઝૂરે જ્યારે મને જોયો ત્યારે સ્મિત વેર્યું. એકવાર મેં હુઝૂરને ફરિયાદ કરી હતી કે, હું ઘોડા પર બરાબર બેસી શકતો નથી. આપે મારી છાતી પર મુબારક હાથ મારીને કહ્યું : એય અલ્લાહ ! એને (ઘોડાની પીઠ પર) બરાબર બેસાડ અને હિદાયત પામેલ આગેવાન બનાવ.

## ચટાઇ બાળીને ઘા ભરવો, ઓરતોનું પોતાના પિતાના ચહેરા પરથી લોહી ધોવું અને ઢાલમાં પાણી લાવવાનું બયાન

(૮૩/૩૪૧૭) હઝરત સહલ ઇબ્ને સઅદે લોકોને પૂછ્યું કે, કઇ વસ્તુથી રસૂલુલ્લાહ (સલ.)ના ઘાનો ઇલાજ કરવામાં આવ્યો હતો ? સહલે કહ્યું : આ વાત મારાથી વધારે જાણનાર કોઇ રહ્યો નથી. હઝરત અલી ઢાલમાં પાણી લાવી રહ્યા હતા. હઝરત ફાતિમા (રદિ.) હુઝૂરના મુબારક ચહેરા પરથી લોહી ધોઇ રહ્યાં હતાં. એક ચટાઇ લઇને બાળવામાં આવી હતી. તે હુઝૂરના ઝખ્મોમાં ભરવામાં આવી હતી.

## લડાઇ વખતે પરસ્પર ઝઘડો કરવાનું હરામ હોવું અને ઇમામના હુકમનું ઉલ્લંઘન કરનારના ગુનાહનું બયાન.

**ખુદા તઆલા ફરમાવે છે :**

**'વલા તનાઝઊ ફતફશલૂ વ તઝહબ રીહુકુમ' (યુદ્ધ વખતે) પરસ્પર ઝઘડો ન કરો, નહીં તો કાયર બની જશો અને તમારી હવા (શક્તિ) ખલાસ થઇ જશે.**

(૮૪/૩૪૧૮) હઝરત અબૂ મૂસા અશઅરી (રદિ.) કહે છે કે, મને અને હઝરત મુઆઝને હુઝૂર (સલ.)એ યમન મોકલ્યા હતા અને ફરમાવ્યું હતું : આસાની કરજો. સખ્તી કરશો નહીં. ખુશખબરી આપજો. ધિક્કાર જન્માવશો નહીં. બંને પરસ્પર એકમત રહેજો, મતભેદ કરશો નહીં.



(૮૫/૩૪૧૯) હઝરત બરા ઇબ્ને આઝિબ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ અબ્દુલ્લાહ ઇબ્ને જુબૈરને ઉહદની લડાઇના દિવસે પચાસ પાયદળના સરદાર બનાવીને ફરમાવ્યું : જો તમે જુઓ કે પક્ષીઓ અમને ઉંચકીને લઇ જઇ રહ્યા છે તો પણ તમે મારા બોલાવ્યા વગર તમારી જગ્યાએથી હટશો નહીં અથવા જો તમે જુઓ કે અમે તેમને હાર આપી અથવા પાયમાલ કરી દીધા તો પણ બોલાવ્યા વગર તમે કદાપિ તમારી જગ્યાએથી હલશો નહીં. છેવટે રસૂલુલ્લાહ (સલ.)એ કાફિરોને હાર આપી. ખુદાની કસમ ! મેં તેમની ઓરતોને પાલવ ઉંચકીને નાસતાં જોઇ કે, તેમની પાયલો અને પિંડીઓ દેખાતી હતી. આ જોઇને અબ્દુલ્લાહ ઇબ્ને જુબૈરના સાથીઓએ પરસ્પર કહ્યું : લોકો ! માલે ગનીમત લૂંટો. તમારા સાથીઓ તો વિજયી બન્યા. હવે તમે કોની રાહ જોઇ રહ્યા છો ? અબ્દુલ્લાહે કહ્યું : શું તમે હુઝૂરનું ફરમાન ભૂલી ગયા ? સાથીઓ કહેવા લાગ્યા : ખુદાની કસમ ! અમે લોકો સાથે મળીને માલે ગનીમત લૂંટીશું. આમ કહીને માલે ગનીમત લેવા ગયા, પરંતુ તરત તેમના મોં ફરી ગયાં અને હાર ખાઇને નાસી છૂટયા. રસૂલુલ્લાહ (સલ.) તેમને સતત બોલાવતા હતા. (પરંતુ કોણ સાંભળતું હતું) તે વખતે હુઝૂરની સાથે ફક્ત બાર માણસો રહી ગયા. કાફિરોએ અમારા સિત્તેર માણસો મારી નાખ્યા. બદરની લડાઇમાં હુઝૂરના મુકાબલામાં કાફિરોના એકસો ચાળીસ માણસો કામમાં આવ્યા હતા. સિત્તેર કેદ પકડાયા હતા અને સિત્તેર કત્લ થયા. હતા. અબૂ સુફયાને મોટા સાદે કહ્યું : શું કોમમાં મુહમ્મદ છે ? હુઝૂરે મુસલમાનોને જવાબ આપવાની મનાઇ ફરમાવી. અબૂ સુફયાને આ શબ્દો ત્રણવાર કહ્યા. પછી ત્રણ વાર કહ્યું : શું કોમમાં અબૂબક્ર છે ? પછી કહેવા લાગ્યો : શું ઉમર ઇબ્ને ખત્તાબ છે ? જ્યારે કંઇ જવાબ ન મળ્યો ત્યારે પાછો ફરીને પોતાના સાથીઓ તરફ ગયો અને કહેવા લાગ્યો : ત્રણે માર્યા ગયા. હઝરત ઉમરથી ન રહેવાયું, તરત બોલી ઉઠયા : એય ખુદાના દુશ્મન ! તે જૂઠું કહ્યું. જેમની તે ગણતરી કરી તે બધા જીવે છે અને તને તકલીફ આપનારી વસ્તુ પણ બાકી છે. અબૂ સુફયાને કહ્યું : આ દિવસ બદરના દિવસનો બદલો છે. લડાઇમાં આમ જ ફેરફાર થાય છે. તમને અમારા હાથે કત્લ થયેલાઓમાં કેટલાક નાક-કાન કપાવેલા મળશે, પરંતુ મારા હુકમથી આ કામ થયું નથી. અને હું એનાથી ખુશ નથી. પછી ગર્વભેર બોલ્યો :

**'ઉઅલુ હુબલ ઉઅલુ હુબલ'** હુબલ ઉન્નત થા; હુબલ ઉન્નત થા. રસૂલુલ્લાહ (સલ.)એ કહ્યું : તમે શા માટે જવાબ આપતા નથી ? સહાબાએ કહ્યું : શું કહીએ ? ફરમાવ્યું : કહો : **અલ્લાહુ અઅલા વ અજલ્લુ** ખુદા સૌથી મહાન અને ઉચ્ચ છે. અબૂ સુફયાને કહ્યું : **ઇન્ન લનલ ઉઝઝા વ લા ઉઝઝા લકૂમ** અમારી પાસે ઉઝઝા (દેવી) છે અને તમારી પાસે ઉઝઝા નથી. હુઝૂરે કહ્યું : તમે શા માટે જવાબ આપતા નથી ? સહાબાએ કહ્યું : શું જવાબ આપીએ ? ફરમાવ્યું કહો : **અલ્લાહુ મૌલાના વ લા મૌલા લકુમ** ખુદા અમારો મદદગાર છે અને તમારો કોઇ મદદગાર નથી.

**જ્યારે રાત્રે કોઇ ભયના કારણે બધા લોકો ગભરાઇ જાય (ત્યારે લશ્કરના સરદારે તપાસ માટે જવું જોઇએ)**

(૮૬/૩૪૨૦) હઝરત અનસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) સૌથી વધુ ખુબસૂરત, સૌથી વધુ સખી અને સૌથી વધુ બહાદુર હતા. એકવાર મદીનાવાસીઓ રાત્રે દુશ્મનના ડરથી ગભરાઇ ગયા હતા. કારણ કે, મદીનામાં કંઇક અવાજ સંભળાતો હતો. સામેથી રસૂલુલ્લાહ (સલ.) અબૂ તલહાના ઘોડા પર સવાર થતા દેખાયા. ઘોડાની પીઠ ઉઘાડી હતી. હુઝૂરે ગરદનમાં તલવાર લટકાવી હતી. આવતાંની સાથે જ હુઝૂરે ફરમાવ્યું : ગભરાઓ નહી. ગભરાઓ નહી. પછી કહ્યું : આને તો અમે દરિયાના જેવો (દોડતો) જોયો.

**જો કોઇ માણસ દુશ્મનને જોઇ લે તો ઉંચા સાદે લોકોને ખબર આપવી જોઇએ**

(૮૭/૩૪૨૧) હઝરત સલમહ કહે છે : હું ગાબા પહાડ જવાના ઇરાદે મદીનાથી નીકળ્યો. જ્યારે ગાબા પહાડના ઘાટ પર પહોંચ્યો ત્યારે અબ્દુર્રહમાન ઇબ્ને ઓફનો ગુલામ મળ્યો. મેં કહ્યું : કમબખ્ત, તને શું થયું ? કહેવા લાગ્યો : રસૂલુલ્લાહ (સલ.)ની ઊંટણીઓ પકડાઇ ગઇ હતી. મેં કહ્યું : કોણે પકડી હતી ? કહ્યું : બની ગતફાન અને બની ફઝારાએ. મેં 'લોકો દોડો, લોકો દોડો' કહીને ત્રણ બૂમો પાડી. જેથી મદીનાના પૂર્વ અને પશ્ચિમના કિનારાઓની વચ્ચે રહેનારાઓ સાંભળી લે. પછી હું એકલો તેમની પાછળ ગયો અને જઇને જોયું કે, તેમણે ઊંટણીઓ પકડી લીધી છે. હું તીર મારવા લાગ્યો અને બરાબર એવું કહેવા લાગ્યો કે, હું અકવઅનો પુત્ર છું. આજે કમબખ્તોની મોતનો દિવસ છે. છેવટે તેઓ પાણી પીવા પણ પામ્યા ન હતા કે, મેં તેમની પાસેથી ઊંટણીઓ છોડાવી લીધી અને હાંકીને લઇ આવ્યો. રસ્તામાં રસૂલુલ્લાહ (સલ.) સવારોની ટુકડી સાથે આવતા મળ્યા, મેં કહ્યું : યા રસૂલલ્લાહ ! તે લોકો હજુ સુધી તરસ્યા છે. મેં તેમને પાણી પીવા દીધું નથી. આપ તેમની તપાસ માટે માણસો મોકલો. ફરમાવ્યું : સલમહ, હવે તો તમે તેમના ઉપર વિજય મેળવ્યો છે. હવે માફ કરો તેમને તેમની કોમમાં ખાવા-પીવા દો.

**(પોતાની પ્રશંસા રૂપે) એવો શબ્દ કહેવો, 'હું ફલાણા માણસનો પુત્ર છું. મારો આ વાર પણ લેતો જા' જાઇઝ છે. સલમહે કહ્યું હતું કે હું અકવઅનો પુત્ર છું. મારો આ વાર લેતો જા.**

(૮૮/૩૪૨૨) એક માણસે હઝરત બરા ઇબ્ને આઝિબને કહ્યું : શું તમે લોકો હુનૈનની લડાઇના દિવસે પીઠ ફેરવીને નાસી છૂટયા હતા ? હઝરત બરાએ કહ્યું : તે દિવસે રસૂલુલ્લાહ (સલ.)એ તો દુશ્મનમાંથી મોં ફેરવ્યું ન હતું. અબૂ સુફયાન ઇબ્ને હારિસે હુઝૂરના ખચ્ચરની લગામ પકડી હતી. જ્યારે કાફિરોએ ચારે બાજુથી ઘેરી લીધા ત્યારે આપે ફરમાવ્યું :

**અનન્નબિય્યુ લાકઝિબ અન બ્નુ અબ્દિલ મુત્તલિબ**

અર્થાત : હું નબી છું, એમાં સ્હેજે જૂઠ નથી. હું અબ્દુલ મુત્તલિબનો પુત્ર છું. તે દિવસે હુઝૂર (સલ.)થી વધારે બહાદુર કોઇ દેખાયો નહી.



**જો દુશ્મન પોતાના વિરોધી લશ્કરમાંથી કોઇના ચુકાદા પર રાજી થઇ જાય અને ઇમામ પણ તેના ચુકાદાને માન્ય રાખે તો તે માણસનો ચુકાદો જાઇઝ છે**

(૮૯/૩૪૨૩) હઝરત અબૂ સઇદ ખુદરી (રદિ.) કહે છે કે, જ્યારે બની કુરૈઝા સઅદ ઇબ્ને મુઆઝ (રદિ.)ના ચુકાદાથી રાજી થઇને પહાડ ઉપરથી ઉતર્યા ત્યારે હુઝૂર (સલ.)એ સઅદને બોલાવ્યા. સઅદનો તંબુ હુઝૂરના તંબુની પાસે જ હતો. હુકમ અનુસાર હઝરત સઅદ ગધેડા પર સવાર થઇને હાજર થયા. જ્યારે નજીક આવ્યા ત્યારે હુઝૂરે સહાબાને કહ્યું : તમારા સરદાર માટે ઉભા થઇ જાઓ. સઅદ આવીને હુઝૂર પાસે બેસી ગયા. આપે ફરમાવ્યું કે, આ લોકો તમારા ચુકાદાથી રાજી થઇને (પહાડ પરથી) ઉતર્યા છે. હઝરત સઅદે કહ્યું : તો હું હુકમ આપું છું કે, એમનામાંથી લડનારાઓને કત્લ કરી નાખવામાં આવે અને તેમના સ્ત્રી-બાળકોને ગિરફતાર કરવામાં આવે. હુઝૂરે કહ્યું : તમે એમના વિષે બાદશાહના જેવો ચુકાદો આપ્યો છે.

**કેદીને કત્લ કરવો જાઇઝ છે અને નિશાન બનાવીને તીરોથી મારવો પણ જાઇઝ છે**

(૯૦/૩૪૨૪) હઝરત અનસ (રદિ.) કહે છે કે, મક્કાના વિજયના વરસે હુઝૂર (સલ.) માથા પર ખોદ પહેરીને મક્કામાં દાખલ થયા. ખોદ ઉતાર્યો જ હતો એવામાં એક માણસે હાજર થઇને કહ્યું કે, ઇબ્ને હન્ઝલે કઅબાનો પરદો પકડેલો છે. ફરમાવ્યું : એને કત્લ કરી દો.

## ખુદ પોતાની જાતને ગિરફતાર કરાવવી કે ન કરાવવી અને કત્લ થતી વખતે બે રકઅત નમાઝ પઢવી

(૯૧/૩૪૨૫) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, રસુલુલ્લાહ (સલ.)એ લશ્કર તરફથી દસ માણસોને જાસૂસી કરવા માટે મોકલ્યા. આસિમ ઇબ્ને સાબિતને તેમના સરદાર મુકર્રર કર્યા. હુકમ અનુસાર જાસુસો ગયા. જ્યારે હદઅત સ્થળે, જે ઉસ્ફાન અને મક્કાની વચ્ચે છે, પહોંચ્યા ત્યારે હુઝૈલ કબીલાને ડિંવા બની લિહયાને તેમની ખબર પડી ગઇ. બસો તીરંદાઝો તેમની પાછળ ગયા. જે જગ્યાએ બેસીને જાસુસોએ ખજુર ખાધું હતું, જે ભાથારૂપે મદીનાથી લાવ્યા હતા, ત્યાં જઇને કહેવા લાગ્યા; આ મદીનાનું ખજુર છે. ખજુરની નિશાનીના કારણે ફરી પાછળ પાછળ ગયા. હઝરત આસિમ અને તેમના માણસોએ જ્યારે કાફિરોને જોયા ત્યારે એક ઉંચી જગ્યાએ આશ્રય લીધો. કાફિરોએ ચારે બાજુથી ઘેરી લીધા અને કહેવા લાગ્યા : તમે ઉતરી જાઓ અને તમને પોતાને અમારા હવાલે કરી દો. અમે ઇકરાર કરીએ છીએ કે, કોઇને કત્લ નહી કરીએ. ટુકડીના સરદાર ડિંવા હઝરત આસિમે જવાબ આપ્યો ખુદાની કસમ ! આજે હું કાફિરના આશ્રયમાં નહી ઉતરૂં. એય અલ્લાહ ! અમારા નબીને અમારી હાલતની જાણ કરી દે. કાફિરોએ આ સાંભળીને તેમને તીરો માર્યા અને આસિમ સહિત સાત માણસોને શહીદ કરી દીધા. બાકીના ત્રણ માણસો ડિંવા ખુબૈબ અનસારી, ઇબ્ને દસના અને બીજો એક માણસ સલામતીનું વચન લઇને કાફિરોના આશ્રયમાં ચાલ્યા ગયા. કાફિરોએ જ્યારે તેમના ઉપર કાબુ મેળવી લીધો ત્યારે કમાનોની રસ્સી છોડીને તેમને મજબુત બાંધ્યા. તેમનામાંના ત્રીજા માણસે કહ્યુ : આ પહેલો વચનભંગ છે. ખુદાની કસમ ! હું તમારી સાથે આવીશ નહી. મારે તો શહીદોના રસ્તે જવું છે. કાફિરોએ તેને પકડીને ખેંચ્યો અને સાથે લઇ જવાની ખૂબ કોશિશ કરી, પરંતુ તે ગયો નહી. છેવટે તેને કત્લ કરી નાખ્યો. ખુબૈબ અને ઇબ્ને દસનાને લઇ ગયા. બદરના બનાવ પછી બંનેને વેચી દીધા. ખુબૈબને હારિસ ઇબ્ને આમિરની ઔલાદે ખરીદયા. બદરની લડાઇના દિવસે ખુબૈબે જ હારિસ ઇબ્ને આમિરને કત્લ કર્યા હતા. ખેર, ખુબૈબ તેમની પાસે કેદ રહ્યા. હારિસની પુત્રી કહે



છે કે, જ્યારે બધા કાફિરો ખુબૈબને શહીદ કરવા માટે ભેગા થયા ત્યારે ખુબૈબે હજામત કરવા માટે મારી પાસે અસ્તરો માંગ્યો. મેં આપ્યો. ખુબૈબે મારા એક છોકરાને જાંઘ પર બેસાડયો. તે વખતે મને ખબર ન પડી. જ્યારે હું તેની પાસે ગઇ ત્યારે મેં જોયું કે, મારો છોકરો તેની જાંઘ પર બેઠો છે અને તેના હાથમાં અસ્તરો છે તો હું ગભરાઇ ગઇ. ખુબૈબ પણ મારા મોં પર ગભરાટના ચિન્હો જોઇને સમજી ગયો. કહેવા લાગ્યો : શું તમને એ વાતનો ભય છે કે હું એને કત્લ કરી દઇશ. ખુદાની કસમ ! હું એવું કરીશ નહી. હારિસની પુત્રી કહે છે કે : મેં કદી ખુબૈબથી સારો કેદી જોયો નથી. ખુદાની કસમ ! એક દિવસે મેં જોયું કે, તે સાંકળમાં જકડાયેલો દ્રાક્ષનો એક લુમ હાથમાં લઇને ખાઇ રહ્યો છે. જો કે તે દિવસોમાં મક્કામાં મેવો ન હતો. હકીકતમાં તે ખુદાનો આપેલો રિઝક હતો, જે ખુદાએ ખુબૈબને આપ્યો હતો. જ્યારે કાફિરો ખુબૈબને કત્લ કરવા માટે હરમની બહાર હલાલ સ્થળે લઇ ગયા ત્યારે કત્લ થતા પહેલાં ખુબૈબે કહ્યું : મને જરા છોડી દો, હું બે રકઅત નમાઝ પઢી લઉં. કાફિરોએ છોડી દીધા. ખુબૈબે બે રકઅત પઢીને કહ્યું : જો મને એવો ખયાલ ન હોત કે, આ લોકો માની લેશે કે, હું મોતથી ડરી ગયો તો હું લાંબી નમાઝ પઢત. પછી કહેવા લાગ્યા : એય અલ્લાહ ! આ બધાને તબાહ કરી દે. એકને પણ બાકી રહેવા ન દે. ત્યાર પછી આ શેઅરો બોલ્યા.

**વ લસ્તુ ઉબાલી હીન ઉકતલુ મુસ્લિમન**
**અલા અય્યિ શિક્કિન કાન લિલ્લાહિ મસ્રઇ**
**વ ઝાલિક ફી ઝાતિલ ઇલાહિ વ ઇય્યશઅ્**
**યુબારિક અલા અવસાલિ શિલ્વિન મુમઝ્ઝઇ**

અર્થાત : જો ઇસ્લામની હાલતમાં હું કત્લ થાઉ તો પછી મને એની કંઇ પરવાહ નથી કે અલ્લાહના રસ્તામાં કયા પાસાં પર મારૂં મોત થશે. મારૂં આ માર્યા જવું અલ્લાહના રસ્તામાં છે. જો ખુદા ઇચ્છશે તો કપાયેલા અવયવોના સાંધાઓ પર બરકત ઉતારશે. તે પછી હારિસના પુત્રે ખુબૈબને કત્લ કરી નાખ્યા. હઝરત ખુબૈબ સૌથી પહેલા મુસલમાન છે જેમણે દરેક એવા મુસલમાન માટે જે અલ્લાહના રસ્તામાં ગિરફતાર થઇને માર્યા જાય, કત્લ થતી વખતે બે રકઅત પઢવાનો રિવાજ કાઢયો છે. હઝરત આસિમે શહીદ થતી વખતે જે દુઆ કરી હતી તે અલ્લાહ તઆલાએ કબૂલ કરી. રસુલુલ્લાહ (સલ.)ને તેમની શહાદતની ખબર આપી દીધી. હુઝૂરે સહાબાને આસિમ વગેરેની તકલીફોની જાણ કરી. હઝરત આસિમે બદરના દિવસે કુરૈશના કાફિરોના એક મોટા સરદારને માર્યા હતો. એટલે કાફિરોએ અમુક માણસોને મોકલ્યા કે, જઇને આસિમની કોઇ નિશાની લઇ આવો.

જેથી નિશાનીના લીધે આસિમની ઓળખ થઇ શકે, પરંતુ અલ્લાહ તઆલાએ હઝરત આસિમની લાશના રક્ષણ માટે કેટલીક ડાંસોને વાદળના જેમ ફેલાવી દીધી. તે ડાંસોએ કુરેશના માણસોથી હઝરત આસિમની લાશની રક્ષા કરી, કાફિરો હઝરત આસિમના શરીરનો ગોશ્ત કાપી શકયા નહી.

**કેદીઓને દુશ્મનના હાથમાંથી છોડાવવાનું બયાન**

(૯૨/૩૪૨૬) હઝરત અબૂ મૂસા કહે છે : નામદાર હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, કેદીને છોડાવો. ભૂખ્યાને ખાણું ખવડાવો અને બીમારની ખબર લો.

(૯૩/૩૪૨૭) હઝરત અબૂ જુહૈફા કહે છે : મેં હઝરત અલી મુરતુઝાને પૂછ્યું, શું તમારી પાસે કિતાબુલ્લાહ સિવાય વહીના બીજા પણ અહકામ છે. કહ્યું : તે ઝાતની કસમ છે જેણે દાણાને ચીરીને છોડ ઉગાડયો અને જાનવરો પેદા કર્યાં, મને બીજી કંઇ ખબર નથી, માત્ર એટલી સમજ જરૂર છે જેટલી અલ્લાહ તઆલા પોતાના બંદાને કુર્આન સમજવાની શકિત આપે છે અને આ એક સહીફો છે. મેં કહ્યું : એ સહીફા (પુસ્તિકા)માં શું લખ્યું છે ? કહ્યું : વળતર આપવાનો અને કેદીને છોડાવવાનો હુકમ અને એ વાતનું વર્ણન કે, મુસલમાનને કાફિરના ખૂનના બદલામાં કત્લ કરવામાં ન આવે.

**મુશ્રિકોને વળતર લઇને છોડવાનું બયાન**

(૯૪/૩૪૨૮) હઝરત અનસ (રદિ.) કહે છે કે, અમુક અનસારીઓએ હુઝૂર (સલ.) પાસે રજા માંગી અને કહ્યું યા રસૂલલ્લાહ ! અમને રજા આપો કે અમે અમારા ભાણેજ અબ્બાસનું વળતર ન લઇએ. ફરમાવ્યું : એક દિરહમ પણ છોડો નહી. હઝરત અનસની એક રિવાયત એવી પણ છે કે, જ્યારે બેહરૈનથી માલ આવ્યો ત્યારે હઝરત અબ્બાસ મુબારક સેવામાં હાજર થયા અને કહ્યું : યા રસૂલલ્લાહ ! મને એમાંથી થોડોક માલ આપો. કારણ કે, મેં મારૂં પણ વળતર આપ્યું છે અને અકીલનું પણ. હુઝૂરે કહ્યું કે, લઇ લો. પછી આપે તેમના કપડામાં ભરી દીધો.

(૯૫/૩૪૨૯) હઝરત જુબેર (રદિ.) કહે છે કે હું બદરના કેદીઓમાં આવ્યો હતો અને મેં પોતે સાંભળ્યું હતું કે, હુઝૂર મગરિબમાં સૂરએ તૂર પઢી રહ્યા હતા.

**જો હરબી કાફિર દારૂલ ઇસ્લામમાં સલામતી માંગ્યા વગર દાખલ થાય તો શું હુકમ છે ?**

(૯૬/૩૪૩૦) હઝરત સલમહ ઇબ્ને અકવઅ કહે છે કે : નામદાર હુઝૂર (સલ.) એક સફરમાં હતા. એવામાં મુશ્રિકો તરફથી એક જાસૂસ આવ્યો સહાબા પાસે બેસીને વાતચીત કરવા



આવ્યો. થોડીવાર પછી પાછો ચાલ્યો ગયો. હુઝૂરે ફરમાવ્યું : તેને શોધીને કત્લ કરી દો, તે જાસૂસ છે. (મેં તેને કત્લ કરી દીધો.) હુઝૂરે તેનો બચેલો સામાન મને આપી દીધો.

**ઝિમ્મી કાફિરોને ગુલામ બનાવવામાં આવે નહી, બલ્કે તેમના તરફથી દુશ્મનો સાથે લડાઇ કરવામાં આવે**

(૯૭/૩૪૩૧) હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)એ કહ્યું હતું કે, હું મુસલમાનોના ખલીફાને વસિય્યત કરૂં છું અને ખુદા અને રસૂલને વચન આપીને કહું છું કે, ઝિમ્મી લોકો અંગેની જવાબદારી પૂરી કરવામાં આવે, તેમના તરફથી દુશ્મનો સાથે લડાઇ કરવામાં આવે અને તેમના ઉપર શકિત કરતાં વધારે બોજ નાખવામાં આવે નહી.

**ઝિમ્મીઓની બાબતોનો ચુકાદો અને ઝિમ્મીઓની પાસે ભલામણ મોકલવી**

**એલચીઓને ઇનામ આપવાનું બયાન**

(૯૮/૩૪૩૨) એકવાર હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.)એ કહ્યું : આહ ! જુમેરાત (જુમેરાત)નો દિવસ પણ કેવો હતો. આમ કહીને ઇબ્ને અબ્બાસ રડવા લાગ્યા. તેમના રડવાથી કાંકરીઓ ભીંજાઇ ગઇ. પછી કહ્યું : એ જ દિવસે રસૂલુલ્લાહ (સલ.)ની બીમારી ગંભીર બની ગઇ હતી. હુઝૂરે ફરમાવ્યું હતું : મારી પાસે કાગળ લાવો. હું એક કાગળ લખી આપું. જેથી એ લખાણ પછી તમે ગુમરાહ ન બનો. લોકો (કાગળ લાવવા ન લાવવા અંગે) વિવાદ કરવા લાગ્યા. જો કે રસૂલુલ્લાહ (સલ.) સામે ઝઘડો કરવો ઠીક ન હતો. સહાબા કહેવા લાગ્યા : શું રસૂલુલ્લાહ (સલ.)ની વફાતનો સમય નજીક આવી ગયો છે ? હુઝૂરે કહ્યું : મને રહેવા દો. કારણ કે, જે હાલતમાં હું છું તે તેનાથી સારી છે, જેના વિષે તમે પૂછી રહ્યા છો. પછી વફાત વખતે હુઝૂરે ત્રણ વાતોની વસિય્યત કરી. ૧. મુશ્રિકોને અરબ દ્વીકલ્પમાંથી હાંકી કાઢજો. ૨. એલચીઓને જેવી રીતે હું ઇનામ આપતો હતો તેવી રીતે તમે પણ ઇનામ આપજો. રાવી કહે છે : ત્રીજી વાત હું ભૂલી ગયો. મુગીરા ઇબ્ને અબ્દુર્રહમાન કહે છે કે, અરબ દ્વિકલ્પથી મુરાદ મક્કા, મદીના, તિહામા અને યમન છે. યઅકૂબ કહે છે કે, 'અર્જ' તિહામાની શરૂઆતમાં છે. અહીંથી જ તિહામા શરૂ થાય છે.

**જુદી જુદી હુકૂમતોના પ્રતિનિધિઓને બતાવવા માટે દબદબાભરી સજાવટ કરવાનું બયાન**

(૯૯/૩૪૩૩) હઝરત ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, એકવાર હઝરત ઉમર ફારૂક (રદિ.)એ એક રેશમી જોડી બજારમાં વેચાતી જોઇ. રસૂલુલ્લાહ (સલ.) પાસે

લઇ આવ્યા અને કહ્યું : યા રસૂલલ્લાહ ! આને ખરીદી લો અને ઇદના દિવસે તથા જે દિવસે બાદશાહોના પ્રતિનિધિઓ આવે તે દિવસે પહેરજો. હુઝૂરે ફરમાવ્યું : આ તે લોકોનો પહેરવેશ છે જેમનો આખિરતમાં કોઇ હિસ્સો નથી. થોડીક મુદ્દત પછી રસૂલુલ્લાહ (સલ.)એ હઝરત ઉમરને એક રેશમી ઝભ્ભો મોકલ્યો. હઝરત ઉમર તે ઝભ્ભો લઇને પવિત્ર સેવામાં હાજર થયા અને કહ્યું : યા રસૂલલ્લાહ ! આપે ફરમાવ્યું હતું કે, એને તે લોકો પહેરે છે જેમનો આખિરતમાં કોઇ હિસ્સો નથી, તો પછી આપે મને આ મોકલ્યો છે ! ફરમાવ્યું : એને વેચી દો અથવા બીજા કોઇ કામમાં લઇ લો.

**નાબાલિગ (કાચી વયના) છોકરાઓ સામે ઇસ્લામ કેવી રીતે પેશ કરવામાં આવે ?**

(૧૦૦/૩૪૩૪) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.) કહે છે : એકવાર રસૂલુલ્લાહ (સલ.) સહાબાની એક ટુકડીને સાથે લઇને ઇબ્ને સય્યાદ તરફ ગયા. ઇબ્ને સય્યાદ રસ્તામાં બની મગાલાના ટેકરા પાસે છોકરાઓ સાથે રમતો દેખાયો. તે સમયે તે યુવાન વયે પહોંચવાની નજીક હતો. ઇબ્ને સય્યાદને રસૂલુલ્લાહ (સલ.)ના આગમનની ખબર પડી નહીં. હુઝૂરે અચાનક તેની પીઠ પર મુબારક હાથ મારીને કહ્યું કે, તું ગવાહી આપે છે કે, હું ખુદાનો રસૂલ છું. ઇબ્ને સય્યાદે કહ્યું : હા, હું ગવાહી આપું છું કે, તમે અભણ (અશિક્ષિત) લોકો માટે રસૂલ છો. પછી કહેવા લાગ્યો : શું તમે ગવાહી આપો છો કે, હું ખુદાનો રસૂલ છું ? હુઝૂરે કહ્યું : હું ખુદા પર અને એના રસૂલો પર ઇમાન લાવી ચુકયો છું. તે પછી હુઝૂરે કહ્યું : તને શું દેખાય છે ? ઇબ્ને સય્યાદે કહ્યું : મારી પાસે જૂઠી ખબર પણ આવે છે અને સાચી ખબર પણ. હુઝૂરે કહ્યું : સાચું અને જૂઠું તારા માટે ભેળસેળ થઇ ગયું. (સાચા અને જૂઠામાં ફરક કરવાની તારામાં સૂઝ સમજ રહી નહીં) વારું, મેં દિલમાં કંઇક છુપાવ્યું છું. (બતાવ, મેં શું છુપાવ્યું છે ?) ઇબ્ને સય્યાદે કહ્યું : 'દુખ' છે. હુઝૂરે કહ્યું : દૂર હઠ, તું તારા અનુમાનથી આગળ વધી શકતો નથી. હઝરત ઉમરે કહ્યું : યા રસૂલલ્લાહ ! જો હુકમ હોય તો હું એની ગરદન ઉડાવી દઉં. હુઝૂરે કહ્યું : જો આ તે જ (દજ્જાલ) છે તો તમે એના ઉપર કાબુ મેળવી શકતા નથી અને જો તે નથી તો એને કતલ કરવાથી તમને કોઇ લાભ નથી. ઇબ્ને ઉમર કહે છે : તે પછી રસૂલુલ્લાહ (સલ.) અને ઉબય ઇબ્ને કઅબ તે બાગમાં ગયા જ્યાં ઇબ્ને સય્યાદ રહેતો હતો. હુઝૂર બાગમાં દાખલ થયા ત્યારે ખજૂરીઓની આડમાં આગળ વધ્યા. જેથી ચુપચાપ ઇબ્ને સય્યાદની અમુક વાતો સાંભળી શકે અને તે જોવા ન પામે. ઇબ્ને સય્યાદ તે વખતે



બિસ્તરા પર એક કિનારીવાળા કામળામાં સૂઇને કંઇક ગણગણી રહ્યો હતો. તેની માએ રસૂલુલ્લાહ (સલ.)ને ખજૂરીની આડમાં આવતા જોઇ લીધા. ઇબ્ને સય્યાદને કહેવા લાગી : સાફ : જો મુહમ્મદ આવી ગયા. ઇબ્ને સય્યાદ તરત ઊભો થઇ ગયો. હુઝૂરે કહ્યું : જો એની માં એને ખબર ન કરત તો એ (કંઇક) બોલી દેત. ઇબ્ને ઉમર કહે છે : આ વાતથી પરવારીને હુઝૂર લોકોમાં ઉભા થયા. ખુદા તઆલાના વખાણ પછી દજ્જાલનો ઉલ્લેખ કર્યો અને કહ્યું : હું તમને દજ્જાલથી ડરાવું છું. દરેક નબીએ પોતાની કોમને દજ્જાલથી ડરાવી છે, પરંતુ હું તમને એવી વાત કહું છું જે કોઇ નબીએ પોતાની ઉમ્મતને કહી નથી. તમે જાણો છો કે, દજ્જાલ એક આંખવાળો (કાણો) હશે અને ખુદા એક આંખવાળો (કાણો) નથી.

**રસૂલુલ્લાહ (સલ.)એ યહૂદીઓને કહ્યું હતું : ઇસ્લામ લઇ આવો દીન અને દુનિયામાં સલામત રહેશો. હઝરત અબૂ હુરૈરાએ આ હદીસ રિવાયત કરી છે.**

**જો દારુલ હરબમાં કોઇ માણસ મુસલમાન થઇ જાય અને ત્યાં તેની જમીન અને બીજો માલ હોય તો તે તેના માટે છે (જો મુસલમાનો તે દેશ જીતી લે તો તે મુસલમાનો માલ તેને જ મળશે)**

(૧૦૧/૩૪૩૫) હઝરત ઉસામા (રદિ.) કહે છે : મેં મુબારક સેવામાં પૂછપરછ કરી, યા રસૂલલ્લાહ ! કાલે હજ્જતુલ વદાઅમાં આપ આપના કયા મકાનમાં ઉતરશો ? ફરમાવ્યું : અકીલે અમારૂં કોઇ મકાન રહેવા દીધું નથી. (બધા વેચી માર્યાં) ખેર, કાલે ઇન્શા અલ્લાહ આપણે બની કિનાનહના ટેકરા કિવા મુહસ્સબમાં ઉતરીશું, જ્યાં કુરૈશના કાફિરો વગેરેએ ભેગા થઇને કસમો ખાધી હતી કે, બની હાશિમ સાથે ખરીદ-વેચાણ કરીશું નહીં અને તેમને રહેવા માટે જગ્યા આપીશું નહીં.

(૧૦૨/૩૪૩૬) હઝરત અસલમ કહે છે કે, ફારૂકે આ'ઝમ (રદિ.)એ પોતાના હુનય નામે ગુલામને ગૌચરોનો રખેવાળ મુકર્રર કર્યો અને કહ્યું : એય હુનયા ! મુસલમાનને તકલીફ ન પહોંચાડતો. મઝલૂમની બદ્દુઆથી ડરજે. કારણ કે, મઝલૂમની બદ્દુઆ કબૂલ થાય છે. ગૌચરમાં થોડી ઊંટણીઓ અને થોડી બકરીવાળાને જવા દેજે. અબ્દુર્રહમાન ઇબ્ને ઔફ અને ઉસ્માન ઇબ્ને અફફાનના જાનવરોને ગૌચરથી દૂર રાખજે. કારણ કે, જો એ બંનેના જાનવરો બરબાદ પણ થઇ જશે તો પણ તેઓ ખેતી અને ખજૂરના બાગ તરફ જઇ શકશે અને જો થોડા જાનવરોવાળાના જાનવરો બરબાદ થઇ જશે તો તે મારી પાસે આવીને કહેશે : અમીરૂલ મુઅમિનીન ! અમીરૂલ

મુઅમિનીન ! હું મોહતાજ થઇ ગયો. હવે આવી હાલતમાં શું હું તેને જવા દઇશ ? જેથી મારી નઝરમાં સોના-ચાંદીની સરખામણીમાં પાણી અને ઘાસચારો આસાન છે. એ લોકો વિચારતા હશે કે, હું તેમના ઉપર ઝુલ્મ કરી રહ્યો છું. કારણ કે, આ તેમનો જ દેશ છે. જે મેળવવા માટે તેમણે અજ્ઞાનતાના યુગમાં લડાઇઓ કરી છે અને એ દેશોની માફીની શરતે તેઓ મુસલમાન થયા છે, પરંતુ તે ખુદાની કસમ છે જેના કબજામાં મારો જાન છે, જો એ માલ ન હોત જેના માટે જિહાદમાં જતી વખતે હું લોકોને સવાર કરૂં છું તો એમના દેશોની એક વેંત જમીનને પણ હું ઘેરો ન ઘાલત.

### ઇમામ લોકોના નામો લખી શકે છે

(૧૦૩/૩૪૩૭) હઝરત હુઝૈફા (રદિ.) કહે છે : એક વાર હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જેટલા કલિમો પઢનાર છે તેના નામો લખીને મારી પાસે લઇ આવો. અમે પંદરસો માણસોના નામો લખીને લઇ ગયા. અમે તે વખતે કહ્યું હતું કે, પંદરસો હોવા છતાં આપણે ડરીએ, પરંતુ હવે અમે પોતાને જોઇ રહ્યા છીએ કે, ફિત્નામાં સંડોવાયેલા છીએ. અહીં સુધી કે ભયના માર્યા કેટલાક માણસો એકલા નમાઝ પઢે છે.

(૧૦૪/૩૪૩૮) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે : એક માણસે મુબારક સેવામાં હાજર થઇને કહ્યું : યા રસૂલલ્લાહ ! મારૂં નામ ફલાણા જિહાદ (ની યાદી)માં લખી લેવામાં આવ્યું છે અને મારી પત્ની હજ્જ માટે જઇ રહી છે. હુઝૂરે કહ્યું : તમે પાછા ચાલ્યા જાઓ, તમારી પત્ની સાથે હજ્જ કરો.

### ખુદા તઆલા ગુનેહગાર માણસ મારફતે પણ દીનની મદદ કરે છે

(૧૦૫/૩૪૩૯) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે : એક વાર અમે હુઝૂર (સલ.)ની સેવામાં હાજર થયા. આપે ઇસ્લામના એક દાવેદાર વિષે કહ્યું : એ દોઝખી છે. જ્યારે જિહાદનો વખત આવ્યો ત્યારે તે માણસ કાફિરો સાથે ખૂબ લડયો. અચાનક તેને પણ એક ઘા ઝીલવો પડયો. એક માણસે કહ્યું : યા રસૂલલ્લાહ ! હુઝૂરે તે માણસ વિષે કહ્યું હતું કે તે દોઝખી છે. જો કે તેણે ભવ્ય લડત આપી અને છેવટે મરી ગયો. કેટલાક માણસોને આ વાતમાં શંકા જાગી. એ દરમ્યાન ખબર મળી કે તે માણસ મર્યો ન હતો, બલ્કે તેને એક કારમો ઘા વાગ્યો હતો. રાત્રે તે ઘાની તકલીફ તે જીરવી શકયો નહીં અને આપઘાત કર્યો. હુઝૂરને આ બનાવની જાણ કરવામાં આવી. આપે કહ્યું : અલ્લાહુ અકબર, હું ગવાહી આપું છું કે હું ખુદાનો બંદો અને રસૂલ છું. પછી હુઝૂરે બિલાલને હુકમ આપ્યો કે, લોકોમાં જાહેરાત કરી



દો કે, જન્નતમાં ફકત મુસલમાન જ દાખલ થશે. ખુદા તઆલા ગુનેહગાર બંદા મારફતે પણ દીનની મદદ કરે છે.

### દુશ્મનના ભય વખતે જાઇઝ છે કે, અમુક સૈનિકો બાદશાહના બનાવ્યા વગર લશ્કરના સરદાર બની જાય.

(૧૦૬/૩૪૪૦) હઝરત અનસ (રદિ.) કહે છે : એક વાર હુઝૂર (સલ.) ખુત્બો પઢયા. આપની આંખોમાંથી આંસુઓ વહી રહ્યા હતા. આપ કહી રહ્યા હતા કે, ઝૈદે ઝંડો લીધો, તેઓ શહીદ થઇ ગયા. પછી જઅફરે લીધો, પરંતુ તે પણ શહીદ થઇ ગયા. પછી અબ્દુલ્લાહ ઇબ્ને રવાહાએ લીધો, પરંતુ તે પણ શહીદ થઇ ગયા. પછી સરદાર બન્યા વગર ખાલિદ ઇબ્ને વલીદે ઝંડો લીધો. તેમના હાથ પર વિજય મળ્યો. શું તે લોકોને એ વાતની ખુશી નથી કે (કિયામતના દિવસે) તેઓ અમારી સાથે હશે.

### ઇમામ કુમક મોકલીને લશ્કરની મદદ કરી શકે છે

(૧૦૭/૩૪૪૧) હઝરત અનસ (રદિ.) કહે છે કે, રિઅલ, ઝકવાન, ઉસય્યા અને બની લિહયાન કબીલાઓ મુબારક સેવામાં હાજર થયા અને ઇસ્લામ લાવવાની જાહેરાત કરીને વિનંતી કરી : આપ અમારી કોમના મુકાબલામાં અમને કુમક મોકલો. હુઝૂરે ૭૦ અનસારીઓને તેમની મદદ માટે સાથે મોકલ્યા. હઝરત અનસ કહે છે : તે અનસારીઓને અમે કારી કહેતા હતા. એ લોકો દિવસમાં લાકડાં લાવતા હતા અને રાત્રે નમાઝ પઢતા હતા. ખેર, ઉપરોકત કબીલાઓ સાથે એ લોકો ગયા. મઉના નામે કુવા પાસે જઇને કબીલાઓએ એમની સાથે દગો કર્યો અને કત્લ કરી દીધા. હુઝૂર આ પૂરા એક મહીના સુધી દુઆએ કુનૂતમાં તે લોકો માટે બદ્દુઆ કરતા રહ્યા. જેથી શરૂમાં કુર્આનમાં શહીદો તરફથી અમે આ સંદેશ પઢતા હતા : **અલા બલ્લિગૂ અન્ના કવ્મના બિઅન્ના કદ લકીના રબ્બના ફરદિય અન્ના વ અરદાના** પરંતુ પાછળથી આ આયત મન્સૂખ થઇ ગઇ.

### દુશ્મન પર વિજય મેળવીને તેમના પ્રદેશમાં ત્રણ દિવસ થોભવાનું બયાન

(૧૦૮/૩૪૪૨) હઝરત અબૂ તલહા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) જ્યારે કોઇ કોમ પર વિજય મેળવતા ત્યારે તેમના મેદાનમાં ત્રણ દિવસ થોભતા હતા.

### જિહાદ અને સફરમાં 'માલે ગનીમત' વહેંચવાનું બયાન

(૧૦૯/૩૪૪૩) હઝરત રાફિઅ (રદિ.) કહે છે કે, અમે હુઝૂર (સલ.) સાથે ઝુલહુલયફામાં હતા. ત્યાં અમુક

બકરીઓ અને ઊંટો અમને મળ્યાં. હુઝૂરે વહેંચણીમાં એક ઊંટને દસ બકરીઓ બરાબર ઠેરવ્યું હતું.

(૧૧૦/૩૪૪૪) હઝરત અનસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ જિઅરાનામાંથી તે જગ્યાએથી ઉમરો કર્યો હતો જ્યાં હુનૈનની લડાઇનો માલે ગનીમત વહેંચ્યો હતો.

**જો મુશ્રિકો મુસલમાનનો માલ લૂંટી લે, પછી મુસલમાનનો તે માલ પાછો મળે તો શું હુકમ છે ?**

(૧૧૧/૩૪૪૫) હઝરત ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, મારો એક ઘોડો ચાલ્યો ગયો. દુશ્મને તેને પકડી લીધો. જ્યારે મુસલમાનોની દુશ્મન પર વિજય થયો ત્યારે રસૂલુલ્લાહ (સલ.)ના સમયમાં જ તે ઘોડો મને પાછો મળ્યો. એકવાર મારો એક ગુલામ નાસીને રોમનો પાસે ચાલ્યો ગયો હતો, પરંતુ જ્યારે મુસલમાનોનો રોમ પર વિજય થયો ત્યારે રસૂલુલ્લાહ (સલ.)ના સમય પછી હઝરત ખાલિદ ઇબ્ને વલીદે મને તે ગુલામ પાછો આપ્યો.

(૧૧૨/૩૪૪૬) હઝરત નાફિઅ કહે છે કે, હઝરત ઇબ્ને ઉમર (રદિ.)નો એક ગુલામ નાસીને રોમમાં ચાલ્યો ગયો. ખાલિદ ઇબ્ને વલીદે જ્યારે રોમનો પર વિજય મેળવ્યો ત્યારે હઝરત ઇબ્ને ઉમર (રદિ.)નો ગુલામ તેમને પાછો આપી દીધો. એકવાર ઇબ્ને ઉમર (રદિ.)નો એક ઘોડો નાસીને રોમમાં ચાલ્યો ગયો હતો. ખાલિદ ઇબ્ને વલીદે જ્યારે રોમનો પર વિજય મેળવ્યો ત્યારે તેમણે ઘોડો પાછો લાવીને આપ્યો.

(૧૧૩/૩૪૪૭) હઝરત નાફિઅ કહે છે : જ્યારે રોમનોની મુસલમાનો સાથે મુકાબલો થયો ત્યારે ઇબ્ને ઉમર એક ઘોડા પર સવાર હતા અને સેનાપતિ હઝરત ખાલિદ હતા. સિદ્દીકે અકબરે હઝરત ખાલિદને સેનાપતિ બનાવીને મોકલ્યા હતા. હઝરત અબ્દુલ્લાહનો ઘોડો રોમનોએ પકડી લીધો, પરંતુ દુશ્મનોએ હાર ખાધા પછી હઝરત ખાલિદ ઇબ્ને વલીદે હઝરત ઇબ્ને ઉમરને ઘોડો પાછો લાવીને આપ્યો.

**ફારસી અને અજમી શબ્દોમાં વાતચીત કરવી જાઇઝ છે. ખુદા તઆલા ફરમાવે છે : 'વ ખ્તિલાફુ અલસિનતિકુમ વ અલવાનિકુમ' કિંવા તમારી ભાષાઓ અને રંગોની વિવિધતા અલ્લાહ તઆલાની નિશાનીઓમાંથી છે. બીજી જગ્યાએ આવ્યું છે : 'વ માઅર્સલ્ના મિ ર્રસૂલિન ઇલ્લા બિલિસાનિ કવ્મિહિ' અમે દરેક રસૂલને તેની કોમની જ ભાષામાં તબ્લીગ કરવા માટે મોકલ્યા છે**

(૧૧૪/૩૪૪૮) હઝરત જાબિર ઇબ્ને અબ્દુલ્લાહ (રદિ.) કહે છે કે,





એકવાર મેં કહ્યું કે, યા રસૂલલ્લાહ ! મેં બકરીનું એક બચ્ચું ઝબ્હ કર્યું છે અને જવનો એક સાઅ લોટ બનાવ્યો છે. એટલે આપ બે ત્રણ માણસોને સાથે લઇને ચાલો. હુઝૂરે તરત જ અવાજ દીધો અને કહ્યું : ખન્દકવાળાઓ ! જાબિરે તમારા માટે 'સૂર' તૈયાર કર્યું છે. એટલે તરત તૈયાર થઇને ચાલો. ('સૂર' દઅવત અંગેના ખાણાને કહેવામાં આવે છે.)

(૧૧૫/૩૪૪૯) ઉમ્મે ખાલિદ કહે છે : એકવાર હું મારા પિતા સાથે પીળો કુરતો પહેરીને મુબારક સેવામાં હાજર થઇ. આપે કહ્યું : 'સન્નાહ, સન્નાહ.' અબ્દુલ્લાહ ઇબ્ને મુબારક કહે છે : હબસી ભાષામાં 'સન્નાહ'નો અર્થ 'સારૂં' થાય છે. ઉમ્મે ખાલિદ કહે છે : હું જઇને રસૂલુલ્લાહ (સલ.)ની વીંટી સાથે રમવા લાગી. મારા પિતાએ ધમકાવી. હુઝૂરે કહ્યું : છોડો. પછી (લાંબી ઉમરની દુઆ રૂપે) કહ્યું : કપડાને પુરાણું બનાવ; જુનું બનાવ; ફરી પુરાણું અને જુનું બનાવ. ફરી પુરાણું અને જુનું બનાવ. (કિંવા ખુદા કરે, તારી ઉમર લાંબી થાય) અબ્દુલ્લાહ કહે છે : ઉમ્મે ખાલિદ લાંબી મુદ્દત સુધી જીવંત રહ્યાં. અહીં સુધી કે, લોકોમાં તેમની (ખૂબ) ખ્યાતિ ફેલાઇ.

(૧૧૬/૩૪૫૦) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : એક વાર ઇમામ હસન (રદિ.)એ સદકાના ખજૂરમાંથી એક ખજૂર મોંમા મૂકી દીધું. હુઝૂરે કહ્યું : છી, છી, શું તમને ખબર નથી કે આપણે સદકો ખાતા નથી.

**માલે ગનીમતમાં ખયાનત કરવાનું બયાન. ખુદા તઆલા ફરમાવે છે : 'વ મંય્યગ્લુલ યઅ્તિ બિમા ગલ્લ યવ્મલ કિયામતિ' કિંવા જે માણસ ખયાનત કરશે તે કિયામતના દિવસે માલે ગનીમત સાથે આવશે**

(૧૧૭/૩૪૫૧) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : એક દિવસ રસૂલુલ્લાહ (સલ.) અમારી સામે ખુત્બો પઢવા ઉભા થયા અને ખયાનતનો ઉલ્લેખ કર્યો. માલે ગનીમતમાં ખયાનત કરવાને ભયંકર ગુનોહ બતાવ્યો. એ ગુનાહને ભયંકર અપરાધ ગણાવ્યો. ફરમાવ્યું : કિયામતના દિવસે હું તમારામાંથી કોઇને એવી હાલતમાં ન જોઉં કે, તેની ગરદન પર બેં બેં કરતી બકરી અથવા હણહણતો ઘોડો સવાર હોય અને તે માણસ મને કહી રહ્યો હોય કે યા રસૂલલ્લાહ ! મારી ભલામણ કરો અને હું કહી દઉં કે, આજે હું તમારા માટે કંઇ કરી શકતો નથી. મેં તમને અલ્લાહનો હુકમ પહોંચાડી દીધો હતો અથવા તેની ગરદન પર ગાંગરતું ઊંટ સવાર હોય અને તે માણસ મને કહે કે, યા રસૂલલ્લાહ ! મારી ભલામણ કરો અને હું કહી દઉં કે, આજે હું તમારા માટે કંઇ કરી શકતો નથી. મેં તમને અલ્લાહનો

હુકમ પહોંચાડી દીધો હતો. અથવા તેની ગરદન પર સોના-ચાંદી પડેલું હોય અને તે મને કહી રહ્યો હોય કે યા રસૂલલ્લાહ ! મારી ભલામણ કરો અને હું કહી દઉં કે, આજે હું તમારા માટે કંઇ કરી શકતો નથી. મેં તમને અલ્લાહનો હુકમ પહોંચાડી દીધો હતો. અથવા તેની ગરદન પર હલતાં કપડાં પડેલાં હોય અને તે કહી રહ્યો હોય કે યા રસૂલલ્લાહ ! મારી ભલામણ કરો અને હું કહી દઉં કે, આજે હું તમારૂં કામ કરી શકતો નથી. મેં તમને અલ્લાહનો હુકમ પહોંચાડી દીધો હતો.

**માલે ગનીમતમાં થોડીક ખયાનત કરવાનું બયાન. આ વિષયમાં અબ્દુલ્લાહ ઇબ્ને ઉમરની જે એવી રિવાયત છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ગનીમતમાં ખયાનત કરનારનો માલ સળગાવી દેવાનો હુકમ આપ્યો છે, એ રિવાયત હઝરત ઇબ્ને ઉમરથી રિવાયત થયેલી નથી. એ રિવાયતનું રિવાયત ન થવું જ સહીહ છે.**

(૧૧૮/૩૪૫૨) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.) કહે છે : કિરકિરા નામનો કોઇ માણસ (એક લડાઇમાં) રસૂલુલ્લાહ (સલ.) તરફથી માલે ગનીમતનો ચોકીદાર હતો. જ્યારે તે મરી ગયો ત્યારે હુઝૂરે કહ્યું : તે દોઝખમાં છે. લોકોએ તેનો સામાન તપાસવાનું શરૂ કર્યું. સામાનમાંથી એક કામળો નીકળ્યો, જે માલે ગનીમતમાંથી તેણે ચોર્યો હતો.

**માલે ગનીમત વહેંચાતા પહેલાં લૂંટેલા ઊંટો અને બકરીઓને ઝબ્હ કરવું મકરૂહ છે, જાઇઝ નથી**

(૧૧૯/૩૪૫૩) હઝરત રાફિઅ ઇબ્ને ખદીજ કહે છે : એકવાર અમે રસૂલુલ્લાહ (સલ.)ની સાથે ઝૂલહુલયફામાં હતા. લોકોને ભૂખ લાગી. ત્યાં અમારા હાથમાં થોડાક ઊંટો અને બકરીઓ આવી હતી. રસૂલુલ્લાહ (સલ.) પાછળના લોકોમાં હતા. (એટલે વહેંચણી ન થઇ હતી) હુઝૂરની ગેરહાજરીમાં લોકોએ (જાનવરો ઝબ્હ કરીને) હાંડલીઓ ચઢાવી, પરંતુ હુઝૂરે તેમને ફેંકી દેવાનો હુકમ આપ્યો અને હાંડલીઓ ઉંધી વાળી દીધી. પછી જાનવરો વહેંચવામાં આવ્યાં. હુઝૂરે એક ઊંટ બરાબર દસ બકરીઓ ઠેરવી. ત્યાં એક ઊંટ નાસી ગયું. લશ્કરમાં ઘોડાઓ થોડા હતા. એટલે લોકોએ (પગપાળા) તેની શોધ કરી, પરંતુ થાકી ગયા. નાછુટકે એક માણસે તેને તીર મારીને અટકાવ્યું. હુઝૂરે કહ્યું : આ ચારપગાંઓમાં જંગલી જાનવરોના જેમ કેટલાંક જંગલી પણ હોય છે. એટલે જે જાનવર નાસી જાય તેની સાથે આમ જ કરો. મારા દાદાએ કહ્યું : કાલે અમને દુશ્મનનો ભય છે. જો અમારી પાસે છરીઓ ન હોય તો શું ખપાટથી અમે ઝબ્હ કરી શકીએ છીએ ? ફરમાવ્યું; જે વસ્તુથી લોહી વહે અને લોહી વહાવતી



વખતે અલ્લાહનું નામ લેવામાં આવ્યું હોય તેને ખાઇ શકો છો, પરંતુ દાંત અને નખથી ઝબ્હ ન કરવું જોઇએ. એના કારણ હવે એમ કહું છું કે, દાંત એક હાડકું છે અને નખ હબસીઓની છરીઓ છે.

**જીતની ખુશખબરી આપવાનું બયાન**

(૧૨૦/૩૪૫૪) હઝરત જરીર ઇબ્ને અબ્દુલ્લાહ (રદિ.) કહે છે : એક દિવસ હુઝૂર (સલ.)એ મને કહ્યું કે, ઝૂલખલસા તોડીને તમે મને ચેન નહી આપો ? ઝૂલખલસા યમનમાં એક મકાન હતું, જ્યાં ખસઅમ કોમ રહેતી હતી. તે મકાનનું નામ યમાની કઅબા હતું. હું હુકમનું પાલન કરવા માટે અહમસ કબીલાના દોઢસો સવારો લઇને ગયો. એ બધા લોકો ઘોડા પર સવાર હતા. એટલે મેં હુઝૂરને કહ્યું : યા રસૂલલ્લાહ ! હું ઘોડા પર બરાબર બેસી શકતો નથી. આપે મારી છાતી પર મુબારક હાથ માર્યો. આંગળાની છાપ પડી ગઇ. પછી દુઆ કરી : એય અલ્લાહ ! એને બરાબર બેસાડ અને એને હિદાયત પામેલ માર્ગદર્શક બનાવ. તે પછી મેં જઇને ઝુલખલસાને તોડી પાડયો ને બાળી નાખ્યો. હુઝૂરને એની ખુશખબરી મોકલી દીધી. સંદેશવાહકે હુઝૂરની સેવામાં જઇને કહ્યું : યા રસૂલલ્લાહ ! તે ખુદાની કસમ છે જેણે આપને સચ્ચાઇની સાથે પયગમ્બર બનાવ્યા છે. હું ઝુલખલસાને ખુજલીવાળા ઊંટની જેમ (કાળી રાખ) જોઇને આવ્યો છું. હુઝૂરે કબીલાના ઘોડાઓ અને માણસો માટે પાંચ વાર બરકતની દુઆ કરી.

**ખુશખબરી આપનારને કઇ વસ્તુ આપવામાં આવે ?**

(૧૨૧/૩૪૫૫) કઅબ ઇબ્ને માલિકને જ્યારે તૌબા કબૂલ થવાની ખુશખબરી આપવામાં આવી ત્યારે તેમણે ખુશખબરી આપનારને બે કપડાં આપ્યાં હતાં.

**મક્કાના વિજય પછી હિજરતનો હુકમ રહ્યો નથી**

(૧૨૨/૩૪૫૬) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, મક્કાના વિજયના દિવસે હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, વિજય પછી હિજરતનો હુકમ રહ્યો નથી, પરંતુ જિહાદ અને (જિહાદની) નિય્યતનો સવાબ બાકી છે. એટલે જો તમને જિહાદ માટે બોલાવવામાં આવે તો તરત જાઓ.

(૧૨૩/૩૪૫૭) એકવાર મુજાશિઅ પોતાના ભાઇ મુજાલિદ ઇબ્ને મસઊદને લઇને દરબારે નબીમાં હાજર થયા અને કહ્યું : હુઝૂર, આ મુજાલિદ હિજરત કરવાની શરતે હુઝૂરની બૈઅત કરવા માંગે

(૧૨૨/૩૪૫૬) મક્કાના વિજય પહેલાં હિજરતનું મહત્વ હતું. મક્કાના વિજય પછી હિજરતની જરૂર ન હતી. હવે જિહાદ સર્વોત્તમ કાર્ય છે. દરેક કામનો આધાર મનના ઇરાદા પર છે. આજે પણ શુભ નિય્યતથી હિજરત કરવામાં આવે તો સવાબ મળી શકે છે.

છે. આપે ફરમાવ્યું : હિજરતનો હુકમ તો મક્કાના વિજય પછી બાકી રહ્યો નથી. હા, ઇસ્લામ અંગેની બૈઅત લઉં છું.

(૧૨૪/૩૪૫૮) અતા કહે છે કે, હું ઉબૈદ ઇબ્ને ઉમૈરની સાથે હઝરત આઇશાની સેવામાં હાજર થયો. તેમણે તે વખતે સબીર પહાડ પર પડાવ નાખ્યો હતો. કહેવા લાગ્યાં : જ્યારથી અલ્લાહ તઆલાએ પોતાના નબીને મક્કા ઉપર વિજય અપાવ્યો છે ત્યારથી હિજરતનો હુકમ બાકી રહ્યો નથી.

**જો ઝિમ્મી અથવા મુસલમાન ઓરતો ખુદાની નાફરમાની કરે અને માણસ તેમના વાળ જોવા માટે મજબુર હોય તો તેમને નગ્ન કરવી જાઇઝ છે**

(૧૨૫/૩૪૫૯) અબૂ અબ્દુર્રહમાન હઝરત ઉસ્માન ઝીન્નૂરૈનને હઝરત અલી મુરતઝા કરતાં અફઝલ માનતા હતા અને ઇબ્ને અતિય્યાની નઝરમાં હઝરત અલી હઝરત ઉસ્માન કરતાં અફઝલ હતા. એક દિવસ અબૂ અબ્દુર્રહમાને ઇબ્ને અતિય્યાને કહ્યું : હું જાણું છું કે, કયા કારણસર તમારા દોસ્ત (હઝરત અલી)ને ખૂનામરકીની હિંમત થઇ. વાત તે જ છે જે હઝરત અલીએ મને કહી. હઝરત અલી કહેતા હતા કે, એકવાર મને અને ઝુબૈરને રસૂલુલ્લાહ (સલ.)એ મોકલ્યા અને કહ્યું : તમે ફલાણા બાગ પાસે જાઓ. ત્યાં એક ઓરત હશે. તેની પાસે હાતિબનો પત્ર હશે. (તે પત્ર લઇ આવો) અમે બાગ પાસે ગયા અને ઓરત પાસે કાગળ માંગ્યો. ઓરતે કહ્યું : હાતિબે તો મને કોઇ કાગળ આપ્યો નથી. અમે કહ્યું : કયાં તો અમને કાગળ કાઢીને આપ, નહી તો અમે નગ્ન કરીશું. તેણે ચોટલામાંથી કાગળ કાઢીને આપ્યો. અમે કાગળ લઇને હુઝૂરની સેવામાં હાજર થયા. આપે હાતિબને બોલાવ્યો. હાતિબે હાજર થઇને કહ્યું : યા રસૂલલ્લાહ ! જલદી ન કરો. ખુદાની કસમ ! હું કાફિર નથી, બલ્કે મારા દિલમાં ઇસ્લામની મુહબ્બત ઘણી વધી ગઇ છે. વાત એમ છે કે, હુઝૂરના સહાબામાંથી દરેકનું મક્કામાં કોઇ ન કોઇ છે. જેની મારફતે અલ્લાહ તઆલા તેના સ્ત્રી બાળકોની રક્ષા કરે છે. મારું મક્કામાં કોઇ નથી. એટલે મને થયું કે તેમના ઉપર કોઇ ઉપકાર કરૂં. (જેથી મક્કાવાળાઓ મારાં સ્ત્રી-બાળકોની રક્ષા કરે.) હુઝૂરે હાતિબની વાતનું સમર્થન કર્યું, પરંતુ હઝરત ઉમરે કહ્યું : યા રસૂલલ્લાહ ! રજા આપો કે, હું એની ગરદન ઉડાવી દઉં, એ મુનાફિક છે. હુઝૂરે કહ્યું : તમને શું ખબર, ખુદા તઆલા બદરવાસીઓની હાલત સારી રીતે જાણી ચુકયો છે. તે પછી હુઝૂરે કહ્યું : તમે જે ચાહો તે કરો. અબૂ અબ્દુર્રહમાને ઇબ્ને અતિય્યાને કહ્યું : આ છેલ્લા વાકયે તમારા દોસ્તને ખૂનામરકીની હિંમત આપી.




**ગાઝીઓના સ્વાગત માટે જવાનું બયાન**

(૧૨૬/૩૪૬૦) ઇબ્ને ઝુબૈરે ઇબ્ને જઅફરને કહ્યું હતું : શું તમને યાદ છે કે, હું, તમે અને ઇબ્ને અબ્બાસ હુઝૂર (સલ.)ના સ્વાગત માટે ગયા હતા ? ઇબ્ને જઅફરે કહ્યું : હા, યાદ છે. હુઝૂરે અમને તો ઉંચકીને સવારી પર બેસાડી લીધા હતા અને તમને રહેવા દીધા હતા.

(૧૨૭/૩૪૬૧) સાઇબ ઇબ્ને યઝીદ કહે છે કે, અમે છોકરાઓ સાથે રસૂલુલ્લાહ (સલ.)ના સ્વાગત માટે 'સનિય્યતુલ વદાઅ' સુધી ગયા.

**જિહાદમાંથી પાછા આવે ત્યારે શું કહે ?**

(૧૨૮/૩૪૬૨) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.) પાછા ફરતા ત્યારે ત્રણવાર તકબીર કહીને બોલતા : **આઇબૂન ઇન્શા અલ્લાહુ તાઇબૂન આબિદૂન હામિદૂન લિરબ્બિના સાજિદૂન સદક લ્લાહુ વઅદહુ વ નસર અબ્દહુ વ હઝમલ અહઝાબ વહદહુ.**

(૧૨૯/૩૪૬૩) હઝરત અનસ (રદિ.) કહે છે કે, ઉસ્ફાનથી પાછા ફરતી વખતે અમે હુઝૂર (સલ.)ની સાથે હતા. હુઝૂર ઊંટણી પર સવાર હતા અને હઝરત સફિય્યાને પીઠ પાછળ બેસાડયાં હતાં. અચાનક ઊંટણીએ ઠોકર ખાધી. રસૂલુલ્લાહ (સલ.) અને હઝરત સફિય્યા પડી ગયાં. અબૂ તલહા તરત ઊંટ પરથી કુદીને જઇ પહોંચ્યા અને કહ્યું : યા રસૂલલ્લાહ ! ખુદા મને આપ પર ફિદા કરે. ફરમાવ્યું : ઓરતને બચાવો. અબૂ તલહા મોં પર કપડું નાખીને હઝરત સફિય્યા પાસે ગયા અને તે જ કપડું હઝરત સફિય્યા પર નાખીને રસૂલુલ્લાહ (સલ.) અને હઝરત સફિય્યાની સવારી બરાબર કરી. ત્યાર પછી અમે રસૂલુલ્લાહ (સલ.)ની આજુબાજુ રહ્યા. જ્યારે આપ મદીનાની નજીક પહોંચ્યા ત્યારે કહ્યું : **આઇબૂન તાઇબૂન આબિદૂન લિરબ્બિના હામિદૂન.** મદીનામાં દાખલ થતાં સુધી સતત એ જ પઢતા રહ્યા.

(૧૩૦/૩૪૬૪) હઝરત અનસ (રદિ.) કહે છે : એક વાર હું અને અબૂ તલહા હુઝૂર (સલ.)ની સાથે હતા. તે વખતે રસૂલુલ્લાહ (સલ.)ની સાથે હઝરત સફિય્યા પણ હતાં. હુઝૂર ઊંટણી પર સવાર હતા. હઝરત સફિય્યા પાછળ બેઠાં હતાં. અચાનક ઊંટણીએ રસ્તામાં ઠોકર ખાધી. રસૂલુલ્લાહ (સલ.) પત્ની સાથે પડી ગયા. અબૂ તલહા તરત ઊંટ પરથી કુદીને મુબારક સેવામાં પહોંચ્યા અને કહ્યું : યા રસૂલલ્લાહ ! ખુદા મને હુઝૂર પર કુરબાન કરી દે, હુઝૂરને કંઇ વાગ્યું તો નથી ને ? ફરમાવ્યું : ના, પરંતુ તમે ઓરતને બચાવો. અબૂ તલહા મોં પર કપડું નાખીને હઝરત

સફિય્યા તરફ ગયા અને પોતાનું કપડું તેમના ઉપર નાખી દીધું. હઝરત સફિય્યા ઉભાં થઇ ગયાં. અબૂ તલહાએ રસૂલુલ્લાહ (સલ.) અને હઝરત સફિય્યા માટે કાઠડો બાંધી દીધો. બંને સવાર થઇને જવા લાગ્યાં. જ્યારે મદીનાની નજીક પહોંચ્યા ત્યારે હુઝૂરે કહ્યું : **આઇબૂન તાઇબૂન લિરબ્બિના હામિદૂન** મદીનામાં દાખલ થતાં સુધી સતત એ જ બોલતા રહ્યા.

## સફરમાંથી પાછા આવીને નમાઝ પઢવાનું બયાન

(૧૩૧/૩૪૬૫) હઝરત જાબિર ઇબ્ને અબ્દુલ્લાહ કહે છે : એક સફરમાં હું હુઝૂર (સલ.)ની સાથે હતો. જ્યારે અમે મદીના પહોંચ્યા ત્યારે હુઝૂરે મને કહ્યું કે, મસ્જિદમાં જઇને બે રકઅત નમાઝ પઢી લે.

(૧૩૨/૩૪૬૬) હઝરત કઅબ કહે છે કે, ચાશ્તના સમયે હુઝૂર (સલ.) જ્યારે સફરમાંથી પાછા આવતા હતા ત્યારે મસ્જિદમાં દાખલ થઇને બેસતાં પહેલાં બે રકઅત નમાઝ પઢતા હતા.

## સફરમાંથી પાછા ફર્યા પછી ખાણું ખવડાવવાનું બયાન

(૧૩૩/૩૪૬૭) હઝરત ઇબ્ને ઉમર (રદિ.) પાસે જો કોઇ મહેમાન આવતો તો તેના લીધે રોઝો તોડી નાખતા હતા.

(૧૩૪/૩૪૬૮) હઝરત જાબિર (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ (સફરમાં) મારી પાસેથી બે ઊકિયહને એક દિરહમ કે બે દિરહમમાં એક ઊંટ ખરીદ્યું હતું. જ્યારે સિરાર સ્થળે પાછા આવ્યા ત્યારે આપે ગાય ઝબ્હ કરવાનો હુકમ આપ્યો. હુકમનું પાલન કરવામાં આવ્યું. લોકોએ તેનો ગોશ્ત ખાધો. પછી જ્યારે મદીના પહોંચ્યા ત્યારે મને હુકમ આપ્યો કે, મસ્જિદમાં જઇને બે રકઅત નમાઝ પઢો. ઊંટની કીમત મને તોલીને આપી. એક રિવાયતમાં છે કે, મદીના પહોંચીને હુઝૂરે ઊંટની કીમત મને તોલીને આપી. એક રિવાયતમાં છે કે, મદીના પહોંચીને હુઝૂરે ઊંટ અથવા ગાય ઝબ્હ કરવાનો હુકમ આપ્યો હતો. સિરાર મદીનાની નજીક એક વસાહત છે.

(૧૩૫/૩૪૬૯) હઝરત જાબિર (રદિ.) કહે છે કે : હું સફરમાંથી પાછો આવ્યો ત્યારે હુઝૂરે કહ્યું : બે રકઅત નમાઝ પઢો.



### બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

## 'માલે ખુમ્સ' (પાંચમા ભાગનો માલ) ફર્ઝ છે

(૧૩૬/૩૪૭૦) હઝરત અલી કહે છે કે, બદરની લડાઇના માલે ગનીમતમાં એક જવાન ઊંટણી મારા ભાગે આવી હતી અને એક જવાન ઊંટણી હુઝૂર (સલ.)એ મને 'માલે ખુમ્સ'માંથી આપી હતી. જ્યારે હઝરત ફાતિમા કિંવા



રસૂલુલ્લાહ (સલ.)ની પુત્રી સાથે મેં [illegible] કરવાનો ઇરાદો કર્યો ત્યારે બની કૈનકાઅ કબીલાના એક સોનીને કહ્યું કે, ચાલો, ઇઝખિર ઘાસ લઇ આવીએ. મારો ઇરાદો હતો કે, ઇઝખિર સોનીઓને વેચીને તેની કીમતથી મારી શાદીનો વલીમો કરૂં. જેથી મેં મારા બંને ઊંટો એક અનસારીના ઘર પાસે બેસાડયાં. તેમના પર બધો સામાન કાઠડો, ઘાસની ગુણો અને દોરડીઓ ભેગું કરવાનું શરૂ કર્યું. સામાન ભેગો કરીને ઊંટોને ત્યાં રહેવા દઇને હું પાછો આવ્યો. થોડીવાર પછી જઇને જોયું તો બંને ઊંટણીઓની ખુંધ કપાયેલી પડી હતી. કોઇએ તેમના પડખાં ચીરીને કલેજાઓ કાઢી લીધી હતી. મેં આ દ્રશ્ય જોયું ત્યારે સહનશીલતા ગુમાવી દીધી. અશ્રુઓ ટપકી પડયાં. મેં પૂછ્યું, આ ચેષ્ટા કોણે કરી ? લોકોએ કહ્યું કે, હમઝા ઇબ્ને અબ્દુલ મુત્તલિબે. હઝરત હમઝા અનસારના કોઇ ઘરમાં બેસીને દારૂ પી રહ્યા હતા. નશામાં આ ચેષ્ટા કરી હતી. હું રસૂલુલ્લાહ (સલ.) પાસે પાછો ફર્યો. મોં પર રંજના ચિન્હો હતાં. તે વખતે હુઝૂર પાસે ઝેદ ઇબ્ને હારિસા બેઠા હતા. આપ ચહેરો જોઇને સમજી ગયા અને પૂછ્યું, કેમ, શું વાત છે ? મેં કહ્યું : હુઝૂર, આજના જેવી મુસીબત મેં કદી જોઇ નથી. હમઝાએ મારી બંને ઊંટણીઓની ખુંધ કાપી નાખી. તેમના પડખાં ચીરીને કલેજા કાઢી લીધી. અત્યારે તેઓ દારૂડીયાઓની ટોળકી સાથે ફલાણા ઘરમાં બેઠા છે. હુઝૂરે તરત પોતાની ચાદર મંગાવી અને ચાદર ઓઢીને નીકળ્યા. હું અને ઝેદ ઇબ્ને હારિસા પાછળ થઇ ગયા. જે ઘરમાં હમઝા હતા ત્યાં જઇને હુઝૂરે અંદર દાખલ થવાની રજા માંગી. રજા આપવામાં આવી. આપ અંદર દાખલ થયા. ત્યાં જોયું કે, અમુક દારૂડીયાઓ છે. હુઝૂરે હમઝાને ઠપકો આપવાનું શરૂ કર્યું, પરંતુ હમઝા નશામાં ચકચુર હતા. આંખો લાલ હતી. નશાની હાલતમાં જ નજર ઉઠાવીને હુઝૂરને જોયા. પછી નજર ઉઠાવીને હુઝૂરની જાંઘ તરફ જોયું, પછી આંખો કંઇક વધુ ઉંચી કરીને હુઝૂરના પેટ તરફ નજર કરી, પછી નજર ઉંચી કરીને મુબારક ચહેરો જોયો અને કહેવા લાગ્યા : તમે બધા મારા પિતાના ગુલામ છો. હુઝૂર સમજી ગયા કે, એ નશામાં ચકચુર છે. તરત ઉલટા પગે પાછા ફર્યા. અમે બધા આપની સાથે નીકળીને ચાલ્યા આવ્યા.

(૧૩૭/૩૪૭૧) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઇશા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)ની વફાત પછી રસૂલુલ્લાહ (સલ.)નાં પુત્રી હઝરત ફાતિમા (રદિ.)એ હઝરત અબૂબક્ર સામે

(૧૩૬/૩૪૭૦) તે વખતે દારૂ હરામ ન હતો. એટલે દારૂ પીવાનું ખરાબ ગણાતું ન હતું. નશાની હાલતમાં હઝરત હમઝા (રદિ.)એ જે કંઇ કહ્યું તેના કારણે તે શિક્ષાને પાત્ર ગણાશે નહીં.

રસૂલુલ્લાહ (સલ.)નો 'તરકો' વહેંચીને પોતાનો હિસ્સો લેવાની ઇચ્છા વ્યકત કરી. અબૂબક્ર (રદિ.)એ કહ્યું : રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું છે કે, અમારા માલનો કોઇ વારસદાર નથી. જે અમે મૂકી ગયા છે તે અલ્લાહના રસ્તામાં ખૈરાત છે. હઝરત ફાતિમા આ વાતના લીધે સિદ્દીકે અકબરથી નારાજ થઇ ગયાં. રસૂલુલ્લાહ (સલ.) પછી છ મહીના જીવ્યાં, પરંતુ હઝરત અબૂબક્ર સાથે વાતચીત કરી નહીં. હઝરત આઇશા કહે છે કે રસૂલુલ્લાહ (સલ.)ના તરકામાં, જે ખૈબર, ફદક અને મદીનામાં સદકાનો થોડોક માલ બાકી હતો તે લેવાની હઝરત ફાતિમાએ હઝરત અબૂબક્ર પાસે ઇચ્છા વ્યકત કરી હતી, પરંતુ હઝરત સિદ્દીકે આપવાનો ઇન્કાર કર્યો અને કહ્યું : રસૂલુલ્લાહ (સલ.) જે કામો કરતા હતા તે જ હું કરીશ. એમાંથી કંઇ પણ છોડીશ નહીં. કારણ કે, જો હું એને છોડી દઇશ તો મને ખોટા માર્ગે જવાનો ભય છે. મદીનામાં રસૂલુલ્લાહ (સલ.)નો સદકાનો જે માલ હતો તે માલ તો હઝરત ઉમરે હઝરત અલી અને હઝરત અબ્બાસને આપી દીધો હતો. હા, ખૈબર અને ફદકનો માલ તો હઝરત ઉમરે પણ આપ્યો નહીં અને કહી દીધું કે, એ રસૂલુલ્લાહ (સલ.)નો વકફ કરેલ છે. જે ઝરૂરતો અને સંજોગો રસૂલુલ્લાહ (સલ.)ને પેશ આવતા હતા તેના માટે એ રાખ્યો હતો. એની જવાબદારી હુઝૂરના અનુગામી (જાનસીન) પર છે. હઝરત આઇશા કહે છે : એટલે આજ સુધી ખૈબર અને ફદક તે જ હાલતમાં છે.

(૧૩૮/૩૪૭૨) હઝરત માલિક ઇબ્ને ઔસ કહે છે કે, એક દિવસે સૂર્યોદય થયા પછી હું મારા ઘરમાં બેઠો હતો. એવામાં હઝરત ઉમરનો કાસિદ (સંદેશાવાહક) આવ્યો અને કહ્યું : અમીરૂલ મુઅમિનીન તમને બોલાવે છે. હું તેની સાથે થઇ ગયો. હઝરત ઉમર (રદિ.) પાસે અંદર ગયો. તેઓ પલંગ પર ચટાઇની ઉપર બેઠા હતા, બીજું બિછાનું ન હતું. એક ચામડાના તકિયાનો ટેકો લીધો હતો. મેં જઇને સલામ કરી અને બેસી ગયો. અમીરૂલ મુઅમિનીને કહ્યું : માલિક, તમારી કોમના અમુક કુટુંબોના લોકો મારી પાસે આવ્યા હતા. મેં તેમને થોડોક માલ આપવાનો હુકમ કર્યો છે. એટલે તમે તે માલ લઇને તેમને વહેંચી દો. મેં કહ્યું : અમીરૂલ મુઅમિનીન, જો મારા સિવાય બીજા કોઇને આપ આ કામનો હુકમ આપત તો સારૂં થાત. કહ્યું : ના, તમે જ લઇ લો. હું બેસેલો જ હતો, એવામાં હઝરત ઉમરનો ચોકીદાર યરફા અંદર આવ્યો અને કહેવા લાગ્યો કે, હઝરત ઉસ્માન, અબ્દુર્રહમાન ઇબ્ને ઔફ, ઝુબેર અને સઅદ ઇબ્ને અબી વકકાસ આવવા માંગે છે. શું આપની રજા છે ? હઝરત ઉમરે રજા આપી. ચારે સજ્જનો અંદર આવીને સલામ કરીને બેસી ગયા. થોડીવાર પછી ફરી યરફા આવ્યો અને કહેવા લાગ્યો કે, હઝરત અલી અને અબ્બાસ આવવાની રજા માંગે છે. હઝરત ઉમરે રજા આપી. બંને સજ્જનો અંદર આવીને સલામ કરીને બેસી ગયા. હઝરત અબ્બાસે કહ્યું, મારી અને એમની વચ્ચેનો ઝઘડો પતાવી દો. વાત એમ હતી કે, બની નઝીરનો જે માલ ખુદા તઆલાએ પોતાના રસૂલને આપ્યો હતો, તેના વિષે હઝરત અલી અને હઝરત અબ્બાસ વચ્ચે ઝઘડો હતો. આ સાંભળીને હઝરત ઉસ્માન અને મજલિસમાંના બીજા માણસોએ કહ્યું : હા, અમીરૂલ મુઅમિનીન, એમનો પરસ્પરનો ઝઘડો પતાવી દો અને દરેકને બીજાના ઝઘડાથી મુકત કરો. હઝરત ઉમરે કહ્યું : [illegible], થોભો, જેના હુકમથી જમીન અને આસમાન કાયમ છે તેની હું તમને કસમ આપું છું, શું તમને ખબર છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું છે : અમો પયગમ્બરોનો કોઇ વારસદાર હોતો નથી, જે કંઇ અમે છોડયું છે તે અલ્લાહના રસ્તામાં ખૈરાત છે. હાજર રહેલા માણસોએ કહ્યું : બેશક, હુઝૂરે આમ ફરમાવ્યું છે. હઝરત ઉમરે હઝરત અલી અને હઝરત અબ્બાસ તરફ મોં કરીને કહ્યું : તમને બંનેને ખુદાની કસમ આપીને પૂછું છું, શું તમે જાણો છો કે, હુઝૂરે આમ ફરમાવ્યું છે ? બંને સજ્જનોએ કહ્યું : બેશક, હઝરત ઉમરે કહ્યું : એનું કારણ એ છે કે, અલ્લાહ તઆલાએ એને ખાસ



પોતાના રસૂલ માટે રાખી હતી. આપના સિવાય બીજા કોઇને આપી ન હતી. ખુદા તઆલા ફરમાવે છે : **વ મા અફાઅ લ્લાહુ અલા રસૂલિહિ મિન્હુમ ફમા અવ્જફતુમ અલયહિ મિન ખયિલં વ્વ લા રિકાબિં વ્વ લાકિન્ન લ્લાહ યુસલ્લિતુ રૂસુલહુ અલા મંય્યશાઉ વ લ્લાહુ અલા કુલ્લિ શયઇન કદીર.** હિવા અલ્લાહ તઆલાએ પોતાના રસૂલને જે કંઇ મફત આપ્યું તે મેળવવા માટે તમે ન ઘોડા દોડાવ્યા હતા ન ઊંટો, બલ્કે અલ્લાહ તઆલા પોતાના રસૂલોને જેના પર ચાહે છે તેના પર વર્ચસ્વ આપે છે. કારણ કે, ખુદા બધું જ કરી શકે છે. ત્યાર પછી હઝરત ઉમરે કહ્યું : આ જ કારણના લઇને એ માલ ખાસ રસૂલુલ્લાહ (સલ.)નો હતો, પરંતુ ખુદાની કસમ ! રસૂલુલ્લાહ (સલ.)એ એ માલ જમા કરી રાખ્યો નથી, બલ્કે તમને પણ આપ્યો. ખાસ પોતાના એકલા માટે રાખ્યો નથી અને ન પોતે એકલાએ ખાધો, બલ્કે વહેંચીને તમને પણ આપ્યો હતો. અહીં સુધી કે, વહેંચણી અને ખર્ચ પછી આ માલ બાકી રહ્યો. રસૂલુલ્લાહ (સલ.) એ જ માલમાંથી પોતાના ઘરવાળાંઓને વાર્ષિક ખર્ચ આપતા હતા અને બાકીનો માલ અલ્લાહના રસ્તામાં ખર્ચ કરતા હતા. રસૂલુલ્લાહ (સલ.) આખી ઝિન્દગી આમ જ કરતા રહ્યા. હાજર રહેલા માણસોનું ધ્યાન દોરીને કહ્યું : હું તમને

ખુદાની કસમ આપીને પૂછું છું, શું હુઝૂર આમ જ કરતા હતા. બધાએ કહ્યું : જી હા. પછી હઝરત અલી અને અબ્બાસને કહ્યું : હું તમને ખુદાની કસમ આપીને પૂછું છું, શું હુઝૂર આમ જ કરતા હતા, તમને ખબર છે ? (બંને સજ્જનોએ કહ્યું : જી હા.) હઝરત ઉમરે કહ્યું : જ્યારે રસૂલુલ્લાહ (સલ.)ની વફાત થઇ ત્યારે હઝરત અબૂબક્રે કહ્યું : હું રસૂલુલ્લાહ (સલ.)નો ખલીફા છું. સિદ્દીકે અકબરે આમ કહીને તે માલનો કબજો લઇ લીધો. જેવી રીતે રસૂલુલ્લાહ (સલ.) કરતા હતા તેવી જ રીતે તેમણે પણ કર્યું. ખુદા જાણે છે કે, અબૂબક્ર આ બાબતમાં સાચા, નેક, હિદાયત પામેલ અને ન્યાયી હતા. જ્યારે અબૂબક્રની વફાત થઇ ત્યારે હું તેમનો અનુગામી બન્યો અને મારી હુકૂમતના બે વરસ સુધી તે માલ મેં મારા કબજામાં રાખ્યો. જેવી રીતે રસૂલુલ્લાહ (સલ.) તેની વ્યવસ્થા કરતા હતા અથવા અબૂબક્રે કરી હતી તેવું જ મેં પણ કર્યું. ખુદા જાણે છે કે, આ બાબતમાં હું સાચો, નેક, હિદાયત પામેલ અને ન્યાયી છું. તમે બંને મારી પાસે એક વિચાર અને એકમતના થઇને આવ્યા હતા. અબ્બાસ તો પોતાના ભત્રીજાના વારસામાંથી હિસ્સો માંગવા લાગ્યા અને અલીએ પોતાની પત્નીના હિસ્સાની માંગણી કરી. મેં તમને કહી દીધું હતું કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું છે કે, અમારો કોઇ વારસદાર નથી. અમારો કુલ 'તરકો' ખૈરાત છે. આ કહેતાં તો મેં તમને કહી દીધું, પરંતુ જ્યારે મારા ખ્યાલ મુજબ આ વાત ઠીક લાગી કે, તમને બંનેને એ માલ આપી દઉં ત્યારે મેં તમને કહ્યું કે, હું તમને આપી દઉં છું, પરંતુ શરત એ છે કે, તમારે કસમ સાથે એવું વચન આપવું પડશે કે, તેવી જ રીતે વ્યવસ્થા કરશો જેવી રીતે રસૂલુલ્લાહ (સલ.)એ કરી હતી; અબૂબક્ર (રદિ.)એ કરી હતી અથવા હુકૂમતની શરૂઆતથી હું કરતો આવ્યો છું. તમે આ શરત કબૂલ કરી લીધી એટલે મેં તે માલ તમારા કબજામાં આપી દીધો. હું તમને કસમ આપીને પૂછું છું કે, શું એ જ શરતે મેં તમને આપ્યો હતો ? હાજર રહેલા માણસોએ કહ્યું : બેશક, પછી હઝરત અલી અને અબ્બાસ તરફ મોં કરીને કહ્યું : શું તમને ખબર છે કે મેં એ જ શરતે આપ્યો હતો ? બંને સજ્જનોએ કહ્યું : જી હા. હઝરત ઉમરે કહ્યું : હવે તમે બંને મારી પાસે એ સિવાય બીજો કોઇ ચુકાદો અપાવવા માંગો છો ? તે ખુદાની કસમ જેની રજાથી જમીન અને આસ્માન કાયમ છે, હું એ સિવાય બીજો કોઇ ચુકાદો આપીશ નહીં. જો તમે ઉપરોક્ત શરતનું પાલન કરવા અશક્ત હોવ તો તેને ફરીથી મારા કબજામાં સોંપી દો. હું તેની વ્યવસ્થા



કરીશ. તમારી જરૂરત નહીં રહે.

### માલે ગનીમતમાંથી પાંચમો ભાગ અલ્લાહના રસ્તામાં આપવો એ દીનની એક શાખા છે

(૧૩૯/૩૪૭૩) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, અબ્દુલ કૈસ કબીલાના પ્રતિનિધિઓ હુઝૂર (સલ.)ની સેવામાં હાજર થયા અને કહ્યું : યા રસૂલલ્લાહ ! અમે રબીઆ કોમના માણસો છીએ. અમારી અને હુઝૂરની વચ્ચે મુઝર કબીલાના કાફિરો આવેલા છે. એટલે ફક્ત હરામ મહીનાઓમાં મુબારક સેવામાં હાજર થઇ શકીએ છીએ. બીજા દિવસોમાં આવી શકતા નથી. હુઝૂર કોઇ એવો હુકમ આપે કે, અમે પણ તેના પર અમલ કરીએ અને તે બાજુવાળાઓને પણ પહોંચાડીએ. ફરમાવ્યું : હું તમને ચાર વાતો કરવાનો હુકમ આપું છું અને ચાર વાતો કરવાની મનાઇ કરૂં છું. હું તમને હુકમ આપું છું ખુદા પર ઇમાન લાવવાનો કિંવા 'લાઇલાહ ઇલ્લલ્લાહ'ની ગવાહી આપવાનો, કાયદેસર નમાઝ પઢવાનો, ઝકાત આપવાનો, રમઝાન માસના રોઝા રાખવાનો અને માલે ગનીમતમાંથી અલ્લાહના રસ્તામાં પાંચમો ભાગ આપવાનો. હું તમને દૂંધીની તાબણીના ઉપયોગની, લાખના વાસણના ઉપયોગની, સબ્ઝ મર્તબાન વગેરેના ઉપયોગની અને રોગની વાસણના ઉપયોગની મનાઇ કરૂં છું.

(૧૩૮/૩૪૭૨) મદીનામાંથી યહૂદી કબીલા બની નઝીરના નાસી જવાથી તેમની જમીન 'માલે ગનીમત' તરીકે મળતાં તેમાંથી નબીએ કરીમ (સલ.) ખર્ચ રૂપે પોતાની પુનિત પત્નીઓને આપતા હતા. આપની વફાત પછી હઝરત અબૂબક્ર તથા હઝરત ઉમર (રદિ.)એ પણ એ જ વ્યવસ્થા ચાલુ રાખી. હઝરત અબ્બાસ (રદિ.)એ રસૂલુલ્લાહ (સલ.)ના નજીકના સગા હોવાના કારણે હઝરત ઉમર પાસે એ જમીનની માંગણી કરી. તેમની માંગણી સ્વીકારવામાં આવી. થોડા સમય પછી હઝરત અબ્બાસ અને હઝરત અલી (રદિ.)એ માંગણી કરી કે, અમને બંનેને અલગ રીતે અડધી અડધી જમીનના ટ્રસ્ટી નીમવામાં આવે. આ માંગણી સ્વીકારવામાં ન આવી.

### રસૂલુલ્લાહ (સલ.)ની વફાત પછી ઉમ્મહાતુલ મુઅમિનીનનો ખર્ચ ક્યાંથી આવતો હતો ?

(૧૪૦/૩૪૭૪) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : મારા વારસદારો એક અશરફી જેટલો પણ મારો વારસો ન લે. મારી પત્નીઓના ખર્ચ અને કર્મચારીઓના મહેનતાણા પછી જે કંઇ બાકી રહે તે ખૈરાત છે.

(૧૪૧/૩૪૭૫) હઝરત આઇશા (રદિ.) કહે છે : રસૂલુલ્લાહ (સલ.)ની વફાત થઇ ત્યારે મારા ઘરમાં કંઇ એટલું બાકી ન હતું કે, કોઇ જીવવાળી વસ્તુ (જાનદાર, સજીવ) ખાઇ લે. ફક્ત થોડાક

જવ વાસણમાં હતા. હું તે જ ખાતી રહી. જ્યારે ઘણા દિવસો પસાર થઇ ગયા અને મેં તેમને (માપ વડે) માપવાનો ઇરાદો કર્યો ત્યારે તે ખલાસ થઇ ગયા હતા.

(૧૪૨/૩૪૭૬) હઝરત અમ્ર ઇબ્ને હારિસ કહે છે કે, હથિયારો, સફેદ ખચ્ચર અને થોડીક જમીન સિવાય રસૂલુલ્લાહ (સલ.)એ બીજો કોઇ માલ છોડયો નથી. જમીન પણ ખૈરાત કરી દીધેલી.

**ઉમ્મહાતુલ મુઅમિનીનના મકાનોથી શું મુરાદ છે ? ખુદા તઆલા ફરમાવે છે : 'વ કર્ન ફી બુયૂતિકુન્ન' બીજી જગ્યાએ આવ્યું છે : 'વ લાતદખુલૂ બુયૂત ન્નબિય્યિ ઇલ્લા અંય્યુઅઝન લકુમ'**

(૧૪૩/૩૪૭૭) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઇશા (રદિ.) કહે છે કે, જ્યારે રસૂલુલ્લાહ (સલ.)ની બીમારીએ ગંભીર સ્વરૂપ ધારણ કર્યું ત્યારે હુઝૂર (સલ.)એ પોતાની પત્નીઓ પાસે બીમારીના દિવસો મારા ઘરમાં પસાર કરવાની રજા માંગી. બધી પત્નીઓએ રજા આપી.

(૧૪૪/૩૪૭૮) હઝરત આઇશા (રદિ.) કહે છે : રસૂલુલ્લાહ (સલ.)ની વફાત મારા ઘરમાં મારા વારાના દિવસે મારા ખોળામાં થઇ હતી. અલ્લાહ તઆલાએ મારૂં થૂંક અને હુઝૂર (સલ.)નું થૂંક એક કરી દીધું હતું. કારણ કે, અબ્દુર્રહમાન મિસ્વાક લાવ્યા હતા. રસૂલુલ્લાહ (સલ.) કમઝોર થઇ ગયા હતા એટલે મેં મિસ્વાક લઇને અને પોતે ચાવીને રસૂલુલ્લાહ (સલ.)ના મુબારક દાંતો પર કર્યું હતું.

(૧૪૫/૩૪૭૯) ઉમ્મુલ મુઅમિનીન હઝરત સફિય્યા (રદિ.) કહે છે : એકવાર હું હુઝૂર (સલ.)ની મુલાકાત માટે ગઇ. રમઝાનના છેલ્લા દસ દિવસ હતા. આપે મસ્જિદમાં ઇઅતિકાફ કર્યો હતો. થોડીવાર બેઠા પછી હું પાછા ફરવાના ઇરાદાથી ઉભી થઇ. હુઝૂર પણ મારી સાથે (વિદાય કરવા) ઉભા થયા. જ્યારે મસ્જિદના દરવાજા પાસે પહોંચ્યા, જે હઝરત ઉમ્મે સલમાના દરવાજા પાસે હતો, ત્યારે ત્યાંથી બે અનસારીઓ પસાર થયા. રસૂલુલ્લાહ (સલ.)ને સલામ કરીને આગળ વધવા લાગ્યા. હુઝૂરે કહ્યું : થોભો, આ ઓરત સફિય્યા છે. અનસારે કહ્યું : સુબ્હાનલ્લાહ યા રસૂલલ્લાહ ! હુઝૂરની જાત માટે શંકાને અવકાશ નથી. આ વાત અનસારને કંઇક અણગમતી લાગી. હુઝૂરે ફરમાવ્યું : માનવીના શરીરમાં જ્યાં જ્યાં લોહી પહોંચે છે ત્યાં ત્યાં શયતાન પણ પહોંચે છે. એટલે મને વિચાર આવ્યો કે, શયતાન ક્યાંક તમારા દિલમાં વસવસો નાખે નહીં.

(૧૪૬/૩૪૮૦) હઝરત ઇબ્ને ઉમર (રદિ.) કહે છે : એકવાર હું હઝરત હફસા (રદિ.)ના મકાનની છત પર ચઢયો ત્યારે મેં જોયું કે, રસૂલુલ્લાહ (સલ.) કિબ્લા તરફ પીઠ અને સીરિયા તરફ મોં કરીને



હાજત કરી રહ્યા છે.

(૧૪૭/૩૪૮૧) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) અસરની નમાઝ એવા વખતે પઢતા હતા કે, તડકો મારા રૂમમાંથી નીકળવા પામતો ન હતો.

(૧૪૮/૩૪૮૨) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.) કહે છે : એકવાર હુઝૂર (સલ.) ખુત્બો પઢવા ઉભા થયા. ખુત્બા દરમ્યાન હઝરત આઇશા (રદિ.)ના કમરા તરફ હાથથી ઇશારો કરીને ત્રણવાર ફરમાવ્યું : આ બાજુએથી, જ્યાં શયતાનનું શીંગડું નીકળે છે (કિંવા પૂર્વ તરફથી) ફિત્નો ઉભો થશે.

(૧૪૯/૩૪૮૩) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઇશા (રદિ.) કહે છે કે, એક વાર રસૂલુલ્લાહ (સલ.) મારી પાસે જ હતા, એવામાં મેં એક માણસનો અવાજ સાંભળ્યો, જે હઝરત હફસાના મકાનમાં દાખલ થવાની રજા માંગતો હતો. મેં કહ્યું : યા રસૂલલ્લાહ ! આ માણસ આપના ઘરમાં દાખલ થવાની રજા માંગે છે. ફરમાવ્યું : મારા ખયાલ પ્રમાણે ફલાણો માણસ હશે. કિંવા હઝરત હફસાના રઝાઇ કાકા. પછી ફરમાવ્યું કે, જે 'હુરમત' વંશના કારણે સાબિત થાય છે તે જ દૂધ પીવાના કારણે થાય છે.

**રસૂલુલ્લાહ (સલ.)ના બખ્તર, અસા, તલવાર, પ્યાલા, વીંટી, વાળ, જોડા અને વાસણોનું બયાન. રસૂલુલ્લાહ (સલ.)ના વારસામાંથી જે વસ્તુઓ વહેંચાઇ ન હતી તેમનો ખલીફાઓએ કેવી રીતે ઉપયોગ કર્યો અને હુઝૂરના વાસણો વગેરેમાં સહાબા કેવી રીતે શામિલ થયા ?**

(૧૫૦/૩૪૮૪) હઝરત અનસ (રદિ.) કહે છે કે, સિદ્દીકે અકબર (રદિ.) જ્યારે ખલીફા બન્યા ત્યારે તેમણે મને બેહરૈનનો ગવર્નર બનાવીને મોકલ્યો અને આ હુકમનામું લખી આપ્યું. રસૂલુલ્લાહ (સલ.)ની મહોર તેના પર મારી આપી. મુબારક મહોરના ત્રણ કોતરણોમાં ત્રણ લીટીઓ હતી. પહેલી લીટીમાં મુહમ્મદ, બીજીમાં રસૂલ અને ત્રીજીમાં અલ્લાહનો શબ્દ હતો.

(૧૫૧/૩૪૮૫) ઇશા ઇબ્ને તહમાન કહે છે કે, હઝરત અનસ (રદિ.)એ અમને બે મોજરીઓ કાઢીને બતાવ્યા, જેના પર વાળ ન હતા. બંનેમાં બે દોરીઓ હતી. કહ્યું કે, આ રસૂલુલ્લાહ (સલ.)ના મોજરીઓ છે.

(૧૫૨/૩૪૮૬) હઝરત અબૂ બુરદા કહે છે કે, હઝરત આઇશા (રદિ.)એ એક થીગડાવાળી ચાદર કાઢીને અમને બતાવી અને કહ્યું કે, વફાત વખતે રસૂલુલ્લાહ (સલ.)એ આ જ ચાદર પહેરી હતી. અમુક રિવાયતોમાં એટલો વધારો છે કે, હઝરત

આઇશાએ એક જાડું તેહબંદ જેવું કાઢીને બતાવ્યું અને એ જ પ્રકારની એક ચાદર બતાવી. જેને તમે લોકો **'મુલબ્બદા'** કહો છો.

(૧૫૩/૩૪૮૭) હઝરત અનસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)નું પ્યાલું તૂટી ગયું હતું ત્યારે આપે તૂટવાની જગ્યાએ એક સાંકળ બાંધી હતી. આસિમ કહે છે : મેં તે પ્યાલું જોયું છે અને તેનાથી પાણી પીધું છે.

(૧૫૪/૩૪૮૮) ઇમામ ઝૈનુલ આબિદીન કહે છે કે, હઝરત ઇમામ હુસૈન (રદિ.)ની શહાદત પછી જ્યારે હું યઝીદની પાસેથી મદીનામાં આવ્યો ત્યારે મિસ્વર ઇબ્ને મખ્રમા મને મળ્યા અને કહેવા લાગ્યા : શું તમને મારી (સેવાની) જરૂર છે ? મેં કહ્યું : ના. કહેવા લાગ્યા : શું તમે રસૂલુલ્લાહ (સલ.)ની તલવાર મને આપશો. કારણ કે, મને ભય છે કે, ક્યાંક લોકો તમારી પાસેથી તે તલવાર છીનવી ન લે. જો તમે મને આપશો તો જ્યાં સુધી મારા જીવમાં જીવ છે ત્યાં સુધી ખુદાની કસમ હું કોઇને આપીશ નહીં. હઝરત અલી મુરતઝાએ હઝરત ફાતિમાના હોવા છતાં જ્યારે અબૂ જહલની પુત્રી સાથે નિકાહ કરવાનો ઇરાદો કર્યો ત્યારે મેં પોતે સાંભળ્યું, હું તે વખતે યુવાન થઇ ગયો હતો, કે હુઝૂર મિમ્બર પર લોકો સામે ખુત્બો પઢી રહ્યા હતા અને કહી રહ્યા હતા કે, ફાતિમા મારૂં અંગ છે. મને ભય છે કે તેના દીનમાં અડચણ ઉભી કરવામાં આવશે. પછી હુઝૂરે પોતાના જમાઇ (અબૂલ આસ)નો ઉલ્લેખ કર્યો અને તેના જમાઇપણાની પ્રશંસા કરતાં કહ્યું : તેણે મારી સાથે વાત કરી ત્યારે સાચી કરી અને વાયદો કર્યો તો તેને પુરો કર્યો. પછી કહ્યું : હું હલાલને હરામ અથવા હરામને હલાલ તો કરતો નથી, પરંતુ ખુદાની કસમ ! અલ્લાહના રસૂલની પુત્રી અને અલ્લાહના દુશ્મનની પુત્રી એક ઘરમાં ભેગી થઇ શકતી નથી.

(૧૫૫/૩૪૮૯) હઝરત મુહમ્મદ ઇબ્ને હનફિયા કહે છે કે, જો હઝરત અલી હઝરત ઉસ્માનનો ઉલ્લેખ બુરાઇ સાથે કરત તો તે દિવસે કરત જ્યારે કે લોકોએ તેમની પાસે આવીને હઝરત ઉસ્માનના અમલદારોની ફરિયાદ કરી હતી. હઝરત અલીએ મને કહ્યું હતું કે, આ હુકમનામું ઉસ્માન પાસે લઇ જાઓ અને તેમને કહી દો કે, રસૂલુલ્લાહ (સલ.)નું આ હુકમનામું સદકા અંગે છે. તમે તમારા અમલદારોને હુકમ આપો કે, એ પ્રમાણે અમલ કરે. હું હુકમનામું લઇને હઝરત ઉસ્માનની પાસે ગયો. હઝરત ઉસ્માને કહ્યું : એ (વાંચવા)ની અમને જરૂર નથી. (અમને પહેલેથી એ હુકમની ખબર છે) હું હુકમનામું લઇને હઝરત અલી પાસે આવ્યો અને હકીકત કહી સંભળાવી. તેમણે કહ્યું : જે જગ્યાએથી તમે ઉંચક્યું હતું તે જગ્યાએ એને મૂકી દો. એક



રિવાયતમાં આ પ્રમાણે છે કે, મુહમ્મદ ઇબ્ને હનફિયા કહે છે : મને મારા પિતા (અલી)એ મોકલ્યો અને કહ્યું : આ હુકમનામું હઝરત ઉસ્માન પાસે લઇ જા. એમાં સદકા વિષે રસૂલુલ્લાહ (સલ.)નો હુકમ લખેલો છે.

**માલે ગનીમતનો પાંચમો ભાગ રસૂલુલ્લાહ (સલ.)ની જરૂરિયાતો અને મિસ્કીનોના ખર્ચ માટે હતો. રસૂલુલ્લાહ (સલ.)એ એ માલે ગનીમતના હકદારો તરીકે અને ઉપયોગ માટે સુફ્ફાવાળાઓ અને વિધવા સ્ત્રીઓને પસંદગી આપી હતી જ્યારે હઝરત ફાતિમાએ હુઝૂરને લોટ દળવાની તકલીફની ફરિયાદ કરી હતી કે, કેદીઓમાંથી એક લોંડી મને આપો ત્યારે હુઝૂરે હઝરત ફાતિમાને ખુદાના હવાલે કર્યાં હતાં**

(૧૫૬/૩૪૯૦) હઝરત અલી (રદિ.) કહે છે : એકવાર હઝરત ફાતિમા (રદિ.)એ ઘંટીમાં લોટ દળવાની તકલીફની ફરિયાદ કરી. તેમને એવી ખબર પડી કે, રસૂલુલ્લાહ (સલ.)ની પાસે થોડાક કેદીઓ આવ્યા છે. એટલે તેઓ રસૂલુલ્લાહ (સલ.) પાસે એક લોંડી માંગવા માટે ગયાં, પરંતુ તે વખતે હુઝૂર (સલ.) સાથે મુલાકાત થઇ નહીં. એટલે હઝરત આઇશાને વાત કરીને ચાલ્યાં આવ્યાં. હઝરત આઇશાએ હુઝૂર સામે ઉલ્લેખ કર્યો. રસૂલુલ્લાહ (સલ.) તરત અમારી પાસે આવ્યા. તે વખતે અમે પોતપોતાના બિછાનાઓ પર આરામ કરતાં હતાં. માન ખાતર અમે ઉઠવાનો ઇરાદો કર્યો, પરંતુ હુઝૂરે કહ્યું : પોતપોતાની જગ્યાએ આરામ કરો. પછી અંદર આવીને અમારા બંનેની વચ્ચે બેસી ગયા. અહીં સુધી કે મને મારી છાતી પર હુઝૂરના પગોની ઠંડકનો ભાસ થયો. પછી કહ્યું : હું તમને એવી વસ્તુ બતાવું છું જે તમારા માટે લોંડી કરતાં વધારે લાભદાયક છે. જ્યારે બિસ્તરા પર સૂવાની તૈયારી કરો ત્યારે ૩૪ વખત અલ્લાહુ અકબર, ૩૩ વખત અલ્હમ્દુ લિલ્લાહ અને ૩૩ વખત સુબ્હાનલ્લાહ પઢો. આ વાત તેના કરતાં સારી છે જેની તમે મારી પાસે ઇચ્છા વ્યક્ત કરી હતી.

**ખુદા તઆલા ફરમાવે છે : 'ફઅન્ન લિલ્લાહિ ખુમુસહુ વ લિર્રસૂલિ' કિંવા માલે ગનીમતનો પાંચમો ભાગ ખુદાના માટે છે અને રસૂલુલ્લાહ (સલ.)ને તેની વહેંચણી કરવાનો હક છે.**

(૧૫૭/૩૪૯૧) રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, ખુદા આપનાર છે અને હું વહેંચનાર અને સાચવનાર છું.

(૧૫૮/૩૪૯૨) હઝરત જાબિર કહે

છે : અમારામાંથી એક અનસારીને ત્યાં છોકરાનો જન્મ થયો. તેણે છોકરાનું નામ મુહમ્મદ રાખવાનો ઈરાદો કર્યો. અનસારી છોકરાને ઉંચકીને હુઝૂરની સેવામાં લાવ્યો. હુઝૂરે કહ્યું : મારા નામ પ્રમાણે નામ રાખો, પરંતુ મારી કુન્નિય્યત ન રાખો. કારણ કે, મને કાસિમ (વહેંચનાર) બનાવવામાં આવ્યો છે. હું તમને વહેંચું છું. એક રિવાયતમાં છે કે, અનસારીએ છોકરાનું નામ કાસિમ રાખવાનો ઈરાદો કર્યો હતો. એ પરથી હુઝૂરે કહ્યું હતું કે, મારા નામ પરથી નામ તો રાખો, પરંતુ મારી કુન્નિય્યત ન રાખો.

(૧૫૯/૩૪૯૩) હઝરત જાબિર (રદિ.) કહે છે : અમારામાંથી એક અનસારીને ત્યાં છોકરાનો જન્મ થયો. તેણે છોકરાનું નામ કાસિમ રાખ્યું. અનસારીઓ તેને કહેવા લાગ્યા : અમે તને 'અબૂલ કાસિમ' કુન્નિય્યત રાખવા દઈશું નહીં. એ કુન્નિય્યત રાખીને તારી આંખ ઠંડી થવા દઈશું નહીં. તે માણસે હુઝૂરની સેવામાં હાજર થઈને કહ્યું : યા રસૂલલ્લાહ ! મારે ત્યાં છોકરાનો જન્મ થયો છે. મેં તેનું નામ કાસિમ રાખ્યું છે, પરંતુ અનસારીઓ કહે છે કે, અમે અબૂલ કાસિમ કુન્નિય્યત રાખવા દઈશું નહીં. એ કુન્નિય્યત રાખીને તારી આંખ ઠંડી થવા દઈશું નહીં. હુઝૂરે કહ્યું : અનસારે ઘણું સારૂં કર્યું. તમે મારા નામ પ્રમાણે નામ રાખો, પરંતુ મારી કુન્નિય્યત ન રાખો. કારણ કે, કાસિમ ફક્ત હું જ છું.

(૧૬૦/૩૪૯૪) મુઆવિયા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : જે માણસ સાથે અલ્લાહ તઆલા ભલાઈ કરવા માંગે છે તેને દીન વિષે સુઝ-સમજ આપે છે. ખુદા આપનાર છે. હું વહેંચનાર છું. આ ઉમ્મત પોતાના વિરોધીઓ પર છવાઈ જશે. અહીં સુધી કે, કિયામત આવી જશે અને એ છવાયેલી જ રહેશે.

(૧૬૧/૩૪૯૫) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : નામદાર હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : ન તો હું તમને આપનાર છું ન રોકનાર, બલ્કે ફક્ત વહેંચનાર છું. જ્યાં જ્યાં મને હુકમ થાય છે ત્યાં ખર્ચ કરૂં છું.

(૧૬૨/૩૪૯૬) હઝરત ખૌલા અનસારિય્યા કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જે લોકો ખુદાનો માલ નાહક લૂંટી ખાય છે તેમના માટે કિયામતના દિવસે દોઝખ છે.

**રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, માલે ગનીમત તમારા લોકો માટે હલાલ કરવામાં આવ્યો છે. ખુદા તઆલા ફરમાવે છે : 'વઅદકુમુલ્લાહુ મગાનિમ કસીરતન તઅખુઝૂનહા ફઅજ્જલ લકુમ હાઝિહિ' કિંવા ખુદા તઆલાએ તમારી સાથે વાયદો કર્યો છે કે, તમે ઘણો માલે ગનીમત મેળવશો.... જો રસૂલુલ્લાહ (સલ.)એ જણાવી દીધું ન હોય કે માલે ગનીમતનો કોણ હકદાર છે અને કોણ હકદાર નથી તો માલે ગનીમત બધા મુસલમાનો માટે છે**



(૧૬૩/૩૪૯૭) હઝરત ઉરવા બારકી કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : કિયામત સુધી ઘોડાઓની કપાળીઓ સાથે ભલાઈ સંકળાયેલી છે કિંવા સવાબ (શહાદત) અથવા માલે ગનીમત.

(૧૬૪/૩૪૯૮) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : નામદાર હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : કિસ્રા નાશ પામશે તો તેના પછી બીજો કોઈ કિસ્રા થશે નહીં. અને કૈસર મરી જશે તો બીજો કોઈ કૈસર થશે નહીં. તે ખુદાની કસમ છે જેના કબજામાં મારો જાન છે. તમે લોકો એ બંનેના ખજાનાઓ અલ્લાહના રસ્તામાં ખર્ચ કરશો.

(૧૬૫/૩૪૯૯) હઝરત જાબિર ઈબ્ને સમુરા કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : જ્યારે કિસ્રા તબાહ થઈ જશે ત્યારે તેના પછી બીજો કોઈ કિસ્રા થશે નહીં અને કૈસર મરી જશે તો તેના પછી બીજો કોઈ કૈસર થશે નહીં. તે જાતની કસમ છે જેના કબજામાં મારો જાન છે, તમે એ બંનેના ખજાના અલ્લાહના રસ્તામાં ખર્ચ કરશો.

(૧૬૬/૩૫૦૦) હઝરત જાબિર ઈબ્ને અબ્દુલ્લાહ કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : મારા માટે માલે ગનીમત હલાલ કરી દેવામાં આવ્યો છે.

(૧૬૭/૩૫૦૧) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જે માણસ અલ્લાહના રસ્તામાં જિહાદ કરવા નીકળ્યો હોય અને નીકળવાનો હેતુ માત્ર જિહાદ અને આયતો તથા હદીસોનું સમર્થન કરવાનો હોય તો ખુદા તઆલાએ જવાબદારી લીધી છે કે ક્યાં તો તેને જન્નતમાં દાખલ કરશે અથવા સવાબ અને માલે ગનીમત સાથે તેને તેના ઘેર પહોંચાડશે.

(૧૬૮/૩૫૦૨) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, એક નબી જિહાદ માટે નીકળ્યા. તેમણે લોકોને કહી દીધું કે, મારી સાથે તે માણસ ન નીકળે જેણે કોઈ ઓરત સાથે શાદી કરી હોય અને હજુ સુધી સંભોગ ન કર્યો હોય. સંભોગ કરવાની ઈચ્છા હોય. તે માણસ પણ મારી સાથે ન આવે જેણે કોઈ મકાન બનાવ્યું હોય અને હજુ તેની છત પૂરી થઈ ન હોય. તે માણસ પણ મારી સાથે ન આવે જેણે ગાભણ બકરીઓ અથવા ઊંટણીઓ ખરીદી હોય અને તેમની પ્રસુતિની આશા રાખતો હોય. આમ કહીને તે પયગમ્બર જિહાદ માટે નીકળ્યા. અસ્રના વખતે એક ગામમાં પહોંચ્યા. સૂર્યને કહ્યું : તું પણ હુકમનો તાબેદાર છે અને હું પણ હુકમનો તાબેદાર છું. પછી દુઆ માંગી : એય અલ્લાહ ! સૂર્યને થોડીવાર મારા માટે રોકી રાખ. સૂર્ય આથમતાં

અટકી ગયો. અહીં સુધી કે લડાઇ જીતી લીધી. લોકોએ માલે ગનીમત ભેગો કર્યો અને બાળવા માટે આગમાં નાખ્યો, (કારણ કે, પહેલાં માલે ગનીમત બાળી નાખતા હતા) પરંતુ આગે તેને બાળ્યો નહીં. પયગમ્બરે કહ્યું : તમારામાંથી કોઇએ માલે ગનીમતમાં ચોરી કરી છે. એટલે દરેક જુથનો એક માણસ આવીને મારાથી બૈઅત કરે. હુકમ અનુસાર દરેક કબીલાના એક એક માણસે આવીને બૈઅત કરી. એક માણસનો હાથ પયગમ્બરના હાથ સાથે ચોંટી ગયો. નબીએ કહ્યું : તમારા કબીલામાંથી કોઇએ ચોરી કરી છે. એટલે તમારામાંથી દરેક માણસ મારાથી બૈઅત કરે. તે કબીલાના દરેક માણસે નબીથી બૈઅત કરી. બે ત્રણ માણસોના હાથ નબીના હાથ સાથે ચોંટી ગયા. નબીએ કહ્યું : તમારામાંથી કોઇએ ચોરી કરી છે. છેવટે એ લોકો ગાયના માથા બરાબર સોનું લાવ્યા અને આગમાં નાખ્યું ત્યારે આગે માલે ગનીમત બાળ્યો. હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : પરંતુ ખુદા તઆલાએ હવે આપણી કમજોરી અને અશક્તિ જોઇને માલે ગનીમત આપણા માટે હલાલ કરી દીધો છે. (આ કિસ્સો યૂશઅ ઇબ્ને નૂન પયગમ્બરનો છે.)

**માલે ગનીમતનો હિસ્સો તે માણસને મળશે જે લડાઇમાં હાજર હોય**

(૧૬૯/૩૫૦૩) હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)એ કહ્યું હતું કે, જો ભવિષ્યમાં આવનારા મુસલમાનોનો ખયાલ ન હોત તો જે ગામ જીતાયું હોય તે ત્યાંના જ રહેવાસીઓને હું આપી દેત, જેવી રીતે રસૂલુલ્લાહ (સલ.)એ વહેંચણી કરી હતી.

**જે માણસ માલે ગનીમત મેળવવા માટે જિહાદ કરે તો શું તેનો સવાબ ઓછો થઇ જાય છે કે નહી ?**

(૧૭૦/૩૫૦૪) હઝરત અબૂ મૂસા અશ્અરી (રદિ.) કહે છે કે, એક ગામડીયાએ હુઝૂર (સલ.)ની સેવામાં હાજર થઇને કહ્યું : યા રસૂલલ્લાહ ! કેટલાક માણસો માલે ગનીમત મેળવવા માટે જિહાદ કરે છે. કેટલાક ખ્યાતિ મેળવવા માટે અને કેટલાક બહાદુરી બતાવવા માટે. બતાવો, એમનામાંથી અલ્લાહના રસ્તામાં લડનાર કોણ છે ? હુઝૂરે ફરમાવ્યું : જે માણસ અલ્લાહનું નામ ઊંચું કરવા માટે જિહાદ કરે તે અલ્લાહના રસ્તાનો ગાઝી છે.

**જે વસ્તુ હરબીઓ પાસેથી ઇમામ પાસે આવે. હાજર રહેલા લોકોને તેમાંથી વહેંચે અને ગેરહાજર રહેલા લોકોનો હિસ્સો બચાવીને રાખે તો જાઇઝ છે**



(૧૭૧/૩૫૦૫) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને અબૂ મુલેકા કહે છે કે, હુઝૂર (સલ.)ની સેવામાં દરિયાઇના અમુક ઝભ્ભાઓ ભેટ રૂપે આવ્યા. તે ઝભ્ભાઓમાં સોનાના બટન ટાંકેલા હતા. હુઝૂરે સહાબીઓને તે ઝભ્ભાઓ વહેંચી દીધા. એક ઝભ્ભો મખ્રમા ઇબ્ને નોફલ માટે બચાવીને રાખ્યો. મખ્રમા પોતાના પુત્ર મિસ્વરને લઇને નુબુવ્વતના દરબારમાં આવીને ઉભા થઇ ગયા. પુત્રને કહ્યું : હુઝૂરને અવાજ દે. રસૂલુલ્લાહ (સલ.)એ સાંભળ્યું. તરત ઝભ્ભો લઇને બહાર આવ્યા. સોનાના બટન બતાવીને બે વાર ફરમાવ્યું : અબૂલ મિસ્વર, મેં આ તમારા માટે બચાવીને રાખ્યો હતો. હઝરત મખ્રમા સખ્ત આદત ધરાવનાર હતા.

**કુરૈઝા અને બની નઝીરને રસૂલુલ્લાહ (સલ.)એ કેવી રીતે વહેંચ્યું હતું અને પોતાની જરૂરિયાત માટે કઇ વસ્તુ આપી હતી ?**

(૧૭૨/૩૫૦૬) હઝરત અનસ (રદિ.) કહે છે કે, પહેલાં લોકો રસૂલુલ્લાહ (સલ.) માટે અમુક ખજૂરીઓ મુકર્રર કરી દેતા હતા, પરંતુ જ્યારે આપે કુરૈઝા અને નઝીરનો કિલ્લો જીતી લીધો ત્યારે રસૂલુલ્લાહ (સલ.) તે ઝાડો પાછા આપી દેતા હતા.

**જે લોકો રસૂલુલ્લાહ (સલ.)ની સાથે અથવા હુઝૂરે મુકર્રર કરેલ સરદારો સાથે જિહાદ કરતા હતા, તેઓ જીવતા રહ્યા હોય કે શહીદ થઇ ગયા હોય, દરેક હાલતમાં તેમના માલમાં બરકત થતી હતી**

(૧૭૩/૩૫૦૭) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઝુબેર કહે છે કે, જ્યારે (જમાદીયુલ અવ્વલ હિજરી સન ૩૬ માં) હઝરત ઝુબેર 'જમલ'ના યુદ્ધના દિવસે ઉભા હતા. હું તેમની સાથે ઉભો હતો ત્યારે હઝરત ઝુબેરે મને કહ્યું હતું : બેટા, આજે ઝાલિમ અથવા મઝલૂમમાંથી કોઇ ન કોઇ જરૂર માર્યો જશે. મારૂં માનવું છે કે, આજે હું મઝલૂમ હોવાની હાલતમાં માર્યો જઇશ. મને મારા માલની ભારે ચિંતા છે. શું તારા મત અનુસાર કર્ઝ ચુકવ્યા પછી મારો થોડોક માલ બાકી રહેશે કે નહી ? તમે મારો માલ વેચીને કર્ઝ ચુકવી દેજો. ત્યાર પછી હઝરત ઝુબેરે એક તૃત્યાંશ માલમાંથી ત્રીજા ભાગનો માલ મારા પુત્રોને આપી દેવાની વસિય્યત કરી. જેથી ફરમાવ્યું કે, ત્રીજા ભાગના માલમાંથી ત્રણ ભાગ કરજો. તેમાંથી એક ભાગ પોતાના પુત્રોને આપી દેજો કિંવા જો કર્ઝ ચુકવ્યા પછી માલ બચે તો તેમાંથી ત્રીજા ભાગના માલના ત્રણ ભાગ કરજો. એક ભાગ મારી ઔલાદને આપજો અને બીજા બે ભાગ અલ્લાહના રસ્તામાં ખૈરાત

કરજો. હિશામનું કથન છે કે, હઝરત ઝુબેરની નવ પુત્રીઓ અને નવ પુત્રો હતા. અબ્દુલ્લાહની અમુક ઓલાદ પોતાના અમુક કાકાઓ જેટલી ઉંમરની હતી. ત્યાર પછી ઝુબેરે કહ્યું : જો તમે એ કર્ઝ ચુકવવામાં અશક્તિમાન બનો તો મારા માલિક પાસે એની ચુકવણી માટે મદદ માંગજો. અબ્દુલ્લાહ કહે છે : ખુદાની કસમ ! હું સમજી શક્યો નહીં કે, હઝરત ઝુબેરની માલિકથી શું મુરાદ છે ? એટલે પૂછ્યું, અબ્બાજાન, તમારા માલિક કોણ છે ? કહ્યું : મારો માલિક ખુદા છે. અબ્દુલ્લાહ કહે છે : મારા પિતાની વસિય્યત અનુસાર જ્યારે હું કર્ઝ ચુકવવાની મુશ્કેલીમાં ફસાયો ત્યારે ખુદા પાસે દુઆ માંગી : એય ઝુબેરના માલિક ! તેમનું કર્ઝ ચુકાવી દે. ખુદાએ દુઆ કબૂલ કરી અને પિતાનું કર્ઝ ચુકવી દીધું. સારાંશ એ કે, હઝરત ઝુબેર શહીદ થઇ ગયા અને છોડેલા માલમાં એક પણ દિરહમ અને એક દીનાર છોડયો નહીં. હા, થોડીક જમીન જેમાં એક 'ગાબા'ની જમીન પણ હતી. મદીનામાં અગિયાર મકાનો, બસરામાં બે મકાનો, કૂફામાં એક મકાન અને મિસરમાં એક મકાન હતું. હઝરત ઝુબેર પર કર્ઝ એટલા માટે હતું કે, જે માણસ તેમની પાસે પોતાની અમાનત મૂકવા આવતો હતો ત્યારે હઝરત ઝુબેર કહી દેતા હતા કે, હું અમાનત તો રાખતો નથી, હા, કર્ઝ લઉં છું. કારણ કે, અમાનતની હાલતમાં તેના બરબાદ થવાનો ભય છે. હઝરત ઝુબેરે ન તો કોઇ હોદ્દાની જવાબદારી સંભાળી ન કર વસૂલ કરવાની સત્તા ધારણ કરી ન કોઇ સરદારી સ્વીકારી, બલ્કે હુઝૂર (સલ.), હઝરત અબૂબક્ર, ઉમર અને ઉસ્માન (રદિ.)ની સાથે જિહાદમાં ભાગ લીધો. મેં તેમના કર્ઝનો હિસાબ કર્યો ત્યારે બાવીસ લાખ હતું. હકીમ ઇબ્ને હિઝામે આવીને મને પૂછ્યું : ભત્રીજા, મારા ભાઈ પર કેટલું કર્ઝ છે ? મેં અસલ કર્ઝ છુપાવીને કહ્યું કે, એક લાખ છે. હકીમે કહ્યું : ખુદાની કસમ ! મારી નજરમાં તો તમારા માલમાં એટલી ગુન્જાઇશ નથી કે કર્ઝ ચુકવી શકાય. મેં કહ્યું : જો બાવીસ લાખ હોય તો શું હાલત થશે ? હકીમે કહ્યું : ત્યારે તો તમે ચુકવી જ શકતા નથી. જો કર્ઝ ચુકવવામાં તમને મુશ્કેલી પડે તો મારી પાસે મદદ માંગજો. હઝરત ઝુબેરે ગાબાની જમીન એક લાખ સિત્તેર હજારમાં ખરીદી હતી. મેં તેને સોળ લાખમાં વેચી અને જાહેરાત કરી કે, ઝુબેર પર જેનું કર્ઝ હોય તે અમારી પાસે ગાબામાં આવે. જાહેરાત કરવાથી હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને જઅફર આવ્યા અને કહેવા લાગ્યા કે, ઝુબેર પર મારા ચાર લાખ દિરહમ હતા, પરંતુ જો તમે ઇચ્છતા હોય તો હું માફ કરી દઉં. મેં કહ્યું : હું માફ કરાવવા માંગતો નથી. ઇબ્ને જઅફરે કહ્યું : જો તમે ચુકવવા માટે મહેતલ માંગતા હોય તો હું થોડાક



દિવસની મહેતલ આપું. મેં કહ્યું : ના, હું મહેતલ પણ માંગતો નથી. અબ્દુલ્લાહ ઇબ્ને જઅફરે કહ્યું : તો પછી જમીનનો એક ભાગ મારા માટે અલગ કરી દો. મેં કહ્યું : અહીંથી ફલાણી જગ્યા સુધી તમે લઈ લો. સારાંશ કે, મેં જમીન વેચીને હઝરત ઝુબેરનું કર્ઝ ચુકવી દીધું અને સાડા ચાર ભાગ બાકી પણ રહ્યા. તે પછી મુઆવિયા પાસે ગયો. તે વખતે મુઆવિયા પાસે અમ્ર બિન ઉસ્માન, મુન્ઝિર ઇબ્ને ઝુબેર અને ઇબ્ને ઝમઆ બેઠા હતા. મુઆવિયાએ પૂછ્યું, તમે ગાબાની કેટલી કિંમત મુકર્રર કરી ? મેં કહ્યું : દરેક ભાગ ૧ લાખનો. મુઆવિયાએ કહ્યું : તો હવે કેટલા ભાગ બાકી છે ? મેં કહ્યું : સાડા ચાર ભાગ. મુન્ઝિરે કહ્યું : એક લાખમાં એક ભાગ મેં લીધો. અમ્ર કહેવા લાગ્યા : એક લાખમાં એક ભાગ મેં લીધો. ઇબ્ને ઝમઆએ કહ્યું : હું પણ એક લાખમાં એક ભાગ લઉં છું. છેલ્લે મુઆવિયાએ પૂછ્યું, હવે કેટલા ભાગ બાકી છે ? મેં કહ્યું : દોઢ ભાગ બાકી છે. મુઆવિયાએ કહ્યું : તે દોઢ લાખમાં મેં લીધો. રાવી કહે છે કે, અબ્દુલ્લાહ ઇબ્ને જઅફરે પોતાના કર્ઝના બદલામાં અબ્દુલ્લાહ ઇબ્ને ઝુબેર પાસેથી ગાબાની જમીનમાંથી જે ભાગ લીધો હતો તે તેમણે મુઆવિયાને છ લાખમાં વેચી દીધો. (એટલે બે લાખનો ફાયદો થયો) ઇબ્ને ઝુબેર કહે છે : જ્યારે મેં પૂરૂં કર્ઝ ચુકવી દીધું ત્યારે હઝરત ઝુબેરની ઓલાદે માંગણી કરી કે, હવે અમારા હિસ્સાઓ અમને વહેંચી દો. મેં જવાબ આપ્યો : ખુદાની કસમ ! હમણાં આપીશ નહીં. હું ચાર વરસ સુધી દર વરસે હજ્જના દિવસોમાં જાહેરાત કરીશ કે, જે માણસનું હઝરત ઝુબેર પર કર્ઝ હોય તે મારી પાસે આવે. હું તેનું કર્ઝ આપી દઇશ. જેથી હઝરત અબ્દુલ્લાહ દર વરસે જાહેરાત કરતા હતા. જ્યારે ચાર વરસ પૂરા થઇ ગયાં ત્યારે ઝુબેરની ઓલાદને વારસો વહેંચી દીધો. ઝુબેરની ચાર પત્નીઓ હતી. વસિય્યતના માલમાંથી ત્રીજો ભાગ અલગ કરી લેવામાં આવ્યો હતો તો પણ દરેક પત્નીના ભાગે બાર બાર લાખ આવ્યા હતા. એટલે હઝરત ઝુબેરનો કુલ માલ પાંચ કરોડ બે લાખ હતો.

**જો ઇમામ કાસિદ (એલચી-દૂત)ને કોઇ કામ માટે મોકલે અથવા વતનમાં જ થોભવાનો હુકમ આપે તો માલે ગનીમતમાંથી તેને હિસ્સો આપવામાં આવશે**

(૧૩૪/૩૫૦૮) હઝરત ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, હઝરત ઉસ્માન બદરની લડાઇમાં હાજર ન હતા. કારણ કે, રસૂલુલ્લાહ (સલ.)ની પુત્રી તેમના પત્ની હતાં. તેઓ બીમાર હતાં. હુઝૂરે તેમને કહી દીધું હતું કે, તમને બદરમાં હાજર

રહેલા લોકોની જેમ સવાબ પણ મળશે અને માલે ગનીમતમાંથી હિસ્સો પણ મળશે.

**અમુક માણસોની દ્રષ્ટિએ માલે ગનીમત મુસલમાનોની જરૂરિયાતમાં ખર્ચ કરવામાં આવે. કારણકે, રસૂલુલ્લાહ (સલ.)એ હવાઝિન કબીલાની એક ઓરત (હઝરત હલીમા)નું દૂધ પીધું હતું. એટલે હવાઝિનવાળાઓએ એ રઝાઅતના કારણે રસૂલુલ્લાહ (સલ.) પાસે માફી માંગી હતી. હુઝૂરે મુસલમાનોને માફ કરી દીધા હતા. એ ઉપરાંત રસૂલુલ્લાહ (સલ.) લોકોને વાયદો કરતા હતા કે, માલે ગનીમત અને મફતના માલમાંથી તેમને આપીશું, તથા હુઝૂર (સલ.)એ અનસાર અને હઝરત જાબિર ઇબ્ને અબ્દુલ્લાહને ખૈબરનું ખજૂર આપ્યું હતું.**

(૧૭૫/૩૫૦૯) હઝરત મરવાન ઇબ્ને હકમ અને મિસ્વર ઇબ્ને મખ્રમા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)ની સેવામાં જ્યારે હવાઝિન કબીલાના પ્રતિનિધિઓ મુસલમાન થઇને આવ્યા અને પોતાનો માલ અને કેદીઓ પાછા આપવાની માંગણી કરી ત્યારે હુઝૂરે કહ્યું : મને સાચી વાત ઘણી પસંદ છે. બે વસ્તુઓમાંથી એક વસ્તુ પસંદ કરી લો, કયાં તો કેદી, કયાં તો માલ. મેં તમારી રાહ જોઇ હતી, (પરંતુ તમે આવ્યા નહી) હકીકતમાં રસૂલુલ્લાહ (સલ.)એ તાઇફથી પાછા ફર્યા પછી [illegible] દિવસ સુધી તેમની રાહ જોઇ હતી. [illegible], જ્યારે પ્રતિનિધિઓને ખાત્રી થઇ ગઇ કે, રસૂલુલ્લાહ (સલ.) ફકત એક વસ્તુ પાછી આપશે ત્યારે તેમણે કહ્યું : અમે કેદીઓના છુટકારાને પસંદ કરીએ છીએ. આ સાંભળીને રસૂલુલ્લાહ (સલ.) મુસલમાનો સામે ખુત્બો પઢવા ઉભા થયા. ખુદા તઆલાના યોગ્ય વખાણ કર્યા પછી કહ્યું : લોકો ! આ તમારા ભાઇઓ તૌબા કરીને હવે તમારી પાસે આવ્યા છે. હું કહી ચૂકયો છું કે, કેદીઓ પાછા આપીશું. હવે જે માણસ બદલા વગર ખુશીથી આપવા માંગે તે આપે. જે માણસ પોતાના હિસ્સા પર કાયમ રહેવા માંગે તો સૌથી પહેલો જે માલે ગનીમત અલ્લાહ તઆલા અમને આપશે અમે તેમાંથી તેનો હિસ્સો આપીશું. બધા લોકોએ કહ્યું : યા રસૂલલ્લાહ ! અમે ખુશીથી બદલા વગર આપ્યું. હુઝૂરે કહ્યું, અમને ખબર નથી કે, તમને કોણે રજા આપી અને કોણે નહી આપી. તમે પાછા જઇને તમારા મુખીઓને મોકલો. લોકો ચાલ્યા ગયા. બધા મુખીઓ સાથે વાતચીત કરીને હુઝૂરની સેવામાં હાજર થયા અને ખબર આપી કે બધા લોકો ખુશી છે અને બધાએ રજા આપી છે. રાવી કહે છે કે, હવાઝિન કબીલાના કેદીઓ વિષે આ ખબર તો અમને મળી છે.

(૧૭૬/૩૫૧૦) હઝરત ઝહદમ કહે



[illegible] હું હઝરત અબૂ મૂસા અશ્અરી પાસે [illegible] હતો, એવામાં મરઘીનો ઉલ્લેખ થયો. [illegible] એક લાલ રંગનો માણસ પણ બેઠો [illegible]. જે બની તૈમમ કબીલાનો હતો, [illegible] એવું લાગતું હતું કે કોઇ રોમન છે. હઝરત અબૂ મૂસાએ તેને ખાવા માટે બોલાવ્યો. તેણે કહ્યું કે, મેં એને કંઇક (નાપાકી) ખાતાં જોઇ છે. એટલે તેને ખાવા પ્રત્યે અણગમો હતો, એટલે કસમ ખાઇને કહેવા લાગ્યો કે, હું ખાઇશ નહી. હઝરત અબૂ મૂસાએ કહ્યું : આવો, હું એક હદીસ બયાન કરૂં છું. એકવાર અમે થોડાક અશ્અરી માણસો હુઝૂરની સેવામાં હાજર થયા અને સવારીની માંગણી કરી. હુઝૂરે કહ્યું : ખુદાની કસમ ! હું તમને સવારી આપી શકતો નથી. મારી પાસે તમારા માટે કોઇ સવારી નથી. થોડી વાર પછી હુઝૂર પાસે લૂંટાયેલા થોડાક ઊંટો આવ્યા. આપે અમારી શોધ કરી અને પૂછ્યું, અશ્અરીઓ કયાં ગયા ? અમે હાજર થઇ ગયા. આપે અમને ઉંચી ખૂંધવાળા પાંચ સફેદ ઊંટો આપવાનો હુકમ કર્યો. અમે ઊંટો લઇને નીકળ્યા, પરંતુ નીકળ્યા પછી અમને વિચાર આવ્યો કે, અમે જે કંઇ કર્યું તેમાં અમને બરકત નસીબ થશે નહી. (કારણ કે, હુઝૂરે પોતાની કસમ તોડીને અમને સવારીઓ આપી છે) એટલે અમે પાછા ફરીને હુઝૂરની સેવામાં હાજર થયા અને કહ્યું : યા રસૂલલ્લાહ ! અમે હુઝૂર પાસે સવારીની માંગણી કરી હતી, પરંતુ હુઝૂરે કસમ ખાઇને ફરમાવ્યું હતું કે, હું તમને સવારી આપીશ નહી. હવે હુઝૂર ભૂલી ગયા (અને અમને સવારીઓ આપી) ફરમાવ્યું : મેં તમને સવારી આપી નથી, બલ્કે અલ્લાહ તઆલાએ આપી છે. જો ખુદાની મરજી હશે તો ખુદાની કસમ ! જો હું કોઇ બાબત અંગે કસમ પણ ખાઇ લઇશ અને કોઇ વાત મને તેનાથી સારી લાગશે તો (કફ્ફારો આપીને) કસમની વિરૂદ્ધ હલાલ કરીને હું તે કામ કરીશ.

(૧૭૭/૩૫૧૧) હઝરત ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, એકવાર હુઝૂર (સલ.)એ નજદ તરફ એક લશ્કર મોકલ્યું, જેમાં હું પણ હતો. આ લશ્કર ઘણા ઊંટો લૂંટીને લાવ્યું. દરેક માણસના ભાગે બાર બાર ઊંટો આવ્યાં અને એક એક ઊંટ ઇનામ રૂપે વધારે પણ મળ્યું.

(૧૭૮/૩૫૧૨) હઝરત ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, સામાન્ય લશ્કરના હિસ્સાઓ સિવાય રસૂલુલ્લાહ (સલ.) લશ્કરમાંના અમુક માણસોને ખાસ ભેટ તરીકે પણ હિસ્સો આપતા હતા.

(૧૭૯/૩૫૧૩) હઝરત અબૂ મૂસા અશ્અરી કહે છે કે, અમે યમનમાં હતા, એવામાં અમને રસૂલુલ્લાહ (સલ.)ની (મક્કાથી) હિજરત કરવાની ખબર મળી. અમે યમનથી જ હિજરત કરીને રસૂલુલ્લાહ (સલ.)ની સેવામાં હાજર

થવાના ઈરાદાથી નીકળ્યા. મારી સાથે મારી કોમના ૫૩ અથવા ૫૨ માણસો હતા. જેમાં મારા બંને મોટાભાઈ અબૂ બુરદા અને અબૂ રુહમ પણ હતા. અમે વહાણમાં સવાર થઈ ગયા, પરંતુ વહાણે અમને હબશા (ઈથોપિયા)માં નજ્જાશી પાસે લઈ જઈને ફેંકયા. ત્યાં અમને હઝરત જઅફર ઈબ્ને અબૂ તાલિબ અને તેમના સાથીઓ મળ્યા અને કહ્યું કે, રસૂલુલ્લાહ (સલ.)એ અમને અહીં મોકલ્યા છે. અહીં જ થોભવાનો હુકમ કર્યો છે. એટલે તમે પણ અમારી સાથે અહીં રહો. અમે પણ ત્યાં જ રહેવા લાગ્યા. બધા સાથે હુઝૂરની સેવામાં હાજર થયા. એવા સમયે પહોંચ્યા જ્યારે કે હુઝૂર ખૈબર જીતી ચુકયા હતા. આપે ખૈબરના માલમાં અમારો હિસ્સો પણ મુકર્રર કર્યો. આ માલમાંથી રસૂલુલ્લાહ (સલ.)એ માત્ર તે લોકોને હિસ્સાઓ આપ્યા હતા જેઓ લડાઈમાં હાજર હતા. હા, અમને અને હઝરત જઅફર અને તેમના સાથીઓને લડાઈમાં ભાગ ન લીધો હોવા છતાં હિસ્સાઓ આપ્યા.

(૧૮૦/૩૫૧૪) હઝરત જાબિર ઈબ્ને અબ્દુલ્લાહ કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું હતું કે, જો બેહરૈનથી માલ આવશે તો હું તને આટલું આટલું આપીશ, પરંતુ હુઝૂરની હયાતીમાં ત્યાંથી કંઈ આવ્યું નહીં, બલ્કે વફાત પછી આવ્યું. હઝરત અબૂબક્ર (રદિ.)એ એક જાહેરાત કરનારને એવી જાહેરાત કરવાનો હુકમ આપ્યો કે, જેનું રસૂલુલ્લાહ (સલ.) પર કર્ઝ હોય અથવા હુઝૂરે તેને આપવાનો વાયદો કર્યો હોય તે અમારી પાસે આવે. જાહેરાત સાંભળીને હું હઝરત અબૂબક્ર પાસે ગયો અને કહ્યું કે, રસૂલુલ્લાહ (સલ.)એ મને આવું આવું કહ્યું હતું. હઝરત સિદ્દીકે અકબરે મને ત્રણ ખોબા ભરીને (રૂપિયા) આપ્યા. એક રિવાયતમાં આ પ્રમાણે આવ્યું છે : હઝરત જાબિર કહે છે કે, મેં હઝરત અબૂબક્ર પાસે જઈને માલ માટે ઈચ્છા વ્યક્ત કરી, પરંતુ તેમણે મને આપ્યો નહીં. મેં ફરી બીજીવાર જઈને માંગ્યો. તેમણે ત્યારે પણ આપ્યો નહીં. હું ત્રીજીવાર ગયો અને માંગણી કરી અને એમ પણ કહ્યું કે, પહેલીવાર મેં તમારી પાસે માંગણી કરી હતી, પરંતુ તમે આપ્યો નહીં. બીજી વાર માંગ્યો ત્યારે પણ તમે આપ્યો નહીં. હવે ત્રીજી વાર માંગ્યો. હવે પણ તમે નહીં આપો તો કયાં તો તમે આપો અથવા (હું સમજીશ કે) તમે કંજૂસાઈ કરો છો. સિદ્દીકે અકબરે કહ્યું : તમે માનો છો કે, હું કંજૂસાઈ કરૂં છું, જો કે પહેલીવાર જ મારો આપવાનો ઈરાદો હતો, પરંતુ કામકાજના લીધે આપી શકયો નહીં. હઝરત જાબિર કહે છે : તે પછી હઝરત અબૂબક્રે મને ખોબા ભરીને આપ્યા અને કહ્યું કે, એને ગણી લો. મેં ગણ્યા તો પાંચસો દિરહમ હતા. કહ્યું કે, આટલા આટલા બે જગ્યાએથી બીજા લઈ લો.



(૧૮૧/૩૫૧૫) હઝરત જાબિર ઈબ્ને અબ્દુલ્લાહ કહે છે કે, જ્યારે રસૂલુલ્લાહ (સલ.)એ જિઅરાના સ્થળે માલે ગનીમત વહેંચ્યો ત્યારે એક માણસે કહ્યું : ઈન્સાફથી કામ લો. હુઝૂરે કહ્યું : જો હું ઈન્સાફ નહીં કરીશ તો બદનસીબ હોઈશ.

**રસૂલુલ્લાહ (સલ.) માટે જાઇઝ હતું કે, માલે ગનીમતનો પાંચમો ભાગ પણ ન લે અને કેદીઓને છોડી પણ મૂકે**

(૧૮૨/૩૫૧૬) હઝરત જુબેર ઈબ્ને મુતઈમ કહે છે કે, હુઝૂર (સલ.)એ બદરની લડાઈના કેદીઓ વિષે ફરમાવ્યું હતું : જો મુતઈમ ઈબ્ને અદી જીવંત હોત અને મને આ નાપાક ગંદાઓ માટે ભલામણ કરી હોત તો હું એમને છોડી દેત.

**માલે ગનીમતનો પાંચમો ભાગ ખાસ ઇમામ માટે છે. તેને અધિકાર છે કે, પોતાના અમુક સગાંઓને આપે અને અમુકને ન આપે. કારણ કે, રસૂલુલ્લાહ (સલ.)એ ખૈબરની ગનીમતનો પાંચમો ભાગ ફકત મુત્તલિબ અને હાશિમની ઔલાદને આપ્યો હતો**

(૧૮૩/૩૫૧૭) અમ્ર ઈબ્ને અબ્દુલ અઝીઝ કહે છે કે, હુઝૂર (સલ.)એ ખૈબરની ગનીમતનો પાંચમો ભાગ બધા કુરૈશીઓને વહેંચ્યો ન હતો. અમુક સગાંઓને ખાસ એટલા માટે આપ્યો હતો કે, બીજાઓ કરતાં તેઓ હાજતમંદ હતા. જે સગાંઓને હુઝૂરે આપ્યો હતો તેઓ જો કે સગાઈમાં તે લોકો કરતાં વધારે દૂર હતા જેમને આપ્યો ન હતો, પરંતુ હુઝૂરની તરફેણ કરતી વખતે તેમને કોમ તરફથી વધારે તકલીફો પહોંચી હતી અને ગરીબીના કારણે તેમને વધારે જરૂર હતી. એટલે હુઝૂરે નજીકના સગાંઓને છોડીને એ દૂરના સગાંઓને આપ્યો હતો.

(૧૮૪/૩૫૧૮) હઝરત જુબેર ઈબ્ને મુતઈમ કહે છે કે, હું અને હઝરત ઉસ્માન હુઝૂર (સલ.)ની સેવામાં હાજર થયા. અમે કહ્યું : યા રસૂલુલ્લાહ ! આપે મુત્તલિબની ઔલાદને આપ્યું અને અમને છોડી દીધા. જો કે અમે અને તેઓ હુઝૂર સાથે સરખી સગાઈ ધરાવીએ છીએ. ફરમાવ્યું : હાશિમ અને મુત્તલિબની ઔલાદ (હંમેશથી) એક જ છે. (કિંવા ઈસ્લામ અને કુફ્ર બંને હાલતોમાં એકબીજાની સાથે જ રહ્યા. નોફલ અને અબ્દે શમ્સની ઔલાદને તે એકતા સાંપડી નથી જે પરસ્પર તેમનામાં છે) એક રિવાયતમાં એટલું વધારે છે કે, હઝરત જુબેર કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ અબ્દે શમ્સ, નોફલની ઔલાદને હિસ્સો આપ્યો ન હતો. ઈબ્ને ઈશહાક કહે છે કે, અબ્દે શમ્સ, હાશિમ અને

મુત્તલિબ અબ્બાફી ભાઇઓ હતા. નોફલ તેમનો અલ્લાતી ભાઇ હતો. હાશિમની માંનું નામ આતિકા બિન્તે મુર્રહ હતું.

**અમુક લોકો કહે છે કે, ઇમામને માલે ગનીમતનો પાંચમો ભાગ મળે છે મરનારના સામાન અને હથિયારોમાંથી પાંચમો ભાગ મળતો નથી. કારણ કે, હુઝૂરે ફરમાવ્યું છે કે, જે માણસ કોઇ કાફિરને મારી નાખે તો મરનારનો સામાન અને હથિયાર ખાસ કત્લ કરનાર માટે જ છે કિંવા એમાંથી પાંચમો ભાગ ઇમામનો નથી, પરંતુ ઇમામને તેની વહેંચણીનો હક છે.**

(૧૮૫/૩૫૧૯) હઝરત અબ્દુર્રહમાન ઇબ્ને ઓફ કહે છે કે, બદરની લડાઇના દિવસે જ્યારે હું લાઇનમાં ઉભો હતો ત્યારે મેં જમણે-ડાબે જોયું. અનસારના બે નવયુવાન છોકરાઓ દેખાયા (કિંવા બે નવયુવાનો ઉભા હતા) એટલે મને ઇચ્છા થઇ કે, જો હું પાકટ વયના બે શકિતશાળી માણસોની વચ્ચે હોત તો સારૂં થાત. તેમનામાંના એક છોકરાએ મને ઠેસ મારી અને પૂછ્યું : કાકા, તમે અબૂ જહલને ઓળખો છો, ક્યો છે ? મેં કહ્યું : હા, પરંતુ ભત્રીજા, તમારે તેનું શું કામ છે ? કહેવા લાગ્યો : મને ખબર પડી છે કે, તે રસૂલુલ્લાહ (સલ.)ને ગાળો આપે છે. તે ખુદાની કસમ છે જેના કબજામાં મારી જાન છે, જો હું તેને જોઇ લઉં તો પછી મારૂં શરીર તેના શરીરથી ત્યાં સુધી જુદું થઇ શકતું નથી કે જેનું મોત પહેલાં આવ્યું હોય તે મરી જાય. મને તેની વાતની નવાઇ લાગી. એવામાં બીજાએ મને દબાવ્યો અને પહેલાની જેમ તેણે પણ કહ્યું. થોડીવાર થવા પામી ન હતી કે, અબૂજહલ મને ચક્કર મારતો દેખાયો. મેં તે બંને છોકરાઓને કહ્યું કે, જે માણસ અંગે તમે પૂછી રહ્યા હતા તે આ રહ્યો. તરત બંને પોતપોતાની તલવારો લઇને તેના પર તૂટી પડયા અને મારી મારીને પૂરો કરી નાખ્યો. પછી પાછા આવીને હુઝૂરની સેવામાં હાજર થઇને વિગત બયાન કરી. હુઝૂરે પૂછ્યું, તમારામાંથી કોણે કત્લ કર્યો છે ? દરેક કહેવા લાગ્યો : મેં કત્લ કર્યો છે. હુઝૂરે કહ્યું : શું તમે તમારી તલવારો લુછી નાખી છે ? તેમણે કહ્યું : ના. હુઝૂરે બંનેની તલવારો જોઇ અને કહ્યું : તમે બંનેએ કત્લ કર્યો છે, પરંતુ મરનારનો સામાન અને હથિયાર મુઆઝ ઇબ્ને અમ્ર માટે છે. તેમનામાંથી એકનું નામ મુઆઝ ઇબ્ને અફરા હતું અને બીજાનું નામ મુઆઝ ઇબ્ને અમ્ર.

(૧૮૬/૩૫૨૦) હઝરત અબૂ કતાદા





કહે છે કે, હુનૈનની લડાઇના વરસે અમે રસૂલુલ્લાહ (સલ.)ની સાથે જિહાદ માટે નીકળ્યા. જ્યારે કાફિરો સાથે સામનો થયો ત્યારે મુસલમાનોની હાર થઇ. મેં એક મુશરિકને જોયો કે, એક મુસલમાન પર વિજય મેળવી રહ્યો છે. મેં ઘુમીને પાછળથી આવીને તેની ધોળી નસ પર વાર કર્યો, તેણે મારા તરફ મોં કર્યું અને પકડીને એવો સખ્ત દબાવ્યો કે, મને મૃત્યુની ગંધ આવવા લાગી, પરંતુ થોડી વાર પછી તે પોતે મરવા લાગ્યો ત્યારે તેણે મને છોડી દીધો. હું હઝરત ઉમર પાસે ગયો અને પૂછ્યું, લોકો શા માટે નાસે છે ? હઝરત ઉમરે કહ્યું : ખુદાનો હુકમ. લડાઇથી પરવારીને જ્યારે મુસલમાનો પાછા ફર્યા ત્યારે રસૂલુલ્લાહ (સલ.) બેસી ગયા અને ફરમાવ્યું : જે માણસે કોઇને કત્લ કર્યો હોય અને તે કત્લના તેની પાસે ગવાહો પણ હોય તો મરનારનો સામાન અને હથિયાર તે કત્લ કરનાર માટે છે. મેં ઉભા થઇને કહ્યું : કોઇ મારી ગવાહી આપી શકે છે ? પછી હું બેસી ગયો. ફરી હુઝૂરે ફરમાવ્યું : જે માણસે કોઇને કત્લ કર્યો હોય અને તે કત્લના તેની પાસે ગવાહો પણ હોય તો તે મરનારનો સામાન અને હથિયાર તે કત્લ કરનાર માટે છે. ફરી મેં ઉભા થઇને કહ્યું કે, કોણ મારી ગવાહી આપે છે ? ત્રીજીવાર ફરી જ્યારે હુઝૂરે આ પ્રમાણે જ કહ્યું ત્યારે હું ફરી ઉભો થઇ ગયો. હુઝૂરે કહ્યું : કેમ, અબૂ કતાદા, શું વાત છે ? મેં બનાવની વિગત કહી દીધી. આ સાંભળીને એક માણસે કહ્યું : હુઝૂર, તે સામાન અને હથિયાર મારી પાસે છે, પરંતુ હુઝૂર (એના બદલામાં બીજો સામાન આપીને) એમને મારા તરફથી રાજી કરી લો. સિદ્દીકે અકબરે કહ્યું : ના, ખુદાની કસમ ! આમ થઇ શકતું નથી. અત્યારે રસૂલુલ્લાહ (સલ.) એવું કરી શકતા નથી કે, અલ્લાહનો કોઇ વાઘ જે અલ્લાહ અને રસૂલ તરફથી લડયો હોય તેનો માલ તને આપી દે. હુઝૂરે કહ્યું : અબૂબક્રે સાચું કહ્યું. જેથી તે સામાન હુઝૂરે મને અપાવ્યો. મેં બખ્તર વેચીને બની સલિમહ મહોલ્લામાં એક બાગ ખરીદ્યો. ઇસ્લામમાં મેં સૌપ્રથમ આ જ માલ ભેગો કર્યો છે.

**રસૂલુલ્લાહ (સલ.) પાંચમો ભાગ વગેરે તે મુસલમાનોને પણ આપતા હતા જેમનો ઇસ્લામ કમઝોર હતો અથવા એ દેવાથી બીજા લોકોના મુસલમાન થવાની આશા રહેતી હતી અથવા બીજો કોઇ હેતુ રહેતો હતો**

(૧૮૭/૩૫૨૧) હઝરત હકીમ ઇબ્ને હિઝામ કહે છે : એકવાર મેં હુઝૂર પાસે કંઇક માંગ્યું. આપે આપ્યું. મેં બીજીવાર માંગ્યું. આપે બીજીવાર પણ આપ્યું, પરંતુ ફરમાવ્યું, હકીમ, આ માલ લોલોછન છે.

જે માણસ એને ભેગો ન કરવા માટે લે છે તેના માટે બરકત થાય છે અને જે લાલચથી લે છે તેના માટે બરકત થતી નથી. એની રીત આ પ્રમાણે હોય છે. જેમકે કોઇ કેટલુંયે ખાય, પરંતુ ધરાય નહીં. ઉપરવાળો હાથ નીચેના હાથથી સારો છે. મેં કહ્યું : યા રસૂલલ્લાહ ! તે ખુદાની કસમ જેણે આપને સચ્ચાઇની સાથે પયગમ્બર બનાવ્યા છે. હુઝૂર પછી હવે હું મરતા સુધી કોઇની પાસે માંગીશ નહીં. જેથી હઝરત અબૂબક્ર હકીમને કંઇ આપવા માટે બોલાવતા હતા, પરંતુ હકીમ કબૂલ કરતા ન હતા. હઝરત ઉમરે કંઇ આપવા માટે ઘણીવાર બોલાવ્યા, પરંતુ હકીમે લેવાનો ઇન્કાર કર્યો. હઝરત ઉમરે કહ્યું : મુસલમાનો ! જુઓ, અલ્લાહ તઆલાએ માલે ગનીમતમાં એનો જે હિસ્સો મુકર્રર કર્યો છે તે હું આપું છું, પરંતુ કબૂલ કરતા નથી. હઝરત હકીમે રસુલુલ્લાહ (સલ.)ની વફાત પછી મૃત્યુ પર્યંત કોઇની પાસે સવાલ કર્યો નહી અને કોઇની પાસેથી કોઇ વસ્તુ લીધી નહી.

(૧૮૮/૩૫૨૨) હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.) કહે છે : મેં મુબારક સેવામાં વિનંતી કરી યા રસૂલલ્લાહ ! મારા પર એક દિવસનો ઇઅતિકાફ જરૂરી છે. મેં અજ્ઞાનતાના યુગમાં મન્નત માની હતી. હુઝૂરે પૂરી કરવાનો હુકમ આપ્યો. (મેં હુકમનું પાલન કર્યું) એકવાર હુનૈનની લડાઇના કેદીઓમાંથી બે લોંડીઓ મારા ભાગ આવી. મેં તેમને મક્કાના એક ઘરમાં રાખી, પરંતુ હુઝૂરે હુનૈનની લડાઇના કેદીઓને ઉપકાર રૂપે મફત છોડી દેવાનો હુકમ આપ્યો. લોકો શેરીઓમાં કેદીઓની શોધ માટે ફરવા લાગ્યા. મેં અબ્દુલ્લાહને કહ્યું : જુઓ, શું બાબત છે ? અબ્દુલ્લાહે કહ્યું : નામદાર હુઝૂર (સલ.)એ કેદીઓને બદલા વગર છોડી દેવાનો હુકમ આપ્યો છે. મેં કહ્યું : જાઓ, બંને લોંડીઓને પણ છોડી દો. હઝરત નાફિઅ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ જિઅરાના સ્થળેથી ઉમરો કર્યો ન હતો. જો ઉમરો કરત તો હઝરત અબ્દુલ્લાહથી ગુપ્ત ન રહેવા પામત. એક રિવાયતમાં એટલું વધારે છે કે; બંને લોંડીઓ 'પાંચમા ભાગ'ના માલમાંથી હતી.

(૧૮૯/૩૫૨૩) હઝરત અમ્ર ઇબ્ને તગ્લિબ કહે છે : એકવાર રસૂલુલ્લાહ (સલ.)એ અમુક લોકોને માલનો હિસ્સો આપ્યો અને અમુકને આપ્યો નહીં. જેમને આપ્યો ન હતો તેઓ કંઇક અંશે નારાજ લાગતા હતા. હુઝૂરે ફરમાવ્યું : હું અમુક લોકોની આડાઇ અને અધીરાઇથી ડરૂં છું. એટલે તેમને માલ આપું છું. અમુક લોકોના દિલોમાં બેપરવાહી અને ભલાઇ મૂકેલી છે. એટલે તેમને તે જ ગુણો પર છોડી દઉં છું. જેમાંથી એક અમ્ર ઇબ્ને તગ્લિબ પણ છે. અમ્ર ઇબ્ને તગ્લિબ કહે છે : હુઝૂરના આ ફરમાનના મુકાબલામાં લાલ ઊંટ લેવાનું પણ પસંદ કરતો નથી.



એક રિવાયતમાં એમ છે કે, હુઝૂરની પાસે કંઇક માલ અથવા કેદીઓ લાવવામાં આવ્યા હતા. આપે લોકોને તેની વહેંચણી કરી હતી.

(૧૯૦/૩૫૨૪) હઝરત અનસ (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : હું કુરેશને આકર્ષવા માટે તેમને માલ આપું છું. કારણ કે, તેઓ હજુ નવા નવા ઇસ્લામમાં દાખલ થયા છે.

(૧૯૧/૩૫૨૫) હઝરત અનસ ઇબ્ને માલિક કહે છે કે, જ્યારે રસૂલુલ્લાહ (સલ.) પાસે હવાઝિન કબીલાનો માલે ગનીમત અલ્લાહની મરઝી અનુસાર આવ્યો ત્યારે આપ કુરેશીઓને તો સો સો ઊંટો દેવા લાગ્યા, પરંતુ અનસારીઓને કંઇ આપ્યું નહીં. અનસારીઓ કહેવા લાગ્યા : ખુદા પોતાના રસૂલને માફ કરે, કુરેશીઓને તો આપી રહ્યા છે, પરંતુ અમને આપતા નથી. જો કે અમારી તલવારો પરથી લોહી ટપકી રહ્યું છે. અનસારીઓની આ વાતની ખબર હુઝૂરને પણ પહોંચી ગઇ. આપે અનસારીઓને બોલાવ્યા અને ચામડાના એક તંબુમાં બધાને ભેગા થવાનો હુકમ આપ્યો. બીજા કોઇને તેમની સાથે આવવાની રજા આપી નહીં. જ્યારે બધા ભેગા થઇ ગયા ત્યારે પોતે પણ ગયા અને પૂછ્યું, તે શું વાત છે જે તમારા વિષે મને પહોંચી છે ? અનસારીઓમાં જે લોકો સમજદાર હતા તેમને કહ્યું : યા રસૂલલ્લાહ ! અમારામાંથી સમજદાર વર્ગે તો કંઇ કહ્યું નથી. હા, અમુક નવયુવાન છોકરાઓએ કહ્યું હતું કે, અલ્લાહ તઆલા પોતાના રસૂલને માફ કરે, કુરેશીઓને તો આપી રહ્યા છે અને અનસારીઓને આપતા નથી. જો કે અમારી તલવારોમાંથી લોહીના ટીપાં પડી રહ્યાં છે. હુઝૂરે કહ્યું : હું તે લોકોને આપું છું કે જેમનો કુફ્રનો સમય નજીક જ હતો. શું તમે એ વાતથી રાજી નથી કે બીજા લોકો તો માલ લઇ જાય અને તમે રસૂલુલ્લાહ (સલ.)ને તમારા હિસ્સામાં લઇને પાછા ઘેર ફરો. ખુદાની કસમ તમે જે વસ્તુ લઇને પાછા ફરશો તે તેનાથી સારી છે. જે તેઓ લઇને પાછા ફરશે. અનસારીઓએ કહ્યું : હા, હુઝૂર, અમે રાજી છીએ. ફરમાવ્યું : મારા પછી ટૂંક સમયમાં તમે તમારા કરતાં બીજાઓને આગળ જોશો. તે વખતે તમે સબ્ર કરજો. અહીં સુધી કે ખુદા અને તેના રસૂલ સાથે હોઝ પર મુલાકાત થાય. હઝરત અનસ કહે છે : પરંતુ અમે સબ્ર કરી શક્યા નહીં.

(૧૯૨/૩૫૨૬) હઝરત જુબેર ઇબ્ને મુતઇમ કહે છે કે, હુઝૂર (સલ.) હુનૈનથી પાછા ફરી રહ્યા હતા. અમે અને બીજા ઘણા માણસો સાથે હતા. રસ્તામાં અમુક ગામડીયાઓ માંગવા માટે રસૂલુલ્લાહ (સલ.)ને ઘેરી વળ્યા અને એવા મજબૂર કરી દીધા કે, હુઝૂર કેકરના ઝાડ સાથે અથડાઇ પડયા. ગામડીયાઓએ હુઝૂરની

ચાદર ખેંચી કાઢી. આપ ઉભા થઇ ગયા અને કહ્યું કે, મારી ચાદર આપી દો. જો મારી પાસે આ જંગલના ઝાડો જેટલી સંખ્યામાં ઊંટો હોત તો હું તમને વહેંચી આપત, પછી તમે મને કંજુસ, જુઠો અને કાયર માનત નહીં.

(૧૯૩/૩૫૨૭) હઝરત અનસ (રદિ.) કહે છે : એક વાર રસૂલુલ્લાહ (સલ.) એક જાડી જાડી લીટીઓવાળી નજરાની ચાદર ઓઢીને જઇ રહ્યા હતા. હું પણ સાથે હતો. એક ગામડીયો આવી પહોંચ્યો અને એટલા જોરથી ચાદર ખેંચી કે, મેં હુઝૂરની ગરદન પર ચાદરના ઢસરડાની નિશાની જોઇ લીધી. પછી ગામડીયાએ કહ્યું : તમારી પાસે જે માલ છે તેમાંથી મને આપવાનો હુકમ કરો. હુઝૂરે તેના તરફ ગરદન ફેરવીને જોયું અને હસીને તેને આપવાનો હુકમ કર્યો.

(૧૯૪/૩૫૨૮) હઝરત અબ્દુલ્લાહ કહે છે કે, હુનૈનની લડાઇના દિવસે રસૂલુલ્લાહ (સલ.)એ માલે ગનીમતની વહેંચણીમાં અમુક લોકોનું ખાસ ધ્યાન રાખ્યું. અકરઅ ઇબ્ને હારિસને સો ઊંટો અને ઉયયનાને સો ઊંટો આપ્યાં. અરબના અમુક સરદારોનું વહેંચણીમાં ખાસ ધ્યાન રાખ્યું. એક માણસે કહ્યું : ખુદાની કસમ ! આ વહેંચણી અલ્લાહના માટે નથી અથવા આ વહેંચણી ન્યાયસર નથી. મેં કહ્યું : ખુદાની કસમ ! હું રસૂલુલ્લાહ (સલ.)ને એની ખબર આપીશ. જેથી મેં જઇને હુઝૂરને તે માણસની વાત કહી દીધી. હુઝૂરે કહ્યું : જ્યારે ખુદા અને રસૂલ ઇન્સાફથી કામ નહીં લે તો બીજું કોણ ઇન્સાફ કરશે. ખુદા મૂસા પર રહમ કરે, તેમને આના કરતાં વધારે તકલીફ પહોંચાડવામાં આવી હતી, પરંતુ તેમણે સબ્રથી કામ લીધું.

(૧૯૫/૩૫૨૯) હઝરત અસ્મા બિન્તે સિદ્દીકે અકબર કહે છે કે, હું હઝરત ઝુબેરની તે જમીનમાંથી જે રસૂલુલ્લાહ (સલ.)એ તેમને જાગીર રૂપે આપી હતી, ખજુરના ઠળીયાઓ લાવતી હતી. ઉપરોકત જમીન મારા મકાનથી ૨/૩ ફર્લોંગ દૂર હતી.

(૧૯૬/૩૫૩૦) હઝરત ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, હઝરત ઉમરે ફારૂક (રદિ.)એ યહૂદીઓ અને ઇસાઇઓને હિજાઝની ભૂમિ પરથી કાઢી મૂકયા હતા. વાત એમ બની કે, રસૂલુલ્લાહ (સલ.)એ જ્યારે ખૈબરવાળાઓ ઉપર વિજય મેળવ્યો અને યહૂદીઓને ત્યાંથી કાઢી મૂકવાનો ઇરાદો કર્યો, કારણકે, પરાજીત થયા પછી તે ઝમીન અલ્લાહ, રસૂલ અને મુસલમાનોની બની ગઇ હતી, ત્યારે યહૂદીઓએ હુઝૂર પાસે માંગણી કરી કે, આપ અમને એવી શરતે અહીં રહેવા દો કે અમે બધું કામકાજ કરીશું અને અડધું ખજુર લઇશું. હુઝૂરે કહ્યું : અમે તમને આ જમીન પર બાકી રાખીએ છીએ, પરંતુ જ્યારે ઇચ્છીશું ત્યારે કાઢી મૂકીશું.



તેથી યહૂદીઓને ત્યાં જ રહેવા દેવામાં આવ્યા. છેવટે હઝરત ઉમરે પોતાના ખિલાફતકાળમાં દેશનિકાલ કરીને તયમા અને અરીહામાં વસાવ્યા.

**યુદ્ધભૂમિમાં ખાવાપીવાની વસ્તુઓ જો ગાઝીના હાથમાં આવે તો તેનો શું હુકમ છે ?**

(૧૯૭/૩૫૩૧) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મુગફફલ કહે છે કે, જ્યારે અમે ખૈબરના કિલ્લાને ઘેરો ઘાલ્યો હતો તે વખતે એક માણસે એક થેલી ફેંકી, જેમાં ચરબી ભરેલી હતી. મેં તે લેવાનો ઇરાદો કર્યો, પરંતુ ગરદન ફેરવીને જોયું તો હુઝૂર હાજર હતા. એટલે મને શરમ આવી.

(૧૯૮/૩૫૩૨) હઝરત ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે (કયારેક) અમને જિહાદોમાં મધ અને દ્રાક્ષ મળતાં હતાં. અમે તે ખાઇ લેતા હતા. (ઉંચકીને હુઝૂર પાસે) લાવતા ન હતા.

(૧૯૯/૩૫૩૩) હઝરત ઇબ્ને અબી ઓફા કહે છે કે, ખૈબરના (ઘેરા) વખતે અમને ભૂખ લાગી અને યુધ્ધના દિવસે અમારા હાથમાં થોડાક ગધેડા આવ્યા. અમે તેમને ઝબ્હ કરીને હાંડલીઓ ચઢાવી. હાંડલીઓમાં ઉભરો આવ્યો હતો, એવામાં રસૂલુલ્લાહ (સલ.)ના જાહેરાતદારે જાહેરાત કરી કે, હાંડલીઓ ઉંધી વાળી દો અને ગધેડાઓનો ગોશ્ત બિલકુલ ન ખાઓ. રાવી કહે છે : અમે વિચાર કર્યો કે, હુઝૂરે એટલા માટે ખાવાની મનાઇ કરી કે, તેમાંથી પાંચમો ભાગ કાઢવામાં આવ્યો ન હતો, પરંતુ બીજા લોકોએ કહ્યું કે, હુઝૂરે ગધેડાઓનો ગોશ્ત બિલકુલ હરામ ઠેરવ્યો છે. મેં સઇદ ઇબ્ને જુબેરને પૂછયું. જવાબ આપ્યો કે, હુઝૂરે સદંતર હરામ ઠેરવ્યો છે.



**બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ**

**કરવેરાનું માળખું અને ઝિમ્મીઓ, હરબીઓ તથા કાફિરો સાથે સુલેહ કરવી. ખુદા તઆલા ફરમાવે છે : 'કાતિલૂ લ્લઝીન લા યુઅ્મિનૂન બિલ્લાહિ વ લા બિલ યવમિલ આખિરિ વ લાયુહર્રિમૂન મા હર્રમ લ્લાહુ વ રસૂલુહુ... વ હુમ સાગિરૂન.... કિંવા તમે તે લોકો સાથે લડો જેઓ અલ્લાહ અને કિયામતના દિવસ પર વિશ્વાસ ધરાવતા નથી અને તેઓ અલ્લાહ અને રસૂલે હરામ ઠેરવેલી વસ્તુઓને હરામ ગણતા નથી અને સાચો ધર્મ સ્વીકારતા નથી. ઇમામ બુખારી કહે છે કે, કુર્આનમાં જે 'મસ્કનહ' શબ્દ આવ્યો છે તે મિસ્કીનનું મૂળ સ્વરૂપ છે. અરબો મહાવરા રૂપે બોલે છે : 'અસ્કનુ મિન ફુલાનિન' ફલાણો માણસ ફલાણા માણસ કરતાં વધારે મોહતાજ છે. યહૂદીઓ, ઇસાઇઓ,**

**પારસીઓ અને બીજા બિનઅરબો પાસેથી જિઝયો સ્વીકારી શકાય છે**

(૨૦૦/૩૫૩૪) ઇબ્ને અબૂ નજીહ કહે છે : મેં મુજાહિદને પૂછયું, એનું શું કારણ છે કે, સીરિયાવાસીઓ પર તો વ્યકિતદીઠ ચાર અશરફી કર છે અને યમનવાસીઓ પર વ્યકિતદીઠ એક અશરફી ? મુજાહિદે જવાબ આપ્યો : એનું કારણ એ છે કે, સીરિયાવાસીઓ માલદાર છે.

(૨૦૧/૩૫૩૫) હઝરત બજાલા કહે છે કે, હું હઝરત અહનફના કાકા જઝઇ ઇબ્ને મુઆવિયાનો સેક્રેટરી હતો. હઝરત ઉમરની વફાતના એક વરસ પહેલાંની વાત છે કે, અમારી પાસે ફારૂકે આ'ઝમનું એક હુકમનામું આવ્યું. જેમાં લખ્યું હતું કે, પારસીઓમાંથી જે માણસના નિકાહમાં તેની કોઇ ઝિમ્મી મહરમ ઓરત હોય તેને અલગ કરી દે. હઝરત ઉમર પારસીઓ પાસેથી કર લેતા ન હતા, પરંતુ જ્યારે હઝરત અબ્દુર્રહમાન ઇબ્ને ઔફે ગવાહી આપી કે, રસૂલુલ્લાહ (સલ.)એ હજરના પારસીઓ પાસેથી જિઝયો લીધો હતો ત્યારે હઝરત ઉમરે પણ તેમના ઉપર કર નાખ્યો.

(૨૦૨/૩૫૩૬) હઝરત અમ્ર બિન ઔફ અનસારી બદરી કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ હઝરત અબૂ ઉબૈદા ઇબ્ને જર્રાહને બેહરૈનનું મહેસૂલ લેવા માટે મોકલ્યા. કારણકે, હુઝૂરે બેહરૈનવાસીઓ સાથે સુલેહ કરી હતી અને અલા ઇબ્ને હઝરમીને ત્યાંના ગવર્નર મુકર્રર કર્યા હતા. હઝરત અબૂ ઉબૈદા જ્યારે બેહરૈનથી માલ લઇને આવ્યા અને અનસારીઓને અબૂ ઉબૈદાના આવવાની ખબર પડી ત્યારે બધાએ ફજ્રની નમાઝ હુઝૂરની સાથે પઢી. હુઝૂરે નમાઝ પઢીને મોં ફેરવીને જોયું અને અનસારીઓએ ઇશારાથી માલની માંગણી કરી. હુઝૂર તેમને જોઇને હસ્યા અને કહ્યું : મને લાગે છે કે, તમને અબૂ ઉબૈદાની માલ લાવવાની ખબર થઇ ગઇ હતી. અનસારે કહ્યું : જી હા. ફરમાવ્યું : ખુશ રહો અને ખુશીની આશા રાખો. ખુદાની કસમ ! મને તમારી મોહતાજીનો ભય નથી, બલ્કે એ વાતનો ભય છે કે, જેવી રીતે પુરાતનકાળની કોમોને દુન્યવી વૈભવ મળેલો હતો તેવી જ રીતે તમને પણ મળશે. પરિણામ એ આવશે કે, દુનિયાએ જેવી રીતે તેમને તબાહ કરી દીધા તેવી રીતે તમને પણ તબાહ કરી દેશે.

(૨૦૩/૩૫૩૭) હઝરત જુબેર ઇબ્ને હય્યા કહે છે કે, હઝરત ઉમરે મુસલમાનોના લશ્કરને જુદા જુદા પ્રદેશોમાં મુશ્રિકો સાથે લડવા માટે મોકલ્યું હતું. (તસ્તરની લડાઇમાં હાર ખાધા પછી ત્યાંનો ગવર્નર) હુરમુઝાન મુસલમાન થઇ ગયો. હઝરત ઉમરે કહ્યું : હું આ યુધ્ધો અંગે તમારી સલાહ લેવા માંગું છું.



હુરમુઝાને જવાબ આપ્યો : આ લડાઇ હોય કે એના જેવી બીજી કોઇ લડાઇ હોય, મુસલમાનોના દુશ્મનોનો દાખલો તે પક્ષીના જેવો છે જેનું માથું પણ હોય, બે પાંખો પણ હોય અને બે પગ પણ હોય. જો તે પક્ષીની એક પાંખ તોડી નાખવામાં આવશે તો તે બે પગ એક પાંખ અને માથાથી હલનચલન કરશે. જો બીજી પાંખ પણ તોડી નાખવામાં આવશે તો પગ અને માથાથી હલનચલન કરશે. હા, જો માથું કાપી નાખવામાં આવશે તો બંને પગ અને પાંખો બેકાર થઇ જશે. માથું તો કિસ્રા છે. એક પાંખ કૈસર છે અને બીજી પાંખ બીજા ઇરાનવાસીઓ. તમે મુસલમાનોને હુકમ આપો કે, કિસ્રાનો મુકાબલો કરવા જાય. હઝરત જુબેર ઇબ્ને હય્યા કહે છે : આ સલાહ પછી હઝરત ઉમરે અમને બોલાવ્યા અને નુઅમાન ઇબ્ને મુકર્રિનને અમારા સરદાર બનાવીને (કિસ્રાના મુકાબલા માટે) મોકલ્યા. અમે દુશ્મનની ભૂમિમાં દાખલ થયા ત્યારે (નહાવન્દ પાસે) અમારા મુકાબલા માટે કિસ્રાનો એક સરદાર ચાળીસ હઝાર સૈનિકો લઇને આવ્યો. દુભાષિયા મારફતે અમને કહેવડાવ્યું કે, તમારામાંથી કોઇ માણસ મારી સાથે (પ્રથમ) વાતચીત કરી લે. મુગીરાએ કહ્યું : તમે જે કંઇ પૂછવા માંગો તે પૂછી લો. દુભાષિયાએ કહ્યું : તમે કોણ લોકો છો ? મુગીરાએ જવાબ આપ્યો : અમે અરબસ્તાનના લોકો છીએ. પહેલાં ભયંકર બદનસીબી (કુફ્ર) અને મુસીબતમાં સપડાયેલા હતા. ભૂખના લીધે છાલ અને ખજુરના ઠળીયાઓ ચૂસા કરતા હતા. ઉન અને વાળનો પોષાક પહેરતા હતા. ઝાડ અને પત્થરની પૂજા કરતા હતા. આકાશ અને ધરતીના માલિકે એ જ હાલતમાં અમારી પાસે અમારા લોકોમાંથી એક નબી મોકલ્યો. અમે તેના માં-બાપને ઓળખતા હતા. અમારા નબીએ અમને હુકમ આપ્યો કે, અમે ત્યાં સુધી તમારી સાથે લડાઇ ચાલુ રાખીએ જ્યાં સુધી તમે કયાં તો એક અલ્લાહની ઇબાદત કરો અથવા કર આપો. અમારા નબીએ વહી મારફતે અમને એવું પણ બતાવ્યું છે કે, અમારામાંથી જે માણસ માર્યો જશે તે મઝાથી જન્નતમાં ચાલ્યો જશે અને અજોડ સુખ તેને મળશે અને જે માણસ જીવતો રહેશે તે તમારી ગરદનોનો માલિક બની જશે. (તે પછી હઝરત મુગીરાએ તરત હુમલો કરવાનો હુકમ આપ્યો, પરંતુ) હઝરત નુઅમાને કહ્યું : મુગીરા, તમે તો રસૂલુલ્લાહ (સલ.) સાથે આવી ઘણી લડાઇઓમાં હાજર રહ્યા છો અને ખુદા તઆલાએ તમને કદી નાસીપાસ કર્યા નથી. હંમેશા તમારી મદદ કરી, પરંતુ હું પણ ઘણીવાર હુઝૂરની સાથે લડાઇઓમાં રહ્યો છું. રસૂલુલ્લાહ (સલ.) દિવસની શરૂઆતમાં હુમલો કરતા ન હતા. એ વાતની રાહ જોતા

હતા કે, બરાબર હવા ચાલે અને નમાઝનો વખત થઇ જાય.

**જો ઇમામ કોઇ ગામના સરદાર સાથે સુલેહ કરી લે તો શું ગામના બાકીના લોકો સાથે પણ સુલેહ થઇ જાય છે કે નહી ?**

(૨૦૪/૩૫૩૮) હઝરત અબૂ હુમૈદ સાઇદી કહે છે : અમે હુઝૂર (સલ.) સાથે તબૂકની લડાઇમાં હાજર હતા. અયલાના રાજાએ ભેટ રૂપે હુઝૂરની સેવામાં એક સફેદ ખચ્ચર અને એક ચાદર મોકલી હતી. હુઝૂરે તે લોકોને દરિયા કિનારાની હુકૂમત સોંપી હતી.

**જે કાફિરો સાથે હુઝૂરે કરાર કર્યા હતા તે કરારના પાલનની વસિય્યત હઝરત ઉમરે કરી હતી. ઇમામ બુખારી કહે છે કે, આયત 'ઇલ્લં વ લા ઝિમ્મતન'માં 'ઝિમ્મતન'થી મુરાદ વચન અને 'ઇલ્લતન'થી મુરાદ સગાઇ છે.**

(૨૦૫/૩૫૩૯) હઝરત ઇબ્ને કુદામા તમીમી કહે છે : અમે હઝરત ઉમરને વિનંતી કરી અમીરૂલ મુઅમિનીન, અમને વસિય્યત કરો. ફરમાવ્યું : હું તમને ખુદાના કરારના પાલનની વસિય્યત કરૂં છું. ખુદાનો કરાર એ જ રસૂલનો કરાર છે અને તમારી ઔલાદની રોઝી છે.

**રસૂલુલ્લાહ (સલ.) માટે ગનીમત અને મહેસૂલની રકમ કયા લોકોને વહેંચતા હતા ? હુઝૂરે બેહરૈનની જાગીર કોને આપી હતી ? કોને વાયદો કર્યો હતો કે, બેહરૈનથી માલ આવશે ત્યારે અમે તમને આપીશું અને કોને આવો વાયદો કર્યો હતો કે, મહેસૂલની રકમ આવશે તો તમને આપીશું ?**

(૨૦૬/૩૫૪૦) હઝરત અનસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ અનસારીઓને બોલાવ્યા. જેથી તેમને બેહરૈનની જાગીરો લખી આપે. અનસારીઓએ કહ્યું : ખુદાની કસમ ! જ્યાં સુધી હુઝૂર અમારા કુરેશી ભાઇઓ માટે એટલી જાગીરો નહી લખી આપે ત્યાં સુધી અમે કદાપિ લઇશું નહી. હુઝૂરે અલ્લાહની મરજી મુજબ કંઇક જવાબ આપ્યો. અનસારીઓ એ પ્રમાણે જ કહેતા રહ્યા. છેવટે હુઝૂરે ફરમાવ્યું : ટૂંક સમયમાં મારા પછી તમારા કરતાં બીજાઓને આગળ જોશો. તમે સબ્ર કરજો, અહીં સુધી કે, (કિયામતના દિવસે) હોઝે કૌસર પર મારી સાથે મુલાકાત થાય.

(૨૦૭/૩૫૪૧) હઝરત જાબિર ઇબ્ને અબ્દુલ્લાહ કહે છે : નામદાર હુઝૂર (સલ.)એ મને કહ્યું હતું : જો મારી પાસે



બેહરૈનથી માલ આવશે તો હું તને આટલો આપીશ, પરંતુ હુઝૂરની હયાતીમાં ત્યાંથી કંઇ આવ્યું નહી. વફાત પછી આવ્યું. હઝરત અબૂબક્ર (રદિ.)એ કહ્યું કે, જે માણસને રસૂલુલ્લાહ (સલ.)એ કંઇ આપવાનો વાયદો કર્યો હોય તે અમારી પાસે આવે. હું સિદ્દીકે અકબર પાસે ગયો અને કહ્યું કે, હુઝૂર (સલ.)એ મને કહ્યું હતું કે, જ્યારે બેહરૈનથી માલ આવશે ત્યારે હું તને આટલો આટલો માલ આપીશ. હઝરત અબૂબક્રે કહ્યું : તો ખોબો ભરી લે. મેં એક ખોબો ભરીને લઇ લીધો. ફરમાવ્યું, એને ગણી લે. મેં ગણ્યા તો પાંચસો (દિરહમ) હતા. આ જોઇને હઝરત અબૂબક્રે મને એક હઝાર પાંચસો (દિરહમ) આપ્યા. એક રિવાયતમાં છે : હઝરત અનસ (રદિ.) કહે છે : એકવાર બેહરૈનથી માલ આવ્યો. રસૂલુલ્લાહ (સલ.)એ કહ્યું : એને મસ્જિદમાં મૂકી દો. આ માલ દરેક વખતના માલ કરતાં વધારે હતો. હઝરત અબ્બાસે હાજર થઇને કહ્યું : યા રસૂલલ્લાહ ! મને પણ આપો. મેં મારો અને અકીલનો બદલો ચુકવ્યો હતો. હુઝૂરે કહ્યું : લઇ લો. હઝરત અબ્બાસે ખોબાઓથી કપડું ભરી લીધું અને ઉચકી જોયું, પરંતુ ઉચકી શકાયું નહી. એટલે વિનંતી કરી, હુઝૂર, કોઇને હુકમ આપો કે મને ચઢાવી આપે. હુઝૂરે કહ્યું : નહીં. હઝરત અબ્બાસે કહ્યું : તો તમે જ ઉંચકીને મને ચઢાવી આપો. કહ્યું : નહી. નાછૂટકે હઝરત અબ્બાસે તેમાંથી થોડુંક કાઢીને ઓછું કર્યું, પરંતુ તો પણ ઉંચકી શકયા નહી અને વિનંતી કરી કે, કોઇને કહો કે, ચઢાવી દે. કહ્યું : નહી. તેમણે કહ્યું, તો તમે ઉંચકી આપો. આપે કહ્યું : ના. હઝરત અબ્બાસે ફરી થોડુંક કાઢયું અને ઊંચકીને ખભા પર મૂકીને ચાલતા થયા. હુઝૂરને હઝરત અબ્બાસની લાલચ પર નવાઇ લાગી અને જ્યાં સુધી સામે જતા દેખાતા રહ્યા ત્યાં સુધી આપ તેમને જોતા રહ્યા. છેવટે જ્યારે બધા દિરહમ ખલાસ થઇ ગયા ત્યારે હુઝૂર ત્યાંથી ઉઠયા.

**કરાર કરનાર કાફિરને વગર વાંકે કત્લ કરવાની સજાનું બયાન**

(૨૦૮/૩૫૪૨) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને અમ્ર (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જે માણસ કોઇ કરાર કરનાર માણસને મારી નાખશે તે જન્નતની ખૂશ્બૂ સુંઘી શકશે નહીં. જો કે જન્નતની ખૂશ્બૂ ચાળીસ વરસના રસ્તાના અંતરેથી અનુભવાશે.

**અરબ દ્વીપકલ્પમાંથી યહૂદીઓને કાઢી મૂકવાનું બયાન**

(૨૦૯/૩૫૪૩) હઝરત ઉમર ફારૂક (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ (ખૈબરના યહૂદીઓને) કહ્યું હતું : હું તમને ત્યાં સુધી અહીં કાયમ રાખું છું

જ્યાં સુધી અલ્લાહ તમને કાયમ રાખશે.

(૨૧૦/૩૫૪૪) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : એક વાર અમે મસ્જિદમાં હતા, એવામાં રસૂલુલ્લાહ (સલ.) બહારથી આવ્યા અને કહ્યું : યહૂદીઓ પાસે ચાલો. અમે હુઝૂરની સાથે થઇ ગયા. મદ્રસામાં જઇને હુઝૂરે (યહૂદીઓને) કહ્યું : મુસલમાન થઇ જાઓ, સુરક્ષિત રહેશો અને સમજી લો કે, (આ) જમીન ખુદા અને તેના રસૂલની છે. હું આ જમીન પરથી તમને કાઢવા માંગું છું. એટલે જે માણસ પાસે કોઇ મિલ્કત હોય તે વેચી દે, નહી તો જાણી લો કે, (આ) જમીન ખુદા અને રસૂલની છે.

(૨૧૧/૩૫૪૫) હઝરત સઇદ ઇબ્ને ઝુબેર કહે છે : એક વાર હઝરત ઇબ્ને અબ્બાસે કહ્યું : ગુરુવારનો દિવસ પણ કેવો હતો. આમ કહીને રડવા લાગ્યા. અહીં સુધી કે, અશ્રુઓથી કાંકરીઓ ભીંજાઇ ગઇ. મેં પૂછ્યું : અબૂ અબ્બાસ ! ગુરુવારનો દિવસ કેવો દિવસ હતો ? કહ્યું : રસૂલુલ્લાહ (સલ.)ની બીમારીએ ગંભીર સ્વરૂપ ધારણ કર્યું હતું : આપે ફરમાવ્યું હતું. મારી પાસે ખભાનું હાડકું લઇ આવો. હું તમને એક લખાણ લખી આપું. જેથી તે પછી તમે ગુમરાહ ન બનો. લોકો વચ્ચે મતભેદ પડયો. જો કે રસૂલુલ્લાહ (સલ.) પાસે ઝઘડો કરવો એ ઠીક ન હતું. અમુક સહાબાઓએ કહ્યું : હુઝૂરને કેમ છે ? તે વખતે હુઝૂરની જીભ કાબુમાં ન હતી. ફરમાવ્યું : હવે મને ન છેડો; જે હાલતમાં હું અત્યારે છું તે તેનાથી સારી છે જેના વિષે તમે પૂછવા માંગો છો. ત્યાર પછી હુઝૂરે સહાબાઓને ત્રણ વાતોની વસિય્યત કરી. ફરમાવ્યું : મુશ્રિકોને અરબ દ્વીપકલ્પમાંથી કાઢી મૂકજો. એલચીઓ સાથે જેવી રીતે હું વર્તતો હતો તેવી રીતે વર્તજો. ત્રીજી વાત હું ભૂલી ગયો. ખબર નહી, હુઝૂર ચુપ થઇ ગયા હતા યા આપે કહ્યું હતું. સુફયાન કહે છે : આ છેલ્લો ટુકડો હઝરત સઇદનું કથન નથી, બલ્કે સુલયમાન રાવીનું કથન છે.

**જો મુશ્રિકો મુસલમાનો સાથે દગો કરે તો પણ શું તેમને માફ કરી શકાય છે ?**

(૨૧૨/૩૫૪૬) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : જ્યારે ખૈબર જીતાઇ ગયું ત્યારે હુઝૂરની સેવામાં બકરીનો ઝેર-મિશ્રીત ગોશ્ત ભેટ રૂપે રજૂ કરવામાં આવ્યો. હુઝૂરે કહ્યું : અહીં જેટલા યહૂદીઓ હોય તે બધાને ભેગા કરીને મારી પાસે લાવો. હુકમ અનુસાર જ્યારે બધા ભેગા થઇ ગયા ત્યારે હુઝૂરે ફરમાવ્યું : હું તમને એક વાત પૂછું છું, શું તમે સાચે સાચું કહી દેશો ? યહૂદીઓએ કહ્યું : જી હા. પૂછ્યું, તમારો પિતા કોણ છે ? કહ્યું : ફલાણો માણસ. ફરમાવ્યું : તમે જુઠું બોલો છો. ફરમાવ્યું : તમારો પિતા ફલાણો માણસ હતો. યહૂદીઓએ કહ્યું : તમે સાચું કહ્યું. પછી કહ્યું : હું તમને પૂછું છું, શું તમે સાચે





સાચું બોલશો ? યહૂદીઓએ કહ્યું : જો અમે જૂઠું બોલીશું તો તમને ખબર પડી જશે, જેવી રીતે તમને હમણા અમારા પિતા વિષે ખબર પડી ગઇ. હુઝૂરે પૂછ્યું : કયા લોકો દોઝખી હશે ? યહૂદીઓએ કહ્યું : થોડી મુદ્દત તો અમે તેમાં રહીશું, પરંતુ અમારા પછી તમે તેમાં રહેશો. હુઝૂરે કહ્યું : ખુદાની કસમ ! તમારા પછી અમે કદી દોઝખમાં નહી જઇશું. પછી કહ્યું : જો હું તમને કંઇ પૂછું તો તમે સાચું બતાવશો ? યહૂદીઓએ કહ્યું : જી હા. પૂછ્યું, શું તમે આ બકરીમાં ઝેર નાખ્યું છે ? યહૂદીઓએ કહ્યું : જી હા. પૂછ્યું, આવું શા માટે કર્યું ? યહૂદીઓએ કહ્યું : અમારો હેતુ એ હતો કે, જો તમે સાચા નહીં હોવ તો અમને તમારાથી છુટકારો મળી જશે અને જો સાચા નબી હશો તો તમને એનાથી કોઇ નુકસાન નહીં પહોંચે.

**વચનભંગ કરનાર માટે ઇમામ બદદુઆ કરી શકે છે**

(૨૧૩/૩૫૪૭) હઝરત આસિમ કહે છે : મેં હઝરત અનસને રૂકૂઅ પહેલાં દુઆએ કુનૂત પઢવાનો હુકમ પૂછ્યો અને કહ્યું : ફલાણો માણસ કહેતો હતો કે, તમે રૂકૂઅ પછી દુઆએ કુનૂત પઢવાનો હુકમ આપો છો. કહ્યું : તેણે ખોટું કહ્યું. રસૂલુલ્લાહ (સલ.)એ એક મહીના સુધી રૂકૂઅ પછી દુઆએ કુનૂત પઢી હતી. કારણ કે, આપ બની સુલૈમ કબીલાઓ માટે બદદુઆ કરતા હતા. હુઝૂરે ચાળીસ અથવા સિત્તેર કારીઓ (ઇસ્લામી તબ્લીગ માટે) મુશ્રિકો પાસે મોકલ્યા હતા. મુશ્રિકોએ બધા કારીઓને પકડીને કત્લ કરી દીધા. જો કે રસૂલુલ્લાહ (સલ.) અને તે લોકો વચ્ચે કરાર થયા હતા. હુઝૂરને તે શહીદો માટે જેટલું દુઃખ થયું તેટલું કદાપિ થયું નહી.

**સ્ત્રીઓને આશ્રય આપવાનું બયાન**

(૨૧૪/૩૫૪૮) હઝરત ઉમ્મે હાની બિન્તે અબૂ તાલિબ કહે છે : મકકાના વિજય પછી હું હુઝૂરની સેવામાં હાજર થઇ. આપ ગુસ્લ કરી રહ્યા હતા અને હુઝૂરની પુત્રી હઝરત ફાતિમાએ પરદો કરી રાખ્યો હતો. મેં સલામ કરી. પૂછ્યું, કોણ છે ? મેં કહ્યું : ઉમ્મે હાની બિન્તે અબૂ તાલિબ છું. કહ્યું : આવો. હુઝૂરે ગુસ્લથી પરવારીને એક કપડું લપેટીને આઠ રકઅત નમાઝ પઢી. મેં કહ્યું : યા રસૂલલ્લાહ ! મેં ઇબ્ને હુબૈરાને મારા ઘરમાં આશ્રય આપ્યો છે. હઝરત અલી તેને કત્લ કરવા માંગે છે. ફરમાવ્યું : ઉમ્મે હાની, જેને તમે આશ્રય આપ્યો તેને અમે આશ્રય આપ્યો. ઉમ્મે હાની કહે છે : આ ચાશ્તના સમયની વાત છે.

**એક સામાન્ય મુસલમાન પણ જો કોઇ કાફિરને આશ્રય આપે અને વચન આપે તો બધા મુસલમાનોએ તે વચનનું પાલન**

**કરવું જોઈએ. કારણકે, બધા મુસલમાનોનું વચન સરખું છે.**

(૨૧૫/૩૫૪૯) હઝરત ઈબ્રાહીમ તમીમી કહે છે કે, હઝરત અલી મુરતઝાએ એકવાર ખુત્બો પઢયો. ખુત્બા દરમ્યાન ફરમાવ્યું : અમારી પાસે અલ્લાહની કિતાબ અને આ 'સહીફા' સિવાય બીજી કોઈ કિતાબ પઢવા માટે નથી. આ સહીફામાં જખમોના હુકમોનું બયાન છે. (તે) ઊંટોની ઉંમર છે (જે દિય્યતમાં આપવામાં આવે છે) એ વાતનું પણ વર્ણન છે કે, ઐર પહાડથી અહીં સુધી હરમ છે. એમાં જે માણસ બિદઅત કરશે અથવા બિદઅતીને આશ્રય આપશે તેના પર ખુદાની અને બધા માણસોની લઅનત છે. ખુદા તેની ન ફર્ઝ ઈબાદત કબૂલ કરશે ન નફિલ. જે માણસ કોઈ કોમ સાથે પોતાના સરદારો વિરૂદ્ધ મૈત્રી કરશે તેના ઉપર પણ એટલી જ લઅનત છે. બધા મુસલમાનોનું આશ્રય આપવું એકસરખું છે. જે માણસ કોઈ મુસલમાનને આપેલા આશ્રયનો ભંગ કરશે તેના ઉપર પણ એટલી જ લઅનત છે.

**જો લડાઇ દરમ્યાન મુશ્રિકો કહી દે કે, અમે અમારો ધર્મ છોડીએ છીએ, પરંતુ સ્પષ્ટ રીતે મુસલમાન થઇ જવાનો કલિમો જીભ પર લાવતા નથી, તો શું હુકમ છે ?**

(૨૧૬/૩૫૫૦) હઝરત ખાલિદે તે લોકોને કત્લ કરવાનું શરૂ કર્યું હતું (જેમણે એમ કહી દીધું હતું કે, અમે અમારો ધર્મ છોડીએ છીએ) હુઝૂર (સલ.)એ ફરમાવ્યું હતું : એય અલ્લાહ ! હું ખાલિદના કૃત્ય અંગે તારી સામે બેઝારી જાહેર કરૂં છું.

(૨૧૭/૩૫૫૧) હઝરત ઉમરનું કથન છે : જો મુસલમાન બિન અરબ કાફિરને કહી દે કે, 'મતર્સ' (ગભરા નહીં) તો જાણે મુસલમાને તેને આશ્રય આપ્યો. કારણ કે, અલ્લાહ તઆલા બધી ભાષાઓનો જાણકાર છે.

(૨૧૮/૩૫૫૨) (તસ્તરનો રાજવી હુરમુઝાન મુસલમાન થઈને જ્યારે હઝરત ઉમર પાસે હાજર થયો અને ભયનો માર્યો બરાબર બોલી શકયો નહીં ત્યારે) હઝરત ઉમરે કહ્યું : ગભરાઓ નહીં, તમે વાત કરો.

**માલ વગેરે લઇને કાફિરો સાથે સુલેહ કરવાનું બયાન અને વાયદો પૂરો ન કરનારના ગુનાહની વિગત. ખુદા તઆલા ફરમાવે છે : 'વ ઇન જનહૂ લિસ્સલ્મિ ફજનહ લહા વ તવક્કલ અલ લ્લાહિ ઇન્નહુ હુવ સ્સમીઉલ અલીમ.'** કિંવા **જો કાફિર સુલેહ માટે તૈયાર થાય તો તમે પણ સુલેહ માટે તૈયાર**



**[illegible] જાઓ. ખુદા પર ભરોસો રાખો. બેશક, તે સાંભળે છે અને જાણે છે**

(૨૧૯/૩૫૫૩) હઝરત સહલ ઈબ્ને અબૂ હસમા કહે છે કે, અબ્દુલ્લાહ ઈબ્ને સહલ અને મુહય્યિસા ઈબ્ને મસઊદ ખૈબર ગયા. તે વખતે ખૈબરવાળાઓ સાથે સુલેહ હતી. ખૈબર જઈને બંને સજ્જનો છુટા પડી ગયા. (બંને પોતપોતાના કામે ચાલ્યા ગયા.) અચાનક મુહય્યિસા અબ્દુલ્લાહ ઈબ્ને સહલ તરફ ગયા. તેમને લોહીમાં ખરડાયેલા અને કત્લ થયેલા જોયા. આ જોઈને અબ્દુલ્લાહને દફન કરીને મદીના આવ્યા. પછી અબ્દુર્રહમાન ઈબ્ને સહલ (મરનારના ભાઈ) મુહય્યિસા અને તેમના ભાઈ હુવય્યિસા હુઝૂરની સેવામાં હાજર થયા. અબ્દુર્રહમાને વાત કરવાની કોશિશ કરી. હુઝૂરે ફરમાવ્યું : મોટાઓને વાત કરવા દો. કારણ એ હતું કે, અબ્દુર્રહમાન ઉંમરમાં નાના હતા. તેઓ ચુપ થઈ ગયા. મુહય્યિસા અને હુવય્યિસાએ હુઝૂર સાથે વાતચીત કરી. રસૂલુલ્લાહ (સલ.)એ કહ્યું : શું તમે કસમ ખાઈને કત્લ કરનારના લોહીની યોગ્યતા પુરવાર કરી શકો છો ? તેમણે કહ્યું : ન અમે હાજર હતા ન અમે જોયું, પછી કેવી રીતે કસમ ખાઈ શકીએ છીએ ? હુઝૂરે કહ્યું : તો પચાસ માણસોની કસમથી યહૂદીઓ નિર્દોષ જાહેર થઈ શકે છે. તેમણે કહ્યું : હુઝૂર, આપણે કાફિરો પાસેથી કેવી રીતે કસમ લઈએ ? (તેમની કસમોનો શું ભરોસો) છેવટે હુઝૂરે પોતાની પાસેથી તેમનું વળતર આપ્યું.

**વાયદો પૂરો કરવાનો સવાબ**

(૨૨૦/૩૫૫૪) અબૂ સુફયાન કહે છે : જે સમયે રસૂલુલ્લાહ (સલ.)એ કુરેશના કાફિરો અંગે મારી સાથે સુલેહ કરી હતી અને કુરૈશીઓ વેપાર અર્થે સીરિયા ગયા હતા તે સમયે હિરકલે મને કુરૈશી સવારો સાથે બોલાવ્યો હતો.

**જો ઝિમ્મી કાફિર જાદુ કરે તો શું તેને માફ કરી દેવામાં આવે ?**

(૨૨૧/૩૫૫૫) યૂનુસ કહે છે : ઝુહરીને પૂછવામાં આવ્યું કે, જો કરાર કરનાર ઝિમ્મી કાફિર મુસલમાનો પર જાદુ કરે તો શું તેને કત્લ કરી દેવામાં આવે ? ઝુહરીએ કહ્યું : અમને ખબર મળી છે કે, હુઝૂર (સલ.) સાથે આવો જ વર્તાવ કરવામાં આવ્યો, પરંતુ આપે જાદુ કરનારને કત્લ કર્યો નહીં, જાદુ કરનાર અહલે કિતાબમાંથી હતો.

(૨૨૨/૩૫૫૬) હઝરત આઈશા કહે છે કે, હુઝૂર પર જાદુ કરવામાં આવ્યો હતો. હુઝૂરને એવો ખ્યાલ હતો કે, આપે અમુક કામો કરી લીધાં, જો કે તે આપે કર્યાં ન હતા.

**દગાબાઝીથી દૂર રહેવાની સૂચના. ખુદા તઆલા ફરમાવે**

**છે : 'વ ઈય્યુરીદૂ અંય્યખદઉક ફઇન્ન હસ્બક લ્લાહુ'** કિંવા **જો કાફિર તમને દગો દેવા માંગે તો અલ્લાહ તમારા માટે બસ છે. હુવ લ્લઝી અંય્યદક બિનસ્રિહિ વ બિલ મુઅમિનીન વ અલ્લફ બય્ન કુલૂબિહિમ**

(રર૩/૩પપ૭) હઝરત ઔફ ઈબ્ને માલિક કહે છે : હું તબૂકના ગઝવામાં રસૂલુલ્લાહ (સલ.)ની સેવામાં હાજર થયો. આપ તે વખતે ચામડાના એક તંબુમાં બેઠા હતા. મને કહ્યું : કિયામત પહેલાં ૬ વસ્તુઓ થશે, તેને ગણી રાખ. ૧. મારી વફાત ૨. બયતુલ મુકદ્દસ પર વિજય ૩. ઘેટા-બકરાંઓના જેમ તમારા લોકોમાં મૃત્યુનો ફેલાવો. ૪. માલ એટલી હદ સુધી વધી જશે કે, અમુક માણસોને સો અશરફીઓ આપવામાં આવશે તો પણ તે (એને તુચ્છ ગણીને) નારાજ થશે. ૫. અરબસ્તાનના દરેક ઘરમાં ટંટો-ફસાદ થવો. ૬. રોમનો અને તમારી વચ્ચે સુલેહ થશે, પરંતુ તેઓ તમને દગો આપશે અને એંસી ઝંડાઓ લઈને લડવા આવશે અને દરેક ઝંડા નીચે બાર હઝારનું સૈન્ય હશે.

**કરારવાળાઓને તેમના કરાર પાછા આપવાનું બયાન** કિંવા **કરાર ખત્મ થવાની તેમને ખબર આપવાનું બયાન. ખુદા તઆલા ફરમાવે છે : 'વ ઇમ્મા તખાફન્ન મિન કવમિન ખિયાનતન ફન્બિઝ ઇલયહિમ અલા સવાઇન'** કિંવા **જો તમને કોઇ કોમ તરફથી દગાબાઝીનો ભય હોય તો તેમના કરાર સમાનરૂપે તેમના ઉપર ફેંકી દો.**

(રર૪/૩પપ૭) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : ઝીલહજ્જની દસમી તારીખે હઝરત અબૂબક્રે મને મિનામાં બીજા જાહેરાત કરનારાઓની સાથે એવી જાહેરાત કરવા માટે મોકલ્યો કે, આ વર્ષ પછી કોઈ મુશ્રિક હજ્જ ન કરે. કોઈ નગ્ન માણસ કઅબાનો તવાફ ન કરે અને હજ્જે અકબરનો દિવસ ઝીલહજ્જની દસમી તારીખ છે. એને હજ્જે અકબર એટલા માટે કહેવામાં આવે છે કે, લોકો ઉમરાને 'હજ્જે અસ્ગર' કહ્યા કરતા હતા. ખુલાસો એ કે, હઝરત અબૂબક્રે આ વરસે લોકોને કરાર પાછા આપવાની ખબર આપી દીધી. હજ્જતુલ વદાઅમાં કોઈ મુશ્રિકે હજ્જ કરી નહીં.

**કરાર કરીને દગો કરવાનું બયાન. ખુદા તઆલા ફરમાવે છે : 'અલ્લઝીન આહદ્દત મિન્હુમ સુમ્મ યન્કુદૂન અહદહુમ ફી કુલ્લિ મર્રતિન'** કિંવા **જે લોકો સાથે તમે કરાર કર્યા છે, પછી તેઓ દર વખતે પોતાના કરાર તોડી નાખે છે.**



(રર૫/૩પપ૮) હઝરત અબ્દુલ્લાહ બિન અમ્ર (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જે માણસમાં ચાર બાબતો હશે તે પાકો મુનાફિક હશે. વાત કરે ત્યારે જૂઠું બોલે, વાયદો કરે ત્યારે પૂરો ન કરે. કરાર કરે ત્યારે દગો કરે અને લડાઈ-ઝઘડા વખતે ગાળગલોચ કરે. જે માણસમાં આ ચાર વાતોમાંથી એક વાત હશે તેમાં નિફાકની એક આદત હશે. અહીં સુધી કે તેને છોડી દે.

(રર૬/૩પપ૯) હઝરત અલી મુરતઝા કહે છે કે, આ કુર્આન અને તે અહકામ જે આ સહીફામાં છે તે સિવાય અમારી પાસે નબીની કોઈ કિતાબ નથી. હુઝૂરે ફરમાવ્યું છે કે, 'આઈર' પહાડથી અહીં (કુદા પહાડ) સુધીનું આખું મદીના હરમ છે. જે માણસ એમાં કોઈ બિદઅત ચાલુ કરશે અથવા કોઈ બિદઅતીને આશ્રય આપશે તેના પર ખુદાની, ફરિશ્તાઓની અને બધા માણસોની લઅનત. ખુદા તઆલા તેની ન ફર્ઝ ઈબાદત કબૂલ કરશે ન નફિલ. બધા મુસલમાનોના કરાર સરખો દરજ્જો ધરાવે છે. જો સામાન્ય મુસલમાન પણ કરાર કરી લે તો તેનું પાલન જરૂરી છે. જે માણસ કોઈ મુસલમાને કરેલા કરાર તોડશે તેના પર ખુદાની, ફરિશ્તાઓની અને બધા મુસલમાનોની લઅનત. ખુદા તઆલા તેની ન ફર્ઝ ઈબાદત કબૂલ કરશે ન નફિલ. જે માણસ પોતાના સરદારો વિરૂદ્ધ કોઈ કોમ સાથે દોસ્તી કરશે તેના ઉપર પણ ખુદાની, ફરિશ્તાઓની અને બધા માણસોની લઅનત. ખુદા તઆલા તેની ન ફર્ઝ ઈબાદત કબૂલ કરશે ન નફિલ.

(રર૭/૩પ૬૦) એકવાર હઝરત અબૂ હુરૈરાએ લોકોને કહ્યું હતું : જ્યારે તમને કરવેરાનો એક દિરહમ કે અશરફી નહીં મળે ત્યારે તમારૂં શું થશે ? એક માણસે કહ્યું : અબૂ હુરૈરા, તમે શા ઉપરથી આવું કહો છો ? અબૂ હુરૈરાએ કહ્યું : તે ખુદાની કસમ છે જેના શક્તિશાળી હાથમાં અબૂ હુરૈરાની જાન છે, આવું જરૂર થશે, તે સાચા માનવીના કથન અનુસાર જેનું સમર્થન (અલ્લાહ તઆલા તરફથી) કરવામાં આવ્યું છે. લોકોએ કહ્યું : આવું શા માટે થશે ? કહેવા લાગ્યા : કારણ એવું હશે કે, ખુદા અને રસૂલે ઝિમ્મીઓ સાથે જે કરાર કર્યા છે તેને (મુસલમાનો તરફથી) તોડી નાખવામાં આવશે. પરિણામ એ આવશે કે, ખુદા તઆલા ઝિમ્મીઓના દિલોને સખ્ત બનાવી દેશે. તેમના કબજામાં જે કંઈ હશે તે તેઓ રોકી રાખશે.

(રર૮/૩પ૬૧) અઅમશ કહે છે : મેં અબૂ વાઈલને પૂછ્યું, શું તમે સિફફીનની લડાઈમાં હાજર હતા ? કહેવા લાગ્યા : હા, હાજર હતો. મેં સહલ ઈબ્ને હુનૈફને એવું કહેતા પણ સાંભળ્યા હતા કે, પોતપોતાના અભિપ્રાયને ખરાબ ગણો

(મને ખરાબ ન ગણો. સારૂં એ જ છે કે, સિફફીનમાં મેં કોઈપણ બાજુએથી ભાગ ન લીધો.) હુદયબિય્યાની સુલેહના દિવસે મારો અભિપ્રાય એવો હતો કે, જો હું રસૂલુલ્લાહ (સલ.)ના ફરમાનને ફેરવી શકતો હોત તો ફેરવી નાખત. (જો કે મારો આ અભિપ્રાય ખોટો હતો, શાણપણ તે જ હતું જે રસૂલુલ્લાહ (સલ.)એ દાખવ્યું.) જેથી આજે પણ અમે અમારા ખભાઓ પર તલવારો મૂકી છે. (કોઈપણ બાજુથી લડાઈમાં ભાગ લીધો નહીં) આ વસ્તુ કોઈ ભયના કારણે નથી, બલ્કે માત્ર એટલા માટે છે કે, અમારી તલવારો કોઈ એવી વાત સુધી પહોંચાડી દે જે અત્યારની હાલતથી સરળ હોય.

(૨૨૯/૩૫૬૨) હઝરત અબૂ વાઈલ કહે છે : હું હાજર હતો ત્યારે હઝરત સહલ ઈબ્ને હુનૈફે સિફફીનની લડાઈમાં ઉભા થઈને ફરમાવ્યું હતું : લોકો ! તમારી જાત પર આરોપ મૂકો. (સિફફીનની લડાઈમાં ભાગ ન લેવાના કારણે અમારા ઉપર આરોપ ન મૂકો.) કારણ કે, હુદયબિય્યાની લડાઈમાં અમે રસૂલુલ્લાહ (સલ.)ની સાથે હતા. જો લડાઈ યોગ્ય હોત તો અમે તે દિવસે જરૂર લડત. (પરંતુ હુઝૂરે સુલેહ કરી લીધી) હઝરત ઉમરે હુઝૂર પાસે જઈને કહ્યું : યા રસૂલલ્લાહ ! શું આપણે સચ્ચાઈ પર અને તે લોકો (કાફિરો) જુઠ પર નથી ? હુઝૂરે કહ્યું : છે, શા માટે નહીં ? હઝરત ઉમરે કહ્યું : શું આપણા શહીદો જન્નતમાં અને તેમના માર્યા ગયેલા દોઝખમાં નહીં જાય ? હુઝૂરે કહ્યું : જરૂર એવું થશે. હઝરત ઉમરે કહ્યું : તો પછી શા માટે આપણે આપણા દીનમાં ઝિલ્લત આવવા દઈએ ? જ્યાં સુધી ખુદા તઆલા આપણો અને તેમનો ફેસલો ન કરી નાખે ત્યાં સુધી આપણે પાછા ચાલ્યા જઈએ ? હુઝૂરે ફરમાવ્યું : એય ઈબ્ને ખત્તાબ ! બેશક, હું ખુદાનો રસૂલ છું. ખુદા તઆલા મને કદાપિ બરબાદ નહીં કરે. આ સાંભળીને હઝરત ઉમર સિદ્દીકે અકબર પાસે ગયા. જે હુઝૂરને કહ્યું હતું તે જ તેમને કહ્યું. હઝરત અબૂબક્રે કહ્યું : બેશક, તેઓ ખુદાના રસૂલ છે. ખુદા તઆલા તેમને કદાપિ બરબાદ નહીં કરે. આ બનાવ પછી સૂરએ ફત્હ ઉતરી. હુઝૂરે છેલ્લે સુધી પઢીને હઝરત ઉમરને સંભળાવી. હઝરત ઉમરે પૂછ્યું, યા રસૂલલ્લાહ ! શું આ વિજય છે ? આપે ફરમાવ્યું : હા.

(૨૩૦/૩૫૬૩) હઝરત અસ્મા બિન્તે અબૂબક્ર સિદ્દીક કહે છે : જે સમયે કુરૈશે રસૂલુલ્લાહ (સલ.) સાથે (સુલેહના) કરાર કર્યા તે જ દિવસોમાં મારી મુશ્રિક માં મારા નાના સાથે મારી પાસે આવ્યાં. મેં હુઝૂરને મસ્અલો પૂછયો અને કહ્યું : યા રસૂલલ્લાહ ! મારી માં મારી પાસે આવ્યાં છે અને થોડોક માલ માંગે છે. શું હું તેમની સાથે સારો વર્તાવ કરી શકું છું ? ફરમાવ્યું : તેની સાથે સારો વર્તાવ કરો.





(૨૩૧/૩૫૬૪) હઝરત બરા ઈબ્ને આઝિબ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ જ્યારે ઉમરો કરવાનો ઈરાદો કર્યો ત્યારે મક્કામાં દાખલ થવાની રજા લેવા માટે મક્કાવાળાઓ પાસે માણસ મોકલ્યો. મક્કાવાળાઓએ એવી શરત રજુ કરી કે, તમે ફક્ત ત્રણ રાતો મક્કામાં રહી શકશો. હથિયારો થેલાઓમાં બંધ કરીને દાખલ થવું. મક્કાવાસીઓમાંથી કોઈને ઈસ્લામનું આમંત્રણ આપવું નહીં. હઝરત અલીએ શરતો લખવાનું શરૂ કર્યું. સૌપ્રથમ આ શબ્દો લખ્યા : આ તે શરતો છે જેના પર રસૂલુલ્લાહ (સલ.)એ સુલેહ કરી છે. કાફિરો કહેવા લાગ્યા જો અમને એવી જાણ હોત કે, આપ ખુદાના રસૂલ છે તો આપને કદાપિ (મક્કામાં દાખલ થતાં) ન રોકત અને બેશક આપની બૈઅત કરી હોત. એટલે તમારે આ શબ્દો લખવા જોઈએ. આ તે શરતો છે જેના પર મુહમ્મદ ઈબ્ને અબ્દુલ્લાહે સુલેહ કરી છે. હુઝૂરે કહ્યું : ખુદાની કસમ ! હું મુહમ્મદ ઈબ્ને અબ્દુલ્લાહ છું અને ખુદાની કસમ ! હું ખુદાનો રસૂલ છું. રસૂલુલ્લાહ (સલ.) લખતા ન હતા. એટલે હઝરત અલીને કહ્યું : રસૂલુલ્લાહનો આ શબ્દ ભૂંસી નાખો. હઝરત અલીએ કહ્યું : ખુદાની કસમ ! હું એને કદાપિ ભૂંસું નહીં. હુઝૂરે કહ્યું : વારૂ, મને બતાવો. હઝરત અલીએ કાગળ બતાવ્યો. હુઝૂરે પોતાના હાથથી રસૂલુલ્લાહનો શબ્દ ભૂંસી નાખ્યો. કરાર પછી રસૂલુલ્લાહ (સલ.) મક્કામાં દાખલ થયા. નક્કી કરેલ મુદ્દત પસાર થઈ ગયા પછી કુરૈશે હઝરત અલી પાસે જઈને કહ્યું : તમારા દોસ્તને કહી દો કે, હવે ચાલ્યા જાય. હઝરત અલીએ હુઝૂરને એની વાત કરી. હુઝૂરે કહ્યું : ઠીક, ત્યાર પછી મક્કાથી ચાલી નીકળ્યા.

**અચોક્કસ મુદ્દત સુધી સુલેહ કરવી જાઇઝ છે કિંવા સુલેહ કરવામાં એ વાત જરૂરી નથી કે, સુલેહ ખત્મ થવાની મુદ્દત મુકર્રર કરવામાં આવે. રસૂલુલ્લાહે (ખૈબરના) યહૂદીઓને કહ્યું હતું કે, જ્યાં સુધી અલ્લાહ તઆલા તમને કાયમ રાખશે ત્યાં સુધી અમે પણ તમને કાયમ રાખીશું**

**કાફિરોની લાશોને કુવામાં નાખવી અને તેની કોઇ કીમત ન લેવી**

(૨૩૨/૩૫૬૫) હઝરત અબ્દુલ્લાહ કહે છે : એકવાર રસૂલુલ્લાહ (કઅબામાં) સજદામાં હતા. આપની આજુબાજુ કુરૈશના કાફિરો હતા. એવામાં ઉકબા ઈબ્ને અબૂ મુઐતે ઊંટની હોજરી લાવીને હુઝૂરની પીઠ પર નાખી. જેના લીધે હુઝૂર માથું ઉંચું કરી શકયા નહીં. જ્યારે હઝરત ફાતિમા આવ્યાં ત્યારે તેમણે હુઝૂરની પીઠ પરથી તે હોજરી હટાવી અને આવું કૃત્ય કરનારાઓ માટે બદ્દુઆ કરી. હુઝૂરે કહ્યું : એય અલ્લાહ ! કુરૈશના સરદારોને

શિક્ષા કર. એય અલ્લાહ ! અબૂ જહલ ઈબ્ને હિશામ, ઉત્બા ઈબ્ને રબીઆ, શૈબા ઈબ્ને રબીઆ, ઉકબા ઈબ્ને અબૂ મુઐત, ઉમય્યા ઈબ્ને ખલફ અથવા ઉબય ઈબ્ને ખલફને શિક્ષા કર. અબ્દુલ્લાહ કહે છે : ખુદાની કસમ ! મેં તે બધાને જોયા કે બદરની લડાઈમાં માર્યા ગયા અને બદરના કુવામાં ફેંકી દેવામાં આવ્યા. ફક્ત ઉમય્યાને ફેંકવામાં આવ્યો ન હતો. કારણકે, તે જાડો માણસ હતો. લોકોએ જ્યારે તેને પકડીને ખેંચ્યો ત્યારે તેના સાંધા તૂટી ગયા અને કુવામાં ફેંકી શકાયો નહીં.

**દગો સારા માણસ સાથે કરવામાં આવે કે ખરાબ સાથે, દરેક રીતે ગુનોહ છે**

(૨૩૩/૩૫૬૬) હઝરત અનસ કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : કિયામતના દિવસે દરેક દગાબાઝનો એક ઝંડો હશે, જેના લીધે તે ઓળખી શકાશે.

(૨૩૪/૩૫૬૭) હઝરત ઈબ્ને ઉમર (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : કિયામતના દિવસે દરેક દગાબાઝનો તેની દગાબાઝીના પ્રમાણમાં એક ઝંડો હશે.

(૨૩૫/૩૫૬૮) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ મક્કાના વિજયના દિવસે ફરમાવ્યું : (હવે) હિજરતનો હુકમ (બાકી) રહ્યો નહીં, પરંતુ જિહાદ અને નિય્યત છે. એટલે જો જિહાદના માટે તમને નીકળવાનું કહેવામાં આવે તો નીકળો. મક્કાના વિજયના દિવસે હુઝૂરે એમ પણ કહ્યું હતું કે, અલ્લાહ તઆલાએ જે દિવસે જમીન અને આસ્માન બનાવ્યા તે જ દિવસથી મક્કાને હરમ બનાવ્યું છે. એટલે કિયામત સુધી ખુદાના હરમ ઠેરવવાના કારણે આ મક્કા હરમ રહેશે. એમાં મારા પહેલાં કોઈના માટે લડાઈ કરવાનું હલાલ થયું નથી. મારા માટે પણ દિવસની એક ઘડી માટે હલાલ થયું. હવે કિયામત સુધી ખુદાના હરમ ઠેરવવાના કારણે એ હરમ છે. અહીંના કાંટા કાપવામાં ન આવે. અહીંના શિકારને હાંકવામાં ન આવે. પડેલી વસ્તુ ઉંચકવામાં ન આવે. હા, જો જાહેરાત કરવાના હેતુથી ઉંચકે તો જાઈઝ છે. અહીંનું ઘાસ પણ કાપવામાં ન આવે. હઝરત અબ્બાસે કહ્યું : યા રસૂલલ્લાહ ! ઈઝખિર ઘાસને બાકાત રાખો. કારણ કે, તે લુહાર અને ઘરો (ની છતો)ના કામમાં આવે છે. હુઝૂરે કહ્યું : હા, ઈઝખિર બાકાત છે.

✪ ભાગ–૧૨ સમાપ્ત ✪



# બુખારી શરીફ

સંપાદક :

ઈમામ બુખારી (રહ.)

અનુવાદક :

ઈબ્રાહીમ

ભાગ ૧૩

# બુખારી શરીફ

## ભાગ-૧૩

### બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

**સર્જનની ઉત્પત્તિ (મખ્લૂકનું પેદા થવું)**

**ખુદા તઆલા ફરમાવે છે : 'વ હુવ લ્લઝી યબ્દઉલ ખલ્ક સુમ્મ યુઇદુહુ વ હુવ અહવનુ અલયહિ' ઉંવા અલ્લાહ તે છે જે શરૂઆતથી સર્જનને જીવન અર્પે છે, ફરી બીજીવાર જીવન આપશે. તેના માટે બીજી વાર પેદા કરવું પહેલી વાર પેદા કરવા કરતાં આસાન છે. રબીઅ ઇબ્ને ખુસૈમ અને હસન બસરી કહે છે : આયતનો અર્થ એ છે કે, પેહલો જન્મ અને છેલ્લો જન્મ બંને ખુદાના માટે આસાન છે. ઇમામ બુખારી કહે છે કે, 'હય્યિનુન' અને 'હય્નુન' બંને જાઇઝ છે. જેમકે 'લય્યિનુન' અને 'લય્નુન', 'મય્યિતુન' અને 'મય્તુન' અને 'દય્યિકુન' અને 'દય્કુન' છે. આયત 'અફઅયિય્ના બિલ ખલ્કિલ અવ્વલિ'નો અર્થ એ છે કે, જ્યારે અમે તમને પેદા કરી દીધા ત્યારે શું અમે થાકી ગયા ? 'મા મસ્સના મિન લુગૂબિન'માં લુગૂબનો અર્થ થાક થાય છે. ઉંવા કોઇ પણ પ્રકારનો અમને થાક લાગ્યો નથી. 'વ કદ ખલકકુમ અત્વારા'નો અર્થ એ છે કે, ખુદા તઆલાએ તમને જુદી જુદી રીતે પેદા કર્યા.**

(૧/૩૫૬૯) હઝરત ઇમ્રાન ઇબ્ને હુસેન કહે છે કે, બની તમીમના અમુક લોકો મુબારક સેવામાં હાજર થયા. હુઝૂરે કહ્યું : બની તમીમ, ખુશ થઇ જાઓ. તેમણે કહ્યું : હુઝૂરે અમને ખુશખબરી તો આપી. હવે અમને થોડોક માલ પણ આપો. આ સાંભળીને હુઝૂરના ચહેરાનો રંગ બદલાઇ ગયો. એવામાં યમનવાળાઓ આવી ગયા. આપે કહ્યું : એય યમનવાળાઓ ! બની તમીમે ખુશખબરી કબૂલ ન કરી. તમે ખુશખબરી કબૂલ કરો. યમન-વાળાઓએ કહ્યું : હુઝૂર અમે કબૂલ કરી. તે પછી હુઝૂર મખ્લૂક (સર્જન)ના જન્મનો પ્રારંભિક સમય અને અર્શની વિગત બયાન કરવા લાગ્યા. આપ બયાન કરી રહ્યા હતા, એવામાં એક માણસે આવીને મને કહ્યું : ઇમ્રાન, તમારી ઊંટણી છુટી ગઇ. ઇમ્રાન કહે છે : કાશ ! હું ન ઉઠત (અને પૂરી હદીસ સાંભળી લેત)

(૨/૩૫૭૦) હઝરત ઇમ્રાન ઇબ્ને હુસેન કહે છે : એકવાર હું મસ્જિદના દરવાજા પાસે ઊંટણી બાંધીને નબી (સલ.)ની સેવામાં હાજર થયો. તમીમ કબીલાના અમુક માણસો પણ આવ્યા હતા. આપે તેમને કહ્યું : બની તમીમ, ખુશખબરી કબૂલ કરો. તેમણે બે વાર કહ્યું : હુઝૂરે અમને ખુશખબરી તો સંભળાવી, હવે થોડોક માલ પણ આપો. એવામાં યમનના થોડાક લોકો આવ્યા. હુઝૂરે તેમને કહ્યું : જો બની તમીમ ખુશખબરી કબૂલ કરતા નથી તો તમે કબૂલ કરો. તેમણે કહ્યું : અમે કબૂલ કરીએ છીએ. તે પછી યમનવાળાઓએ કહ્યું : આ (દુનિયાના જન્મ)નો હેવાલ આપની પાસેથી જાણવા માટે હાજર થયા છીએ. ફરમાવ્યું : ખુદા હતો. તેના સિવાય કોઇ વસ્તુ ન હતી. તેનું અર્શ પાણી પર હતું. તેણે લોહે મહફૂઝમાં દરેક વસ્તુ લખી. પછી આસ્માન અને જમીનને પેદા કર્યાં. હુઝૂર આ બયાન કરી રહ્યા હતા, એવામાં એક માણસે અવાજ દીધો ઇમ્રાન, તમારી ઊંટણી ચાલી ગઇ. હું ઊંટણીની શોધમાં નીકળી પડયો. ઊંટણી મૃગજળની પેલી બાજુએ હતી. ઇમ્રાન કહે છે : ખુદાની કસમ ! મને દિલથી આ વાત પસંદ હતી કે, હું ઊંટણીને છોડી દઉં (અને હુઝૂરની હદીસ સાંભળું.)

(૩/૩૫૭૧) હઝરત ઉમર ફારૂક કહે છે : એક દિવસ અમારી સામે રસૂલુલ્લાહ (સલ.) ઉભા થયા અને (દુનિયાના) જન્મની શરૂઆતથી લઇને અહીં સુધીની વિગત બયાન કરી કે, જન્નતવાળાઓ પોતાની જગ્યાઓ પર ચાલ્યા જશે અને દોઝખીઓ પોતાના ઠેકાણે જશે. જેણે આ હદીસ યાદ રાખી તેણે યાદ રાખી અને જે ભૂલી ગયો તે ભૂલી ગયો.

(૨/૩૫૭૦) નબીએ કરીમ (સલ.)એ તેમને જન્નતની ખુશખબરી આપી. ઇસ્લામી માન્યતા, તવહીદ, દુનિયાનો જન્મ, તેનો અંત તથા આખિરત (પરલોક) વિષે હુઝૂર (સલ.) તેમને બતાવવા માગતા હતા, પરંતુ તેમણે તે પ્રત્યે ધ્યાન આપ્યું નહીં. તેમનો હેતુ તો ભૌતિક લાભનો હતો, એટલે તેમણે કહ્યું કે, ખુશખબરી તો બહુ થઇ ગઇ. તમે કંઇક આપો, માલ આપો. જેથી નબીએ કરીમ (સલ.) નારાજ થયા. એવામાં યમનવાસીઓ આવ્યા. હુઝૂરે તેમને કહ્યું કે, મારી ખુશખબરી પર તેમણે ધ્યાન આપ્યું નહીં. તમે ખુશખબરી કબૂલ કરો. તેમણે કહ્યું કે, અમે કબૂલ કરી અને અમે એટલા માટે જ આવ્યા છે કે, જન્નત અને તેને મેળવવા માટેના કામો અને માન્યતાઓની વિગત જાણીએ, તો તે વખતે નબીએ કરીમ (સલ.)એ દુનિયાના આરંભ અને અંત, આખિરતના અહેવાલો તથા જન્નત અને જહન્નમમાં જનારાઓના અહેવાલો અને તેમના ઠેકાણાઓનો ઉલ્લેખ કર્યો.

(૩/૩૫૭૧) અર્શના પાણી પર હોવાનો અર્થ એવો નથી કે, અર્શ પાણીને અડીને આવેલું છે, બલ્કે અંતર બતાવવાનો આશય છે, જેમકે કહેવામાં આવે છે કે, આકાશ ધરતીની ઉપર છે. એનો અર્થ એવો નથી કે, આકાશ ધરતીને અડીને આવેલું છે.



(૪/૩૫૭૨) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ અલ્લાહનું ફરમાન બયાન કર્યું કે, ઇન્સાન મને ગાળ આપે છે, જો કે તેના માટે મને ગાળ આપવું ઠીક નથી. ઇન્સાન મને જૂઠો ઠેરવે છે, જો કે એ ઠીક નથી. ગાળ દેવાનું તો એ છે કે, માનવી કહે છે : ખુદાનો પુત્ર છે. જૂઠો ઠેરવવાનું તો એ છે કે, માનવી કહે છે કે, ખુદાએ જેવી રીતે મને શરૂથી પેદા કર્યો, હવે બીજીવાર તેવો પેદા કરશે નહીં.

(૫/૩૫૭૩) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જ્યારે ખુદા બધી મખ્લૂકને પેદા કરી ચુકયો ત્યારે તેણે પોતાની કિતાબમાં લખ્યું **'ઇન્ન રહમતી ગલબત ગઝબી'** કિવા મારી રહમત ક્રોધ ઉપર છવાઇ ગઇ. આ કિતાબ અર્શ પર ખુદા પાસે મોજૂદ છે. (કિતાબથી મુરાદ અલ્લાહનો ઇલ્મ છે.)

**સાત જમીનો વિષે હદીસોનું બયાન. ખુદા તઆલા ફરમાવે છે : 'અલ્લાહુલ્લઝી ખલક સબ્અ સમાવાતિન વ મિનલ અર્દિ મિસ્લહુન્ન' ખુદા તે છે જેણે સાત આસ્માન અને એટલી જ ઝમીનો પેદા કરી. કુર્આનમાં 'વ સ્સકફિલ મરફૂઅ'થી મુરાદ આસ્માન છે. 'રફઅ સમ્કહા'માં 'સમક'થી મુરાદ છત છે. 'વ સ્સમાઇ ઝાતિલ જુબુક'માં જુબુકથી મુરાદ સપાટ અને સુંદરતા છે. 'અઝિનત લિરબ્બિહા'નો અર્થ એ છે કે, ઝમીને પોતાના પાલનહારના હુકમોનું પાલન કર્યું. 'અલકત મા ફીહા તખલ્લત'નો અર્થ એ છે કે, ઝમીનમાં જે મુરદાઓ હતા તેમને ઝમીને કાઢીને ફેંકી દીધાં અને ખાલી થઇ ગઇ. 'વલ અર્દિ વ મા તહાહા'માં સપાટ અને પાથરવું મુરાદ છે. 'ફઇઝા હુમ બિસ્સાહિરહ'માં 'સાહિરહ' થી મુરાદ ધરતી છે. જેના પર જાનવરો રહેતા હોય અને તેના પર સૂતાં-જાગતાં હોય.**

(૬/૩૫૭૪) હઝરત અબૂ સલમહ કહે છે, મારી અને બીજા અમુક માણસો વચ્ચે એક ઝમીન અંગે ઝઘડો હતો. મેં હઝરત આઇશાને જઇને વાત કરી. ઉમ્મુલ મુઅમિનીને કહ્યું : અબૂ સલમહ, ઝમીનથી બચો. હુઝૂર (સલ.)એ ફરમાવ્યું છે કે, જે માણસ ઝુલ્મ કરીને વેંત જેટલી ઝમીન પણ લઇ લેશે તેને સાત ઝમીનોનો ફંદો નાખવામાં આવશે.

(૭/૩૫૭૫) હઝરત અબ્દુલ્લાહ

(૪/૩૫૭૨) અલ્લાહ તઆલાની શાનમાં કોઇ એવી વાત કહેવી કે, જેનાથી અલ્લાહ તરફ કોઇ એબ, ખામી અથવા ઉણપનો નિર્દેશ થાય તો તે અલ્લાહને ગાળ દેવા સમાન છે.

ઇબ્ને ઉમર (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જે માણસ નાહક થોડીક ઝમીન લઇ લેશે તેને કિયામત સુધી સાત ઝમીનો સુધી ધસાવી દેવામાં આવશે.

(૮/૩૫૭૬) હઝરત અબૂબક્ર કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : સમય ચક્કર મારીને ફરી તે જ સ્થિતિમાં આવી ગયો જેમકે આસ્માન અને ઝમીનને પેદા કરવાના દિવસે હતો. વરસ બાર મહિનાનું છે. જેમાં ચાર હરામ મહિનાઓ છે. ત્રણ તો લાગલગાટ છે. કિંવા ઝીલકઅદ, ઝીલહજ્જ અને મુહર્રમ. ચોથો મુઝરનો રજબ છે, જે જુમાદા અને શઅબાનની વચ્ચે છે.

. . . . . . . . . . . . . . . . . . . . . . . . . .

(૮/૩૫૭૬) ચંદ્ર-વર્ષ ૩૫૫ દિવસનું હોય છે, જ્યારે સૂર્ય-વર્ષ ૩૬૫ ¼ દિવસનું હોય છે, એટલે એક વરસમાં ચંદ્ર-વર્ષ સૂર્ય-વર્ષ કરતાં દસ દિવસ નાનું હોય છે એટલે ત્રણ વરસમાં એક માસનો ફરક પડે છે. એટલે અરબો ત્રણ વરસ પછી એક માસનો ઉમેરો કરતા હતા, જેમકે હિંદુઓ અધિક માસનો ઉમેરો કરે છે. અરબો મુહર્રમ, રજબ, ઝીલકદ અને ઝીલહજ્જને "હરામ મહીનાઓ" ગણતા હતા, એટલે એ મહીનાઓમાં યુધ્ધ લડવાનું હરામ ગણતા હતા. એટલે યુધ્ધ ચાલતું હોય અને આ મહીનાઓમાંથી કોઇ મહીનો આવી જાય તો એમ કહેતા હતા કે, આ મહીનો ફરીથી આવશે. એટલે બે મુહર્રમ અથવા બે રજબ કરી નાખતા હતા. એટલે મહીનાઓના સમયમાં ફેરફાર કરી નાખતા હતા. જ્યારે નબીએ કરીમ (સલ.)એ એમ કહ્યું કે, સમય ફરીને પોતાના મૂળ સ્થાન પર આવી ગયો છે, એટલે હવે મહીનાઓના સ્થાનમાં ફેરફાર નહીં થાય.

(૯/૩૫૭૭) હઝરત સઇદ ઇબ્ને ઝેદ કહે છે : અરવાએ એક ઝમીન અંગે મારી સાથે ઝઘડો કર્યો. તેને ભ્રમ હતો કે, મેં તેનો કંઇક હક્ક લઇ લીધો છે. એટલે મરવાન પાસે કેસ લઇ ગઇ. મેં મરવાન સામે કહ્યું : શું હું એના હક્કની થોડીક ઝમીન લઇ લઇશ ? જો કે મેં પોતે હુઝૂર (સલ.) પાસેથી સાંભળ્યું છે : આપ ફરમાવતા હતા કે, જે માણસ વેંત જેટલી ઝમીન પણ નાહક લઇ લેશે તેને સાત ઝમીનોનો ફંદો નાખવામાં આવશે.

**તારાઓનું બયાન. ખુદા તઆલા ફરમાવે છે : 'વ લકદ ઝય્યન્ના સ્સમાઅદ્ દુન્યા બિમસાબીહ' કિંવા અમે દુન્યવી આસ્માનને દીપકોથી શણગાર્યું.**

(૧૦/૩૫૭૮) કતાદા કહે છે : આ તારાઓ ત્રણ કામો માટે પેદા કરવામાં આવ્યા છે. ખુદા તઆલાએ એમને આસ્માનનો શણગાર, શયતાનો માટે અંગારા અને રસ્તો મળવાની નિશાનીઓ બતાવી છે. જે માણસ આનાથી ઉલટી આયતની તફસીર કરે તે ગલતી પર છે. પોતાની સમજશક્તિને બરબાદ કરે છે અને જે વસ્તુની જાણકારી નથી તેમાં બનાવટ કરવા માંગે છે.

(૧૧/૩૫૭૯) ઇબ્ને અબ્બાસ કહે છે કે, આયત 'ફ અસ્બહ હશીમન'માં 'હશીમન' નો અર્થ 'ચૂરેચૂરા થઇ જવું'



થાય છે. 'અબ્બ મ્મતાઅ લ્લકુમ'માં અબ્બથી જાનવરોનો ઘાસચારો મુરાદ છે. 'વલઅર્દ વઝઅહા લિલઅનામ'માં અનામથી મુરાદ મખ્લૂક છે. 'બય્નહુમા બર્ઝખુન'માં બર્ઝખથી મુરાદ પરદો અને આડ છે. 'વ જન્નાતિન અલ્ફાફા'માં 'અલ્ફાફા'નો અર્થ ગીચ અને લપેટાયેલું થાય છે. 'હદાઇક ગુલ્બા'માં 'ગુલ્બ'નો અર્થ પણ એ જ છે. 'ફિરાશ'નો અર્થ પાથરવું થાય છે. 'લાયખ્રુજુ ઇલ્લા નકિદા'માં 'નકિદ'નો અર્થ થોડું થાય છે.

**આયત 'અશ્શમ્સુ વલ કમરૂ બિહુસ્બાન'ની તફસીર. મુજાહિદે એનો અર્થ બયાન કર્યો છે કે, ચંદ્ર અને સૂર્ય મુકર્રર કરેલ હિસાબ અનુસાર ફરે છે જેવી રીતે ઘંટી ફરે છે. બીજા લોકો કહે છે કે, 'હુસ્બાન' હિસાબનું બહુવચન છે. જેમકે શિહાબનું બહુવચન શુહબાન છે. અર્થ એ છે કે, ચંદ્ર અને સૂર્ય ચોક્કસ હિસાબ મુજબ એક પડાવ પરથી બીજા પડાવે જાય છે. પડાવની હદ ઓળંગી શકતા નથી. 'વ શ્શમ્સિ વ દુહાહા'માં 'દુહા'નો અર્થ પ્રકાશ થાય છે. 'લ શ્શમ્સુ યન્બગી લહા અન તુદરિકલ કમર' નો ચંદ્ર અને સૂર્યમાંથી કોઇ બીજાના પ્રકાશને ઢાંકતું નથી અને ઢાંકવાનું ઠીક પણ નથી. 'વલ લ્લયલુ સાબિકુ ન્નહારિ'નો અર્થ એ છે કે દિવસ અને રાત એકબીજાને મળવા જલ્દી જલ્દી ચાલે છે. 'નસ્લખુ મિન્હુ ન્નહાર'નો અર્થ એ છે કે, દિવસ રાતમાંથી અને રાત દિવસમાંથી નીકળે છે અને દરેક પોતાની ચાલે ચાલે છે. 'ફહિય યવમઇઝિં વ્વાહિયહ'માં 'વહયુન'નો અર્થ ફાટવું થાય છે. 'વલ મલ કુ અલા અરજાઇહા'નો અર્થ એ છે કે, ફરિશ્તાઓ તેના કિનારાઓ પર હશે. 'અગ્તશ અને 'જન્ન'નો અર્થ એ છે કે, રાત દિવસ પર છવાઇ ગઇ. હસન બસરી કહે છે : 'ઇઝા શ્શમસુ કુવ્વિરત'માં 'તકવીર'નો અર્થ એ છે કે, સૂર્યને લપેટી લેવામાં આવશે. અહીં સુધી કે તેનો પ્રકાશ ચાલ્યો જશે. 'વ લ્લયિલ વ મા વસક'માં 'મા'નો ભાવાર્થ ચારપગાં છે. કિંવા કસમ છે રાતની અને તે ચારપગાંઓની જેને રાત પોતાનામાં એકત્ર કરી લે છે. આ જ આયતમાં 'ઇત્તસક'નો અર્થ 'ઇસ્તવા' છે. કિંવા બરાબર થયો. 'બુરૂજ'થી મુરાદ ચંદ્ર અને સૂર્યના પડાવો છે. 'હરૂર' સૂર્યની ગરમીને કહેવામાં આવે છે. ઇબ્ને**

**અબ્બાસ કહે છે કે, 'હરૂર' રાતની ગરમીને કહે છે અને 'સમૂમ' દિવસની ગરમીને કહે છે.**

(૧૨/૩૫૮૦) હઝરત અબૂઝર કહે છે : જ્યારે સૂર્ય આથમી ગયો ત્યારે હુઝૂરે મને કહ્યું : તમે જાણો છો, સૂર્ય ક્યાં જાય છે ? મેં કહ્યું : ખુદા અને તેના રસૂલ સારી રીતે જાણે છે. ફરમાવ્યું : અર્શની નીચે જઇને સજદો કરે છે. પછી બીજા દિવસે ઉગવાની રજા માંગે છે અને રજા મળી જાય છે, પરંતુ તે સમય નજીક છે જ્યારે કે એ સજદો કરશે અને એનો સજદો કબૂલ નહિં થાય અને ઊગવાની રજા માંગશે ત્યારે રજા નહિં મળે. હુકમ થશે કે તું જ્યાંથી આવ્યો છે ત્યાં પાછો ચાલ્યો જા. જેથી સૂર્ય પશ્ચિમમાંથી ઉગશે. નીચેની આયતનો એ જ અર્થ છે. **'વ શશમસુ તજરી લિમુસ્તકર્રિ લ્લહા ઝાલિક તકદીરૂલ અઝીઝિલ અલીમ'** કિંવા સૂર્ય પોતાના આશ્રયસ્થાન સુધી જાય છે. વિજયી અને નિષ્ણાંત અલ્લાહની મુકર્રર કરેલી એ જ રીત છે.

(૧૩/૩૫૮૧) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, કિયામત ચંદ્ર અને સૂર્ય પ્રકાશ વગરના થઇ જશે.

(૧૨/૩૫૮૦) જગતની દરેક વસ્તુ અલ્લાહને સજદો કરે છે, દરેક વસ્તુની સજદો કરવાની રીત અલગ હોય છે.

(૧૪/૩૫૮૨) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર કહે છે : હુઝૂર (સલ.) બયાન કરતા હતા કે, ચંદ્ર અને સૂર્યને કોઇના મરવા-જીવવાથી ગ્રહણ થતું નથી, બલ્કે એ બન્ને ખુદાની બે નિશાનીઓ છે. એટલે જ્યારે તમે ગ્રહણ જુઓ ત્યારે નમાઝ પઢો.

(૧૫/૩૫૮૩) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને અબ્બાસ કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, ચંદ્ર અને સૂર્યને કોઇના મરવા-જીવવાથી ગ્રહણ થતું નથી, બલ્કે એ બંને ખુદાની બે નિશાનીઓ છે. એટલે જ્યારે તમે ગ્રહણ જુઓ ત્યારે ખુદાને યાદ કરો.

(૧૬/૩૫૮૪) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઇશા (રદિ.) કહે છે કે, એકવાર સૂર્યગ્રહણ થયું. રસૂલુલ્લાહ (સલ.) નમાઝ પઢવા ઊભા થયા. તકબીર કહી. લાંબી કિર્અત પઢી. પછી એક લાંબો રૂકૂઅ કરીને શીર ઉઠાવીને 'સમિઅ લ્લાહુ લિમન હમિદહ' કહ્યું. બિલકુલ સીધા ઉભા થઇને લાંબી કિર્અત પઢી, પરંતુ આ કિર્અત પહેલી કિર્અતથી ટૂંકી હતી. ત્યાર પછી એક લાંબો રૂકૂઅ કર્યો, પરંતુ આ રૂકૂઅ પણ પહેલા રૂકૂઅ કરતાં નાનો હતો. પછી એક લાંબો સજદો કર્યો. બીજી રકઅત પણ એવી જ પઢી. છેલ્લે સલામ ફેરવી. તે વખતે સૂર્યગ્રહણ ખત્મ થઇ ગયું હતું.



નમાઝ પછી ચંદ્ર અને સૂર્યના ગ્રહણ અંગે આપે લોકો સામે ખુત્બો પઢયો અને ફરમાવ્યું કે, ચંદ્ર અને સૂર્ય ખુદા તઆલાની બે નિશાનીઓ છે. કોઇના મરવા-જીવવાથી એમને ગ્રહણ થતું નથી. એટલે જ્યારે તમે ગ્રહણ જુઓ ત્યારે ગભરાઇને નમાઝ માટે જાઓ.

(૧૭/૩૫૮૫) હઝરત અબૂ મસ્ઉદ કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, ચંદ્ર અને સૂર્યને કોઇના મરવા-જીવવાથી ગ્રહણ થતું નથી, બલ્કે ખુદા તઆલાની નિશાનીઓ પૈકીની બે નિશાનીઓ છે. એટલે કે જ્યારે તમે એને ગ્રહણ થતું જુઓ ત્યારે નમાઝ પઢો.

**ખુદા તઆલા ફરમાવે છે કે : 'વ હુવ લ્લઝી અરસલ રિંયાહ બુશ્રન બય્ન યદય રહમતિહિ કિંવા અલ્લાહ તઆલા તે છે કે જે પોતાની રહમતથી વરસાદ પહેલાં હવાઓને ખુશખબરી માટે મોકલે છે. 'ફયુર્સિલુ અલયકુમ કાસિફ મિનર રીંહિ'માં 'કાસિફ'થી મુરાદ તે હવા છે જે દરેક વસ્તુને કચડી નાંખે છે. 'વ અરસલ્ના રિંયાહ લવાકિહ'માં 'લવાકિહ'થી વરસાદથી લહેરાતી હવાઓ મુરાદ છે. 'લવાકિહ' 'મુલહકતુન'નું બહુવચન છે. જે અસલમાં 'મલાકિહ' હતું. 'ફઅસાબહા ઇઅ્સારૂન'માં 'ઇઅ્સાર' તે હવાને કહેવામાં આવે છે, જે ઝમીન પરથી ઉંચકાઇને આકાશ તરફ આગના થાંભલાના જેમ જાય છે. કિંવા વાવંટોળ અને 'સિર્રૂન'નો અર્થ ઠંડી થાય છે.**

(૧૮/૩૫૮૬) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : મને પૂર્વની હવાથી વિજય આપવામાં આવ્યો અને આદ કોમને પશ્ચિમની હવાથી બરબાદ કરવામાં આવી હતી.

(૧૯/૩૫૮૭) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) જ્યારે આકાશમાં વાદળ જોતા ત્યારે કદી આગળ વધતા, કદી પાછળ હટતા, કદી અંદર આવતા, કદી બહાર જતા. આપના ચહેરાનો રંગ બદલાઇ જતો હતો. જ્યારે વરસાદ વરસી જતો ત્યારે આપની તે હાલત દૂર થઇ જતી. મેં આ હાલત જોઇને કારણ પૂછ્યું. ફરમાવ્યું : મને ખબર નથી. બનવાજોગ છે એ વાદળ તેવું જ હોય જેવું કે આદ કોમે વાદળ સામે આવતું જોઇ કહ્યું હતું કે, એમાંથી અમારી ઉપર વરસાદ થશે. (પછી તેમાંથી તેમની ઉપર અઝાબ વરસ્યો હતો.)

✪

## બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

# ફરિશ્તાઓનું બયાન

(૨૦/૩૫૮૮) હઝરત અનસ ઈબ્ને માલિક કહે છે કે, હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને સલામે હુઝૂર (સલ.)ને કહ્યું : યા રસૂલલ્લાહ ! ફરિશ્તાઓમાંથી જિબ્રઈલ યહૂદીઓના દુશ્મન છે.

(૨૧/૩૫૮૯) હઝરત ઈબ્ને અબ્બાસ કહે છે કે, **'વ લનહનુ સ્સાફ્ફુન'**થી મુરાદ ફરિશ્તાઓ છે.

(૨૨/૩૫૯૦) હઝરત માલિક ઈબ્ને સઅ્સઆ કહે છે કે, નામદાર હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : હું કઅબા પાસે સુતો હતો. ન ઉંઘતો હતો. ન જાગતો હતો. એવામાં બે માણસો આવ્યા. હિકમત અને ઈમાનથી ભરેલો એક પ્યાલો લાવવામાં આવ્યો. બેમાંથી એક માણસે પેટથી છાતી સુધી મારૂં શરીર ચીરીને ઝમઝમનાં પાણીથી ધોઈને તેમાં હિકમત અને ઈમાન ભરી દીધું. પછી એક સફેદ જાનવર કિંવા બુરાક લાવવામાં આવ્યું. જે ખચ્ચરથી નાનું અને ગધેડાથી મોટું હતું. હું સવાર થઈને જિબ્રઈલની સાથે ચાલી નીકળ્યો. દુનિયાના આસ્માન કિંવા પહેલા આસ્માન સુધી પહોંચ્યા ત્યારે પૂછવામાં આવ્યું કે, કોણ છો ? ત્યાંથી જવાબ મળ્યો કે, જિબ્રઈલ છે. પૂછવામાં આવ્યું કે, બીજું કોણ સાથે છે ? જવાબ મળ્યો : મુહમ્મદ છે. પૂછવામાં આવ્યું, શું એમને લેવા માટે તમને મોકલવામાં આવ્યા હતા ? જિબ્રઈલે કહ્યું : હા. અવાજ આવ્યો : ભલે પધારો. (દરવાજો ખુલ્યો) હું દાખલ થયો. ત્યાં હઝરત આદમ સાથે મુલાકાત થઈ. મેં તેમને સલામ કરી. જવાબ આપીને હઝરત આદમે કહ્યું : નેક પુત્ર અને સારા પયગમ્બર આવો. ત્યાર પછી બીજા આસ્માન પર ગયા. ત્યાંના ફરિશ્તાઓએ પૂછયું કોણ છો ? કહેવામાં આવ્યું કે, જિબ્રઈલ છે. પૂછવામાં આવ્યું, બીજું કોણ છે ? કહેવામાં આવ્યું કે, મુહમ્મદ છે. પૂછવામાં આવ્યું કે, એમને લેવા માટે તમને મોકલવામાં આવ્યા હતા ? જિબ્રઈલે કહ્યું : હા. ફરિશ્તાઓએ કહ્યું : ભલે પધારો. (ફરી દરવાજો ખુલ્યો). અમે દાખલ થયા. ત્યાં હઝરત ઈસા અને હઝરત યહયા સાથે મુલાકાત થઈ. બંનેએ કહ્યું : એય ભાઈ અને એય નબી ! ભલે પધારો. અહીંથી ત્રીજા આસ્માન પર ગયા. પૂછવામાં આવ્યું કોણ છો ? કહેવામાં આવ્યું કે, જિબ્રઈલ છે. પૂછવામાં આવ્યું, બીજું કોણ સાથે છે ? કહેવામાં આવ્યું કે, મુહમ્મદ છે. પૂછવામાં આવ્યું કે, એમને લેવા માટે તમને મોકલવામાં આવ્યા હતા ? જિબ્રઈલે કહ્યું : હા. અવાજ આવ્યો : ભલે પધારો. (દરવાજો ખુલ્યો). અમે દાખલ થયા. યુસુફ (અલ.) સાથે મુલાકાત થઈ. મેં સલામ કરી. તેમણે કહ્યું : એય ભાઈ અને એય નબી ! ભલે



પધારો. પછી ચોથા આસ્માન પર ગયા. પૂછવામાં આવ્યું, કોણ છો ? કહેવામાં આવ્યું કે, જિબ્રઈલ છે. પૂછવામાં આવ્યું કે, બીજું કોણ સાથે છે ? કહેવામાં આવ્યું કે, મુહમ્મદ છે. પૂછવામાં આવ્યું : શું એમને લેવા માટે તમને મોકલવામાં આવ્યા હતા ? જિબ્રઈલે કહ્યું : હા. અવાજ આવ્યો : ભલે પધારો. (દરવાજો ખુલ્યો.) અમે દાખલ થયા. ત્યાં હઝરત ઈદરીસ (અલ.) મળ્યા. મેં સલામ કરી. તેમણે કહ્યું : એય ભાઈ અને એય નબી ! ભલે પધારો. પછી પાંચમાં આસ્માન પર ગયા. પૂછવામાં આવ્યું કોણ છો ? જવાબ આપવામાં આવ્યો કે, જિબ્રઈલ છે. પૂછવામાં આવ્યું કે, બીજું કોણ સાથે છે ? જવાબ આપવામાં આવ્યો કે, મુહમ્મદ છે. પૂછવામાં આવ્યું કે, એમને લેવા માટે તમને મોકલવામાં આવ્યા હતા ? જિબ્રઈલે કહ્યું : હા. અવાજ આવ્યો : ભલે પધારો. (દરવાજો ખુલ્યો.) અમે દાખલ થયા. ત્યાં હઝરત હારૂન (અલ.) સાથે મુલાકાત થઈ. મેં સલામ કરી. તેમણે એય ભાઈ અને એય નબી ! ભલે પધારો કહ્યું. અહીંથી છઠ્ઠા આસ્માન પર ગયા. પૂછવામાં આવ્યું, કોણ છો ? જવાબ મળ્યો, જિબ્રઈલ છે. પૂછવામાં આવ્યું : બીજું કોણ સાથે છે ? જવાબ આપવામાં આવ્યો : મુહમ્મદ છે. પૂછવામાં આવ્યું, એમને લેવા માટે તમને મોકલવામાં આવ્યા હતા ? (જિબ્રઈલે કહ્યું : હા.) અવાજ આવ્યો : ભલે પધારો. અમે દાખલ થયા. ત્યાં હઝરત મૂસા (અલ.) સાથે મુલાકાત થઈ. મેં સલામ કરી. હઝરત મૂસા (અલ.)એ એય ભાઈ અને એય નબી ! ભલે પધારો કહ્યું. તેમની પાસેથી જ્યારે હું આગળ વધ્યો ત્યારે હઝરત મૂસા (અલ.) રડવા લાગ્યા. રડવાનું કારણ પૂછવામાં આવ્યું ત્યારે હઝરત મૂસાએ કહ્યું : આ નવયુવાન છોકરો જે મારા પછી પેદા થયો છે, એની ઉમ્મતના માણસો મારી ઉમ્મતના માણસો કરતાં જન્નતમાં વધારે દાખલ થશે. અહિંયી અમે સાતમાં આસ્માન પર ગયા. પૂછવામાં આવ્યું : કોણ છો ? જવાબ આપવામાં આવ્યો : જિબ્રઈલ છે. પૂછવામાં આવ્યું, બીજું કોણ સાથે છે ? જવાબ મળ્યો : મુહમ્મદ છે. પૂછવામાં આવ્યું, એમને લેવા માટે તમને મોકલવામાં આવ્યા હતા ? (જિબ્રઈલે કહ્યું : હા.) ફરિશ્તાઓએ કહ્યું : ભલે પધારો. અહીં હઝરત ઈબ્રાહીમ (અલ.) સાથે મુલાકાત થઈ. મેં સલામ કરી. તેમણે જવાબ આપ્યો, એય બેટા અને એય નબી ! ભલે પધારો. ત્યાર પછી મારી સામે 'બયતુલ મઅ્મૂર' રજૂ કરવામાં આવ્યું. મેં જિબ્રઈલને પૂછયું, આ શું છે ? હઝરત જિબ્રઈલે કહ્યું : આ બયતુલ મઅ્મૂર છે. એમાં દરરોજ સિત્તેર હજાર ફરિશ્તાઓ નમાઝ પઢે છે. જ્યારે નમાઝ પઢીને ચાલ્યા જાય છે ત્યારે ફરી પાછા આવતા નથી. ત્યાર પછી મને

સિદરતુલ મુન્તહા સુધી લઇ જવામાં આવ્યો. તે ઝાડના બોર એવાં હતાં જેમકે 'હજર' નામે જગ્યાના માટલાંઓ અને પાંદડાં હાથીના કાન જેવાં હતાં. તેના મૂળમાં ચાર નહેરો હતી. બે અંદરની અને બે બહારની. મેં જિબ્રઇલને પૂછ્યું. જિબ્રઇલે કહ્યું : અંદરની નહેરો તો જન્નતની છે અને બહારની નહેરો ફુરાત અને નાઇલ છે. તે પછી મારા પર પચાસ વખતની નમાઝ ફર્ઝ કરવામાં આવી. જ્યારે હું પાછો ફરતાં મૂસા (અલ.) પાસે ગયો ત્યારે મૂસા (અલ.)એ કહ્યું, શું થયું ? મેં જવાબ આપ્યો કે, મારા પર પચાસ વખતની નમાઝ ફર્ઝ કરવામાં આવી છે. હઝરત મૂસાએ કહ્યું : હું લોકોની હાલત તમારા કરતાં વધારે સારી રીતે જાણું છું. બની ઇસ્રાઇલનો ભારે અનુભવ ધરાવું છું. તમારી ઉમ્મતમાં એટલી શકિત નથી. તમે તમારા પરવરદિગાર પાસે પાછા જાઓ અને ઘટાડો કરવાની વિનંતી કરો. હું પાછો ફર્યો અને ઘટાડો કરવાની વિનંતી કરી. ખુદા તઆલાએ (દસ ઓછી કરીને) ચાલીસ નમાઝો કરી દીધી. પછી એવી જ રીતે ત્રીસ કરી દીધી. પછી વીસ કરી. અહીં સુધી કે દસ કરી. પાછો ફરીને મૂસા (અલ.) પાસે આવ્યો ત્યારે તેમણે તે જ કહ્યું. ખુલાસો એ કે, ખુદા તઆલાએ પાંચ નમાઝો બાકી રાખી, પરંતુ મૂસા (અલ.) પાસે જ્યારે હું આવ્યો ત્યારે તેમણે ફરી પૂછ્યું, શું થયું ? મેં કહી દીધું કે, ખુદા તઆલાએ પાંચ નમાઝો કાયમ રાખી. મૂસા (અલ.)એ ફરી તે જ પહેલી વાત કરી. મેં કહ્યું : હવે મેં પાંચ નમાઝો માની લીધી. એવામાં (ગેબથી-ભેદી) અવાજ આવ્યો કે, મેં મારો હુકમ અમલમાં મૂકી દીધો અને બંદાઓનો ભાર મેં પણ હલકો કરી દીધો. એક નેકીનો સવાબ હું દસ ગણો આપું છું.

(૨૩/૩૫૯૧) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસ્ઊદ (રદિ.) કહે છે કે, સાચા નબીએ ફરમાવ્યું : દરેક માણસના જન્મનો ગર્ભ માંના પેટમાં ચાળીસ દિવસ સુધી રહે છે. પછી ચાળીસ દિવસ સુધી જમી ગયેલા લોહી રૂપે રહે છે. પછી એટલા જ દિવસ સુધી માંસના ટુકડા રૂપે રહે છે. તે પછી ખુદા તઆલા એક ફરિશ્તાને મોકલે છે. તેને ચાર વાતો લખવાની સુચના આપે છે. તેને હુકમ થાય છે કે, તેના અમલો, રોઝી અને મૃત્યુ લખો અને એમ પણ લખો કે, એ બદનસીબ છે કે નેક નસીબ. તે પછી તેમાં રૂહ ફૂંકવામાં આવે છે. એ જ કારણ છે કે, તમારામાંના અમુક માણસો (જીવનભર) એવા અમલો કરે છે કે, તેમની અને જન્નતની વચ્ચે માત્ર એક હાથનું અંતર રહી જાય છે, પરંતુ કિતાબમાં લખેલું આગળ આવે છે અને તે છેલ્લે દોઝખવાસીઓના અમલો કરવા લાગે છે. એવી જ રીતે અમુક માણસો



દોઝખીઓના અમલો કરે છે. તેમની અને દોઝખની વચ્ચે માત્ર એક હાથનું અંતર રહી જાય છે. ફરી કિતાબનું લખેલું આગળ આવે છે અને તે જન્નતવાળાઓનો કોઇ અમલ કરવા લાગે છે.

(૨૪/૩૫૯૨) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, ખુદા તઆલા જે બંદાને પસંદ કરે છે તેના વિષે જિબ્રઇલને પણ વાત કરે છે અને હુકમ કરે છે કે, હું ફલાણા માણસને પસંદ કરૂં છું તું પણ તેને પસંદ કર. જેથી જિબ્રઇલ તેના પ્રત્યે પ્રેમ દાખવે છે. જિબ્રઇલ બધા આકાશવાળાઓને એ જ અવાજ સંભળાવે છે. બધા આકાશવાળાઓ તેના પ્રત્યે મુહબ્બત દાખવે છે. તે પછી તે માણસને ઝમીન પર લોકપ્રિય બનાવવામાં આવે છે. (ઝમીનવાળાઓ તેના પ્રત્યે પ્રેમ દાખવે છે.)

(૨૫/૩૫૯૩) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આયશા (રદિ.) કહે છે કે, હુઝૂરે અકરમ (સલ.)એ ફરમાવ્યું : ફરિશ્તાઓ વાદળ પર ઉતરે છે અને જે વાતોનો નિર્ણય આસ્માન પર થઇ જાય છે તેની પરસ્પર ચર્ચા કરે છે. શયતાન તે વાતચીત ચોરી છુપે સાંભળી લે છે અને જ્યોતિષીઓના દિલમાં લાવીને નાખે છે. જ્યોતિષી તેની સાથે સો જુઠી વાતો મેળવીને લોકો સામે બયાન કરે છે.

(૨૬/૩૫૯૪) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જ્યારે જુમ્આનો દિવસ થાય છે ત્યારે ફરિશ્તાઓ મસ્જિદના દરેક દરવાજા પર આવીને નમાઝીઓના ક્રમવાર નંબર લખે છે, પરંતુ જ્યારે ઇમામ ખુત્બા માટે મિમ્બર પર બેસી જાય છે ત્યારે ચોપડી બંધ કરીને ખુત્બો સાંભળવા માંડે છે.

(૨૭/૩૫૯૫) હઝરત સઇદ ઇબ્ને મુસય્યબ કહે છે કે, હઝરત ઉમર ફારૂક (રદિ.) એક વાર મસ્જિદમાં આવ્યા. હઝરત હસ્સાન (રદિ.) તે વખતે મસ્જિદમાં શેઅર પઢી રહ્યા હતા. (હઝરત ઉમરે ધમકાવ્યા.) હઝરત હસ્સાને કહ્યું : હું તો મસ્જિદમાં તે માણસ સામે પણ શેઅર પઢતો હતો જે તમારા કરતાં સારો હતો. (કિવા રસૂલુલ્લાહ) પછી હઝરત હસ્સાને ફરીને અબૂ હુરૈરાને જોયા અને કહેવા લાગ્યા : હું તમને કસમ આપીને પૂછું છું કે, શું તમે હુઝૂર (સલ.)ની ઝબાનથી આ શબ્દો સાંભળ્યા છે કે, હસ્સાન મારા તરફથી (કાફિરોને) જવાબ આપો. એય અલ્લાહ ! જિબ્રઇલ મારફતે એની મદદ કર. અબૂ હુરૈરાએ કહ્યું : જી હા.

(૨૮/૩૫૯૬) હઝરત બરા ઇબ્ને આઝિબ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ હઝરત હસ્સાનને કહ્યું હતું : તું પણ તેમની (કાફિરોની) નાલેશી કર. જિબ્રઇલ તારી સાથે છે.

(૨૯/૩૫૯૭) હઝરત અનસ (રદિ.)એ કહ્યું હતું : તે ધૂળ મારી નજર સામે છે જે બની ગન્મની શેરીમાં ઉડી રહી હતી. મૂસાએ બીજું એટલું વધારે બયાન કર્યું છે કે, તે ધૂળ હઝરત જિબ્રઇલના લશ્કરથી ઉડી હતી.

(૩૦/૩૫૯૮) હઝરત હારિસ ઇબ્ને હિશામે હુઝૂર (સલ.)ને પૂછ્યું : હુઝૂર પર વહી કેવી રીતે આવે છે ? ફરમાવ્યું : દરેક રીતે આવે છે. કદી ફરિશ્તો આવે છે અને ઘંટડીની જેમ અવાજ થાય છે. જ્યારે હું યાદ કરી લઉં છું ત્યારે એ હાલત દૂર થઇ જાય છે. આ હાલત મારા માટે સૌથી વધારે સખ્ત હોય છે. કદી માણસના રૂપમાં ફરિશ્તો મારી પાસે આવે છે અને મારી સાથે વાતચીત કરે છે. તે જે કંઇ કહે છે તે હું યાદ રાખું છું.

(૩૧/૩૫૯૯) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જે માણસ અલ્લાહના રસ્તામાં કોઇ જોડી (બે પૈસા, બે રૂપિયા વગેરે) આપશે તેને જન્નતના બધા ચોકીદારો (દરેક બાજુએથી) બોલાવશે અને કહેશે : ભાઇ, આ બાજુએથી (જન્નતમાં) દાખલ થઇ જા. હઝરત અબૂબક્રે કહ્યું : હુઝૂર, તે માણસને તો કોઇ જાતનું નુકસાન નહિં થાય. (જે બાજુએથી ઇચ્છે તે બાજુએથી જન્નતમાં દાખલ થઇ જાય.) હુઝૂરે કહ્યું : મને આશા છે કે, તમે તેમનામાંથી જ હશો.

(૩૨/૩૬૦૦) હઝરત આઇશા (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ મને કહ્યું : આઇશા, આ જિબ્રઇલ તમને સલામ કહે છે. મેં કહ્યું : 'વ અલયહિ સ્સલામ વ રહમતુ લ્લાહિ વ બરકાતુહુ'; હુઝૂર, જે વસ્તુ તમે જુઓ છો તે હું જોઇ શકતી નથી.

(૩૩/૩૬૦૧) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ હઝરત જિબ્રઇલને કહ્યું : તમે અમારી મુલાકાત માટે આવો છો, (પરંતુ) વધારે આવતા નથી. તે વખતે નીચેની આયત ઉતરી : **'વ મા નતનઝ્ઝલુ ઇલ્લા બિઅમ્રિ રબ્બિક લહુ મા બય્ન અય્દીના વ મા ખલ્ફના....'** ઉિવા જે કંઇ અમારી આગળ અને પાછળ છે તે તમારા પરવરદિગારનું છે. અમે તેના હુકમ વગર ઉતરતા નથી.

(૩૪/૩૬૦૨) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, હઝરત જિબ્રઇલે મને એક કિર્અતથી કુર્આન પઢાવ્યું હતું, પરંતુ વધારેની માંગણી કરી ત્યારે છેવટે

(૨૯/૩૫૯૭) યહૂદીઓના એક કબીલા "બની કુરયઝા"ને ઇસ્લામી સૈન્યે ઘેરો ઘાલ્યો હતો ત્યારે હઝરત જિબ્રઇલ (અલ.) ઇસ્લામી સૈન્યની મદદ માટે આવ્યા હતા.



તેમણે મને સાત કિર્અતથી પઢાવ્યું.

(૩૫/૩૬૦૩) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે કે, એક તો હુઝૂર એમ પણ વધારે સખી હતા અને રમઝાનમાં તો જ્યારે જિબ્રઇલ મુલાકાત માટે આવતા હતા ત્યારે આપ ફુંકાઇ રહેલા પવન કરતાં પણ વધારે સખી લાગતા હતા. રમઝાન મહિનામાં દરરોજ રાત્રે હઝરત જિબ્રઇલ (અલ.) આપની મુલાકાત લેતા હતા અને પરસ્પર મળીને કુર્આનનો દૌર કરતા હતા.

(૩૬/૩૬૦૪) હઝરત અબૂ હુરૈરા અને હઝરત ફાતિમા (રદિ.)એ નબીએ કરીમ (સલ.)થી રિવાયત કરી છે કે, જિબ્રઇલ (અલ.) તેમની સાથે કુર્આનનો દૌર કરતા હતા.

(૩૭/૩૬૦૫) હઝરત ઉમર ઇબ્ને અબ્દુલ અઝીઝે એક દિવસ અસ્રની નમાઝમાં કંઇક વિલંબ કર્યો. હઝરત ઉરવાએ કહ્યું કે, હઝરત જિબ્રઇલે ઉતરીને રસૂલુલ્લાહ (સલ.)ને નમાઝ પઢાવી હતી. ઉમર ઇબ્ને અબ્દુલ અઝીઝ કહેવા લાગ્યા : ઉરવા, જે કંઇ કહો છો તે સમજી વિચારીને કહો. ઉરવાએ જવાબ આપ્યો : અબૂ મસઊદની રિવાયતથી બશીર ઇબ્ને અબૂ મસઊદ મને કહેતા હતા કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું હતું કે, જિબ્રઇલે ઉતરીને મારી ઇમામત કરી. મેં તેમની સાથે નમાઝ પઢી. પછી (બીજી વાર) પઢી. પછી (ત્રીજી વાર) પઢી. પછી (ચોથી વાર) પઢી. પછી (પાંચમી વાર) પઢી. હુઝૂરે આંગળીઓ ઉપર ગણીને આ પ્રમાણે કહ્યું હતું.

(૩૮/૩૬૦૬) હઝરત અબૂઝર કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જિબ્રઇલે મને કહ્યું છે : તમારી ઉમ્મતમાંથી જે માણસ ગેરમુશ્રિક મરશે તેને અલ્લાહ તઆલા જન્નતમાં દાખલ કરશે અથવા એમ ફરમાવ્યું કે, દોઝખમાં દાખલ થશે નહીં. મેં પૂછ્યું : જો તેણે વ્યભિચાર અને ચોરી કરી હોય તો ? ફરમાવ્યું : ભલેને તેણે વ્યભિચાર અને ચોરી કરી હોય.

(૩૯/૩૬૦૭) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, ફરિશ્તાઓની બદલી થતી રહે છે. અમુક ફરિશ્તાઓ રાતના હોય છે અને અમુક દિવસના. બંનેનું મિલન અસ્ર અને ફજ્રની નમાઝોમાં થાય છે. રાત્રિના ફરિશ્તાઓ (સવારે) ઉપડી જાય છે. ખુદા તઆલા સૌથી વધુ જાણકાર છે. તેમ છતાં, પૂછે છે કે, તમે મારા બંદાઓને કેવી હાલતમાં મૂકીને આવ્યા છો ? ફરિશ્તાઓ કહે છે : અમે તેમને નમાઝ પઢતા મૂકીને આવ્યા છે અને ગયા હતા ત્યારે પણ તેઓ નમાઝ પઢવામાં મશ્ગૂલ હતા.

(૩૮/૩૬૦૬) અલ્લાહની મહેરબાની અને નબીએ કરીમ (સલ.)ની ભલામણથી જન્નતમાં જશે.

**હઝરત અબૂ હુરૈરા (રદિ.)ની રિવાયત છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું છે કે, જ્યારે તમારામાંથી કોઇ માણસ 'આમીન' કહે અને ફરિશ્તાઓ પણ તે વખતે આસ્માન પર 'આમીન' કહે અને બંનેની આમીન એક સમયમાં મળતી આવે તો તે માણસના આગલા ગુનાહો માફ થઇ જાય છે.**

(૪૦/૩૬૦૮) હઝરત આઇશા (રદિ.) કહે છે : મેં હુઝૂર (સલ.) માટે એક તકિયો ભર્યો. જેના પર ફોટાઓ હતા અને છબીઓવાળો લાગતો હતો. હુઝૂર (સલ.) આવ્યા ત્યારે ઉંબર પાસે જ અટકી ગયા અને મુબારક ચહેરાનો રંગ બદલાઇ ગયો. મેં પૂછ્યું, યા રસૂલલ્લાહ ! અમારો શું વાંક છે ? પૂછ્યું, આ તકિયો કેવો છે ? મેં કહ્યું : હુઝૂરના સૂવા માટે મેં એક તકિયો બનાવ્યો છે. કહ્યું : શું તમને ખબર નથી કે જે ઘરમાં તસ્વીર હોય છે તે ઘરમાં ફરિશ્તાઓ દાખલ થતાં નથી. તસ્વીરો બનાવનારને કિયામતના દિવસે અઝાબ આપવામાં આવશે. ખુદા તઆલા ફરમાવશે : તમે જે (તસ્વીરો) બનાવી હતી તેમાં હવે જીવ મૂકો.

(૪૧/૩૬૦૯) હઝરત અબૂ તલ્હા કહે છે : હુઝૂરે અન્વર (સલ.)એ ફરમાવ્યું કે : જે ઘરમાં કુતરો અથવા તસ્વીરો હોય છે તેમાં (રહમતના) ફરિશ્તાઓ જતા નથી.

(૪૨/૩૬૧૦) અબૂ તલ્હાની રિવાયતથી હઝરત ઝેદ ઇબ્ને ખાલિદ બયાન કરે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જે ઘરમાં તસ્વીર હોય છે તેમાં ફરિશ્તાઓ જતાં નથી. બુસ્ર (રાવી) કહે છે : ઝેદ ઇબ્ને ખાલિદ બીમાર પડ્યા ત્યારે અમે તેમના ઘેર બીમારપુર્સી માટે ગયા. તેમના ઘરમાં તસ્વીરોવાળો એક પરદો હતો. મેં ઉબૈદુલ્લાહ ખૌલાનીને કહ્યું : જુઓ શું એમણે આપણને તસ્વીરો અંગે હદીસ બયાન કરી નથી ? ખૌલાનીએ જવાબ આપ્યો. શું તમે સાંભળ્યું નથી, એમ પણ કહ્યું હતું કે, કપડા પરનું ચિત્રકામ એમાંથી બાકાત છે. મેં કહ્યું કે, મેં તો સાંભળ્યું નથી. ખૌલાનીએ કહ્યું કે, કહ્યું હતું.

(૪૩/૩૬૧૧) હઝરત ઇબ્ને ઉમર (રદિ.) કહે છે : એકવાર હઝરત જિબ્રઇલે હુઝૂર (સલ.) પાસે આવવાનો વાયદો કર્યો અને કહ્યું : જે ઘરમાં કોઇ તસ્વીર અથવા કુતરો હોય છે તેમાં અમે દાખલ થતાં નથી.

(૪૪/૩૬૧૨) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું હતું : જ્યારે ઇમામ 'સમિઅ લ્લાહુ લિમન હમિદહ' કહે ત્યારે તમે 'અલ્લાહુમ્મ રબ્બના લકલ હમ્દ' કહો. કારણ કે, જે



માણસનું કથન ફરિશ્તાઓના કથનને અનુરૂપ હશે તેના આગલા ગુનાહો માફ કરી જશે.

(૪૫/૩૬૧૩) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, તમારામાંનો કોઇ માણસ જ્યાં સુધી નમાઝ માટે રોકાયેલો રહે છે ત્યાં સુધી નમાઝમાં જ (ગણાતો) હોય છે. જ્યાં સુધી નમાઝની જગ્યા પરથી ઉઠતો નથી અને બેવુઝૂ બનતો નથી ત્યાં સુધી ફરિશ્તાઓ સતત કહેતા રહે છે : એય અલ્લાહ ! એને બખ્શી દે. એય અલ્લાહ ! એના પર રહમ કર.

(૪૬/૩૬૧૪) હઝરત યઅલા કહે છે : મેં પોતે સાંભળ્યું છે કે, હુઝૂર મિમ્બર પર હતા અને કહી રહ્યા હતા : દોઝખવાસીઓ પોકારશે : એય માલિક (દોઝખનો ચોકીદાર ફરિશ્તો) (તારો ખુદા અમને મૃત્યુ આપે.)

(૪૭/૩૬૧૫) હઝરત આઇશા (રદિ.) કહે છે : મેં હુઝૂર (સલ.)ને પૂછ્યું, શું ઉહદની લડાઇ કરતાં પણ કોઇ મુશ્કિલ દિવસ હુઝૂર માટે આવ્યો છે ? ફરમાવ્યું : તમારી કોમે (કુરૈશે) મને જે તકલીફો પહોંચાડી તે તો પહોંચાડી, પરંતુ સૌથી વધુ મુશ્કિલ તકલીફ તે હતી જે અકબાના દિવસે પહોંચી. હું અબ્દ અથવા લય્લ (તાઇફના સરદાર)ના પુત્ર પાસે ગયો, (તેને મુસલમાન થવા માટે સમજાવ્યો) પરંતુ તેણે મારી વાત માની નહીં. હું ત્યાંથી ઉદાસ થઇને ચાલ્યો આવ્યો. હું બિલકુલ બેભાન હતો. જ્યારે 'કર્ને સઆલિબ' સ્થળે આવ્યો ત્યારે ભાન આવ્યું. મેં માથું ઉંચું કરીને જ્યારે ઉપર જોયું ત્યારે વાદળ દેખાયું, જેનો છાંયડો મારા પર પડી રહ્યો હતો. વાદળમાં જિબ્રઇલ દેખાયા. જેમણે મને અવાજ દઇને કહ્યું કે, ખુદા તઆલાએ તમારી કોમની વાતચીત અને તે જવાબ સાંભળી લીધો છે જે તેમણે તમને આપ્યો. ખુદા તઆલાએ તે ફરિશ્તાને તમારી પાસે મોકલ્યો છે. એ પહાડોનો વહીવટકર્તા છે. તમે ચાહો તો તમારી કોમ માટે તેને હુકમ આપો. એ પાલન કરશે. સાથે જ પહાડોના વહીવટકર્તાએ અવાજ દઇને સલામ કરી અને કહ્યું : મુહમ્મદ, જે કંઇ ઇચ્છો છો તે થઇ શકે છે. તમે કહો તો હું કાફિરોને બંને પહાડોની વચ્ચે દબાવી દઉં. મેં કહ્યું : હું ઇચ્છતો નથી. કારણ કે, મને આશા છે કે, ખુદાતઆલા એમના વંશમાંથી એવા માણસો પેદા કરશે જે તેની જ ઇબાદત કરશે. કોઇને તેની સાથે ભાગીદાર નહીં બનાવે.

(૪૮/૩૬૧૬) અબૂ ઇસ્હાક શૈબાની કહે છે : મેં ઝિર્ર ઇબ્ને હુબૈશને આ આયતની તફસીર પૂછી. **ફકાન કાબ કૌસયનિ અવ અદના ફ અવહા ઇલા અબ્દિહિ મા અવહા.** ઇબ્ને હુબૈશે જવાબ આપ્યો : ઇબ્ને મસઊદ કહેતા હતા કે,

રસૂલુલ્લાહ (સલ.)એ હઝરત જિબ્રઈલને જોયા હતા. તેમની છસો પાંખો હતી.

(૪૯/૩૬૧૭) હઝરત ઈબ્ને મસઊદ કહે છે : હુઝૂર (સલ.)એ ખુદા તઆલાની મોટી મોટી નિશાનીઓ જોઈ હતી. એક લીલા રંગનું રફરફ જોયું હતું, જેણે આકાશના કિનારાઓને ઢાંકી દીધા હતા.

(૫૦/૩૬૧૮) હઝરત આઈશા (રદિ.) કહે છે : જે માણસ એવો ખયાલ કરે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ખુદાને જોયા હતા તે ઘણી મોટી વાત કરે છે. હુઝૂરે ફક્ત જિબ્રઈલને અસલી અને કુદરતી રૂપમાં જોયા હતા, જેમણે આકાશના કિનારાઓને ઢાંકી દીધા હતા.

(૫૧/૩૬૧૯) હઝરત મસરૂક કહે છે : મેં હઝરત આઈશાને પૂછયું કે, પછી આયત **'સુમ્મ દના ફતદલ્લા ફકાન કાબ કૌસયનિ અવ અદના'**નો શું અર્થ છે ? કહ્યું : એનાથી જિબ્રઈલ મુરાદ છે. સામાન્ય રીતે હઝરત જિબ્રઈલ હુઝૂર (સલ.) પાસે પુરૂષના રૂપમાં આવતા હતા. આ વખતે પોતાની અસલી હાલતમાં આવ્યા, જેણે આસ્માનનાં કિનારાઓને પણ ઢાંકી દીધા.

(૫૨/૩૬૨૦) હઝરત સમુરા (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : મેં આજે રાત્રે જોયું કે, બે માણસો મારી પાસે આવ્યા અને મને કહ્યું કે, તે માણસ જે આગ સળગાવી રહ્યો હતો તે દોઝખનો ચોકીદાર માલિક છે. હું જિબ્રઈલ છું. આ મીકાઈલ છે.

(૫૩/૩૬૨૧) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જ્યારે પુરૂષ પોતાની પત્નીને પોતાના બિસ્તરા પર બોલાવે અને તે ઈન્કાર કરે. પુરૂષ એના લીધે આખી રાત ગુસ્સામાં રહે તો સવાર સુધી ફરિશ્તાઓ ઓરત પર લાનત કરે છે.

(૫૪/૩૬૨૨) હઝરત જાબિર ઈબ્ને અબ્દુલ્લાહ કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : પછી થોડી મુદ્દત સુધી મારી પાસે વહી આવી નહીં. એક દિવસ હું (રસ્તે) જઈ રહ્યો હતો એવામાં મેં આસ્માન તરફથી એક અવાજ સાંભળ્યો. ઉપર નઝર ઉઠાવીને જોયું તો તે જ ફરિશ્તો દેખાયો જે 'હિરા'માં મારી પાસે આવ્યો હતો. ફરિશ્તો આકાશ અને ધરતીની વચ્ચે ખુરશી પર બેઠો હતો. આ જોઈને હું ડરનો માર્યો ધ્રુજી ઉઠયો અને ઝમીન પર પડી ગયો. થોડીવાર પછી ઘેર પાછો આવ્યો અને ઘરવાળાઓને કહ્યું : મને કામળો ઓઢાડો. મારી ઉપર કામળો નાંખી દો. તે વખતે ખુદા તઆલાએ આ આયત ઉતારી : **યા અય્યુહલ મુદસ્સિરૂકુમ ફઅન્ઝિર વ ર્રુજ્ઝ ફહજુર....** અબૂ સલમહ કહે છે : 'રૂજ્ઝ'નો અર્થ મૂર્તિઓ થાય છે.

(૫૫/૩૬૨૩) હઝરત ઈબ્ને



અબ્બાસ કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જે રાત્રે મને લઈ જવામાં આવ્યો હતો ત્યારે મેં મૂસા (અલ.)ને જોયા તો લાંબા કદના અને વાંકડિયા વાળ વાળા હતા. એવું લાગતું હતું કે, શનવા કબીલાનો કોઈ માણસ છે. હઝરત ઈસા (અલ.)ને જોયા તો તેમનું કદ મધ્યમ અને શરીર પણ મધ્યમ હતું. રંગ લાલ અને સફેદ (ગુલાબી) હતો. માથાના વાળ સીધા હતા. ખુદા તઆલાએ મને પોતાની જે જે નિશાનીઓ બતાવી તેમાં દોઝખનો ચોકીદાર માલિક અને દજ્જાલ પણ હતા. એટલે તમે તેની સામે જવા વિષે શંકા રાખો નહીં. હઝરત અનસ અને હઝરત અબૂ બકરહ કહે છે : હુઝૂરે એમ પણ કહ્યું હતું કે, ફરિશ્તાઓ મદીનાને દજ્જાલથી સુરક્ષિત રાખશે.

**જન્નતનું વર્ણન એ બાબતનું વર્ણન કે જન્નત તૈયાર કરી દેવામાં આવી છે. અબૂલ આલિયાએ 'અઝવાજુન મુતહ્હરતુન'ની તફસીર એવી બયાન કરી છે કે, તે ઓરતો હેઝ (માસિક), પેશાબ અને થૂંક વગરની હશે. આયત 'કુલ્લમા રૂઝિકૂ'નો અર્થ એવો છે કે, જ્યારે એક વાર તેમને કોઈ મેવો મળશે, ફરી બીજી વાર (બીજો મેવો) મળશે ત્યારે તેઓ કહેશે કે, આ તો તે જ છે જે અમને પહેલાં મળ્યો હતો. આ આયતમાં 'મુતશાબિહન'નો અર્થ એ છે કે, એક મેવો બીજા મેવાની સાથે રંગ-રૂપમાં તો મળતો આવશે અને સ્વાદમાં જુદો હશે. 'કુતૂફુહા'નો અર્થ એ છે કે, તેઓ જેવી રીતે ઇચ્છશે તેવી રીતે તોડશે. 'દાનિયતુન'નો અર્થ નજીક થાય છે. 'અલઅરાઇકિ'નો અર્થ ગાદી છે. હસન બસરીએ 'નદરતં વ્વ સુરૂરા'નો અર્થ એવો બયાન કર્યો છે કે, ચેહરા પર તાઝગી અને દિલમાં આનંદ હશે. 'સલસબીલ' ઝડપથી વહેનારને કહેવામાં આવે છે. 'લા ફિહા ગવ્લુન વ લા હુમ અન્હા યુન્ઝફૂન'માં 'ગવ્લ'નો અર્થ પેટનો દુખાવો થાય છે. 'લાયુન્ઝફૂન'નો અર્થ એ છે કે, તેમની માનસિક હાલત ખરાબ નહીં થશે. ઇબ્ને અબ્બાસ કહે છે કે, 'કઅ્સન દિહાકન'માં 'દિહાકન'નો અર્થ ભરેલું થાય છે. 'કવાઇબ' નવયુવાન ઓરતોને કહેવામાં આવે છે. 'રહીકુ મ્મખ્તૂમ'માં રહીકનો અર્થ શરાબ થાય છે. 'વ મિઝાજુહુ મિન તસ્નીમ'માં તસ્નીમથી મુરાદ તે ઝરણું છે જે સામાન્ય જન્નતવાસીઓના પાણી કરતાં**

**ઉપર છે. 'ખિતામ' માટીને કહેવામાં આવે છે. 'નદાખતાન' કિંવા બે જોશ મારનારા. 'મવદૂનતુન' વણાયેલા. 'કબ્બ' નાળચા અને હાથા વગરનો લોટો. 'અલઅબારિક' તે લોટાઓ જેમને નાળચું પણ હોય છે અને હાથો પણ. 'ઉરૂબ' 'અરૂબ'નું બહુવચન છે, જેમ કે 'સબૂર'નું બહુવચન 'સુબુર' છે. કિંવા તે સ્ત્રી જે પતિની સમવયસ્ક હોય. મક્કાવાસીઓ એને 'અરિબત' કહે છે. મદીનાવાળા 'ગનિજત' અને ઇરાકવાળા 'શકિલત' કહે છે. મુજાહિદ કહે છે : 'રૌહ'થી મુરાદ જન્નત છે અને 'રૈહાન'થી મુરાદ રોજી છે. 'મન્દૂદ' કેળાને કહેવામાં આવે છે. 'મખ્દૂદ' જેમાં કાંટા ન હોય તેને કહેવામાં આવે છે અથવા ફળોથી લચકી ગયેલી વસ્તુને કહેવામાં આવે છે. 'ઉરૂબ' તે ઓરતો જે પતિઓને પસંદ હોય. 'મસ્કૂબ' વહેતું. 'ફુરશુ મ્મરફુઅહ' કિંવા તે બિછાનાઓ જે એકબીજા પર મૂકેલા હોય. 'લગવન' કિંવા બેકાર. 'તઅ્સીમ'નો અર્થ જૂઠું થાય છે. 'અફનાન' ડાળીઓ. 'જનલ જન્નતયનિ દા ન' કિંવા તેમનો મેવો નીચે હશે. 'મુદહામ્મતાન' કિંવા તે બાગ જે ઘેરા લીલા રંગના કારણે કાળો પડી ગયો હશે.**

(૫૬/૩૬૨૪) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જ્યારે તમારામાંથી કોઇ મરી જાય છે ત્યારે સવાર-સાંજ રહેવાનું અસલી મકાન તેની સામે લાવવામાં આવે છે. જો મય્યત જન્નતી હોય તો જન્નતમાંનું મકાન તેની સામે લાવવામાં આવે છે અને દોઝખી હોય તો દોઝખમાંનું મકાન તેની સામે લાવવામાં આવે છે.

(૫૭/૩૬૨૫) હઝરત ઇમ્રાન ઇબ્ને હુસેન કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : મેં જન્નત જોઇ તો તેમાં મોટે ભાગે ગરીબો દેખાયા અને દોઝખને જોઇ તો તેમાં મોટે ભાગે ઓરતો દેખાઇ.

(૫૮/૩૬૨૬) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : એક દિવસ અમે હુઝૂર (સલ.) પાસે બેઠા હતા. હુઝૂરે કહ્યું : હું સૂઇ રહ્યો હતો. મેં મને જન્નતમાં જોયો. ત્યાં એક ઓરત દેખાઇ. જે એક મહેલ તરફ વુઝૂ કરી રહી હતી. મેં પૂછ્યું, આ કોનો મહેલ છે ? લોકોએ કહ્યું : ઉમરનો. મને ઉમરનું સ્વમાન યાદ આવ્યું. એટલે મોં ફેરવીને પાછો આવ્યો. હઝરત ઉમર આ સાંભળીને રડયા અને કહ્યું : યા રસૂલલ્લાહ ! શું હું હુઝૂર સામે



સ્વમાન દાખવત ?

(૫૯/૩૬૨૭) હઝરત અબૂ મૂસા અશ્અરી (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જન્નતમાં એક પોલા મોતીઓનો તંબુ છે. જેની લંબાઇ આકાશમાં ૩૦ માઇલની છે. તેના દરેક ખૂણામાં ઇમાનદાર માણસની પત્નીઓ હશે. જેમને બીજું કોઇ જોઇ શકશે નહીં. બીજી એક રિવાયતમાં ૬૦ માઇલ આવ્યું છે.

(૬૦/૩૬૨૮) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : ખુદા તઆલા ફરમાવે છે કે, મેં મારા નેક બંદાઓ માટે એવી વસ્તુઓ તૈયાર કરી મૂકી છે, જેમને ન કોઇ આંખે જોઇ ન કોઇ કાને સાંભળી અને ન કોઇ માનવીના દિલમાં એનો ખ્યાલ આવ્યો. તે પછી હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જો તમે ઇચ્છતા હોય તો (એના પુરાવા માટે) આ આયત પઢી લો. **ફલા તઅ્લમુ નફસુન મા ઉખ્ફિય લહુમ મિન કુર્રતિ અઅ્યુનિન** કિંવા કોઇ માણસ જાણતો નથી કે, જન્નતવાળાઓ માટે કેવી આંખની ઠંડક છુપાવીને રાખવામાં આવી છે.

(૬૧/૩૬૨૯) હઝરત અબૂ હુરૈરા કહે છે : નામદાર હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, પહેલું જૂથ જે જન્નતમાં દાખલ થશે તેનો ચહેરો ચૌદમી રાતના ચંદ્રની જેમ હશે. તે લોકોને ન થૂંક આવશે ન લીંટ, ન તેમને હાજતની જરૂર પડશે. સોનાના વાસણો અને સોના-ચાંદીની કાંસકીઓ તેમના ઉપયોગ માટે હશે. તેમની સગડીઓમાંથી સુખડની ખૂશ્બૂ આવશે. તેમના પરસેવાની ખૂશ્બૂ મુશ્ક (કસ્તુરી)ની ખૂશ્બૂ જેવી હશે. દરેક માણસની બબ્બે પત્નીઓ હશે. જેમની પિંડલીઓનો ગર્ભ ગોશ્તમાંથી સ્પષ્ટ દેખાશે. તે લોકોમાં પરસ્પર ન મતભેદ હશે ન દ્વેષ અને દુશ્મની. બધા એક મનના હશે. સવાર-સાંજ ખુદાની તસ્બીહ પઢશે.

(૬૨/૩૬૩૦) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : નામદાર હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જે ટુકડી સૌપ્રથમ જન્નતમાં દાખલ થશે તેનો ચહેરો ચૌદમી રાતના ચંદ્ર જેવો હશે. તેમના પછી દાખલ થનાર બીજી ટુકડીનો ચહેરો ખૂબ જ ચમકનાર તારા જેવો હશે. એ બધા એક વિચારના હશે. તેમની અંદર પરસ્પર ન મતભેદ હશે ન દ્વેષ. દરેક માણસની બે પત્નીઓ હશે. જેમની પિંડલીઓનો ગર્ભ ગોશ્તમાંથી સ્પષ્ટ દેખાતો હશે. સવાર-સાંજ ખુદા તઆલાની પવિત્રતાનું બયાન કરશે. તેઓ ન બીમાર પડશે. ન તેમને લીંટ આવશે. ન તેમને થૂંકવાની જરૂર પડશે. સોના-ચાંદીના વાસણો અને સોના-ચાંદીની કાંસકીઓ તેમના ઉપયોગ માટે હશે. તેમની સગડીઓનું ઇંધણ સુખડ હશે. તેમના પરસેવાની

ખૂશ્બૂ મુશ્કની ખૂશ્બૂ જેવી હશે.

(૬૩/૩૬૩૧) હઝરત સહલ ઈબ્ને સઅદ (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, મારી ઉમ્મતમાંથી સિત્તેર હજાર અથવા સાત લાખ (માણસો જન્નતમાં એવા) દાખલ થશે જેમના ચહેરાઓ ચાંદના જેમ ચમકતા હશે. તેમનામાંથી સૌથી પહેલો માણસ ત્યારે દાખલ થશે જ્યારે સૌથી છેલ્લો માણસ દાખલ થઈ ચુક્યો હશે. (કિંવા બધા એકીસાથે દાખલ થશે, આગળ પાછળ નહીં થાય.)

(૬૪/૩૬૩૨) હઝરત અનસ ઈબ્ને માલિક (રદિ.) કહે છે : એકવાર રસૂલુલ્લાહ (સલ.)ની સેવામાં એક રેશમી ઝભ્ભો રજૂ કરવામાં આવ્યો. હુઝૂર રેશમ વાપરવાની મનાઈ કરતા હતા. એટલે લોકોને એનાથી નવાઈ લાગી. હુઝૂરે ફરમાવ્યું : કસમ છે તે ઝાતની, જેના શક્તિશાળી હાથોમાં મુહમ્મદનો જાન છે, જન્નતમાં સઅદ ઈબ્ને મુઆઝનો રૂમાલ એનાથી સારો હશે.

(૬૫/૩૬૩૩) હઝરત બરા ઈબ્ને આઝિબ (રદિ.) કહે છે : એકવાર નામદાર હુઝૂર (સલ.)ની સેવામાં એક રેશમી કપડું રજૂ કરવામાં આવ્યું. લોકો તેની સુંદરતા અને મુલાયમતા જોઈને નવાઈ પામ્યા. આપે ફરમાવ્યું કે, જન્નતમાં સઅદ ઈબ્ને મુઆઝનો રૂમાલ આના કરતાં સારો હશે.

(૬૬/૩૬૩૪) હઝરત સહલ ઈબ્ને સઅદ કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જન્નતમાં કોરડી નાખવાની જગ્યા દુનિયા અને દુનિયાની દરેક વસ્તુ કરતાં સારી હશે.

(૬૭/૩૬૩૫) હઝરત અનસ ઈબ્ને માલિક (રદિ.) કહે છે : રસૂલે પાક (સલ.)એ ફરમાવ્યું કે, જન્નતમાં એક (એટલું મોટું) ઝાડ છે, જેના પડછાયાને સવાર સો વરસ ચાલીને પણ પસાર કરી શકશે નહીં.

(૬૮/૩૬૩૬) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : રસૂલે પાક (સલ.)એ ફરમાવ્યું : જન્નતમાં એક ઝાડ છે, જેના પડછાયામાં એક સવાર સો વરસ સુધી બરાબર ચાલી શકે છે. (કુર્આનમાં જે) **ઝિલ્લિ મ્મમ્દૂદિન** (નો શબ્દ આવ્યો છે તે)નો એ જ અર્થ છે. જન્નતમાં એક કમાન જેટલી જગ્યા તે તમામ વસ્તુઓથી સારી છે. જેના પર સૂર્ય નીકળીને કિરણો ફેલાવે છે અથવા અસ્ત પામે છે.

(૬૯/૩૬૩૭) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : સૌપ્રથમ જે ટૂકડી જન્નતમાં દાખલ થશે તેનો ચહેરો ચૌદમી રાતના ચાંદ જેવો હશે અને ત્યાર પછી જનારાઓના ચહેરાઓ આકાશના ખૂબ જ ચમકતા તારાઓ જેવા હશે. એ બધા લોકો એક [illegible] હશે. તેમની વચ્ચે પરસ્પર ન દ્વેષ હશે ન ઈર્ષા. દરેક માણસને મોટી મોટી આંખોવાળી બે હૂરો મળશે. જેમની પિંડીઓનો ગર્ભ હાડકા અને ગોશ્તમાંથી સ્પષ્ટ દેખાશે.

(૭૦/૩૬૩૮) હઝરત બરા ઈબ્ને આઝિબ કહે છે કે, જ્યારે હુઝૂર (સલ.)ના પુત્ર ઈબ્રાહીમની વફાત થઈ, ત્યારે હુઝૂરે ફરમાવ્યું : એના માટે જન્નતમાં દૂધ પીવડાવનારી ઓરત છે.

(૭૧/૩૬૩૯) હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.) કહે છે : નામદાર હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જન્નતવાળાઓના દરજ્જાઓમાં ફરક છે. એટલે અમુક જન્નતીઓ પોતાની ઉપરના માળ પર રહેનારાઓને બિલકુલ એવી રીતે જોશે જેવી રીતે તમે લોકો દૂરથી પૂર્વ અથવા પશ્ચિમ તરફ આસ્માનના કિનારાઓ પર ચમકતા રોશન તારાઓ જુઓ છો. સહાબાઓએ કહ્યું : યા રસૂલલ્લાહ ! આ દરજ્જાઓ તો નબીઓના જ હશે. ફરમાવ્યું : કેમ, તે ખુદાની કસમ છે જેના કબજામાં મારો જાન છે, તે ઘરોમાં એવા લોકો રહેશે જેઓ અલ્લાહ તઆલા પર ઈમાન લાવ્યા અને પયગમ્બરોનું સમર્થન કર્યું.

**જન્નતના દરવાજાઓની હાલતનું વર્ણન. હુઝૂર (સલ.)નું ફરમાન છે કે, જે માણસ અલ્લાહના રસ્તામાં કોઈ વસ્તુની જોડી આપશે તેને જન્નતના દરેક દરવાજેથી અંદર દાખલ થવા માટે બોલાવવામાં આવશે. હઝરત ઉબાદાએ આ રિવાયત બયાન કરી છે.**

(૭૨/૩૬૪૦) હઝરત અબૂ હુરૈરા કહે છે : નામદાર હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જન્નતના આઠ દરવાજાઓ છે. એક દરવાજાનું નામ રય્યાન છે. એ દરવાજેથી ફક્ત રોઝાદાર જ દાખલ થશે.

**દોઝખનું વર્ણન અને એ વાતનું વર્ણન કે દોઝખ તૈયાર કરી નાખવામાં આવી છે. 'ગસ્સાક'નો અર્થ વહેતું પરૂ થાય છે. 'ગિસ્લીન'થી મુરાદ ઘાનું ધોવાણ છે. કિંવા ધોવાથી જે વસ્તુ ઘામાંથી નીકળે છે તે 'ગિસ્લીન' છે. ઇકરિમા કહે છે : 'હષબ' હબસી ભાષામાં સૂકા ઇંધણ કહે છે. 'હાષિબ' તે વસ્તુને કહે છે જે હવાના કારણે પડી જાય છે. કિંવા જેને હવા ઉચકીને ફેંકી દે છે. 'હષબુ જહન્નમ' પણ એ જ સંબંધના લીધે કહેવામાં આવ્યું છે કિંવા તે વસ્તુ જે દોઝખમાં નાખવામાં આવશે. 'હષબ' અસલમાં 'હષબા'માંથી બનેલું છે. 'હષબા'**

કાંકરીઓને કહેવામાં આવે છે. 'ષદીદ' પીળા પાણીને કહે છે. કિંવા લોહી. 'ખબત' ઓલવાઇ ગઇ. 'તૂરૂન' તમે રોશન કરો છો. 'અવ્રયતુ' મેં રોશન કર્યું. 'લિલમુકવીનિ' કિંવા મુસાફિરો માટે. ઇબ્ને અબ્બાસ કહે છે : 'સિરાતિલ જહીમ'થી મુરાદ દોઝખનો મદય ભાગ છે. 'લશવ્બન બિલ હમીમ' 'શવ્બ' મેળવવું. 'હમીમ' ગરમ પાણી કિંવા તેમના ખાણામાં ગરમ પાણી મેળવવામાં આવશે. 'ઝફીર' ભારે અવાજ. 'શહીક' પાતળો અવાજ. 'વિર્દ' તરસ્યા. 'ગય્યન' નુકસાન અને નિષ્ફળતા. મુજાહિદ કહે છે : 'યુસ્જરૂન'થી મુરાદ એ છે કે, તેમને આગમાં સળગાવવામાં આવશે. 'યુર્સલુ અલયકુમા શુવાઝુ મ્મિન્નારિન વ નુહાસુન' કિંવા તમારા પર આગના લાલ ટુકડાઓ અને પીગાળેલુ તાંબું નાખવામાં આવશે. 'ઝૂકૂ'થી મુરાદ અનુભવ કરવો અને સહન કરવું છે. મોંથી ચાખવું મુરાદ નથી. 'મારિજ' આગને કહેવામાં આવે છે. અરબી મહાવરામાં કહેવામાં આવે છે : 'મરજલ અમીરૂ' કિંવા હાકિમે પ્રજાને નિરંકુશ છોડી મૂકી, જેથી એકબીજા પર ઝુલ્મ અને અત્યાચાર કરતી રહે. 'મરીજ'નો અર્થ મિશ્રિત થાય છે. મહાવરામાં બોલવામાં આવે છે : 'મરજ અમ્રૂન્નાસિ' કિંવા લોકોનો પ્રશ્ન ભેળસેળ થઇ ગયો. 'મરજલ બહરૈનિ' કિંવા ખુદાએ બે દરિયા છોડી મુકયા છે. મહાવરામાં બોલવામાં આવે છે : 'મરજત દાબ્બતક' કિંવા તેં તારૂં જાનવર ગૌચરમાં છોડી મૂકયું.

(૭૩/૩૬૪૧) હઝરત અબૂઝર (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ એક સફરમાં (હઝરત બિલાલને) કહ્યું હતું : ઠંડક થવા દો. (બીજી વખત થોડીવાર પછી બિલાલે અઝાન આપવાનો ઇરાદો કર્યો ત્યારે) હુઝૂરે બીજીવાર ફરમાવ્યું : ઠંડક થવા દો. અહીં સુધી કે પડછાયો (ટેકરાઓ પરથી) ઉતરી પડયો. થોડી વાર પછી ફરમાવ્યું : નમાઝ ઠંડકના વખતે પઢો. કારણ કે, ગરમીની ઉગ્રતા દોઝખના ઉકળાટનો એક ભાગ છે.

(૭૪/૩૬૪૨) હઝરત અબૂ સઇદ ખુદરી (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : નમાઝ ઠંડા સમયે પઢો. કારણ કે, ગરમીની ઉગ્રતા દોઝખના ઉકળાટનો એક ભાગ છે.

(૭૫/૩૬૪૩) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ એકવાર ફરમાવ્યું કે, દોઝખે પોતાના પરવરદિગારને ફરિયાદ કરી અને કહ્યું : એય અલ્લાહ ! મારો અમુક ભાગ અમુકને ખાઇ જાય છે. ખુદા તઆલાએ તેને બે શ્વાસ લેવાનો હુકમ આપ્યો. એક શ્વાસ ઠંડીની ઋતુમાં અને એક શ્વાસ ગરમીની ઋતુમાં. જેથી ભયંકર ગરમી એના લીધે જ થાય છે.

(૭૬/૩૬૪૪) અબૂ જમરા દુબઇ કહે છે : એક દિવસ હું હઝરત ઇબ્ને અબ્બાસ પાસે મકકામાં બેઠો હતો, એવામાં મને તાવ આવ્યો. ઇબ્ને અબ્બાસે કહ્યું : એ તાવને ઝમઝમનાં પાણીથી (નાહીને) ઠંડો કરો. કારણ કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું છે કે, તાવ જહન્નમના ઉકળાટનો એક ભાગ છે. એને પાણીથી ઠંડો કરો અથવા એમ ફરમાવ્યું કે, એને ઝમઝમનાં પાણીથી ઠંડો કરો.

(૭૭/૩૬૪૫) હઝરત રાફિઅ ઇબ્ને ખદિજ કહે છે : હુઝૂર (સલ.) ફરમાવતા હતા : તાવ દોઝખના ઉકળાટનો એક ભાગ છે. એને પાણીથી ઠંડો કરો.

(૭૮/૩૬૪૬) હઝરત આઇશા (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : તાવ દોઝખના ઉકળાટનો એક ભાગ છે. એને પાણીથી ઠંડો કરો.

(૭૯/૩૬૪૭) હઝરત ઇબ્ને ઉમર (રદિ.) કહે છે : નામદાર હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, તાવ દોઝખના ઉકળાટનો એક ભાગ છે. એને પાણીથી ઠંડો કરો.

(૮૦/૩૬૪૮) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : રસૂલે પાક (સલ.)એ ફરમાવ્યું કે, તમારી (આ) આગ દોઝખની સિત્તેર ભાગોમાંનો એક ભાગ છે. સહાબાઓએ કહ્યું : યા રસુલલ્લાહ ! બાળવા માટે તો આ આગ જ પુરતી છે. ફરમાવ્યું : દોઝખની આગની ગરમી આ આગથી અગનોસિત્તેર ગણી વધારે છે.

(૮૧/૩૬૪૯) હઝરત યઅલા કહે છે : નામદાર હુઝૂર (સલ.) મિમ્બર પર ફરમાવી રહ્યા હતા : **વ નાદવ યા માલિકુ** કિંવા દોઝખીઓ દોઝખના ચોકીદારને બોલાવશે : એય માલિક !

(૮૨/૩૬૫૦) અબૂ વાઇલ કહે છે : એક માણસે હઝરત ઉસામાને કહ્યું : જો તમે ફલાણા માણસ (હઝરત ઉસ્માન) પાસે જઇને પોતે વાત કરો તો સારી વાત છે. હઝરત ઉસામાએ કહ્યું : હું તમને લોકોને સંભળાવીને તેમની સાથે વાતચીત કરતો નથી. એટલે કદાચ તમને એવી ભ્રમણા થઇ ગઇ કે, હું તેમની સાથે વાતચીત કરતો જ નથી. હું છુપી રીતે જઇને તેમની સાથે વાતચીત કરૂં છું. કારણ કે, હું ઝઘડા-ફસાદનો દરવાજો ખોલવા માંગતો નથી. જ્યારથી મેં રસૂલુલ્લાહ (સલ.)નું ફરમાન સાંભળ્યું છે ત્યારથી હું મારા સરદાર વિષે એવું કહેતો નથી કે તે બધા લોકો કરતાં સારા છે. લોકોએ

પૂછ્યું : તમે રસૂલુલ્લાહ (સલ.) પાસેથી શું સાંભળ્યું છે ? ઉસામાએ કહ્યું : હુઝૂર ફરમાવતા હતા કે, અમુક લોકોને કિયામતના દિવસે લાવીને દોઝખમાં નાંખવામાં આવશે. તેમના આંતરડા નીકળી પડશે. તે આંતરડાની આજુબાજુ એવી રીતે ફરશે જેવી રીતે ગધેડો ચક્કીની આજુબાજુ ફરે છે. દોઝખીઓ તેની ચારે બાજુ આવીને ભેગા થઇ જશે અને કહેશે : એય માનવી ! શું તું અમને નેક કામો કરવાનો અને બુરા કામો છોડવાનો હુકમ આપતો ન હતો ? પછી (આજે) તમારી પોતાની આ શું હાલત છે ? તે કહેશે : હું તમને નેક કામો કરવાનો હુકમ આપતો હતો, પરંતુ પોતે કરતો ન હતો અને બુરી વાતોથી તમને રોકતો હતો, પરંતુ પોતે તે કરતો હતો.

**શયતાન અને તેના લશ્કરનું બયાન. મુજાહિદ કહે છે : 'યુકઝફૂન' કિંવા ફેંકવામાં આવશે. 'દુહૂરા' ધુતકારેલા. 'વાસિબ' હંમેશા. ઇબ્ને અબ્બાસ કહે છે : 'મદહૂરા'નો અર્થ ધુતકારેલો થાય છે. 'મરીદ' બદમાશને કહે છે. 'બતકહુ' કિંવા તેને ચીર્યો. 'ઇસ્તફઝિઝ' હલકો કર, ખેંચી લાવ. 'ખૈલ' ઘણા સવારો. 'રજિલ' 'રાજિલ'નું બહુવચન છે. જેમકે સાહિબનું બહુવચન 'સહબ' અને તાજિરનું બહુવચન 'તજર' છે કિંવા પગપાળા ચાલનારાઓ. 'લઅહતનિકન્ન' હું તેમને મૂળમાંથી ઉખેડી નાખીશ. 'કરીન'નો અર્થ શયતાન થાય છે.**

(૮૩/૩૬૫૧) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) પર એવો જાદુ કરવામાં આવ્યો હતો કે, આપને લાગતું હતું કે, મેં ફલાણું કામ કરી લીધું, જો કે આપે તે કામ કર્યું ન હતું. એક દિવસ હુઝૂર (સલ.)એ દુઆ કરી, ફરી દુઆ કરી. દુઆ પછી મને કહ્યું : આઇશા, શું તમને ખબર છે કે, અલ્લાહ તઆલાએ મને તે હુકમ આપી દીધો જેમાં મારી તંદુરસ્તી (છુપાયેલી) છે. મારી પાસે (સ્વપ્ન)માં બે માણસો આવ્યા. એક મારા માથા પાસે બેઠો અને બીજો પગ પાસે. એકે બીજાને કહ્યું : આ માણસને શું બીમારી છે ? તેણે કહ્યું : એના પર જાદુ કરવામાં આવ્યો છે. પહેલા માણસે કહ્યું : કોણે કર્યો છે ? બીજાએ કહ્યું : લબીદ ઇબ્ને અઅસમે. પહેલાએ કહ્યું : કઇ વસ્તુમાં કર્યો છે ? બીજાએ જવાબ આપ્યો : કાંસકીમાં, કાંસકીથી ખરેલા વાળમાં અને નર ખારેકના ગર્ભમાં. પહેલાએ કહ્યું : આ વસ્તુઓ ક્યાં મૂકી છે ? બીજાએ કહ્યું : ઝરવાન કુવામાં. હઝરત આઇશા કહે છે કે, હુઝૂર ઝરવાન કુવા પાસે ગયા. પાછા આવીને મને કહ્યું કે, તે કુવાના ઝાડની ટોચો શયતાનના માથાઓ જેવી છે. મેં કહ્યું : આપે જાદુની વસ્તુઓ તેમાંથી કાઢી લીધી ? ફરમાવ્યું : ના, પરંતુ અલ્લાહે મને તંદુરસ્તી આપી. મને ભય લાગ્યો કે, ક્યાંક લોકો આ ફિત્નામાં ન પડી જાય. ત્યાર પછી તે કુવો બંધ કરી દેવામાં આવ્યો.



(૮૪/૩૬૫૨) હઝરત અબૂ હુરૈરા કહે છે : નામદાર હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, અમુક માણસોના માથાના પાછલા વાળના ભાગમાં શયતાન ત્રણ ગાંઠ વાળે છે. દરેક ગાંઠ પર આ પ્રમાણે બોલે છે : હજુ ઘણી રાત બાકી છે સૂઇ રહે. હવે જાગીને તે અલ્લાહની યાદ કરે તો ત્યારે એક ગાંઠ ખુલી જાય છે, પછી વુઝૂ કરે છે તો બીજી ગાંઠ ખુલી જાય છે. પછી તે નમાઝ પઢે છે તો બધી ગાંઠો ખુલી જાય છે અને સવારે તે ચપળ અને આનંદિત બની જાય છે, નહીં તો આળસુ અને નાપાક ઉઠે છે.

(૮૫/૩૬૫૩) હઝરત અબ્દુલ્લાહ કહે છે : હુઝૂર (સલ.) સામે એક માણસની વાત નીકળી કે, તે આખી રાત સવાર સુધી સૂઇ રહે છે. ફરમાવ્યું : તે માણસના કાનમાં શયતાન પેશાબ કરે છે.

(૮૬/૩૬૫૪) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જો કોઇ માણસ **બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ. અલ્લાહુમ્મ જન્નિબ્ના શ્શયતાન વ જન્નિબિ શ્શયતાન મા રઝકતના** પઢીને પત્ની સાથે સંભોગ કરે અને કોઇ બાળક પેદા થાય તો શયતાન તેને નુકસાન પહોંચાડી શકશે નહિં. અર્થ આ પ્રમાણે છે : બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ. એય અલ્લાહ ! અમને શયતાનથી બચાવ અને જે કંઇ તું આપે તેને પણ શયતાનથી બચાવ.

(૮૭/૩૬૫૫) હઝરત ઇબ્ને ઉમર કહે છે : નામદાર હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જ્યારે સૂર્યનો કિનારો નીકળી રહ્યો હોય ત્યારે તમે નમાઝ ન પઢો. અહીં સુધી કે બિલકુલ નીકળી આવે. એવી જ રીતે જ્યારે સૂર્યનો કિનારો આથમી રહ્યો હોય ત્યારે નમાઝ ન પઢો. અહીં સુધી કે, સંપૂર્ણ આથમી જાય. ખુલાસો એ કે, સૂર્યના ઉદય અને અસ્ત વખતે નમાઝ ન પઢો. કારણ કે, સૂર્ય શયતાનના બે શીંગડાઓ વચ્ચે ઉગે છે.

(૮૮/૩૬૫૬) હઝરત અબૂ સઇદ ખુદરી કહે છે : નામદાર હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જ્યારે નમાઝ પઢતી વખતે તમારામાંથી કોઇની સામે કોઇ વસ્તુ આવે તો તેને રોકે. જો તે ન માને તો ફરી રોકે. છતાં પણ ન માને તો તેની સાથે લડે. કારણ કે, તે શયતાન છે.

(૮૯/૩૬૫૭) હઝરત અબૂ હુરૈરા કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ ઇદુલ ફિત્રના સદકાની દેખરેખ માટે મને

મુકર્રર કર્યો. (રાત્રે) એક માણસ આવ્યો અને ખોબાઓ વડે અનાજ ભરવા લાગ્યો. મેં તેને પકડી લીધો અને કહ્યું કે, હું તને રસૂલુલ્લાહ (સલ.)ની સેવામાં લઇ જઇશ...... હદીસના અંતમાં તે ચોરે કહ્યું હતું કે, જ્યારે તમે તમારા બિસ્તરા પર સૂવા માટે જાઓ ત્યારે આયતુલ કુર્સી પઢો. ખુદા તઆલા તરફથી તમારા માટે હંમેશા એક ચોકીદાર રહેશે અને સવાર સુધી શયતાન તમારી પાસે આવશે નહીં. હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : આ વાત તો તેણે સાચી કહી, પરંતુ તે જુઠો છે, શયતાન છે.

(૯૦/૩૬૫૮) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : નામદાર હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, તમારામાંથી અમુક લોકોના દિલમાં શયતાન આવીને વસવસો નાંખે છે અને કહે છે : તેને (આકાશને) કોણે પેદા કર્યું ? તેને (ધરતીને) કોણે પેદા કરી ? છેવટે અહીં સુધી વસવસો (શંકા) નાંખે છે કે, તારા પાલનહારને કોણે પેદા કર્યો. જો આવી શંકા જન્મે તો યોગ્ય એ છે કે, સાવચેત રહે અને અલ્લાહ તઆલા પાસે પનાહ માંગે.

(૯૧/૩૬૫૯) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જ્યારે રમઝાન આવે છે ત્યારે આસ્માનના દરવાજા ખોલી નાંખવામાં આવે છે. દોઝખના દરવાજા બંધ કરી નાંખવામાં આવે છે અને શયતાનોને સાંકળોથી બાંધી દેવામાં આવે છે.

(૯૨/૩૬૬૦) હઝરત ઉબય ઇબ્ને કઅબ કહે છે : નામદાર હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, મૂસા (અલ.)એ પોતાના માણસને કહ્યું : મારૂં ખાણું લાવો. તે માણસે જવાબ આપ્યો : જુઓ, જ્યારે આપણે તે પત્થર પાસે થોભ્યા હતા ત્યારે હું ત્યાં માછલી ભૂલી ગયો અને શયતાને જ મને તેની યાદ ભૂલાવી છે. મૂસા (અલ.)ને ત્યાં સુધી થાક લાગ્યો ન હતો જ્યાં સુધી કે, અલ્લાહ તઆલાએ મુકર્રર કરેલી જગ્યાથી આગળ વધ્યા નહીં.

(૯૩/૩૬૬૧) હઝરત ઇબ્ને ઉમર (રદિ.) પૂર્વ તરફ ઇશારો કરીને કહેતા હતા કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું હતું : સાંભળો, ફિત્નો અહીં છે. સાંભળો, આ બાજુથી, જ્યાંથી શયતાનનું શીંગડું નીકળે છે, ફિત્નાઓ પેદા થશે.

(૯૪/૩૬૬૨) હઝરત જાબિર (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જ્યારે રાત શરૂ થઇ જાય ત્યારે તમારા બાળકોને (બહાર નીકળતા) અટકાવો. કારણ કે, તે વખતે જિન્નાત આમતેમ ફરે છે. જ્યારે ઇશાની એક ઘડી પસાર થઇ જાય ત્યારે બાળકોને છોડવા જાઇએ છે. તમારો દરવાજો બંધ કરી લો. દરવાજો બંધ કરતી વખતે ખુદાનું નામ લો. દીવો ઓલવી નાંખો અને અલ્લાહનું



નામ લો. મશકનું મોં બંધ કરી દો અને બંધ કરતી વખતે અલ્લાહનું નામ લો. વાસણો ઢાંકી દો અને અલ્લાહનું નામ લો, ભલેને વાસણ પર પહોળાઇમાં તમે કોઇ વસ્તુ મૂકો.

(૯૫/૩૬૬૩) ઉમ્મુલ મુઅમિનીન હઝરત સફિય્યા (રદિ.) કહે છે : એકવાર રસૂલુલ્લાહ (સલ.) ઇઅતિકાફમાં હતા. હું રાત્રે મુલાકાત માટે ગઇ. વાતચીત કર્યા પછી ઉઠીને પાછી ફરી. રસૂલુલ્લાહ (સલ.) પણ મને પહોંચાડવા માટે ઉઠયા. મારૂં રહેઠાણ (તે વખતે) ઉસામા ઇબ્ને ઝૈદવાળા મકાનમાં હતું. રસ્તામાંથી બે અનસારીઓ પસાર થઇ રહ્યા હતા. રસૂલુલ્લાહ (સલ.)ને જોઇને તેઓ જલ્દી જલ્દી ચાલવા લાગ્યા. હુઝૂરે કહ્યું : થોભો, આ સફિય્યા બિન્તે હુયય છે. (કોઇ પારકી સ્ત્રી નથી) અનસારીઓએ કહ્યું : યા રસૂલલ્લાહ ! સુબ્હાનલ્લાહ. આપે ફરમાવ્યું : શયતાન માણસના શરીરમાં લોહીના જેમ ભ્રમણ કરે છે. મને વિચાર આવ્યો કે, કયાંક તમારા દિલોમાં પણ કુશંકા ન નાખે.

(૯૬/૩૬૬૪) હઝરત સુલયમાન ઇબ્ને સુરદ કહે છે : એક વાર હું રસૂલુલ્લાહ (સલ.) પાસે બેઠો હતો. બે માણસો લડી રહ્યા હતા. એકનો ચહેરો લાલ થઇ ગયો હતો અને ગરદનની નસો ફુલી ગઇ હતી. હુઝૂરે ફરમાવ્યું : મને એવી વાત આવડે છે કે, જો એ માણસ તે કહી દે તો એની આવી હાલત ખત્મ થઇ જશે. જો એ **અઊઝુ બિલ્લાહિ મિન શ્શયતાનિ** કહી દે તો એની આવી હાલત ખત્મ થઇ જશે. લોકોએ તે માણસને કહ્યું કે, હુઝૂર ફરમાવે છે : 'અઊઝુ બિલ્લાહ' પઢ. તે માણસ કહેવા લાગ્યો : શું મને ગાંડપણ છે ?

(૯૭/૩૬૬૫) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જો તમારામાંથી કોઇ પત્ની સાથે સંભોગ કરતી વખતે **અલ્લાહુમ્મ જન્નિબ્નીશ્શયતાન વ જન્નિબિ શ્શયતાન મા રઝકતના** પઢશે અને કોઇ બાળક પેદા થશે તો શયતાન તેને નુકસાન પહોંચાડી શકશે નહીં અને શયતાન તેના પર કાબુ મેળવી શકશે નહીં.

(૯૮/૩૬૬૬) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ એકવાર નમાઝ પઢી. પછી ફરમાવ્યું કે, શયતાન મારી સામે આવ્યો હતો અને મારા પર હુમલો કરીને નમાઝ તોડી નાખવા માંગતો હતો, પરંતુ ખુદા તઆલાએ તેને મારા વર્ચસ્વ હેઠળ મૂકી દીધો.

(૯૯/૩૬૬૭) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું :

(૯૫/૩૬૬૩) આ હદીસ આગળ આવી ગઇ છે. અર્થ એ છે કે, સહાબા (રદિ.)ને નબીએ કરીમ (સલ.) અંગે કોઇ બદગુમાની ન થાય. કારણ કે, એનાથી બદગુમાની કરનારાઓનું ઇમાન ભયમાં મૂકાઇ જાય છે.

જ્યારે અઝાન થાય છે ત્યારે શયતાન પીઠ ફેરવીને હવા છોડતો નાસે છે. અઝાન પૂરી થયા પછી ફરી આવે છે. જ્યારે નમાઝની તકબીર થાય છે ત્યારે પીઠ ફેરવીને નાસે છે. તકબીર પૂરી થઇ ગયા પછી ફરી આવે છે. અહીં સુધી કે માણસના દિલમાં શંકાઓ જન્માવે છે. કહે છે : ફલાણી વસ્તુ યાદ કર. ફલાણી વસ્તુ યાદ કર. છેવટે માણસને યાદ રહેતું નથી કે તેણે ત્રણ રકઅતો પઢી છે કે ચાર. એટલે જો માણસને યાદ ન રહે કે ત્રણ રકઅતો પઢી છે કે ચાર તો સહવના બે સજદા કરે.

(૧૦૦/૩૬૬૮) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જન્મ વખતે દરેક માણસના પડખામાં શયતાન પોતાની બંને આંગળીઓ ખોસે છે. હા, ઇસા ઇબ્ને મરયમને ખોસવા માટે ગયો હતો ત્યારે ખોસી શક્યો ન હતો. માત્ર પરદામાં આંગળીઓ ખોસી હતી.

(૧૦૧/૩૬૬૯) હઝરત અલકમા કહે છે : હું સીરિયા ગયો હતો ત્યારે સીરિયાવાસીઓએ કહ્યું : લોકો, તમારે ત્યાં અબૂ દરદા આવી ગયા. મેં કહ્યું : શું તમારે ત્યાં તે માણસ છે જેના વિષે હુઝૂરે ફરમાવ્યું હતું કે, અલ્લાહ તઆલાએ તેને દોઝખથી મુક્તિ આપી છે (કિંવા અમ્માર ઇબ્ને યાસિર)

(૧૦૨/૩૬૭૦) હઝરત મુગીરા કહે છે : જે માણસ વિષે હુઝૂરે ફરમાવ્યું હતું કે, તેને અલ્લાહ તઆલાએ દોઝખથી છુટકારો આપ્યો છે. તેનાથી મુરાદ હઝરત અમ્માર છે.

(૧૦૩/૩૬૭૧) હઝરત આઇશા (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, વાદળમાં ફરિશ્તાઓ પરસ્પર તે બનાવોની ચર્ચા કરે છે જે ઝમીન પર બનવાના હોય છે. શયતાન તેમાંથી કોઇ વાત સાંભળી લે છે. જેવી રીતે શીશીમાં પાણી નાખવામાં આવે છે તેવી રીતે જ્યોતિષીઓના કાનમાં તે વાત લાવીને નાખી દે છે. જ્યોતિષી તેમાં પોતાના તરફથી સો જુઠ મેળવીને વર્ણન કરે છે.

(૧૦૪/૩૬૭૨) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, બગાસું શયતાનની અસરને લીધે આવે છે. એટલે જ્યારે તમારામાંથી કોઇને બગાસું આવે ત્યારે તેને બની શકે એટલું રોકે. કારણ કે, જ્યારે માણસ 'હા.....' કહે છે ત્યારે શયતાન હસે છે.

(૧૦૫/૩૬૭૩) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, ઉહદની લડાઇના દિવસે જ્યારે કાફિરોની હાર થઇ ત્યારે શયતાને અવાજ દીધો : ખુદાના બંદાઓ, તમારી પાછળ (કાફિરો) છે. આ સાંભળતા જ આગળવાળા માણસો પાછળ ફર્યાં અને આગલી પાછલી હરોળો વચ્ચે પરસ્પર મુકાબલો થઇ ગયો. (કિંવા મુસલમાનો પરસ્પર લડવા લાગ્યા) હઝરત





હુઝયફાએ પોતાના પિતા યમાનને ([illegible]ની હરોળમાં) જોઇને ઓળખી લીધા અને કહેવા લાગ્યા : ખુદાના બંદાઓ, મારા પિતા છે મારા પિતા (તેમને શા માટે મારો છો?) પરંતુ ખુદાની કસમ ! લોકો અટક્યા નહીં અને તેમને કત્લ કરી નાખ્યા. હઝરત હુઝયફાએ (કત્લ કરનારાઓને) કહ્યું : ખુદા તમને માફ કરે. ઉરવા કહે છે : હઝરત હુઝયફામાં મૃત્યુની ઘડી સુધી તે નેકી (કત્લ કરનાર માટે દુઆ)નો ભાગ બાકી રહ્યો.

(૧૦૬/૩૬૭૪) હઝરત આઇશા કહે છે : મેં હુઝૂર (સલ.)ને પૂછ્યું કે, જો માણસ નમાઝમાં આમતેમ જુએ તો શું હુકમ છે ? ફરમાવ્યું : એ શયતાનનો એક ઝપાટો છે, જેને શયતાન તમારી નમાઝમાંથી આંચકી લે છે.

(૧૦૭/૩૬૭૫) હઝરત અબૂ કતાદા કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : સારૂં સ્વપ્ન અલ્લાહ તરફથી આવે છે અને ખરાબ સ્વપ્ન શયતાન તરફથી. એટલે તમારામાંથી જે કોઇ માણસ પરેશાન કરનારૂં ભયંકર સ્વપ્ન જુએ તો ડાબી તરફ થુંકીને તે સ્વપ્નની ખરાબીથી અલ્લાહની પનાહ માંગે. એ સ્વપ્નથી તેને નુકસાન નહીં પહોંચે.

(૧૦૮/૩૬૭૬) હઝરત અબૂ હુરૈરા કહે છે : નામદાર હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જે માણસ દિવસમાં સો વાર **લાઇલાહ ઇલ્લ લ્લાહુ વહદહુ લાશરીક લહુ, લહુલ મુલ્કુ વ લહુલ હમ્દુ વ હુવ અલા કુલ્લિ શયઇન કદીર** પઢશે તેને દસ ગુલામ આઝાદ કરવા જેટલો સવાબ મળશે. તેના માટે સો નેકીઓ લખવામાં આવશે. સો ગુનાહ ભૂંસી નાંખવામાં આવશે. આ શબ્દો તે દિવસે સાંજ સુધી શયતાનથી રક્ષણ મેળવવાનું સાધન બની રહેશે. આ પઢનાર કરતાં કોઇ માણસ શ્રેષ્ઠ નથી. હા, જે માણસ એનાથી વધારે પઢશે તે એના કરતાં અફઝલ છે.

(૧૦૯/૩૬૭૭) હઝરત સઅદ ઇબ્ને અબી વક્કાસ કહે છે : એકવાર હઝરત ઉમરે મુબારક સેવામાં હાજર થવાની રજા માંગી. તે વખતે હુઝૂર (સલ.) પાસે કુરૈશની ઓરતો (પવિત્ર પત્નીઓ) કંઇક વાતચીત કરી રહી હતી અને જોર જોરથી વધારે ખર્ચ માંગી રહી હતી, પરંતુ જ્યારે હઝરત ઉમરે અંદર દાખલ થવાની રજા માંગી ત્યારે બધી ઉઠીને જલ્દી જલ્દી પરદામાં જવા લાગી. રસૂલુલ્લાહ (સલ.)એ હસતા હસતા હઝરત ઉમરને રજા આપી. હઝરત ઉમરે કહ્યું : ખુદા હુઝૂરને હસતા રાખે. હુઝૂરે કહ્યું : મને એ વાતની નવાઇ લાગી કે, આ ઓરતો મારી પાસે હતી, પરંતુ તમારો અવાજ સાંભળીને જલ્દી જલ્દી પરદામાં ચાલી ગઇ. હઝરત ઉમરે કહ્યું : યા રસૂલલ્લાહ ! તેમને ડર તો તમારો વધારે રાખવો જોઇએ. પછી ઓરતોને

સંબોધીને બોલ્યા : એય તમારી જાત સાથે દુશ્મની રાખનારીઓ ! શું તમે મારાથી ડરો છો અને રસૂલુલ્લાહ (સલ.)થી ડરતી નથી ? ઓરતોએ કહ્યું : હા, તમે રસૂલુલ્લાહ (સલ.)થી વધારે સખ્ત છો. હુઝૂરે ફરમાવ્યું : તે ખુદાની કસમ છે જેના કબ્જામાં મારો જાન છે. જે રસ્તા પરથી તમે પસાર થાઓ છો, જો તે રસ્તામાં શયતાન મળી જાય છે તો તમારો રસ્તો છોડીને બીજે રસ્તેથી ચાલ્યો જાય છે.

(૧૧૦/૩૬૭૮) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જો તમારામાંથી કોઇ માણસ ઉંઘમાંથી જાગ્યા પછી વુઝૂ કરે તો ત્રણ વાર નાક સાફ કરે. કારણ કે, શયતાન રાત્રે તેના નાકના મૂળમાં રહે છે.

**જિન્નાતનું વર્ણન અને તેમના અઝાબ અને સવાબનું વર્ણન**

**ખુદા તઆલા ફરમાવે છે : 'યા મઅ્શરલ જિન્નિ વલ ઇન્સિ અલમયઅ્તિકુમ રૂસુલુ મ્મિન્કુમ યકુસ્સૂન અલયકુમ આયાતી....' કિંવા એય જિન્નાતો અને ઇન્સાનોના સમુહ ! શું તમારી પાસે મારા પયગમ્બરો આવ્યા ન હતા, જે મારી નિશાનીઓ (અહકામ) તમારી સામે વર્ણન કરતા હતા. આયત 'ફલાયખાફુ બખ્સં વ્વ લારહકન'માં 'બખ્સ'નો અર્થ નુકસાન થાય છે. મુજાહિદ કહે છે કે, કાફિરોએ ખુદા અને જિન્નાત વચ્ચે સંબંધ કર્યો હતો કિંવા કુરૈશના કાફિરો કહેતા હતા કે, ફરિશ્તાઓ ખુદાની પુત્રીઓ છે અને ફરિશ્તાઓની જનેતાઓ પ્રતિષ્ઠિત જિન્નાતોની પુત્રીઓ છે, પરંતુ ખુદા તઆલા ફરમાવે છે કે, જિન્નાતોને ખબર છે કે, હિસાબ વખતે તેમને ઝરૂર હાજર કરવામાં આવશે.**

..................................

(૧૦૯/૩૬૭૭) નબીએ કરીમ (સલ.)ના સદ્‌વર્તાવ અને પતિ-પત્ની વચ્ચેના ઘનિષ્ઠ અને નિકટવર્તી સંબંધોના કારણે પુનિત પત્નીઓનું ઉંચા સાદે બોલવું ચલાવી લેવાય. જો કે નબીએ કરીમ (સલ.)ના અવાજ કરતાં ઉંચા અવાજે તેમની સામે બોલવાની મનાઇ છે. અનેક પત્નીઓના એકસાથે બોલવાથી આ અવાજ ઉંચો લાગતો હતો, જેમાં કંઇ વાંધો નથી. હુઝૂર (સલ.)નો સ્વભાવ નરમ હતો. હઝરત ઉમર (રદિ.)નો સ્વભાવ ગરમ હતો. હઝરત ઉમરની પુત્રી હઝરત હફસા (રદિ.) નબીએ કરીમ (સલ.)ના પત્ની હતાં, એટલે હઝરત ઉમર (રદિ.)એ તેમને ઠપકો આપ્યો કે, હુઝૂર (સલ.) સદ્‌વર્તાવના કારણે સહન કરી લે, પરંતુ તમારે અદબથી વર્તવું જોઇએ, એટલે પુનિત પત્નીઓએ હઝરત ઉમર (રદિ.)ને ઉગ્ર સ્વભાવના ગણાવ્યા ત્યારે નબીએ કરીમ (સલ.)એ ખુલાસો કર્યો કે, એ ગુસ્સો શયતાની ન હતો. શયતાન તો હઝરત ઉમર (રદિ.)થી દૂર નાસે છે. જેથી હઝરત ઉમર (રદિ.)ને પોતાના ગરમ સ્વભાવ પર અફસોસ ન થાય.



(૧૧૧/૩૬૭૯) હઝરત અબ્દુલ્લાહ કહે છે : મને હઝરત અબૂ સઇદ ખુદરીએ કહ્યું : હું જાણું છું કે, તમને બકરીઓ અને જંગલમાં વસવાટ પ્રત્યે પ્રેમ છે. તેથી જ્યારે તમે બકરીઓ સાથે જંગલમાં હો અને નમાઝની અઝાન કહો ત્યારે ઉંચા સાદે કહો. કારણ કે, મુઅઝ્ઝિનનો અવાજ જ્યાં સુધી પહોંચે છે અને જિન્નાત, ઇન્સાન અથવા બીજી કોઇ વસ્તુ તેનો અવાજ સાંભળે છે તો એ બધી વસ્તુઓ કિયામતના દિવસે તેના તરફથી સાક્ષી આપશે. મેં રસૂલુલ્લાહ (સલ.) પાસેથી આ હદીસ સાંભળી છે.

**આયત 'વ ઇઝ સરફના ઇલયક નફરમ મિનલ જિન્નિ.....'ની તફસીર 'મસ્રિફન' ફરવાનું સ્થળ. 'સરફના' અમે ધ્યાન દોર્યું, અમે મોકલ્યા. ઉપરોક્ત આયતનો તરજુમો આ પ્રમાણે છે કે, જ્યારે જિન્નાતોની એક ટુકડીને અમે તમારા તરફ મોકલી.**

**ખુદા તઆલા ફરમાવે છે : 'વ બસ્સ ફીહા મિન કુલ્લિ દાબ્બતિન' કિંવા ખુદા તઆલાએ ઝમીન પર દરેક પ્રકારના જાનવરો ફેલાવ્યાં છે.**

**ઇબ્ને અબ્બાસ કહે છે : 'સુઅ્બાન' નર સાપને કહે છે. અમુક લોકો કહે છે કે, સાપ અમુક પ્રકારના હોય છે. જાન્ન, અફઆ, અસ્વદ.**

**આયત 'ઇલ્લા હુવ આખિઝુન બિનાસિયતિહા'નો અર્થ એ છે કે, દરેક વસ્તુ અલ્લાહના કબ્જામાં છે.**

**'સાફફાતિન' પાંખો ફેલાવીને. 'યકબિદ્‌ન' પાંખો સમેટીને.**

(૧૧૨/૩૬૮૦) હઝરત ઇબ્ને ઉમર કહે છે : એકવાર રસૂલુલ્લાહ (સલ.) મિમ્બર પર ખુત્બો પઢતી વખતે ફરમાવી રહ્યા હતા : સાપોને મારી નાંખો. (ખાસ કરીને) તે સાપોને મારી નાંખો જેના પર બે લીટીઓ હોય અથવા પૂંછડી કપાયેલા હોય. કારણ કે, એ બંને આંખોને આંધળી કરી મૂકે છે અને સગર્ભા સ્ત્રીનો ગર્ભ પાડી નાંખે છે. સંજોગોવસાત મક્કામાં હું એક સાપને મારી રહ્યો હતો, એવામાં અબૂ લુબાબાએ બુમ પાડીને કહ્યું : એને ન મારો. મેં જવાબ આપ્યો : રસૂલુલ્લાહ (સલ.)એ સાપોને મારી નાખવાનો હુકમ આપ્યો છે. અબૂ લુબાબા કહેવા લાગ્યા : હુઝૂરે પાછળથી તે સાપોને મારવાની મનાઇ ફરમાવી હતી જે ઘરોમાં રહે છે. કારણ કે, હકીકતમાં એ જિન્નાત હોય છે, જે હંમેશા ઘરોમાં રહે છે.

**મુસલમાનનો શ્રેષ્ઠ માલ બકરીઓ હશે. જેમને ચરાવવા**

માટે તે પહાડોના શિખરો પર ફરશે

(૧૧૩/૩૬૮૧) હઝરત અબૂ સઈદ ખુદરી કહે છે : રસૂલે અકરમ (સલ.)એ ફરમાવ્યું : ટૂંક સમયમાં મુસલમાનનો શ્રેષ્ઠ માલ બકરીઓ હશે. જેમને લઈને તે પહાડોના શિખરો પર અને વરસાદના સ્થળોએ ફરશે. જેથી ફિત્નાઓથી દૂર જઈને તે પોતાના દીનને બચાવી શકે.

(૧૧૪/૩૬૮૨) હઝરત અબૂ હુરૈરા કહે છે : નામદાર હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : કુફ્રનું ઝરણું પૂર્વ તરફ છે. ગર્વ અને ઘમંડ ઘોડાવાળાઓમાં, ઊંટવાળાઓમાં અને તે લોકોમાં છે જે ઊંટોને હાંકતી વખતે શોર મચાવે છે. હા, નમ્રતા અને વિનય બકરીઓ-વાળાઓમાં છે.

(૧૧૫/૩૬૮૩) હઝરત અબૂ મસઊદ કહે છે : નામદાર હુઝૂર (સલ.)એ યમન તરફ હાથથી ઈશારો કરીને ફરમાવ્યું કે, યમનવાસીઓનું ઈમાન શ્રેષ્ઠ છે. તે લોકો સખ્ત દિલ અને સખ્ત સ્વભાવના છે, જેઓ ઊંટોની પૂંછડીઓના મૂળ પાસે ઉભા રહીને બરાડે છે. એ લોકો ત્યાંના રહેવાસી છે જ્યાં શયતાનના બે શીંગડા નીકળે છે. એનાથી મુરાદ રબીઆ અને મુઝરના કબીલાઓ છે.

(૧૧૬/૩૬૮૪) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂરે અનવર (સલ.)એ ફરમાવ્યું : જ્યારે તમે મરઘાની અઝાન સાંભળો ત્યારે અલ્લાહ પાસે તેનો ફઝલ માંગો. કારણ કે, મરઘો ફરિશ્તાને જોઈને બોલે છે અને ગધેડાનો અવાજ સાંભળો ત્યારે શયતાનથી ખુદા પાસે પનાહ માંગો કારણ કે, ગધેડો શયતાનને જોઈને ભૂંકે છે.

(૧૧૭/૩૬૮૫) હઝરત જાબિર ઈબ્ને અબ્દુલ્લાહ કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જ્યારે સાંજ પડે ત્યારે તમારા બાળકોને ઘરોમાં રોકી લો (બહાર ન નીકળવા દો) કારણ કે, તે વખતે શયતાન આમતેમ ભટકે છે. જ્યારે રાત્રિની એક ઘડી પસાર થઈ જાય ત્યારે બાળકોને છોડી શકો છો. દરવાજાઓ બંધ કરી લો. બંધ કરતી વખતે ખુદાનું નામ લો. કારણ કે, બંધ દરવાજાને શયતાન ખોલી શકતો નથી.

(૧૧૮/૩૬૮૬) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : બની ઈસ્રાઈલમાંની એક કોમનો ચહેરો વિકૃત થઈ ગયો હતો. ખબર નથી કે વિકૃત થયા પછી તેમનો ચહેરો કેવો થઈ ગયો હતો. મને લાગે છે કે, તેમનો ચહેરો ઉંદર જેવો બનાવી દેવામાં આવ્યો હતો. કારણ કે, ઉંદર સામે જ્યારે ઊંટનું દૂધ મૂકવામાં આવે છે ત્યારે પીતો નથી અને બકરીનું દૂધ મૂકવામાં આવે છે ત્યારે પી લે છે. (બની ઈસ્રાઈલ



વાળા ઊંટનું દૂધ પીતા ન હતા.) અબૂ હુરૈરા કહે છે : મેં કઅબની સામે આ હદીસ બયાન કરી ત્યારે કઅબે કહ્યું : શું તમે નબી (સલ.) પાસેથી આ હદીસ સાંભળી છે ? મેં જવાબ આપ્યો : હા. કઅબે કહ્યું : શું તમે નબી (સલ.) પાસેથી આ હદીસ સાંભળી છે ? મેં જવાબ આપ્યો : હા. કઅબે ફરી કેટલીક વાર આ જ સવાલ કર્યો ત્યારે મેં કહ્યું : તો શું હું તમારી સામે તૌરાત પઢી રહ્યો છું ?

(૧૧૯/૩૬૮૭) હઝરત આઈશા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ સરડાનું નામ 'ફુવયસિક' રાખ્યું હતું, પરંતુ મેં એવું કદી સાંભળ્યું નથી કે, આપે તેને મારી નાખવાનો હુકમ આપ્યો હોય. સઅદ ઈબ્ને અબી વક્કાસ કહે છે કે, હુઝૂરે સરડાને મારી નાંખવાનો હુકમ આપ્યો છે.

(૧૨૦/૩૬૮૮) હઝરત ઉમ્મે શુરૈક કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ સરડાને મારી નાખવાનો હુકમ આપ્યો હતો.

(૧૨૧/૩૬૮૯) હઝરત આઈશા (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : બે લીટીઓવાળા સાપને મારી નાંખો. કારણ કે, એ આંખોને આંધળી કરી મૂકે છે અને સગર્ભાના ગર્ભને પાડી નાંખે છે.

(૧૨૨/૩૬૯૦) હઝરત આઈશા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ પૂંછડી કપાયેલા સાપને કત્લ કરવાનો હુકમ આપ્યો છે અને ફરમાવ્યું છે કે, એ આંખોને આંધળી બનાવી દે છે અને સગર્ભાના ગર્ભને પાડી નાખે છે.

(૧૨૩/૩૬૯૧) હઝરત ઈબ્ને ઉમર (રદિ.) શરૂમાં સાપને મારી નાખતા હતા, પરંતુ પાછળથી સાપને મારવાની મનાઈ કરતા હતા અને બયાન કરતા હતા કે, એકવાર હુઝૂરે પોતાની દીવાલ તોડી. તેમાં સાપની કાંચળી નીકળી. આપે ફરમાવ્યું : જુઓ, સાપ ક્યાં ગયો ? સહાબાએ સાપ જોઈ લીધો. હુઝૂરે ફરમાવ્યું : મારી નાંખો. આ હદીસની રૂએ હું સાપોને મારી નાખતો હતો, પરંતુ એક દિવસ જ્યારે અબૂ લુબાબા સાથે મુલાકાત થઈ ત્યારે તેઓ કહેવા લાગ્યા કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું છે : બીજા સાપોને મારો નહીં, ફક્ત પૂંછડી કપાયેલા અને બે લીટીવાળા સાપને મારી નાખો. કારણ કે, એ આંખોને આંધળી બનાવી મૂકે છે અને સગર્ભાના ગર્ભને પાડી નાખે છે. એટલે એને મારી નાખો.

(૧૨૪/૩૬૯૨) હઝરત ઈબ્ને ઉમર

(૧૧૮/૩૬૮૬) બીજી હદીસોમાં ખુલાસો આવી ગયો છે કે, જે કોમોનું સ્વરૂપ વિકૃત કરી નાખવામાં આવ્યું હતું તેવી કોમો ત્રણ દિવસથી વધારે જીવંત રહી નથી. તેમનો વંશ ચાલ્યો નથી. એટલે હાલમાં જે કોમો બાકી છે તેમને વિકૃત બનેલી બની ઈસ્રાઈલની કોમના વંશજ સમજવું ન જોઈએ.

(રદિ.) સાપોને મારી નાખતા હતા, પરંતુ અબૂ લુબાબાએ તેમને હદીસ બયાન કરી કે, રસૂલુલ્લાહ (સલ.)એ ઘરમાં રહેનારા સાપોને મારી નાખવાની મનાઇ ફરમાવી છે. આ હદીસ સાંભળીને ઇબ્ને ઉમરે સાપોને મારવાનું છોડી દીધું.

**પાંચ જાનવરો બદજાત (ખરાબ પ્રકૃતિના) છે. તેમને હરમમાં (પણ) મારી નાખવામાં આવે.**

(૧૨૫/૩૬૯૩) હઝરત આઇશા (રદિ.) કહે છે : નામદાર હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : પાંચ જાનવરો તકલીફ પહોંચાડનાર બદજાત છે. તેમને હરમમાં પણ કત્લ કરી દેવામાં આવે. ઉંદર, વીંછી, સમડી, કાગડો અને કરડનારો કુતરો.

(૧૨૬/૩૬૯૪) હઝરત ઇબ્ને ઉમર (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જો કોઇ માણસ પાંચ જાનવરોને ઇહરામની હાલતમાં પણ મારી નાખે તો કંઇ ગુનોહ નથી. વીંછી, ઉંદર, કરડનાર કુતરો, કાગડો અને સમડી.

(૧૨૭/૩૬૯૫) હઝરત જાબિર (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : વાસણોને ઢાંકી રાખો. મશકોનું મોં બંધ રાખો. દરવાજાઓ બંધ રાખો. સાંજના સમયે બાળકોને (ઘરમાં) રોકી રાખો. કારણ કે, (એ વખતે) જિન્નાત આમતેમ ફરે છે અને (બાળકો) ઝપટમાં આવી જાય છે. સૂતી વખતે દીવો ઓલવી નાખો. કારણ કે, ઉંદર ઘણીવાર જ્યોત ખેંચીને લઇ જાય છે અને ઘરવાળાઓને સળગાવી મૂકે છે.

(૧૨૮/૩૬૯૬) હઝરત અબ્દુલ્લાહ કહે છે : એક દિવસ હુઝૂર (સલ.) સાથે અમે ગુફામાં હતા. એવામાં સૂરએ 'વલ મુર્સલાત' ઉતરી. અમે મુબારક ઝબાનથી શીખીને યાદ કરી રહ્યા હતા. એવામાં એક દરમાંથી સાપ નીકળ્યો. અમે તેને મારવા ગયા, પરંતુ તે જલ્દીથી દરમાં ચાલ્યો ગયો. હુઝૂરે ફરમાવ્યું : જેવી રીતે તમે તેની તકલીફથી બચી ગયા તેવી રીતે તે તમારી તકલીફથી બચી ગયો.

(૧૨૯/૩૬૯૭) હઝરત ઇબ્ને ઉમર (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, એક ઓરતને ફક્ત બિલાડીના કારણે દોઝખમાં દાખલ કરવામાં આવી. તેણે બિલાડીને બાંધી રાખી હતી. ન તો પોતે તેને ખાવાનું આપતી હતી ન છોડતી હતી કે તે કંઇક જીવજંતુઓ ખાઇ શકે.

(૧૩૦/૩૬૯૮) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : એક પયગમ્બર એક ઝાડના નીચે ઉતર્યા. ત્યાં તેમને કીડીએ કરડયા. પયગમ્બરે ઝાડના નીચેથી પોતાનો સામાન હઠાવી લેવાનો હુકમ આપ્યો. જ્યારે સામાન હઠાવી લેવામાં આવ્યો ત્યારે કીડીઓનું મકાન બળાવી નાખ્યું.



તઆલાએ વહી મોકલી કે, તમે ફક્ત એક કીડીને કેમ બળાવી નહીં. (મકાન બાળી નાખ્યું.)

**જો કોઇના પાણી વગેરેમાં માખી પડી જાય તો માખીને ડુબકી ખવરાવીને કાઢી નાખવી જોઇએ. કારણ કે, માખીની એક પાંખમાં બીમારી અને એક પાંખમાં તંદુરસ્તી છે. (માખી સામાન્ય રીતે બીમારીવાળી પાંખ ડુબાડે છે.)**

(૧૩૧/૩૬૯૯) હઝરત અબૂ હુરૈરા કહે છે : નામદાર હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જો માખી તમારી પીવાની વસ્તુમાં પડી જાય તો તેને ડુબાડીને કાઢવી જોઇએ. કારણ કે, તેની એક પાંખમાં બીમારી અને બીજીમાં તંદુરસ્તી છે.

(૧૩૨/૩૭૦૦) હઝરત અબૂ હુરૈરા કહે છે : નામદાર હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : એક હરામખોર ઓરત માત્ર એટલા માટે બખ્શાઇ ગઇ કે તે એક કુતરા પાસેથી પસાર થઇ. તરસના કારણે કુતરો મરી રહ્યો હતો અને એક કુવા પાસે માટી ચાટી રહ્યો હતો. ઓરતે પોતાનો મોઝો ઉતારીને ઓઢણી સાથે બાંધીને કુતરા માટે પાણી ખેંચ્યું. આ કારણે તેની બખ્શિશ થઇ ગઇ.

(૧૩૩/૩૭૦૧) હઝરત અબૂ તલહા કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જે ઘરમાં કુતરો અથવા તસ્વીર હોય તેમાં (રહમતના) ફરિશ્તાઓ દાખલ થતા નથી.

(૧૩૪/૩૭૦૨) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર કહે છે : હુઝૂર (સલ.)એ કુતરાઓને મારી નાંખવાનો હુકમ આપ્યો હતો.

(૧૩૫/૩૭૦૩) હઝરત અબૂ હુરૈરા કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, જે માણસ કુતરો રાખશે તેના અમલોમાંથી દરરોજ એક કીરાત જેટલો ઘટાડો થતો રહેશે. હા, ખેતી અથવા પશુઓની ચોકીદારી માટે કુતરો રાખવાનો આ હુકમ નથી.

(૧૩૬/૩૭૦૪) હઝરત સુફયાન ઇબ્ને અબૂ ઝુહૈર કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે જે માણસ એમ જ કુતરો પાળશે, ન તો તે ખેતીની રખેવાળી માટે કામમાં લે ન પશુઓની દેખરેખ માટે તો દરરોજ તે માણસના નેક અમલોમાંથી એક કીરાત જેટલો ઘટાડો થતો રહેશે. સાઇબે રાવીને પૂછયું : શું તમે રસૂલુલ્લાહ (સલ.)ની મુબારક ઝબાનથી આ હદીસ સાંભળી છે ? રાવીએ જવાબ આપ્યો : ખુદાની કસમ, હા.

## ★ નબીઓ ★

**હઝરત આદમ (અલ.) અને**

તેમની ઔલાદના જન્મની સ્થિતિ આયત 'વ ઇઝ કાલ રબ્બુક લિલ મલાઇકતિ ઇન્ની જાઇલુન ફીલ અર્દિ ખલીફા'ની તફસીર.

'સલસાલ' તે માટીને કહેવામાં આવે છે જેની સાથે રેતી ભેળસેળ હોય અને તેના પર હાથ મારવાથી ઠીકરાના જેમ ઝંકાર ઉત્પન્ન થતી હોય. અમુક લોકોનું કથન છે કે, 'સલસાલ' સડેલી ગંધાતી માટીને કહે છે. 'ફલમ્મા તગશ્શાહા હમલત હમ્લન ખફીફન ફમર્રત બિહિ'નો અર્થ એ છે કે, ગર્ભ બરાબર કાયમ રહ્યો. અહીં સુધી કે, તેણે ગર્ભ (હમલ)ની મુદ્દત પૂરી કરી. 'અંલ્લા તસ્જુદ'માં 'લા' વધારાનો છે. ઇબ્ને અબ્બાસ કહે છે : 'લમ્મા અલયહા હાફિઝ'માં લમ્મા 'ઇલ્લા'ના અર્થમાં છે. 'ફી કબદિન' કિંવા સખ્તીમાં. 'વ રીશન' રીશથી મુરાદ માલ છે. ઇબ્ને અબ્બાસ સિવાય બીજા લોકો કહે છે કે, રીશનું બહુવચન રિયાશ છે અને 'રીશ' બહારના પોષાકને કહે છે. 'મા તુમ્નૂન'થી મુરાદ તે વીર્ય છે જે સ્ત્રીના ગર્ભાશયમાં દાખલ કરવામાં આવે.

મુજાહિદ કહે છે કે, 'ઇન્નહુ અલા રજઇહિ લકાદિર'નો અર્થ એ છે કે, ખુદા તઆલા એ વાતની તાકાત ધરાવે છે કે, વીર્યને મુત્રપિંડમાં પાછું મોકલી આપે. અલ્લાહ તઆલાએ દુનિયામાં જે વસ્તુ પેદા કરી છે તે સજોડે છે. આસ્માન પણ સજોડે છે. ઝમીન પણ સજોડે છે. એકલી અને અ-જોડ માત્ર ખુદાની જાત છે.

'ફી અહસનિ તકવીમ' કિંવા ખુદાએ માનવીને મખ્લૂક કરતાં શ્રેષ્ઠ પેદા કર્યો છે. 'ઇન્નલ ઇન્સાન લફી ખુસ્રિન' ખુસ્રનો અર્થ ગુમરાહી થાય છે. આ આયતના હુકમમાંથી મુઅમિનીનને બાકાત રાખવામાં આવ્યા છે. 'લાઝિબ' કિંવા ઝરૂરી. 'નુસબ્બિહુ બિહમ્દિક' કિંવા અમે તારો આદર કરીએ છીએ. 'નુન્શિઉકુમ ફી અય્યિ ખલ્કિ ન્નશાઉ' કિંવા અમે તમને જે સ્વરૂપમાં ઇચ્છીએ છીએ તે સ્વરૂપમાં પેદા કરીએ છીએ. અબૂલ આલિયહ કહે છે : 'ફતલક્કા આદમુ મિર્રબ્બિહી'થી મુરાદ એ છે કે, ખુદા પાસેથી માનવીએ આ શબ્દો શીખી લીધા : 'રબ્બના ઝલમ્ના અન્ફુસના વ ઇલ્લમ તગ્ફિર લના વ તરહમ્ના લનકૂનન્ન મિનલ ખાસિરીન.'

'ફઅઝલ્લહુમા'નો અર્થ એ છે કે, શયતાને હઝરત આદમ અને હવ્વાને છેતરવાનો ઇરાદો કર્યો. 'લમયતસન્નહ' કિંવા ખરાબ થયો નથી. 'આસિન' સડેલું. 'મસ્નૂન' સડેલું. 'હમ્ઉન' 'હમ્અતુન' નું બહુવચન છે. કિંવા સડેલો કાદવ. 'યખ્સિફાનિ' કિંવા તે બંને પોતાની ઉપર પાંદડાં લપેટી લેતા હતા. 'સવઆતિ-હિમા'થી મુરાદ ગુપ્ત ભાગો છે. 'મતાઉન ઇલા હીન'માં 'હીન'થી મુરાદ કિયામતનો દિવસ છે. અરબીમાં 'હીન' એક પળથી લઇને અનંત સમય સુધી બોલાય છે. 'કબીલ' તે જુથને કહેવામાં આવે છે જેમાંથી માનવી હોય છે.

(૧૩૭/૩૭૦૫) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : નામદાર રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : જ્યારે અલ્લાહ તઆલાએ હઝરત આદમ (અલ.)ને પેદા કર્યા ત્યારે તેમનું કદ સાઠ હાથનું હતું. પેદા કર્યા પછી ફરમાવ્યું : જાઓ ફરિશ્તાઓની ટુકડીને સલામ કરો. તેઓ જે કંઇ જવાબ આપે તે સાંભળી લો. કારણ કે, એ જ સવાલ અને જવાબ તમારો અને તમારી ઔલાદનો થશે. હઝરત આદમ (અલ.)એ જઇને કહ્યું : 'અસ્સલામુ અલયકુમ' ફરિશ્તાઓએ જવાબ આપ્યો : 'અસ્સલામુ અલયક વ રહમતુલ્લાહ' ફરિશ્તાઓએ જવાબમાં 'રહમતુલ્લાહ' વધારે કહ્યું. હઝરત આદમ (અલ.) પછી અત્યાર સુધી કદ બરાબર નાનું બનતું ગયું. જે માણસ જન્નતમાં દાખલ થશે તે હઝરત આદમ (અલ.)ના સ્વરૂપમાં (કદ જેટલો) હશે.

(૧૩૮/૩૭૦૬) હઝરત અબૂ હુરૈરા કહે છે : નામદાર હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : સૌ પ્રથમ જે ટુકડી જન્નતમાં દાખલ થશે તેની શકલ ચૌદમી રાતના ચાંદ જેવી હશે. પહેલી ટુકડી પછી જનારાઓની શકલ ચમકતા તારાઓ જેવી હશે. તેમને ન પેશાબની ઝરૂરત હશે ન પાયખાનાની, ન થૂંકવાની ન લીંટ ફેંકવાની. તેમની કાંસકીઓ સોનાની હશે. તેમનો પરસેવો મુશ્કના જેવો (ખુશ્બુદાર) હશે. તેમની સગડીઓમાં સુખડ બાળવામાં આવશે. તેમની પત્નીઓ મોટી મોટી આંખોવાળી હૂરો હશે. દરેકની એક સરખી શકલ હશે. હઝરત આદમ (અલ.) જેટલા સાઠ હાથ લાંબા હશે.

(૧૩૯/૩૭૦૭) હઝરત ઉમ્મે સલમહ (રદિ.) કહે છે કે, ઉમ્મે સુલૈમે કહ્યું : યા રસૂલલ્લાહ ! અલ્લાહ તઆલા સાચી વાત જાહેર કરવાથી શરમાતા

નથી. (એટલે કહું છું કે,) જો ઓરતને ઇહતિલામ (સ્વપ્નદોષ) થઇ જાય તો શું તેના ઉપર પણ ગુસ્લ વાજિબ છે ? ફરમાવ્યું : હા, શરત એ છે કે, પાણી દેખાય. મેં હસીને કહ્યું : શું ઓરતને પણ સ્વપ્નદોષ થાય છે ? હુઝૂરે ફરમાવ્યું : હા, જો એમ ન હોત તો બાળક પોતાની માં ના હમશકલ (એકસરખી મુખાકૃતિ ધરાવતું) શા માટે હોત.

(૧૪૦/૩૭૦૮) હઝરત અનસ (રદિ.) કહે છે કે, અબ્દુલ્લાહ ઇબ્ને સલામને જ્યારે રસૂલુલ્લાહ (સલ.)ના મદીના આવવાની ખબર મળી ત્યારે હુઝૂર પાસે આવ્યા અને કહ્યું : હું તમને ત્રણ વાતો પૂછું છું, જેને નબી સિવાય કોઇ બીજું જાણતું નથી. (૧) કિયામતની સૌ પ્રથમ નિશાની કઇ હશે ? (૨) જન્નતવાળા સૌ પ્રથમ કયુ ખાણું ખાશે ? (૩) બાળક પોતાના માં બાપને કેમ મળતું આવે છે ? હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : મને હઝરત જિબ્રઇલે હમણા ખબર આપી છે. અબ્દુલ્લાહ કહેવા લાગ્યા : બધા ફરિશ્તાઓમાં જિબ્રઇલ યહૂદીઓના દુશ્મન છે. હુઝૂરે ફરમાવ્યું : કિયામતની સૌ પ્રથમ નિશાની એ છે કે, આગ પૂર્વમાંથી નીકળશે અને લોકોને સમેટીને પૂર્વમાંથી પશ્ચિમમાં લઇ જશે. જન્નતવાળા સૌ પ્રથમ માછલીની કલેજાની કોર ખાશે. બાળક માં બાપને શા માટે મળતું આવે છે ? એનો જવાબ એ છે કે, જ્યારે પુરુષ સ્ત્રી સાથે સંભોગ કરે છે ત્યારે જો પુરુષનું પાણી વર્ચસ્વ મેળવે તો બાળક તેને મળતું આવે છે અને જો ઓરતનું પાણી વર્ચસ્વ મેળવે તો બાળક માંને મળતું આવે છે. હઝરત અબ્દુલ્લાહે કહ્યું : હું ગવાહી આપું છું કે, આપ અલ્લાહના રસૂલ છો. યા રસૂલલ્લાહ ! યહૂદીઓ ભારે જૂઠા અને આક્ષેપબાજ છે. જો આપના પૂછવા પહેલા તેમને મારા ઇસ્લામ લાવવાની ખબર થઇ જશે તો તેઓ ચોક્કસપણે મારા ઉપર આક્ષેપો કરશે. (એટલે પ્રથમ આપ તેમને મારા વિષે સવાલો કરી લો, પછી હું મારા ઇસ્લામ સ્વીકારની જાહેરાત કરીશ.) એવામાં યહૂદીઓ પણ આવી પહોંચ્યા. હઝરત અબ્દુલ્લાહ કોટડીમાં ચાલ્યા ગયા. હુઝૂરે યહૂદીઓને કહ્યું : અબ્દુલ્લાહ ઇબ્ને સલામ તમારામાં કેવા માણસ છે ? યહૂદીઓએ જવાબ આપ્યો : તેઓ અમારા બધા કરતાં મોટા વિદ્વાન, વિદ્વાનનાં મહાન પુત્ર અને શ્રેષ્ઠ અને શ્રેષ્ઠના પુત્ર છે. હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : અચ્છા, જો અબ્દુલ્લાહ મુસલમાન થઇ જાય તો (તમે પણ મુસલમાન થઇ જશો ?) યહૂદીઓએ કહ્યું : ખુદા તેને મુસલમાન થતો અટકાવે. આ સાંભળતા જ હઝરત અબ્દુલ્લાહ **'અશ્હદુ અલ્લાઇલાહ ઇલ્લ લ્લાહુ વ અશ્હદુ અન્ન મુહમ્મદ ર્રસૂલુલ્લાહ'** પઢીને બહાર આવ્યા.



યહૂદીઓ કહેવા લાગ્યા : એ અમારા બધા કરતાં વધારે ખરાબ અને સૌથી વધારે ખરાબના પુત્ર છે. હઝરત અબ્દુલ્લાહની બુરાઇ બયાન કરવા લાગ્યા.

(૧૪૧/૩૭૦૯) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જો બની ઇસ્રાઇલ ન હોત તો ગોશ્ત સડત નહીં અને હવ્વા ન હોત તો કોઇ ઓરત પોતાના પતિની ખયાનત ન કરત.

(૧૪૨/૩૭૧૦) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : ઓરતો સાથે સારો વર્તાવ કરવાની મારી નસીહત માનો. કારણ કે, ઓરત પાંસળીમાંથી પેદા થઇ છે અને પાંસળીમાં સૌથી વાંકો ભાગ ઉપરનો હોય છે. જો તમે તેને સીધો કરવા જશો તો તૂટી જશે અને છોડી દેશો તો વાંકો જ રહેશે. જેથી ઓરતો અંગે મારી નસીહત સ્વીકારી લો.

(૧૪૩/૩૭૧૧) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદ (રદિ.) કહે છે : મને રસૂલુલ્લાહ (સલ.)એ કહ્યું કે, દરેક માનવીના જન્મનો ગર્ભ માંના પેટમાં ૪૦ દિવસ સુધી રહે છે. પછી એટલી જ મુદ્દત સુધી જમી ગયેલા લોહીના સ્વરૂપમાં રહે છે. પછી એટલા જ સમય સુધી ગોશ્તના ટુકડારૂપે રહે છે. ત્યાર પછી અલ્લાહ તઆલા એક ફરિશ્તાને ચાર વાતોની સૂચના આપીને મોકલે છે. ફરિશ્તો તેના અમલ, ઉમર, રોઝી અને બદનસીબ અથવા ખુશનસીબ હોવાનું લખે છે. સૌથી છેલ્લે રૂહ ફુંકવામાં આવે છે. આ જ કારણ છે કે, માણસ (આખી ઝિંદગી) દોઝખીઓ જેવા કામો કરે છે. તેની અને દોઝખ વચ્ચે માત્ર એક હાથનું અંતર રહી જાય છે, પરંતુ ફરી કિસ્મતનું લખેલું આગળ આવે છે અને માણસ જન્નતવાળાઓ જેવા કામો કરીને જન્નતમાં દાખલ થાય છે. એવી જ રીતે માણસ (આખી ઝિંદગી) જન્નતવાળાઓ જેવા કામો કરે છે. અહીં સુધી કે તેની અને જન્નત વચ્ચે એક હાથનું અંતર રહી જાય છે, પરંતુ કિસ્મતનું લખેલું આગળ આવે છે અને તે દોઝખીઓ

. . . . . . . . . . . . . . . . . . . . . . . . . .

(૧૪૧/૩૭૦૯) માંસ પહેલાં સડતો ન હતો. બની ઇસ્રાઇલને તીહ નામે મેદાનમાં અલ્લાહ તઆલા તરફથી ભોજન માટે તેતર જેવા પક્ષીઓ મળતા હતા ત્યારે તેઓ માંસ જમા કરવા લાગ્યા, જો કે તેમને એની મનાઇ કરવામાં આવી હતી. તેમને કહેવામાં આવ્યું હતું કે, જરૂર પ્રમાણે માંસ મળ્યા કરશે, પરંતુ તેમણે માંસ બચાવવાનું ચાલુ રાખ્યું ત્યારથી માંસમાં સડો પડવાનું શરૂ થઇ ગયું.

હઝરત હવ્વા (અલ.)એ શયતાનના બહેકાવવામાં આવી જઇને તે ફળ ખાઇ લીધું જેની મનાઇ કરવામાં આવી હતી અને હઝરત આદમ (અલ.)ને પણ તે ખાવા માટે રાઝી કરી લીધા. આ ખયાનત ગણાય કે, તે પોતાના પતિની વાત પર મક્કમ ન રહ્યાં અને શયતાનના બહેકાવવામાં આવી ગયાં.

હઝરત મૂસા (અલ.)નું તેમના સમયમાં હજ્જ કરવાનું દશ્ય નબીએ કરીમ (સલ.) સામે ઉપસ્થિત થયું અથવા તેમની રૂહને હજ્જ કરતાં જોઇ.

જેવા કામો કરીને દોઝખમાં ચાલ્યો જાય છે.

(૧૪૪/૩૭૧૨) હઝરત અનસ (રદિ.) કહે છે કે, નામદાર હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : ખુદા તઆલાએ ગર્ભાશય પર એક ફરિશ્તાને મુકર્રર કર્યો છે. જે (અવારનવાર) કહેતો રહે છે : હે પરવરદિગાર ! હવે ગર્ભ છે. હે પરવરદિગાર ! હવે જમેલું લોહી છે. હે પરવરદિગાર ! હવે ગોશ્તનો ટુકડો છે. પછી જ્યારે અલ્લાહ તઆલા તેને પેદા કરવા માંગે છે ત્યારે ફરિશ્તો કહે છે : હે પરવરદિગાર ! એ પુરુષ છે કે સ્ત્રી ? બદનસીબ છે કે ખુશનસીબ ? રોઝી કેટલી છે ? ઉંમર કેટલી છે ? માં ના પેટમાં જ આ બધી વાતો લખી દેવામાં આવે છે.

(૧૪૫/૩૭૧૩) હઝરત અનસ (રદિ.) મરફૂઅન બયાન કરે છે કે, અલ્લાહ તઆલા દોઝખવાળાઓમાંથી સૌથી ઓછા અઝાબવાળાને કહેશે : જો ઝમીનની બધી વસ્તુઓ તારી માલિકીમાં હોત તો શું અઝાબથી છુટવા માટે તું બધું આપી દેત ? તે કહેશે : હા. ખુદા તઆલા ફરમાવશે : તો મેં તને એનાથી ઘણી આસાન વસ્તુનો હુકમ આપ્યો હતો. તું આદમ (અલ.)ની પેઢીમાંથી જ હતો. તને કહ્યું હતું : મારી સાથે કોઇને ભાગીદાર ન બનાવતો, પરંતુ તે માન્યું નહીં અને શિર્ક કર્યો.

(૧૪૬/૩૭૧૪) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસ્ઊદ (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જે માણસને નાહક મારી નાખવામાં આવે છે તેના ખૂનનો એક ભાગ હઝરત આદમ (અલ.)ના પહેલા પુત્રના માથે હોય છે. કારણ કે, તેણે જ ખૂન કરવાની પદ્ધતિ શોધી છે.

**રૂહોનું ટુકડીબદ્ધ લશ્કર હોય છે**

(૧૪૭/૩૭૧૫) હઝરત આઇશા (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, રૂહોનું ટુકડીબદ્ધ લશ્કર છે. જેમની વચ્ચે પરસ્પર ઓળખાણ હોય છે તે (દુનિયામાં આવીને) એક બીજા પ્રત્યે પ્રેમ દાખવે છે. જેમની વચ્ચે ઓળખાણ હોતી નથી તે (દુનિયામાં આવીને) એકબીજાથી અલગ રહે છે.

**ખુદા તઆલા ફરમાવે છે : 'વલકદ અર્સલ્ના નૂહન ઇલા કવમિહિ' કિંવા અમે નૂહ (અલ.)ને તેમની કોમ પાસે મોકલ્યા. ઇબ્ને અબ્બાસ કહે છે : 'બા દિય ર્રઅ્યિ' તે વસ્તુને કહે છે જે આપણા પર સ્પષ્ટ રીતે જાહેર થઇ જાય. 'અકલિઇ' રોકી રાખ. 'વફાર તન્નૂર' પાણીએ તન્નૂરના લીધે જોશ માર્યો. ઇકરિમા કહે છે કે, તન્નૂરથી મુરાદ ધરતી છે. મુજાહિદ કહે**



**છે : 'જૂદી' નામે ટાપુમાં એક [illegible] છે. 'દઅ્બુન' હાલત.**

(૧૪૮/૩૭૧૬) હઝરત ઇબ્ને ઉમર કહે છે : એકવાર રસૂલુલ્લાહ (સલ.) લોકો સામે ખુત્બો પઢવા ઉભા થયા. ખુદા તઆલાના યોગ્ય વખાણ પછી દજ્જાલનું વર્ણન કર્યું અને કહ્યું : હું તમને દજ્જાલથી ડરાવું છું. દરેક નબીએ પોતાની કોમને દજ્જાલથી ડરાવી છે. હઝરત નૂહ (અલ.)એ પણ પોતાની ઉમ્મતને ડરાવી હતી, પરંતુ હું તમને એવી વાત કહું છું જે કોઇ નબીએ પોતાની ઉમ્મતને કહી નથી. તમે સારી રીતે જાણી લો કે દજ્જાલ કાણો છે અને ખુદા તઆલા કાણો નથી.

(૧૪૯/૩૭૧૭) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : શું હું તમને દજ્જાલ વિષે એવી વાત ન કહું જે કોઇ નબીએ પોતાની ઉમ્મતને કહી નથી ? (સાંભળો) દજ્જાલ કાણો હશે. તે જન્નત અને દોઝખની છબી પોતાની સાથે લાવશે, પરંતુ જેને તે જન્નત કહેશે તે દોઝખ હશે. હું તમને ડરાવું છું જેવી રીતે હઝરત નૂહે પોતાની ઉમ્મતને ડરાવી હતી.

(૧૫૦/૩૭૧૮) હઝરત અબૂ સઇદ ખુદરી કહે છે : હુઝૂરે પાક (સલ.)એ ફરમાવ્યું : (કિયામતના દિવસે જ્યારે) હઝરત નૂહ (અલ.) અને તેમની ઉમ્મત આવશે ત્યારે અલ્લાહ તઆલા હઝરત નૂહને કહેશે : શું તમે તેમને મારો સંદેશ પહોંચાડી દીધો હતો ? હઝરત નૂહ (અલ.) કહેશે : જી હા. ખુદા તઆલા નૂહ (અલ.)ની ઉમ્મતને કહેશે : શું તમને તેમણે મારો સંદેશ પહોંચાડી દીધો હતો ? ઉમ્મત કહેશે : ના, અમારી પાસે તો કોઇ નબી આવ્યો નથી. ખુદા તઆલા હઝરત નૂહને કહેશે : તમારો કોણ ગવાહ છે ? નૂહ (અલ.) કહેશે : મુહમ્મદ અને તેમની ઉમ્મત મારા ગવાહ છે. જેથી એ ઉમ્મત હઝરત નૂહની ગવાહી આપશે. નીચેની આયતનો એ જ અર્થ છે. **વ કઝાલિક જઅલ્નાકુમ ઉમ્મતં વસતન લિતકૂનૂ શુહદાઅ અલન્નાસિ** કિંવા એવી જ રીતે અમે તમને ન્યાયી ઉમ્મત બનાવી છે, જેથી તમે લોકોની ગવાહી આપો.

(૧૫૧/૩૭૧૯) હઝરત અબૂ હુરૈરા કહે છે : એક દઅવતમાં હુઝૂર (સલ.)ની સાથે હતા. આપની સામે બકરીનો એક હાથ (આગળનો પગ) રજૂ કરવામાં આવ્યો. આપને હાથના ગોશ્તનો ખાસ શોખ હતો. એટલે તેમાંથી તોડી તોડીને ખાવા લાગ્યા. ફરમાવ્યું : કિયામતના દિવસે હું બધા માણસોનો સરદાર હોઇશ. તમે જાણો છો, મેં આ વાત કેમ કહી. કારણ એ છે કે, આગલા પાછલા બધા માણસોને એક સાફ મેદાનમાં અલ્લાહ તઆલા ભેગા કરશે. જોનાર તેમને દેખાશે અને બોલાવનાર તેમને સંભળાશે. સૂર્ય

(તેમના માથા) નજીક આવશે. કેટલાક લોકો કહેશે : શું તમે જોઇ રહ્યા છો કે, આ શું હાલત થઇ રહી છે અને તમે બધા કેવી મુસીબતમાં સપડાયા છો. શું અત્યારે અલ્લાહ તઆલાને કોઇ ભલામણ કરનાર છે ? અમુક લોકો જવાબ આપશે કે, તમારા પિતા હઝરત આદમ (અલ.) આજે ભલામણ કરશે. એટલે બધા લોકો હઝરત આદમ (અલ.) પાસે જશે અને કહેશે કે, તમે બધા માનવીઓના પિતા છો. ખુદા તઆલાએ તમને પોતાના હાથથી પેદા કર્યા હતા. તમારી અંદર પોતાની રૂહ ફૂંકી હતી. ફરિશ્તાઓને તમારી સામે સજદો કરવાનો હુકમ આપ્યો હતો. તેમણે તમને સજદો કર્યો હતો. પછી તમને જન્નતમાં રાખ્યા હતા. શું ખુદાની સામે તમે અમારી ભલામણ નહીં કરો ? શું તમે જોઇ રહ્યા નથી કે અમારી શું હાલત છે અને અમે કેવી રીતે સપડાયેલા છીએ ? હઝરત આદમ (અલ.) કહેશે : આજે મારો પાલનહાર એવા આવેશમાં છે કે, ન આનાથી પહેલાં કદી આવા આવેશમાં હતો ન આના પછી કદી આટલા આવેશમાં હશે. મને તેણે ઝાડ ખાવાની મનાઇ કરી હતી, પરંતુ મેં તેનો હુકમ માન્યો નહીં. આજે મને મારી પડી છે. તમે બીજા કોઇ પાસે જાઓ. હઝરત નૂહ (અલ.) પાસે જાઓ. લોકો હઝરત નૂહ (અલ.) પાસે જશે અને કહેશે : તમે ઝમીન પર સૌ પ્રથમ રસૂલ છો. ખુદા તઆલાએ તમારૂં નામ શુક્રગુજાર બંદો રાખ્યું છે. શું તમે અમારી હાલત જોઇ રહ્યા નથી ? જુઓ, અમારા પર કેવી મુસીબત આવી પડી છે. તમે ખુદા તઆલા સામે અમારી ભલામણ કરો. હઝરત નૂહ (અલ.) કહેશે : આજે મારો પાલનહાર એટલા બધા આવેશમાં છે કે ન આનાથી પહેલાં કદી આટલા આવેશમાં હતો ન આના પછી થશે. આજે મને મારી પડી છે. તમે તે નબી પાસે જાઓ. જેથી લોકો મારી પાસે આવશે. હું અર્શની નીચે સજદામાં પડી જઇશ. અવાજ આવશે : મુહમ્મદ, માથું ઉંચકો. ભલામણ કરો. તમારી ભલામણ કબૂલ કરવામાં આવશે. અમારી પાસે માંગો, માંગણી પૂરી કરવામાં આવશે.

(૧૫૨/૩૩૨૦) હઝરત અબ્દુલ્લાહ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ સામાન્ય કિર્અતની જેમ **હલ મિ મ્મુદકિર** પઢયું હતું. (મિ મ્મુઝઝકિર પઢયું ન હતું.)

**આયત 'વ ઇન્ન ઇલ્યાસ લમિનલ મુર્સલીન. ઇઝ કાલ લિકવ્મિહિ.....'ની તફસીર**

(૧૫૩/૩૩૨૧) ઇબ્ને અબ્બાસ (રદિ.)એ 'વ તરકના અલયહિ ફીલ આખિરીન'ની તફસીર એવી બયાન કરી છે કે, અમે તેને પાછળના લોકોમાં સારી યાદગીરી સાથે છોડયો. ઇબ્ને મસઊદ અને ઇબ્ને અબ્બાસ અંગે રિવાયત છે કે, બંને



...ઓની દ્રષ્ટિએ ઇલ્યાસ અને ઇદરીસ એક માણસનું નામ છે.

**હઝરત ઇદરીસ (અલ.)નું વર્ણન. ખુદા તઆલા ફરમાવે છે : 'વ રફઅનાહુ મકાનન અલિય્યા' અમે તેને એક ઉંચા સ્થળે ઉંચકી લીધો.**

(૧૫૪/૩૩૨૨) હઝરત અબૂઝર બયાન કરે છે કે, હુઝૂરે અકરમ (સલ.)એ ફરમાવ્યું : એક દિવસ હું મક્કામાં હતો. એવામાં મારા ઘરની છત ફાટી. જિબ્રઇલે ઉતરીને મારી છાતી ચીરીને ઝમઝમના પાણીથી ધોઇ. પછી સોનાનો એક પ્યાલો હિકમત અને ઇમાનથી ભરેલો લાવીને મારી છાતીમાં નાખ્યો. છાતી બંધ કરીને મારો હાથ પકડીને મને આસ્માન તરફ લઇ ગયા. દુનિયાના આસ્માન પર પહોંચ્યા ત્યારે જિબ્રઇલે તે આસ્માનના ચોકીદારને કહ્યું : ખોલો. તેણે કહ્યું : કોણ છે ? જિબ્રઇલે કહ્યું : હું જિબ્રઇલ છું. ચોકીદારે કહ્યું : શું તમારી સાથે બીજું કોઇ છે ? જિબ્રઇલે કહ્યું : મુહમ્મદ છે. ચોકીદારે કહ્યું : શું તેમને બોલાવવા માટે તમને મોકલવામાં આવ્યા હતા ? જિબ્રઇલે કહ્યું : હા. દરવાજો ખોલી નાંખવામાં આવ્યો. અમે આસ્માન પર ચઢી ગયા. મેં ત્યાં એક માણસને જોયો. જેની જમણી બાજુએ થોડાક માણસો અને ડાબી બાજુએ પણ થોડાક માણસો હતા. જમણી બાજુએ જોઇને તે હસતો હતો અને ડાબી બાજુ જોઇને રડતો હતો. તેણે મને કહ્યું : નેક નબી અને નેક બેટા ! ભલે પધારો. મેં કહ્યું : આ કોણ છે ? જિબ્રઇલે જવાબ આપ્યો : એ આદમ (અલ.) છે અને જમણે ડાબે તેમની ઔલાદની રૂહો છે. જમણી બાજુવાળા જન્નતી છે અને ડાબી તરફવાળા દોઝખી છે. એટલા માટે જ્યારે એ જમણી બાજુ જુએ છે ત્યારે હસે છે અને ડાબી બાજુ જોઇને રડે છે. ત્યાર પછી હઝરત જિબ્રઇલ (અલ.) મને બીજા આસ્માન પર લઇ ગયા અને ચોકીદારને કહ્યું : ખોલો. તે ચોકીદારે પણ પહેલા આસ્માનના ચોકીદારની જેમ સવાલ-જવાબ કર્યા અને છેવટે દરવાજો ખોલ્યો. હઝરત અનસ કહે છે : હુઝૂરે એવું તો બયાન કર્યું હતું કે, આસ્માન પર ઇદરીસ, મૂસા, ઇસા અને ઇબ્રાહીમ (અલ.) સાથે મુલાકાત થઇ છે, પરંતુ હુઝૂરે ચોક્કસ સ્થળો બતાવ્યાં ન હતાં. માત્ર એટલું કહ્યું હતું કે, તેમણે હઝરત આદમ (અલ.)ને પહેલા આસ્માન પર જોયા હતા અને હઝરત ઇબ્રાહીમ (અલ.)ને છઠ્ઠા આસ્માનમાં જોયા હતા. હુઝૂર કહે છે : જ્યારે જિબ્રઇલ ઇદરીસ (અલ.) તરફથી પસાર થયા ત્યારે હઝરત ઇદરીસે કહ્યું : નેક નબી અને નેક ભાઇ ! ભલે પધારો. મેં પૂછ્યું, આ કોણ છે ? જિબ્રઇલે કહ્યું : એ ઇદરીસ છે. પછી હું મૂસા (અલ.) તરફથી પસાર થયો. હઝરત મૂસા (અલ.)એ કહ્યું : નેક નબી અને સારા ભાઇ ! ભલે પધારો. મેં પૂછ્યું, એ

કોણ છે ? જિબ્રઇલે કહ્યું : એ મૂસા (અલ.) છે. ત્યાર પછી હું હઝરત ઇસા (અલ.) પાસેથી પસાર થયો. ઇસા (અલ.)એ પણ કહ્યું : નેક નબી અને સારા ભાઇ ! ભલે પધારો. મેં પૂછ્યું, એ કોણ છે ? જિબ્રઇલે કહ્યું : એ ઇસા (અલ.) છે. ત્યાર પછી હું હઝરત ઇબ્રાહીમ (અલ.) પાસેથી પસાર થયો. હઝરત ઇબ્રાહીમ (અલ.)એ કહ્યું : નેક નબી અને નેક બેટા ! ભલે પધારો. મેં પૂછ્યું, એ કોણ છે ? જિબ્રઇલે કહ્યું : એ ઇબ્રાહીમ (અલ.) છે. ઇબ્ને હઝમ મારફતે ઇબ્ને અબ્બાસ અને અબૂ હય્યા અનસારીની રિવાયતથી ઝુહરી બયાન કરે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ કહ્યું : ત્યાર પછી જિબ્રઇલ મને એવી જગ્યાએ લઇ ગયા, જ્યાં કલમોના લખવાનો અવાજ સંભળાતો હતો. ત્યાં ખુદા તઆલાએ મારા પર પચાસ વખતની નમાઝ ફર્ઝ કરી અને હું પાછો ફર્યો. મૂસા (અલ.) પાસેથી પસાર થયો ત્યારે તેમણે પૂછ્યું : તમારી ઉમ્મત પર ખુદા તઆલાએ શું શું ફર્ઝ કર્યું ? મેં જવાબ આપ્યો : પચાસ નમાઝો. મૂસા (અલ.)એ કહ્યું : જાઓ, પાછા જઇને તમારા પરવરદિગાર પાસે થોડીક નમાઝો ઓછી કરાવો. તમારી ઉમ્મતથી પચાસ વખતની નમાઝો પઢાશે નહીં. મેં પાછા જઇને ઘટાડવાની ઇચ્છા જાહેર કરી. ખુદા તઆલાએ થોડી નમાઝો ઓછી કરી. હું પાછો ફરીને મૂસા (અલ.) પાસે આવ્યો. મૂસા (અલ.)એ તે જ વાત કહી. મેં પણ પહેલાંની જેમ કર્યું. ખુદા તઆલાએ બીજી થોડીક નમાઝો ઓછી કરી દીધી. હું મૂસા (અલ.) પાસે આવ્યો. મૂસા (અલ.)એ ફરી તે જ વાત કહી. મેં પણ તેવું જ કર્યું. ખુદા તઆલાએ બીજી થોડીક નમાઝો ઓછી કરી. મેં મૂસા (અલ.)ને આવીને હકીકત કહી. મૂસા (અલ.)એ કહ્યું : તમારી ઉમ્મતમાં એટલી શક્તિ નથી. પાછા જઇને બીજી ઓછી કરાવો. હું ફરી અલ્લાહના દરબારમાં હાજર થયો. ખુદા તઆલાએ ફરમાવ્યું : પાંચ નમાઝો બાકી છે અને તેનો સવાબ પચાસ નમાઝો જેટલો છે. મારી કોઇ વાત બદલાતી નથી. હું આ સાંભળીને મૂસા (અલ.) પાસે પાછો આવ્યો, પરંતુ મૂસા (અલ.)એ ફરી તે જ કહ્યું કે, પાછા ફરીને ખુદા પાસે જાઓ. મેં જવાબ આપ્યો : હવે તો મને મારા પરવરદિગારની શરમ આવે છે. આ બનાવ પછી હઝરત જિબ્રઇલ મને 'સિદરતુલ મુન્તહા' લઇ ગયા. તે ઝાડ પર વિવિધ રંગોના પાંદડાં હતાં. મને ખબર નથી કે તેની શું સ્થિતિ હતી. ત્યાર પછી મને જન્નતમાં દાખલ કરવામાં આવ્યો. મેં જોયું કે ત્યાં મોતીઓના ગુંબજ અને મુશ્કની માટી છે.

**ખુદા તઆલા ફરમાવે છે : 'વ ઇલા આદિન અખાહુમ હૂદા' અમે આદ કોમ તરફ તેમના ભાઇ હૂદને મોકલ્યો. બીજી આયતમાં છે : 'ઇઝ અન્ઝર કોમહુ બિલ અહકાફિ' જ્યારે અહકાફની ધરતી પર હૂદે પોતાની કોમને અલ્લાહના અઝાબથી ડરાવી હતી. આ કિસ્સામાં હઝરત આઇશાની હદીસ આવેલી છે. બીજી એક આયત છે : 'વ અમ્મા આદુન ફઉહલિકૂ બિરીહિન સરસરિન' કિંવા આદ કોમને એક ભયંકર ઝંઝાવાત દ્વારા નાશ કરવામાં આવી. 'આતિયતિન'નો અર્થ હદઉપરાંત થાય છે. ઇબ્ને ઉયયનહ કહે છે કે, આ ઝંઝાવાત મુઅક્કલોની શક્તિ બહારનું હતું. સતત સાત રાત્રિઓ અને આઠ દિવસ ચાલુ રહ્યું હતું. 'હુસૂમન' લાગલગાટ. કિંવા એવું વાવંટોળ જે સતત ચાલુ રહ્યું હોય. જેના કારણે લોકો ઝમીન પર ગબડી રહ્યા હોય. 'અઅ્જાઝુ નખ્લિન ખાવિયહ' અઅ્જાહનો અર્થ મૂળિયાં. કિંવા તે લોકો એવા દેખાતા હતા, જેમકે ખોખરી ખજુરીઓના થડો. 'ફહલ તરા લહુમ મિમ્ બાકિયહ' કિંવા શું તમને તેમનામાંથી કોઇ બચેલો દેખાય છે ?**

(૧૫૫/૩૭૨૩) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું હતું કે, પૂર્વની હવાના કારણે અમને વિજય મળ્યો અને પશ્ચિમની હવાથી આદ કોમને તબાહ કરવામાં આવી હતી.

(૧૫૬/૩૭૨૪) હઝરત અબૂ સઇદ ખુદરી (રદિ.) કહે છે કે, હઝરત અલીએ યમનથી થોડુંક સોનું રસૂલુલ્લાહ (સલ.) પાસે મોકલ્યું. હુઝૂરે તે સોનું ચાર માણસો કિંવા અકરઅ બિન હાબિસ, ઉયયનહ બિન બદર, ઝેદ તાઇ અને અલકમા બિન ઉલાસાને વહેંચી દીધું. કુરૈશીઓ અને અનસારીઓ આ વહેંચણીથી નારાજ થયા. કહેવા લાગ્યા કે, રસૂલુલ્લાહ (સલ.) નજદના આગેવાનોને આપે છે અને અમને આપતા નથી. હુઝૂરે કહ્યું : હું તેમનું દિલ જીતવા માટે આપું છું. આ સાંભળીને એક માણસ આગળ આવ્યો. તે માણસની આંખો અંદર ધસેલી હતી. ગાલની હડપચી ઉપસેલી અને પેશાની ઉંચી હતી. દાઢી ગીચ અને માથું મુંડેલું હતું. કહેવા લાગ્યો : મુહમ્મદ, ખુદાથી ડરો. હુઝૂરે કહ્યું : જો હું ખુદાની નાફરમાની કરી રહ્યો છું તો પછી તેની ફરમાંબરદારી કરનાર કોણ હોઇ શકે છે. ખુદા તો મને સમગ્ર પૃથ્વીનો અમાનતદાર બનાવે છે અને તમે અમાનતદાર સમજતા નથી. એક માણસે હુઝૂર પાસે તેને કત્લ કરવાની રજા માંગી. બનતા સુધી એ ખાલિદ ઇબ્ને વલીદ હતા. હુઝૂરે ઇન્કાર

કર્યા. જ્યારે તે માણસ પીઠ ફેરવીને ચાલ્યો ગયો ત્યારે હુઝૂરે કહ્યું : એના વંશમાં અમુક લોકો પેદા થશે, જે કુર્આનની તિલાવત કરશે, પરંતુ કુર્આન તેમના ગળાથી આગળ વધશે નહીં. (કિંવા કુર્આન પર અમલ નહીં કરે.) એ લોકો દીનમાંથી એવી રીતે નીકળી જશે જેવી રીતે તીર કમાનમાંથી નીકળી જાય છે. મુસલમાનોને કત્લ કરશે અને મૂર્તિપૂજકોને રહેવા દેશે. જો હું તે સમયે હોઇશ તો એવી રીતે કત્લ કરીશ જેવી રીતે આદ કોમ કત્લ થઇ હતી.

(૧૫૭/૩૬૨૫) હઝરત અબ્દુલ્લાહ કહે છે : મેં સાંભળ્યું કે, હુઝૂર (સલ.) 'હલ મિ મ્મુદ્દકિર' પઢતા હતા. 'હલ મિ મ્મુઝ્ઝકિર' પઢતા ન હતા.

**યાજૂજ માજૂજનો કિસ્સો. ખુદા તઆલા ફરમાવે છે. 'ઇન્ન યાજૂજ વ માજૂજ મુફસિદૂન ફીલ અર્દિ' બેશક, યાજૂજ માજૂજ ઝમીન પર તોફાન જગાડશે.**

**ખુદા તઆલા ફરમાવે છે : 'વ યસ્અલૂનક અન ઝીલ કરનૈનિ' કિંવા તે લોકો તમને ઝુલકરનૈન વિષે પૂછે છે. 'સબબન'નો અર્થ રસ્તો. 'ઝુબુરલ હદીદ' 'ઝુબુર' ઝુબ્રતુનનું બહુવચન છે. 'ઝુબુરહ' ટુકડાને કહે છે. 'હત્તા ઇઝા સાવા બય્ન સ્સદફયનિ' અહીં સુધી કે બે પહાડોને સરખા કરી દીધા. ઇબ્ને અબ્બાસ કહે છે કે, 'સદફૈન'થી મુરાદ બે પહાડ છે. 'સદ્દૈન'થી પણ બે પહાડ મુરાદ છે. 'ખરજન' કિંવા મજુરી 'અફરિગ અલયહિ કિત્ર' કિંવા જ્યારે આગમાં લોખંડના ટુકડાઓ નાખીને લાલ અને નરમ બનાવી લીધા ત્યારે ઝુલકરનૈને કહ્યું કે, મારી પાસે સીસું લાવો. જેથી હું તેના પર નાખું. જાણે કે 'કિત્ર' સીસાને કહે છે. અમુક કહે છે કે, લોખંડને કહે છે. કેટલાક પિત્તળને કહે છે, પરંતુ ઇબ્ને અબ્બાસ કહે છે કે, 'કિત્ર' તાંબાને કહે છે. 'ફમસ્તતાઉ અંય્યઝહરૂહુ' કિંવા યાજૂજ માજૂજ તેના પર ચઢી શકયા નહીં. 'ઇસ્તતાઅ' ઇસ્તફઅલના વઝન પર છે. એનું મૂળ 'અજવફ વાવી છે.' એટલા જ માટે ઇસ્તાઅ યસ્તીઉ આવે છે. અમુક લોકો ઇસ્તતાઅ યસ્તતીઉ કહે છે. 'જઅલહુ દક્કાઅ' કિંવા ખુદા તેને ઝમીન સાથે સપાટ કરી દેશે. 'નાકતુન દક્કાઉ' એવી ઊંટણીને કહે છે, જેને ખૂંધ ન હોય. 'દકદાક' સપાટ સખ્ત પથરાળ ઝમીન 'વ તરકના બઅ્દહુમ યવમઇઝિં યમૂજુ ફી બઅ્દિન' કિંવા અમે તે દિવસે મખ્લૂકને એકબીજામાં ભળતી છોડી દઇશું. 'હત્તા ઇઝા ફુતિહત યઅ્જૂજુ વ મઅ્જૂજુ વ હુમ મિન કુલ્લી હદબિં યન્સિલૂન' કિંવા જ્યારે યાજૂજ માજૂજને ખોલી નાખવામાં આવશે અને તેઓ દરેક ઉંચી જગ્યા તરફથી દોડશે. કતાદા કહે છે : 'હદબ' ટેકરાને કહે છે.**

(૧૫૮/૩૬૨૬) એક માણસે હુઝૂરને કહ્યું હતું કે, મેં 'સદ્દે સિકંદરી' (સિકંદરની દીવાલ)ને ચાર ખાનાની ચાદરના જેવી જોઇ છે. જેની એક લાઇન લાલ અને એક લાઇન કાળી હોય. હુઝૂરે ફરમાવ્યું : બેશક, તેં તેને જોઇ હશે.

(૧૫૯/૩૬૨૭) હઝરત ઝયનબ કહે છે : એક દિવસ રસૂલુલ્લાહ (સલ.) ગભરાયેલી હાલતમાં મારી પાસે આવ્યા. કહેવા લાગ્યા. ખુદાના સિવાય કોઇ ઇબાદતના લાયક નથી. આ આફત નઝીક આવી ગઇ. અરબસ્તાનને એનાથી ભારે નુકસાન પહોંચશે. હુઝૂરે અંગુઠા અને કલિમાની (અંગુઠાની બાજુની) આંગળીથી વર્તુળ બનાવીને કહ્યું કે, યાજૂજ માજૂજની દીવાલમાં આજે આટલું કાણું પડી ગયું. મેં કહ્યું : યા રસૂલલ્લાહ ! આપણામાં તો નેક માણસો પણ છે. શું આપણે બરબાદ થઇ જઇશું ? ફરમાવ્યું : હા, જ્યારે ખરાબ કામો વધી જશે (ત્યારે સારા અને ખરાબ બધા બરબાદ થઇ જશે.)

(૧૬૦/૩૬૨૮) હઝરત અબૂ સઇદ ખુદરી (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : (કિયામતના દિવસે) ખુદા તઆલા કહેશે : આદમ ! હઝરત આદમ કહેશે : હાજર છું, સેવામાં હાજર છું. બધી ભલાઇઓ તારા કબજામાં છે. ખુદા તઆલા કહેશે : દોઝખીઓને તારવીને અલગ કરો. હઝરત આદમ કહેશે : દોઝખીઓ કયા લોકો છે ? ખુદા તઆલા કહેશે : દરેક હઝાર દીઠ નવસો નવ્વાણું. તે વખતે બાળક (ભયના કારણે) વૃદ્ધ થઇ જશે. એટલી બેચેની હશે કે, જેના કારણે ગર્ભવાળી સ્ત્રીનો ગર્ભ પડી જઇ શકે છે. લોકો બેભાન હશે, જો કે તેઓ નશામાં નહીં હોય, બલ્કે ખુદાનો અઝાબ જ ભયંકર હશે. સહાબાએ આ સાંભળીને કહ્યું : યા રસૂલલ્લાહ ! અમારામાંથી તે એક જન્નતી કયો માણસ હશે ? હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : તમે સંતોષ રાખો. કારણ કે, તમારામાંથી તો એક માણસ પણ જન્નતી હશે અને યાજૂજ માજૂજ તો બધા જ દોઝખી હશે. ત્યાર પછી ફરમાવ્યું : તે ખુદાની કસમ છે જેના કબજામાં મારો જાન છે, મને તો એવી આશા છે કે, તમે પૂરી જન્નતનો ચોથો

ભાગ હશો. અમે આ સાંભળીને અલ્લાહુ અકબર કહ્યું. હુઝૂરે કહ્યું : મને તો એવી આશા છે કે, તમે બધા જન્નતીઓના ત્રણ ભાગોમાંથી હશો. અમે આ સાંભળીને ફરી અલ્લાહુ અકબર કહ્યું. હુઝૂરે કહ્યું : મને આશા છે કે, તમે બધા જન્નતવાળાઓમાં અડધા હશો. અમે ફરી તકબીર કહી. હુઝૂરે કહ્યું : દુનિયાના બધા લોકોમાં તમારું પ્રમાણ તો એટલું છે જેમકે કાળા વાળની ખાલમાં એક સફેદ વાળ હોય અથવા સફેદ વાળની ખાલમાં કોઇ કાળો વાળ હોય.

**ખુદા તઆલા ફરમાવે છે : 'વ ત્તખઝ લ્લાહુ ઇબ્રાહીમ ખલીલા' ખુદા તઆલાએ ઇબ્રાહીમ (અલ.)ને ખલીલ બનાવ્યા છે. બીજી જગ્યાએ આવ્યું છે : 'ઇન્ન ઇબ્રાહીમ કાન ઉમ્મતન કાનિત લિલ્લાહિ' કિંવા ઇબ્રાહીમ ખુદાના ફરમાંબરદાર હતા. બીજી એક જગ્યાએ આવ્યું છે. : 'ઇન્ન ઇબ્રાહીમ લઅવ્વાહુન હલીમ' બેશક, ઇબ્રાહીમ મહેરબાન ને નરમદિલ હતા. અબૂ મયસરા કહે છે કે, હબસી ભાષામાં 'અવ્વાહુન'નો અર્થ ખૂબ રહમદિલ થાય છે.**

(૧૬૧/૩૬૨૯) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : તમે હશ્રના દિવસે ઉઘાડા પગે, ઉઘાડા માથે અને ખત્ના વગર ઉઠાવવામાં આવશો. એની દલીલમાં હુઝૂરે આ આયત તિલાવત કરી : **કમા બદઅ્ના અવ્વલ ખલ્કિન નુઈદુહૂ વઅ્દન અલયના ઇન્ના કુન્ના ફાઇલીન** કિંવા જેવી રીતે અમે પહેલી વાર પેદા કર્યા હતા તેવી જ રીતે બીજી વાર પેદા કરીશું. આ વાયદો અમારા માટે ઝરૂરી થઇ ગયો છે અને એ કામ અમે ઝરૂર કરીશું. ત્યાર પછી હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : સૌપ્રથમ હઝરત ઇબ્રાહીમ (અલ.)ને પોષાક પહેરાવવામાં આવશે. તે દિવસે મારા અમુક સહાબીઓને ડાબી બાજુની લાઇન તરફ ખેંચવામાં આવશે. (કિંવા દોઝખીઓની લાઇનમાં) હું કહીશ કે, એ તો મારા સહાબીઓ છે. ખેંચનારો કહેશે : તમારા જુદા થયા પછી એ લોકો ઉલ્ટા પગે (ઇસ્લામથી) ફરી બેઠા હતા. તે વખતે હું તે વાત કરીશ જે ખુદાના તે નેક બંદાએ (હઝરત ઇસાએ) કહી હતી : **વ કુન્તુ અલયહિમ શહીદમ્માદુમ્તુ ફીહિમ.** કિંવા જ્યાં સુધી હું તેમનામાં રહ્યો ત્યાં સુધી તેમનો નિરીક્ષક રહ્યો.

(૧૬૨/૩૬૩૦) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, કિયામતના દિવસે હઝરત ઇબ્રાહીમ (અલ.)ની આઝર સાથે મુલાકાત થશે. આઝરના મોં પર તે વખતે કાળાશ અને ધૂળ પડેલી હશે. હઝરત ઇબ્રાહીમ કહેશે : મેં તને કહ્યું ન હતું કે, મારી નાફરમાની ન કર. આઝર કહેશે : આજે હું તમારી નાફરમાની નહીં કરૂં. ઇબ્રાહીમ (અલ.) અલ્લાહના દરબારમાં વિનંતી કરશે : એય અલ્લાહ ! શું તેં મને વાયદો કર્યો ન હતો કે, જે દિવસે લોકોનો હશ્ર થશે તે દિવસે તને ઝલીલ કરીશ નહીં. આજે એનાથી વધારે બીજી કઇ ઝિલ્લત હશે કે, મારા દૂરના પિતાની આ હાલત છે. ખુદા તઆલા કહેશે : મેં કાફિરો પર જન્નત હરામ કરી દીધી છે. પછી હુકમ થશે, ઇબ્રાહીમ તમારા પગ નીચે જુઓ. ઇબ્રાહીમ પગ નીચે જોશે ત્યારે એક રીંછ માટીમાં સૂતેલું દેખાશે. તેના પગ પકડીને દોઝખમાં નાખી દેવામાં આવશે.

(૧૬૩/૩૬૩૧) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) ખાનએ કઅબામાં દાખલ થયા ત્યારે હઝરત ઇબ્રાહીમ અને હઝરત મરયમ (અલ.)ની મૂર્તિઓ જોઇ. ફરમાવ્યું : આ લોકો સાંભળી ચૂક્યા છે કે, જે ઘરમાં કોઇ મૂર્તિ હોય છે તેમાં ફરિશ્તાઓ દાખલ થતા નથી. આ હઝરત ઇબ્રાહીમની મૂર્તિ છે. ફાલ લેવાનું તીર એના હાથમાં શા માટે આપ્યું છે ?

(૧૬૪/૩૬૩૨) હઝરત ઇબ્ને



અબ્બાસ (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.) જ્યારે ખાનએ કઅબામાં તસ્વીરો જોઇ ત્યારે અંદર દાખલ થયા નહીં. અહીં સુધી કે તે તસ્વીરો હટાવી દેવામાં આવી. અને અંદર દાખલ થયા. હુઝૂરે હઝરત ઇસ્માઇલ (અલ.) અને હઝરત ઇબ્રાહીમ (અલ.)ની મૂર્તિઓ જોઇ. જેમના હાથોમાં ફાલ લેવાના તીરો હતાં. આપે ફરમાવ્યું : તેમને ખુદાનો માર, ખુદાની કસમ, હઝરત ઇસ્માઇલ અને હઝરત ઇબ્રાહીમે તીરોથી કદી ફાલ ખોલ્યો નથી.

(૧૬૫/૩૬૩૩) હઝરત અબૂ હુરૈરા કહે છે : એકવાર હુઝૂર (સલ.)ને પૂછવામાં આવ્યું કે, સૌથી વધુ ઇઝઝતવાળો માણસ કોણ છે ? આપે ફરમાવ્યું : જે સૌથી વધુ પરહેઝગાર હોય. સહાબાએ કહ્યું : અમે હુઝૂરને એ અંગે પૂછી રહ્યા નથી. ફરમાવ્યું : તો યૂસુફ પોતે પણ નબી હતા, નબીના પુત્ર, નબીના પૌત્ર અને ખલીલુલ્લાહના પ્રપૌત્ર હતા. (વંશમાં એમના કરતાં શ્રેષ્ઠ બીજું કોણ હોઇ શકે છે ?) સહાબાએ કહ્યું : અમે હુઝૂરને એ વિષે પણ પૂછતા નથી. ફરમાવ્યું : તો અરબસ્તાનના ખાનદાનોની હાલત પૂછવા માંગો છો ? જે લોકો અજ્ઞાનતાના યુગમાં શ્રેષ્ઠ હતા, તેઓ ઇસ્લામમાં શ્રેષ્ઠ છે, એ શરતે કે દીનની સૂઝમાં આગળ હોય.

(૧૬૬/૩૬૩૪) હઝરત સમુરા કહે

છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : આજે રાત્રે મારી પાસે બે માણસો આવ્યા હતા. (જેમની સાથે) હું એક એટલા લાંબા માણસ પાસે ગયો કે, લંબાઇના કારણે શકય હતું કે, મને તેનું માથું ન દેખાય. તે ઇબ્રાહીમ (અલ.) હતા.

(૧૬૭/૩૬૩૫) મુજાહિદ કહે છે : હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) સામે લોકોએ વાત કરી કે, દજ્જાલની બંને આંખો વચ્ચે શબ્દ 'કાફિર' અથવા 'ક ફ ર' લખેલું હશે. તેમણે કહ્યું : અમે તો એવું સાંભળ્યું નથી. હા, હુઝૂરે એવું ફરમાવ્યું હતું કે, હઝરત ઇબ્રાહીમની શકલ તમારા સાથી (રસૂલુલ્લાહ)ની શકલ જેવી હતી. મૂસા (અલ.)ના વાળ વાંકડિયા અને રંગ ઘઉંવર્ણો હતો. મારી નજરમાં તે દૃશ્ય છે કે, હઝરત મૂસા (અલ.) લાલ ઊંટ પર જેના નાકમાં ખજૂરીની છાલની લગામ હતી, સવાર થઇને તકબીર બોલતા ખીણમાં ઉતરી રહ્યા છે.

(૧૬૮/૩૬૩૬) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, એંસી વરસની વયે હઝરત ઇબ્રાહીમ (અલ.)એ 'ક દૂ મ'થી પોતાની ખત્ના કરી હતી. (અમુક લોકોએ આ હદીસનો એવો અર્થ કર્યો છે કે, એંસી વરસની વયે હઝરત ઇબ્રાહીમે પોતે પોતાની ખત્ના 'ક દૂ મ' સ્થળે કરી હતી.)

(૧૬૯/૩૬૩૭) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : નામદાર હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, હઝરત ઇબ્રાહીમ (અલ.)એ કદી કોઇ એવી વાત કહી નથી, જે હકીકતમાં તો સાચી અને જાહેરમાં જૂઠી લાગતી હોય. હા, એ પ્રકારની ત્રણ વાતો કહી હતી. બે વાતો તો અલ્લાહ તઆલા વિષે કહી હતી અને એક વાત હઝરત સારા વિષે. પહેલી બંને વાતો તો એ છે કે, હઝરત ઇબ્રાહીમ (અલ.)એ કહ્યું : હું બીમાર છું અને એમ કહ્યું હતું કે, આ કામ (મૂર્તિખંડન) મોટી મૂર્તિનું છે. ત્રીજી વાત એમ બની કે, હઝરત ઇબ્રાહીમ અને સારા એક ગામમાંથી પસાર થયા. ત્યાં એક ઝાલિમ બાદશાહ હતો. બાદશાહને કોઇએ કહ્યું કે, અહીં એક માણસ આવ્યો છે. જેની સાથે એક ઘણી જ ખૂબસૂરત ઓરત છે. બાદશાહે હઝરત ઇબ્રાહીમ (અલ.) પાસે એક માણસ મોકલીને પૂછાવ્યું કે, એ ઓરત કોણ છે ? હઝરત ઇબ્રાહીમે કહ્યું : મારી બહેન છે. પછી આવીને હઝરત સારાને કહ્યું કે, ધરતી પર મારા અને તમારા સિવાય બીજું કોઇ ઇમાનદાર નથી. તે ઝાલિમે મને તમારા વિષે પૂછ્યું હતું. મેં તેને કહી દીધું કે, તમે મારી બહેન છો. એટલે તમે મને જૂઠો પાડશો નહીં. ત્યાર પછી બાદશાહે હઝરત સારાને બોલાવ્યાં. સારા ગયાં. બાદશાહ કંઇક ચેષ્ટા કરવા ગયો, પરંતુ અલ્લાહ તઆલાએ તરત તેને શિક્ષા કરી.



હઝરત સારાને કહેવા લાગ્યો : તમે મારા માટે ખુદા પાસે દુઆ કરો. હું તમને કોઇ નુકસાન પહોંચાડીશ નહીં. હઝરત સારાએ દુઆ કરી. ખુદા તઆલાએ છોડી મૂક્યો. બીજી વાર તેણે ચેષ્ટા કરવા માંડી, પરંતુ ખુદા તઆલાએ તેને પહેલા કરતાં વધારે શિક્ષા કરી. તેણે ફરી હઝરત સારાને દુઆ માટે વિનંતી કરી અને નુકસાન ન પહોંચાડવાનું વચન આપ્યું. હઝરત સારાએ દુઆ કરી અને ખુદાએ સજામાંથી છુટકારો આપ્યો. છેવટે બાદશાહ પોતાના ચોકીદારને કહેવા લાગ્યો કે, તું મારી પાસે માનવી લાવ્યો નથી, બલ્કે શયતાન લાવ્યો છે. આમ કહીને હઝરત સારાને સેવા માટે હાજિરા આપ્યાં. હઝરત સારા ઇબ્રાહીમ (અલ.) પાસે પાછા આવ્યાં. તે વખતે હઝરત ઇબ્રાહીમ નમાઝ પઢતા હતા. ઇશારાથી પૂછ્યું, શું ખબર છે ? હઝરત સારાએ કહ્યું : ખુદા તઆલાએ કાફિરની ચેષ્ટા અટકાવી. તેણે મને સેવા માટે હાજિરા આપ્યા છે. હઝરત અબૂ હુરૈરાએ આ હદીસ બયાન કર્યા પછી કહ્યું : હે આકાશ જળના પુત્રો ! [ઇસ્માઇલ (અલ.)ની ઓલાદ !] એ તમારી માં હતાં.

(૧૭૦/૩૬૩૮) ઉમ્મે શુરૈક કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ સરડાને મારી નાખવાનો હુકમ આપ્યો છે. સરડો (તે લાકડાઓની આગ વધારવા માટે) ફૂંક મારતો હતો, જેમાં હઝરત ઇબ્રાહીમ (અલ.)ને નાખવામાં આવ્યા હતા.

(૧૭૧/૩૬૩૯) હઝરત અબ્દુલ્લાહ કહે છે કે, જ્યારે આ આયત ઉતરી : **અલ્લઝીન આમનૂ વ લમ યલ્બિસૂ ઇમાનહુમ બિઝુલ્મિન** કિવા જે લોકો ઇમાન લાવ્યા અને ઇમાનને ઝુલ્મ સાથે ભેળસેળ કર્યું નહીં તેમના માટે કિયામતમાં સલામતી છે. અમે કહ્યું : યા રસૂલલ્લાહ ! એવો કયો માણસ છે જે પોતાની જાત પર ઝુલ્મ ન કરતો હોય. ફરમાવ્યું : એનો અર્થ એ નથી જે તમે કહી રહ્યા છો, બલ્કે અર્થ એ છે કે, ઇમાનમાં ઝુલ્મ કિવા શિર્ક ભેળસેળ ન કર્યું હોય. શું તમે હઝરત લુકમાનની વાત સાંભળી નથી જે તેમણે પોતાના પુત્રને કહી હતી કે **યા બુનય્ય લાતુશ્રિક બિલ્લાહિ ઇન્ન શ્શિર્ક લઝુલ્મુન અઝીમ.** બેટા ! ખુદાની સાથે કોઇને ભાગીદાર ન બનાવતો, શિર્ક કરવું મોટો ઝુલ્મ (ગુનોહ) છે.

## જલદી જલદી દોડવું

(૧૭૨/૩૬૪૦) હઝરત અબૂ હુરૈરા કહે છે : એક દિવસ હુઝૂર (સલ.)ની સેવામાં થોડોક ગોશ્ત રજૂ કરવામાં આવ્યો. આપે ફરમાવ્યું કે, ખુદા આગલા પાછલા બધા લોકોને એક મેદાનમાં કિયામતના દિવસે ભેગા કરશે. તે વખતે બોલાવનારના શબ્દો દરેક માણસ સાંભળશે અને દરેક માણસ પૂરી મેદનીને

જોઇ શકશે. સૂર્ય ખૂબ નજીક આવશે. ત્યાર પછી હુઝૂરે શફાઅત વિષે હદીસ બયાન કરતાં ફરમાવ્યું કે, લોકો હઝરત ઇબ્રાહીમ (અલ.) પાસે જશે અને કહેશે : તમે ખુદાના નબી છો. ધરતી પરના બધા લોકોમાંથી તમે જ તેના ખલીલ છો. ખુદા તઆલાને અમારી ભલામણ કરો. હઝરત ઇબ્રાહીમ (અલ.) પોતાની જુઠી વાતોને યાદ કરીને કહેશે : આજે મને મારી પડી છે. તમે મૂસા (અલ.) પાસે જાઓ.

(૧૭૩/૩૬૪૧) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : ખુદા ઇસ્માઇલ (અલ.)ની માં પર રહમ કરે, જો તેઓ જલ્દી ન કરત તો ઝમઝમ એક વહેતું ઝરણું બની જાત. એક રિવાયતમાં એટલું વધારે છે કે, હઝરત ઇબ્રાહીમ (અલ.) ઇસ્માઇલ (અલ.) અને તેમની માંને સાથે લઇ ગયા હતા. ઇસ્માઇલની માં પાસે એક મશક હતી. તેઓ હઝરત ઇસ્માઇલને દૂધ પીવડાવતાં હતાં.

(૧૭૪/૩૬૪૨) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે : બધી ઓરતો કરતાં પહેલાં હઝરત ઇસ્માઇલ (અલ.)ની માં હાજિરાએ કમરપટો બનાવ્યો હતો. જેથી હઝરત સારાને તેમના પગલાં ન દેખાય. પટાના છેડાના ઘસરડાથી પગલાં ભૂંસાઇ જાય. વિગત એવી છે કે, હઝરત ઇબ્રાહીમ (અલ.) ઇસ્માઇલ (અલ.) અને તેમની માંને લઇને આવ્યા બયતુલ્લાહની પાસે એક મોટા ઝાડની નીચે ઝમઝમની નજીક મસ્જિદના ઉપરવાસમાં બંનેને ઉતાર્યાં. હઝરત ઇસ્માઇલ (અલ.) હાજિરાનું દૂધ પીતા હતા. તે સમયે મક્કામાં કોઇ રહેતું ન હતું. ત્યાં પાણી પણ ન હતું. હઝરત ઇબ્રાહીમે બંનેને લાવીને ઉતાર્યાં. તેમની પાસે એક થેલો હતો, જેમાં ખજૂર હતું. એક મશક હતી, જેમાં પાણી હતું. તે મૂકીને મોં ફેરવીને ચાલી નીકળ્યા. ઇસ્માઇલ (અલ.)ની માં તેમની પાછળ થઇ ગયાં અને કહેવા લાગ્યાં : ઇબ્રાહીમ, તમે ક્યાં જઇ રહ્યા છો ? અમને આ જંગલમાં મૂકી જાઓ છો. અહીં ન કોઇ હમદર્દ છે ન કોઇ ગમખ્વાર. હઝરત હાજિરાએ જો કે આ વાત અનેક વાર કહી, પરંતુ હઝરત ઇબ્રાહીમે મોં ફેરવીને જોયું નહીં. હઝરત હાજિરાએ કહ્યું : તો શું ખુદા તઆલાએ તમને આ હુકમ આપ્યો છે ? હઝરત ઇબ્રાહીમે કહ્યું : હા. હાજિરાએ કહ્યું : તો ખુદા તઆલા અમને બરબાદ કરશે નહીં. આમ કહીને હાજિરા આ બાજુ પાછા ફર્યાં અને હઝરત ઇબ્રાહીમ તે બાજુ ચાલ્યા ગયા. જ્યારે સનિય્યા સ્થળે પહોંચીને હઝરત ઇસ્માઇલ અને તેમની માંની આંખોથી અદશ્ય થયા ત્યારે કઅબા તરફ મોં કરીને હાથ ઉઠાવીને આ શબ્દો કહ્યા : એય અલ્લાહ ! મેં મારી ઔલાદને તારા પાક મકાન પાસે



બિલકુલ એવા મેદાનમાં લાવીને વસાવી છે, જેમાં ક્યાંય ખેતી નથી......હઝરત ઇસ્માઇલ (અલ.)ની માં ઇસ્માઇલ (અલ.)ને દૂધ પીવડાવવા લાગ્યાં અને મશકનું પાણી પોતે પીતાં હતાં. જ્યારે મશકનું બધું પાણી ખલાસ થઇ ગયું અને તેમને પણ તરસ લાગી અને હઝરત ઇસ્માઇલને ભારે તરસના કારણે ઝમીન પર આળોટતા જોયા ત્યારે જોવાની હિંમત ન રહી અને એક તરફ ચાલી નીકળ્યા. તે ઝમીનની સૌથી વધારે નજીક સફા પહાડ હતો. તેના પર ઉભા રહીને ખીણ તરફ મોં કરીને ચારે બાજુ નજર દોડાવી કે કદાચ કોઇ માણસ દેખાય, પરંતુ કોઇ દેખાયું નહીં. લાચાર થઇને સફા પહાડ પરથી ઉતરી પડયાં. જ્યારે ખીણમાં પહોંચ્યા ત્યારે ફરી કુરતાનો પાલવ ઉપાડીને મુસીબતના માર્યા માનવીની જેમ એક તરફ દોડયા અને ખીણ પસાર કરીને મરવા પહાડ પર પહોંચ્યા. તેના પર ઉભા રહીને આમતેમ નજર દોડાવી કે કદાચ કોઇ માણસ દેખાય, પરંતુ કોઇ દેખાયું નહીં. ખુલાસો એ કે, સાત વાર આ પ્રમાણે કર્યું. હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : આ જ કારણ છે કે, (હજ્જના સમયે) લોકો સફા અને મરવા વચ્ચે દોડે છે. ઇબ્ને અબ્બાસ કહે છે : છેવટે એક વાર હઝરત હાજિરા મરવા પર પહોંચ્યાં ત્યારે એક અવાજ સંભળાયો. ત્યારે પોતે જ કહેવા લાગ્યાં : ચૂપ રહે. બીજી વાર ધ્યાનથી સાંભળ્યું : ત્યારે ફરી તે જ અવાજ સંભળાયો. કહેવા લાગ્યાં : તેં અવાજ તો સંભળાવી દીધો. કાશ ! તારી પાસે અમારી ફરિયાદ પણ પહોંચી શકત. એવામાં શું જુએ છે કે એક ફરિશ્તો ઝમઝમ સ્થળ પાસે છે. ફરિશ્તાએ ઝમીન પર પોતાની એડી મારી, જેનાથી પાણી નીકળ્યું. હઝરત હાજિરા તે પાણીને હોઝના જેમ બનાવવા લાગ્યાં. પાણીની આજુબાજુ પત્થરોની પાળ બાંધવા લાગ્યાં. ખોબામાં પાણી લઇને મશક ભરવાનું શરૂ કર્યું. હઝરત હાજિરા ખોબાથી મશક ભરી રહ્યાં હતાં અને પાણી પૂરા જોશથી ઉછળી રહ્યું હતું. ઇબ્ને અબ્બાસ કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : ખુદા ઇસ્માઇલ (અલ.)ની માં પર રહમ કરે, જો તે ઝમઝમને એમ જ રહેવા દેત તો તે એક વહેતું ઝરણું બની જાત. ઇબ્ને અબ્બાસ કહે છે : હઝરત હાજિરાએ પોતે આ પાણી પીધું અને બાળકને દૂધ પીવડાવ્યું. ફરિશ્તાએ કહ્યું : તમે બરબાદ થવાનો ભય ન રાખો. કારણ કે, અહીં ખુદાનું ઘર છે. આ છોકરો અને એના પિતા તે બનાવશે. અહીંના રહેનારાઓને ખુદા તબાહ નહીં કરે. તે સમયે કઅબા ટેકરાના જેમ ઝમીનથી કંઇક ઉંચું હતું. રેલ આવતી તો ડાબે-જમણેથી નીકળી જતી હતી, ઉપર સુધી પહોંચી શકતી ન હતી. હઝરત હાજિરા એક મુદ્દત સુધી એવી હાલતમાં રહ્યાં.

અચાનક એકવાર બની જુરહુમનો કાફલો 'કદા'ના રસ્તે એ બાજુથી પસાર થયો અને મક્કાના નીચાણવાળા ભાગમાં ઉતર્યા. અમુક પક્ષીઓને ટોળું બનાવીને ઉડતાં જોઈને કહેવા લાગ્યા : ચોક્કસ પાણીનો ચક્કર મારી રહ્યા છે, પરંતુ આપણને તો આ ખીણમાં આવવાને મુદ્દત થઈ ગઈ. અહીં તો પાણી ન હતું. (હવે ક્યાંથી આવ્યું ?) આમ કહીને એક અથવા બે કાસિદોને ખબર લેવા માટે મોકલ્યા. કાસિદોએ આવીને પાણી જોઈને પાછા જઈને પાણીની ખબર આપી. કાફલાવાળા તરત આવ્યા. હઝરત હાજિરા તે વખતે પાણી પાસે બેઠાં હતાં. કહેવા લાગ્યા : જો તમે રજા આપો તો અમે આપની પાસે આવીને પડાવ નાંખીએ. હઝરત હાજિરાએ કહ્યું : સારૂં, પરંતુ તમને પાણી પર (માલિકીનો) કોઈ હક્ક રહેશે નહીં. કાફલાવાળાઓએ કહ્યું : ઘણું સારૂં. ઇબ્ને અબ્બાસ કહે છે : હુઝૂરે ફરમાવ્યું : ઈસ્માઈલ (અલ.)ની માંની દિલી તમન્ના પૂરી થઈ. તેઓ સાથીઓ ઈચ્છતા હતાં, સાથીઓ મળી ગયા. જેથી કાફલાવાળા-ઓએ ત્યાં જ પડાવ નાખ્યો અને પોતાની સ્ત્રી બાળકોને પણ બોલાવી લીધા. અહીં સુધી કે ત્યાં અમુક ખાનદાનો થઈ ગયા. તે છોકરો ઈસ્માઈલ યુવાન થયો. કાફલા-વાળાઓ પાસે અરબી શીખ્યો અને યુવાન થયા પછી સૌથી વધુ ખૂબસૂરત અને સૌનો લાડકવાયો બન્યો. કાફલા-વાળાઓએ પોતાનામાંની જ એક ઔરત સાથે હઝરત ઈસ્માઈલ (અલ.)ના નિકાહ પઢાવી દીધા. હઝરત હાજિરાની વફાત થઈ ત્યારે હઝરત ઈબ્રાહીમ (અલ.) આવ્યા અને જે વસ્તુને મૂકી ગયા હતા તેની શોધ કરવા લાગ્યા. હઝરત ઈસ્માઈલ (અલ.) ઘર પર હાજર ન હતા. હઝરત ઈબ્રાહીમ (અલ.)એ ઈસ્માઈલ (અલ.)ની પત્નીને ઈસ્માઈલ (અલ.) વિષે પૂછ્યું. પત્નીએ કહ્યું : અમારા ખાવા માટે કંઈ લેવા ગયા છે. હઝરત ઈબ્રાહીમ (અલ.)એ જીવન પદ્ધતિ અને જીવનનિર્વાહ અંગે પૂછ્યું. પત્નીએ કહ્યું : ઘણી મુશ્કેલી વેઠવી પડે છે. અમે ભારે મુસીબત અને તંગીમાં છીએ. બીજી પણ કંઈક ફરિયાદ કરી. હઝરત ઈબ્રાહીમ (અલ.)એ કહ્યું : જ્યારે તારો પતિ આવે ત્યારે તેને મારી સલામ કહેજો અને કહેજો કે, તમારા દરવાજાનો ઉંબર બદલી નાંખે. હઝરત ઈસ્માઈલ ઘેર આવ્યા ત્યારે તેમને કંઈક અણસાર મળી ગયો હતો. પૂછવા લાગ્યા : શું કોઈ આવ્યું હતું ? પત્નીએ કહ્યું : હા, એક વૃદ્ધ માણસ આવ્યો હતો. આવી શકલ અને આવો શરીરનો બાંધો હતો. મને તમારા વિષે પૂછ્યું હતું. મેં તેમને બતાવી દીધું. પછી તેણે જીવનનિર્વાહ વિષે પૂછ્યું ત્યારે મેં કહી દીધું કે, અમે ભારે તકલીફ અને તંગીમાં છીએ. હઝરત ઈસ્માઈલે કહ્યું : પછી તેણે તમને કંઈ નસીહત પણ કરી છે ?



પત્નીએ કહ્યું : હા, મને એવું કહી ગયો છે કે, તમને તેની સલામ કહ્યું અને એમ કહ્યું કે, તમે તમારા દરવાજાનો ઉંબર બદલી નાખો. હઝરત ઈસ્માઈલે કહ્યું : તે મારા પિતા હતા. મને હુકમ આપી ગયા છે કે, તમને છોડી દઉં. એટલે તમે તમારા પિયર ચાલી જાઓ. હઝરત ઈસ્માઈલ (અલ.)એ પત્નીને તલાક આપી દીધી અને બીજી ઓરત સાથે નિકાહ કર્યા. એક મુદ્દત સુધી ઈબ્રાહીમ (અલ.) આવ્યા નહીં. લાંબી મુદ્દત પછી એક દિવસ આવ્યા, પરંતુ હઝરત ઈસ્માઈલ (અલ.) ઘરમાં નહીં. પત્નીને પૂછ્યું, તમારો પતિ ક્યાં છે ? પત્નીએ કહ્યું : અમારા માટે કંઈક રોજી શોધવા ગયા છે. પૂછ્યું, તમારી શું ખબર છે, જીવન પદ્ધતિ અને જીવન-નિર્વાહની શી સ્થિતિ છે ? પત્નીએ કહ્યું : અમે મજામાં છીએ. આરામથી જીવન વીતે છે. જાણે પત્નીએ અલ્લાહનો આભાર માન્યો. હઝરત ઈબ્રાહીમ (અલ.)એ કહ્યું : તમે કઈ વસ્તુ ખાઓ છો ? પત્નીએ કહ્યું : ગોશ્ત. કહ્યું : કઈ વસ્તુ પીઓ છો ? પત્નીએ કહ્યું : પાણી. હઝરત ઈબ્રાહીમ (અલ.)એ કહ્યું : એય અલ્લાહ ! એમને ગોશ્ત અને પાણીમાં બરકત આપ. ઇબ્ને અબ્બાસ કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, તે સમયે મક્કામાં અનાજ થતું ન હતું. જો અનાજ થતું હોત તો હઝરત ઈબ્રાહીમ (અલ.) તેમાં પણ બરકત થવાની દુઆ કરત. કારણ કે, હઝરત ઈબ્રાહીમ (અલ.)એ મક્કાવાસીઓ માટે ગોશ્ત અને પાણીમાં બરકત થવાની દુઆ કરી હતી. આ જ કારણસર મક્કાવાસીઓ સિવાય બીજું કોઈ ફક્ત ગોશ્ત અને પાણી પર ગુજારો કરી શકતું નથી અને ન જ કોઈને ફક્ત ગોશ્ત અને પાણી માફક આવે છે. ખેર, હઝરત ઈબ્રાહીમ (અલ.)એ કહ્યું : જ્યારે તમારો પતિ આવે ત્યારે તેને મારી સલામ કહેજો ને કહી દેજો કે, તે પોતાના દરવાજાનો ઉંબર કાયમ રાખે. જ્યારે હઝરત ઈસ્માઈલ (અલ.) ઘેર આવ્યા ત્યારે પત્નીને પૂછ્યું, શું કોઈ આવ્યું હતું ? પત્નીએ કહ્યું : જી હા. એક ખૂબસૂરત વૃદ્ધ માનવી આવ્યો હતો. પ્રથમ તો મને તમારા વિષે પૂછ્યું. મેં બતાવ્યું. પછી જીવનનિર્વાહ વિષે પૂછ્યું. મેં કહ્યું કે, સારી રીતે ગુજરે છે. હઝરત ઈસ્માઈલે કહ્યું : તેણે તમને સંદેશ આપ્યો છે ? હા, સલામ કહી છે અને એમ કહ્યું છે કે, તમારા દરવાજાનો ઉંબર કાયમ રાખો. હઝરત ઈસ્માઈલે કહ્યું : તે મારા પિતા હતા. ઉંબરથી મુરાદ તમે પોતે છો. તેમણે મને હુકમ આપ્યો છે કે, તમને તલાક ન આપું. ત્યાર પછી હઝરત ઈબ્રાહીમ (અલ.) એક મુદ્દત સુધી આવ્યા નહીં. એક દિવસ હઝરત ઈસ્માઈલ (અલ.) ઝમઝમની નજીક એક ઝાડની નીચે બેસીને તીર બનાવી રહ્યા હતા, એવામાં હઝરત ઈબ્રાહીમ (અલ.) આવ્યા. હઝરત ઈસ્માઈલને જોયા તો ઉભા થઈ ગયા. જેવી રીતે પિતા પુત્ર સાથે અને પુત્ર પિતા સાથે વર્તાવ કરે છે

તેવો જ વર્તાવ હઝરત ઇબ્રાહીમ અને હઝરત ઇસ્માઇલે પરસ્પર કર્યો. હઝરત ઇબ્રાહીમે કહ્યું : ઇસ્માઇલ, ખુદા તઆલાએ મને એક કામ કરવાનો હુકમ આપ્યો છે. હઝરત ઇસ્માઇલે કહ્યું : તો જે કંઇ ખુદાએ હુકમ આપ્યો છે તેને પૂરો કરો. તેમણે કહ્યું : તો શું તમે મને મદદ કરશો ? ઇસ્માઇલે કહ્યું : હું મદદ કરીશ. હઝરત ઇબ્રાહીમે એક ઉંચા ટેકરા તરફ ઇશારો કરીને કહ્યું : ખુદાએ મને હુકમ આપ્યો છે કે, અહીં એક મકાન બનાવું. ત્યાર પછી હઝરત ઇસ્માઇલ અને હઝરત ઇબ્રાહીમે તે ઘરનો પાયો નાખ્યો. હઝરત ઇસ્માઇલ (અલ.) પત્થર ઉંચકીને લાવતા હતા અને હઝરત ઇબ્રાહીમ (અલ.) બાંધકામ કરતા હતા. જ્યારે દીવાલો કંઇક ઉંચી થઇ ગઇ ત્યારે હઝરત ઇબ્રાહીમે આ પત્થર (મકામે ઇબ્રાહીમ) લાવીને મૂક્યો. જેથી તેના પર ઉભા થઇને દીવાલ બનાવી શકે. હઝરત ઇસ્માઇલ પત્થર આપતા જતા હતા અને હઝરત ઇબ્રાહીમ બનાવતા જતા હતા. બંને સજ્જનો બનાવતી વખતે બોલતા જતા હતા : **રબ્બના તકબ્બલ મિન્ના ઇન્નક અન્ત સ્સમીઉલ અલીમ.** જ્યારે બાંધકામ પૂરૂં થઇ ગયું ત્યારે મકાનની આજુબાજુ ઘુમતા હતા અને બોલતા જતા હતા : એય અલ્લાહ ! અમારા તરફથી એને કબૂલ કર. કારણ કે, બેશક, તું સાંભળનાર અને જાણનાર છે.

(૧૭૫/૩૬૪૩) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, જ્યારે હઝરત ઇબ્રાહીમ (અલ.) અને તેમની પત્ની વચ્ચે જે બનાવો બનવાના હતા તે બની ગયા ત્યારે હઝરત ઇબ્રાહીમ (અલ.) ઇસ્માઇલ (અલ.) અને તેમની માં ને લઇને નીકળી પડયા. પાણીથી ભરેલી એક મશક સાથે લઇ લીધી. હઝરત ઇસ્માઇલની માં પોતે મશકનું પાણી પીતાં હતાં અને હઝરત ઇસ્માઇલને પોતાનું દૂધ પીવડાવતાં હતાં. હઝરત ઇબ્રાહીમ પોતાના સ્ત્રી બાળકોને લઇને જ્યારે મક્કા પહોંચ્યા ત્યારે હાજિરાને એક ઝાડના નીચે છોડીને પોતે પાછા ફર્યા. હાજિરા હઝરત ઇબ્રાહીમની પાછળ થઇ ગયાં. હઝરત ઇબ્રા/ીમ જ્યારે કદા સ્થળે પહોંચ્યા ત્યારે હઝરત હાજિરાએ પાછળથી અવાજ દઇને કહ્યું : ઇબ્રાહીમ, અમને કોના આધારે છોડી જાઓ છો ? હઝરત ઇબ્રાહીમે કહ્યું : ખુદાના આધારે. હાજિરાએ કહ્યું : તો હું ખુદાથી રાજી છું. આ પ્રમાણે કહીને પાછા ફર્યાં. પોતે તે જ મશકનું પાણી પીતાં હતાં અને બાળકને પોતાનું દૂધ પીવડાવતાં હતાં. છેવટે પાણી ખલાસ થઇ ગયું. હાજિરા કહેવા લાગ્યાં : હવે મારે ક્યાંક જઇને જોવું જોઇએ, કદાચ કોઇ દેખાય. આમ કહીને એક તરફ નીકળી પડયાં. સફા પહાડ પર ચઢીને આમતેમ જોયું કે કદાચ કોઇ દેખાય, પરંતુ કોઇ દેખાયું નહીં. લાચાર



થઇને પાછાં ફર્યાં. મેદાનમાં જઇને ફરી મરવા પહાડ તરફ દોડયાં. કેટલીક વાર આ પ્રમાણે ચક્કર માર્યા. પછી કહેવા લાગ્યાં : જઇને જોઉં તો બાળકની શી ખબર છે ? પાછા આવ્યાં ત્યારે બાળકને જોયું કે પોતાની હાલત પર છે. એવું લાગતું હતું કે, મરવા માટે જોરજોરથી રડી રહ્યું છે. સહન ન થઇ શક્યું ત્યારે ફરી કહેવા લાગ્યાં : ચાલીને જોઉં તો કદાચ કોઇ દેખાય. આ પ્રમાણે કહીને ફરી ટેકરી પર ચઢીને આમતેમ જોયું, પરંતુ કોઇ દેખાયું નહીં. અહીં સુધી કે સાત વાર આ પ્રમાણે ચક્કર માર્યા. હતાશ થઇને કહેવા લાગ્યાં : હવે જઇને બાળકની હાલત જોવી જોઇએ. એવામાં એક અવાજ સંભળાયો. હાજિરાએ કહ્યું : જો તું કંઇ ભલાઇ કરી શકતો હોય તો ફરિયાદ સાંભળ. તરત જિબ્રઇલ દેખાયા. જેમણે જમીન પર એડી મારી. પાણી જમીનમાંથી ફુટીને નીકળ્યું. હાજિરા નવાઇ પામીને ખાડો બનાવવા લાગ્યાં. ઇબ્ને અબ્બાસ કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : જો હાજિરા એમ જ રહેવા દેત તો પાણી ફેલાઇ જાત. ખુલાસો એ કે હાજિરાને પણ પીવા માટે પાણી મળવા લાગ્યું અને બાળક માટે તેમનું દૂધ પણ ઉતરવા લાગ્યું. અચાનક તે બાજુથી જુરહુમ કબીલાના થોડાક માણસો મેદાનમાં થઇને પસાર થયા. પક્ષીઓને ઉડતા જોઇને નવાઇ પામીને કહેવા લાગ્યા કે, પક્ષીઓ તો ફકત પાણી પાસે હોય છે. જેથી માણસ મોકલીને માહિતી મેળવી. માણસ આવ્યો. પાણી જોઇને કાફલા-વાળાઓને જઇને ખબર આપી. કાફલા-વાળાઓ તરત હઝરત હાજિરા પાસે આવ્યા અને કહેવા લાગ્યા : તમે અમને રજા આપો કે, અમે અહીં આપની પાસે રહીએ. (હઝરત હાજિરાએ રજા આપી. જુરહુમવાળા રહેવા લાગ્યા.) જ્યારે હઝરત ઇસ્માઇલ જવાન થયા ત્યારે તેમણે એ જ કાફલાવાળાઓમાંની એક ઓરત સાથે નિકાહ કરી લીધા. એક મુદ્દત પછી હઝરત ઇબ્રાહીમને વિચાર આવ્યો. પત્નીને કહેવા લાગ્યા : હું જરા તેમને જોઇ આવું જેમને મૂકીને આવ્યો હતો. આમ કહીને મક્કા આવ્યા. સલામ કરીને હઝરત ઇસ્માઇલની પત્નીને પૂછયું, ઇસ્માઇલ ક્યાં છે ? પત્નીએ કહ્યું : શિકાર કરવા ગયા છે. કહ્યું : આવે તો તેને કહી દેજો કે, પોતાના દરવાજાનો ઉંબર બદલી નાખે. હઝરત ઇસ્માઇલ આવ્યા ત્યારે પત્નીએ સંદેશ કહ્યો. હઝરત ઇસ્માઇલે કહ્યું કે, ઉંબરથી મુરાદ તારી જાત છે. જેથી તું તારા પિયર ચાલી જા. એક મુદ્દત પછી બીજી વાર મક્કા આવવાનો વિચાર આવ્યો. પત્નીને કહ્યું કે, જે લોકોને હું મૂકીને આવ્યો હતો તેમને જરા જોઇ આવું. આમ કહીને મક્કા આવ્યા. હઝરત ઇસ્માઇલની પત્નીને પૂછયું, ઇસ્માઇલ ક્યાં છે ? પત્નીએ કહ્યું : શિકાર કરવા ગયા છે. આપ ઉતરો અને કંઇ ખાઇ પી

લો. હઝરત ઇબ્રાહીમે કહ્યું : તમારા ખાવા પીવાની શું હાલત છે ? પત્નીએ કહ્યું : ખાવા માટે ગોશ્ત અને પીવા માટે પાણી છે. હઝરત ઇબ્રાહીમે દુઆ કરી : એય અલ્લાહ ! એમના ખાવા પીવામાં બરકત આપ. ઇબ્ને અબ્બાસ કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જે બરકત મક્કા-વાળાઓના ખાવાપીવામાં છે તે હઝરત ઇબ્રાહીમની દુઆની અસર છે. એક લાંબી મુદ્દત પછી ત્રીજી વાર આવવાનો વિચાર આવ્યો અને ઘરવાળાઓને કહીને આવ્યા. ઝમઝમની પાછળ હઝરત ઇસ્માઇલ (અલ.) તીર ઠીક કરી રહ્યા હતા. ત્યાં જ તેમની સાથે મુલાકાત થઇ. હઝરત ઇબ્રાહીમે કહ્યું : ઇસ્માઇલ, ખુદા તઆલાએ મને હુકમ આપ્યો છે કે, તેનું એક ઘર બનાવું. હઝરત ઇસ્માઇલે કહ્યું : તો ખુદા તઆલાના હુકમનું પાલન કરો. તેમણે કહ્યું કે, મને ખુદા તઆલાએ હુકમ આપ્યો છે કે, તમે મકાનના બાંધકામમાં મને મદદ કરો. હઝરત ઇસ્માઇલે કહ્યું : હું ઝરૂર કરીશ. જેથી બંને સજ્જનો ઉભા થઇ ગયા. હઝરત ઇસ્માઇલ પત્થર આપતા જતા હતા અને હઝરત ઇબ્રાહીમ બનાવતા જતા હતા. બંને સજ્જનો બોલતા જતા હતા : રબ્બના તકબ્બલ મિન્ના ઇન્નક અન્ત સ્સમીઉલ અલીમ. જ્યારે મકાનનું બાંધકામ ઉંચું થઇ ગયું અને હઝરત ઇબ્રાહીમ (અલ.) પત્થર ઉંચકીને થાકી ગયા ત્યારે તે 'મકામ' (મકામે ઇબ્રાહીમ)ના પત્થર પર ઉભા થઇ ગયા. હઝરત ઇસ્માઇલ (અલ.) તેમને પત્થર આપતા હતા અને બોલતા જતા હતા : એય અલ્લાહ ! અમારા તરફથી એને કબૂલ કર. કારણ કે બેશક તું સાંભળનાર અને જાણનાર છે.

(૧૭૬/૩૬૪૪) હઝરત અબૂઝર (રદિ.) કહે છે : મેં પૂછ્યું, યા રસૂલલ્લાહ ! ઝમીન પર સૌપ્રથમ કઇ મસ્જિદ બનાવવામાં આવી ? ફરમાવ્યું : મસ્જિદે હરામ. મેં પૂછ્યું, એ પછી ? ફરમાવ્યું : બયતુલ મુકદસની મસ્જિદ. મેં પૂછ્યું : એ બંનેની વચ્ચે કેટલી મુદ્દતનું અંતર હતું ? ફરમાવ્યું : ચાળીસ વરસનું. ત્યાર પછી ફરમાવ્યું : પછી તને જ્યાં નમાઝનો સમય મળે ત્યાં જ પઢી લે. કારણ કે, એમાં જ ફઝીલત છે.

(૧૭૭/૩૬૪૫) હઝરત અનસ (રદિ.) કહે છે : એક વાર રસૂલુલ્લાહ (સલ.) સામે જ્યારે ઉહદ પહાડ આવ્યો ત્યારે ફરમાવ્યું : આ પહાડ અમારી સાથે મુહબ્બત રાખે છે અને અમે તેની સાથે મુહબ્બત રાખીએ છીએ. એય અલ્લાહ ! જેવી રીતે હઝરત ઇબ્રાહીમ (અલ.)એ મક્કાને હરમ બનાવ્યું હતું તેવી રીતે હું મદીનાના આ બંને પથરાળ છેડાઓની વચ્ચેના ભાગને હરમ બનાવું છું.

(૧૭૮/૩૬૪૬) ઉમ્મુલ મુઅમિનીન



હઝરત આઇશા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ મને કહ્યું : શું તમને ખબર નથી કે જ્યારે તારી કોમે કઅબા બનાવ્યો ત્યારે ઇબ્રાહીમી પાયાથી નાનો બનાવ્યો. મેં કહ્યું : યા રસૂલલ્લાહ ! તમે ઇબ્રાહીમી પાયા મુજબ બીજી વાર કેમ બનાવતા નથી ? ફરમાવ્યું : જો તારી કોમના ઇસ્લામનો સમય નવો નવો ન હોત તો હું એવું કરત. હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર કહે છે : જો હઝરત આઇશાએ રસૂલુલ્લાહ (સલ.) પાસેથી આ હદીસ સાંભળી છે તો પછી મારૂં માનવું છે કે, હુઝૂર (સલ.) તે બે રૂકનોને ચુંબન કરવાનું ન છોડત જે હજરે અસ્વદની સાથે છે, પરંતુ એનું કારણ એવું લાગે છે કે, એ બંને રૂકનોને ઇબ્રાહીમી પાયા મુજબ બનાવવામાં આવ્યા નથી.

(૧૭૯/૩૬૪૭) હઝરત અબૂ હુમૈદ સાઇદી કહે છે : સહાબાઓએ પૂછ્યું, યા રસૂલલ્લાહ ! અમે તમારા પર કેવી રીતે દુરૂદ મોકલીએ ? ફરમાવ્યું : આ પ્રમાણે પઢો : **અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિં વ્વ અઝવાજિહિ વ ઝુર્રિય્યતિહિ કમા સલ્લય્ત અલા ઇબ્રાહીમ વ બારિક અલા મુહમ્મદિં વ્વ અઝવાજિહિ વ ઝુર્રિય્યતિહિ કમા બારકત અલા આલિ ઇબ્રાહીમ ઇન્નક હમીદુમ્ મજીદ.**

(૧૮૦/૩૬૪૮) હઝરત અબ્દુર્રહમાન ઇબ્ને અબી લયલા કહે છે : એક વાર હઝરત કઅબ ઇબ્ને ઉજરા (રદિ.) સાથે મારી મુલાકાત થઇ. કઅબે મને કહ્યું : શું હું તમને તે તોહફો ન આપું જે રસૂલુલ્લાહ (સલ.) પાસેથી મેં સાંભળ્યો છે. મેં કહ્યું : કેમ નહીં, ઝરૂર આપો. કઅબે કહ્યું : રસૂલુલ્લાહ (સલ.)ને મેં કહ્યું હતું, યા રસૂલલ્લાહ ! ખુદા તઆલાએ અમને શીખવ્યું છે કે, અમે તમારા પર સલામ કેવી રીતે મોકલીએ, પરંતુ અમને ખબર નથી કે તમારા પર અને તમારા ઘરવાળાઓ પર કેવી રીતે દુરૂદ મોકલીએ. આપે ફરમાવ્યું : આ પ્રમાણે પઢો : **અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિં વ્વ અલા આલિ મુહમ્મદિન કમા સલ્લય્ત અલા ઇબ્રાહીમ વ અલા આલિ ઇબ્રાહીમ ઇન્નક હમીદુમ્ મજીદ. અલ્લાહુમ્મ બારિક અલા મુહમ્મદિં વ્વ અલા આલિ મુહમ્મદિન કમા બારકત અલા ઇબ્રાહીમ વ અલા આલિ ઇબ્રાહીમ ઇન્નક હમીદુમ્ મજીદ.**

(૧૮૧/૩૬૪૯) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) હઝરત હસન અને હઝરત હુસેન માટે અલ્લાહ તઆલા પાસે પનાહ માંગતા હતા અને કહેતા હતા કે, તમારા પિતા (હઝરત ઇબ્રાહીમ) પણ ઇસ્માઇલ અને ઇસ્હાક માટે આ જ શબ્દો બોલીને અલ્લાહ તઆલા પાસે પનાહ માંગતા

હતા : **અઊઝુ બિકલિમાતિ લ્લાહી તામ્મતિ મિન કુલ્લિ શયતાનિન વ હામ્મતિન વ મિન કુલ્લિ અયનિન લામ્મહ.** હું પનાહ માંગુ છું અલ્લાહ તઆલાના સંપૂર્ણ અસરકારક કલામના વસીલાથી દરેક શયતાન અને કરડનાર જીવજંતુથી અને દરેક બુરી નઝરથી.

**ખુદા તઆલા ફરમાવે છે : 'નબ્બિઅ્હુમ અન દયફિ ઇબ્રાહીમ ઇઝ દખલૂ અલયહિ ફકાલૂ સલામન' તેમને ઇબ્રાહીમના મહેમાનોની ખબર આપો. જ્યારે કે ઇબ્રાહીમ (અલ.)ના ઘરમાં દાખલ થઇને મહેમાનોએ સલામ કરી હતી. 'લાતવ્જલ' ડરો નહીં. વ ઇઝ કાલ ઇબ્રાહીમુ રબ્બિ અરિની કયફ તુહયીલ મવતા.**

(૧૮૨/૩૬૫૦) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, હઝરત ઇબ્રાહીમ (અલ.)એ કહ્યું હતું : **રબ્બિ અરિની કયફ તુહયિલ્ મવ્તા.** એય અલ્લાહ ! તું મને બતાવ કે મુડદાંઓને તું કેવી રીતે જીવતા કરશે. **કાલ અવ લમ્તુઅ્મિન ?** અલ્લાહ તઆલાએ કહ્યું : શું તારૂં ઇમાન નથી ? **કાલ બલા વ લાકિ લિયત્મઇન્ન કલ્બી** ઇબ્રાહીમ (અલ.)એ કહ્યું : ઇમાન તો છે, પરંતુ મારા દિલને સંતોષ થઇ જાય. હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : આપણે તો ઇબ્રાહીમ (અલ.)ની સરખામણીમાં શંકા કરવાના વધારે હકદાર છીએ. પછી ફરમાવ્યું : ખુદા લૂત (અલ.) પર રહેમ કરે, કારણ કે, તેમણે ઇચ્છા વ્યક્ત કરી હતી કે, મજબૂત મકાનમાં આશ્રય મેળવે. ત્યાર પછી કહ્યું કે, જેટલા દિવસ યૂસુફ (અલ.) કેદખાનામાં રહ્યા હતા, જો એટલા દિવસ રહેત તો બોલાવનારની વાત માની લેત. (યુક્તિ પ્રયુક્તિ ન કરત, તેની સાથે ચાલ્યો જાત.)

**ખુદા તઆલા ફરમાવે છે : 'વઝકુર ફીલ કિતાબિ ઇસ્માઇલ ઇન્નહુ કાન સાદિકલ વઅ્દિ' ઇસ્માઇલ (અલ.)ની કહાણી વાંચો. તેઓ વાયદાના સાચા હતા.**

(૧૮૩/૩૬૫૧) હઝરત સલમહ ઇબ્ને અકવઅ કહે છે : એક વાર બની અસ્લમ કબીલાના કેટલાક લોકો તીરંદાઝી કરી રહ્યા હતા. રસૂલુલ્લાહ (સલ.) તે તરફથી પસાર થયા. ફરમાવ્યું : એય ઇસ્માઇલની ઔલાદ ! તીરંદાઝી કરો. કારણ કે, તમારા પિતા પણ તીરંદાઝ હતા.

.............................

(૧૮૨/૩૬૫૦) હઝરત ઇબ્રાહીમ (અલ.)એ મુડદાંઓને જીવંત કરવાનો પ્રશ્ન કોઇ શંકાના કારણે અલ્લાહ તઆલાને પૂછ્યો ન હતો, બલ્કે પોતાની સગી આંખે જોવા માટે અને પ્રત્યક્ષ જોવા માટે તથા મનને સંતુષ્ઠ કરવા માટે અરજ કરી હતી.



તમે તીર ફેંકો. હું ફલાણા લોકો (તમારા કબીલા)ની સાથે છું. આ સાંભળીને બીજાએ હાથ રોકી લીધા. હુઝૂરે કહ્યું : તમે તીર શા માટે ફેંકતા નથી ? તેમણે કહ્યું : યા રસૂલલ્લાહ ! જ્યારે આપ તેમના સાથે છો ત્યારે પછી અમે કેવી રીતે તે તરફ તીર ચલાવીએ ? આપે ફરમાવ્યું : હાં, તીર ચલાવો, હું તમારા બધાની સાથે છું.

**હઝરત ઇસ્હાક ઇબ્ને હઝરત ઇબ્રાહીમનો કિસ્સો. આ કિસ્સો હઝરત ઇબ્ને ઉમર અને હઝરત અબૂ હુરૈરાએ મરફૂઅન બયાન કરી છે. ખુદા તઆલા ફરમાવે છે : 'અમ કુન્તુમ શુહદાઅ ઇઝ હઝર યઅકૂબલ મવ્તુ ઇઝ કાલ લિબનીહિ....'**

(૧૮૪/૩૬૫૨) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : સહાબાએ પૂછ્યું : યા રસૂલલ્લાહ (સલ.) ! સૌથી મોટા બુઝુર્ગ માણસ કોણ છે. ફરમાવ્યું : જે સૌથી વધુ પરહેઝગાર હોય. સહાબાએ કહ્યું : હુઝૂર, અમે એવું પૂછતા નથી. ફરમાવ્યું તો (વંશની દૃષ્ટિએ) સૌથી મહાન યૂસુફ (અલ.) હતા. જે પોતે પણ નબી હતા. નબીના પુત્ર પણ હતા. નબીના પૌત્ર પણ હતા અને નબીના પ્રપૌત્ર પણ હતા. સહાબાએ કહ્યું : અમે એ પણ પૂછતા નથી. ફરમાવ્યું : તો અરબસ્તાનના ખાનદાનો વિષે પૂછી રહ્યા છો ? સહાબાએ જવાબ આપ્યો : જી હા. ફરમાવ્યું : તો જેઓ અજ્ઞાનતાના યુગમાં તમારા લોકોમાં મહાન હતા તેઓ જ ઇસ્લામમાં મહાન છે. એ શરતે કે દીની સમજ ધરાવતા હોય.

**ખુદા તઆલા ફરમાવે છે : 'વ લૂતન ઇઝ કાલ લિકવ્મિહિ અ તઅ્તૂનલ ફાહિશત......ફસાઅ મતરૂલ મુન્ઝરીન.'**

(૧૮૫/૩૬૫૩) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : ખુદા લૂત (અલ.) પર રહેમ કરે, તેમણે મજબૂત મકાન (અલ્લાહના પડોશ)માં આશ્રય મેળવ્યો હતો.

**ખુદા તઆલા ફરમાવે છે : 'ફલમ્મા જાઅ આલ લૂતિનિલ મુર્સલૂન કાલ ઇન્નકુમ કવ્મુ મ્મુન્કરૂન' કિંવા જ્યારે હઝરત લૂત (અલ.) પાસે ખુદાના મોકલેલા (ફરિશ્તાઓ) આવ્યા ત્યારે લૂતે કહ્યું : તમે અજાણ્યા લોકો લાગો છો. 'અન્કર', 'નકિર' અને 'ઇસ્તન્કર' ત્રણેનો એક જ અર્થ છે. 'યુહરઊન' જલદી જલદી દોડતા હતા. 'સયહતન' વિનાશ 'મુતવસ્સિમીન' જોનારાઓ. 'સબીલ' રસ્તો. 'બિરૂકનિહિ' 'રૂકન' શક્તિને**

**કહેવામાં આવે છે. કારણ કે, સાથીઓથી શક્તિ મળે છે એટલે સાથીઓ મુરાદ છે. 'તર્કનૂ' તમે ઝૂકો.**

(૧૮૬/૩૬૫૪) હઝરત અબ્દુલ્લાહ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ (લૂતના કિસ્સા અંગે સૂરએ કમરમાં) 'હલ મિ મ્મુદ્દકિર' પઢયું હતું. ('મુઝઝકિર' પઢયું ન હતું.)

**ખુદા તઆલા ફરમાવે છે : વ ઇલા સમૂદ અખાહુમ સાલિહા....'હર્સ હિજરિન'નો અર્થ હરામ થાય છે. કિંવા મના કરેલ. દરેક મના કરેલ વસ્તુને 'હિજર' કહે છે. 'હિજર મ્મહજૂરા' એમાંથી જ બન્યું છે. 'હિજર' ઇમારતને પણ કહે છે. જે ઝમીનને વાડ અને કંપાઉન્ડ કરી લેવામાં આવે તેને પણ 'હિજર' કહે છે. એ જ કારણસર કઅબાની 'હતીમ'ને હિજર કહેવામાં આવે છે. અક્કલને પણ 'હિજર' કહેવામાં આવે છે. 'હિજરે યમામા' એક સ્થળનું નામ છે.**

(૧૮૭/૩૬૫૫) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઝમઆ કહે છે : એક વાર હુઝૂર (સલ.)એ તે માણસનો ઉલ્લેખ કર્યો, જેણે (સાલિહની) ઊંટણીની કૂખો કાપી નાખી હતી. ફરમાવ્યું : ઊંટણીને મારી નાખવાની જવાબદારી એક માણસે લીધી હતી જે પોતાની કોમમાં આબરૂદાર અને શક્તિશાળી હતો, જેમકે અબૂ ઝમઆ હતો.

(૧૮૮/૩૬૫૬) હઝરત ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, તબૂકના ગઝવામાં જ્યારે મુસલમાનો હિજર સ્થળે ઉતર્યા ત્યારે રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે અહીંના કુવાઓનું પાણી ન તો પોતે પીઓ ન જાનવરોને પીવડાવો. સહાબાઓએ કહ્યું : અમે તો એ જ પાણીથી આટો ગુંધ્યો છે અને મશકોમાં પણ ભરી લીધું છે. હુઝૂરે કહ્યું : ગુંધેલો આટો ફેંકી દો અને પાણી ઢોળી દો. સબરાની રિવાયતમાં છે કે, હુઝૂર (સલ.)એ આટો ફેંકી દેવાનો હુકમ આપ્યો હતો.

(૧૮૯/૩૬૫૭) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.) કહે છે : એક વાર સહાબા રસૂલુલ્લાહ (સલ.)ની સાથે સમૂદની ઝમીન કિંવા હિજરમાં ઉતર્યા. ત્યાંના કુવાઓમાંથી પાણી ખેંચીને મશકોમાં ભરી લીધું અને તેનાથી જ આટો પર ગુંધ્યો. હુઝૂરે હુકમ આપ્યો કે જે પાણી મશકોમાં ભરી લીધું છે તેને ઢોળી દો અને ગુંધેલો આટો ઊંટોને ખવડાવી દો. એના બદલે તે કુવાઓમાંથી પાણી લઇ લો જેની પાસે (હઝરત સાલિહની) ઊંટણી ઉતરતી હતી.

(૧૯૦/૩૬૫૮) હઝરત ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)





જ્યારે હિજર સ્થળેથી પસાર થયા ત્યારે આપે ફરમાવ્યું : જ્યારે તમે તે લોકોના ઘરોમાં દાખલ થાઓ જેમણે પોતે પોતાના ઉપર ઝુલ્મ કર્યો હતો ત્યારે ભયના કારણે રડતાં રડતાં ત્યાં દાખલ થજો. જે મુસીબત અને અઝાબ તેમના પર ઉતર્યો હતો ક્યાંક તમે તેમાં ન સંડોવાઇ જાઓ. આમ કહીને હુઝૂરે કાઠડા પર બેઠા બેઠા મુબારક ચહેરા પર ચાદર નાખી દીધી.

(૧૯૧/૩૬૫૯) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જ્યારે તમે તે લોકોના ઘરોમાં દાખલ થાઓ જેમણે પોતે પોતાના ઉપર ઝુલ્મ કર્યો હતો ત્યારે રડતાં રડતાં દાખલ થજો અને એવો ભય રાખજો કે જે અઝાબ તેમના પર ઉતર્યો હતો ક્યાંક તમે તેમાં ન ફસાઇ જાઓ.

**'અમ કુન્તુમ શુહદાઅ ઇઝ હદર યઅકૂબલ મવ્તુ.... જ્યારે યાકૂબ (અલ.)ની વફાત થઇ હતી ત્યારે શું તમે લોકો તે વખતે હાજર હતા ?**

(૧૯૨/૩૬૬૦) હઝરત ઇબ્ને ઉમર (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, યૂસુફ ઇબ્ને યાકૂબ ઇબ્ને ઇસ્હાક ઇબ્ને ઇબ્રાહીમ, કરીમ ઇબ્ને કરીમ ઇબ્ને કરીમ ઇબ્ને કરીમ હતા.

**'લકદ કાન ફી યૂસુફ વ ઇખ્વતિહિ આયાતુ લિસ્સાઇલીન' પૂછનારાઓ માટે યૂસુફ (અલ.) અને તેમના ભાઇઓના કિસ્સામાં ઘણી નસીહતો છુપાયેલી છે.**

(૧૯૩/૩૬૬૧) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : રસૂલુલ્લાહ (સલ.)ને પૂછવામાં આવ્યું કે, સૌથી મહાન માણસ કોણ છે ? ફરમાવ્યું : જે સૌથી વધુ પરહેઝગાર હોય. સહાબાએ કહ્યું : અમે એ પૂછી રહ્યા નથી. ફરમાવ્યું : તો (વંશની દૃષ્ટિએ) યૂસુફ પોતે પણ નબી હતા. નબીના પુત્ર, નબીના પૌત્ર અને નબીના પ્રપૌત્ર હતા. સહાબાએ કહ્યું : અમે એ પણ પૂછતા નથી. ફરમાવ્યું : તો અરબસ્તાનના ખાનદાનો વિષે પૂછી રહ્યા છો. જે લોકો અંધકાર યુગમાં અગ્રસ્થાને હતા તેઓ જ ઇસ્લામના યુગમાં પણ અગ્રસ્થાને છે, એ શરતે કે દીનમાં સૂઝ-સમજ ધરાવતા હોય.

(૧૯૪/૩૬૬૨) હઝરત આઇશા (રદિ.) કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ મને કહ્યું કે, અબૂબક્રને હુકમ આપો કે લોકોને નમાઝ પઢાવે. મેં કહ્યું : અબૂબક્ર નરમ દિલના માણસ છે. જો આપની જગ્યાએ ઉભા રહેશે તો તેઓ રડમશ બની જશે. હુઝૂરે બીજી વાર એ જ ફરમાવ્યું. મેં પણ એ જ જવાબ આપ્યો. ત્રીજી અથવા ચોથી વાર ફરમાવ્યું : તમે ઓરતો યૂસુફ (અલ.)ની સાથવાળીઓ છો. અબૂબક્રને હુકમ આપો (કે લોકોને

નમાઝ પઢાવે.)

(૧૯૫/૩૬૬૩) હઝરત અબૂ મૂસા અશ્અરી (રદિ.) કહે છે : હુઝૂર (સલ.) જ્યારે બીમાર પડયા ત્યારે ફરમાવ્યું : અબૂબક્રને હુકમ આપો કે લોકોને નમાઝ પઢાવે. હઝરત આઇશાએ કહ્યું કે, અબૂબક્ર નરમ દિલના માણસ છે. હુઝૂરે ફરી એ જ હુકમ આપ્યો. હઝરત આઇશાએ ફરી એ જ કહ્યું : છેવટે હુઝૂરે કહ્યું : તમે યૂસુફ (અલ.)ની સાથવાળીઓ છો. અબૂબક્રને કહી દો કે લોકોને નમાઝ પઢાવે. હુકમ અનુસાર હઝરત અબૂબક્ર (રદિ.)એ રસૂલુલ્લાહ (સલ.)ની હયાતીમાં જ લોકોની ઇમામત કરી.

(૧૯૬/૩૬૬૪) હઝરત અબૂહુરૈરા (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ દુઆ કરી : એય અલ્લાહ ! અય્યાશ ઇબ્ને અબી રબીઆને છુટકારો આપ. સલમહ ઇબ્ને હિશામને છુટકારો આપ. વલીદ ઇબ્ને વલીદને છુટકારો આપ. એય અલ્લાહ ! કમજોર મુસલમાનોને છુટકારો આપ. એય અલ્લાહ ! મુદરને સખ્ત રીતે કચડી નાખ અને તેમને યૂસુફ (અલ.)ના જેવા દુકાળમાં સપડાવ.

(૧૯૭/૩૬૬૫) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : હુઝૂરે અનવર (સલ.)એ ફરમાવ્યું : ખુદા લૂત પર રહમ કરે, તેમણે એક મજબૂત મકાનમાં આશ્રય મેળવ્યો હતો. જેટલા દિવસ સુધી હઝરત યૂસુફ (અલ.) કેદમાં રહ્યા. જો હું એટલા દિવસ કેદમાં રહ્યો હોત, પછી મને બોલાવનાર આવત તો (કોઇપણ જાતની આનાકાની વગર) હું તેની વાત માની લેત.

(૧૯૮/૩૬૬૬) હઝરત મસરૂક કહે છે : મેં ઉમ્મે રૂમાન કિંવા હઝરત આઇશા (રદિ.)ની માંને પૂછયું કે, હઝરત આઇશાના વિષે આ કેવી ખબર મશહૂર થઇ હતી ? ઉમ્મે રૂમાને જવાબ આપ્યો કે, એકવાર હું અને આઇશા સાથે બેઠાં હતાં. એવામાં એક અનસારી ઓરત આવી અને કહેવા લાગી : ખુદા ફલાણા માણસને તબાહ કરે અને કરી જ દીધો છે. મેં કહ્યું : કેમ, બદદુઆ કરી રહી છે ? તે કહેવા લાગી : આ બનાવને તેણે ખોટી પ્રસિદ્ધિ આપી છે. આ સાંભળીને આઇશાએ કહ્યું : કયો બનાવ ? મેં આઇશાને બનાવ કહ્યો. તે કહેવા લાગી : શું હઝરત અબૂબક્ર અને રસૂલુલ્લાહ (સલ.)ને પણ આ ખબર પહોંચી ગઇ છે ? મેં કહ્યું : હા. આઇશા (રદિ.) બેભાન થઇને પડી ગયાં. ભાન આવ્યું ત્યારે તાવ અને ઝાડા શરૂ થઇ ગયા હતા. પછી રસૂલુલ્લાહ (સલ.) આવ્યા અને પૂછયું : એને શું થઇ ગયું છે ? મેં કહ્યું : એક બનાવના કારણે તાવ ચઢયો છે, જેની ચર્ચા થઇ રહી છે. આ સાંભળીને આઇશા બેઠાં થઇ ગયાં અને કહેવા લાગ્યાં : જો કસમ ખાઇશ તો તમે મારૂં સમર્થન નહીં કરો અને માફી માંગીશ તો તમે કબૂલ નહીં કરો. એટલે મારો અને તમારા લોકોનો દાખલો એવો છે જેવો હઝરત યાકૂબ અને તેમના પુત્રોનો હતો. **વલ્લાહુલ મુસ્તઆનુ અલા મા તસિફૂન** કિંવા તમે જે કંઇ બયાન કરો છો તે અંગે ખુદા મારો મદદગાર છે. તે પછી રસૂલુલ્લાહ (સલ.) પાછા ફર્યા અને ખુદાએ (આઇશાના પાકદામન હોવાની) આયત ઉતારી. આઇશા (રદિ.) કહેવા લાગ્યાં : કોઇનો શુક્ર નહીં, ફક્ત ખુદાનો શુક્ર છે.

(૧૯૭/૩૬૬૫) હઝરત લૂત (અલ.) પર અલ્લાહ રહમ કરે કે, તેમને પોતાની દુષ્ટ કોમના કારણે અલ્લાહનો આશ્રય લેવો પડયો અને મજબૂર થઇને એવું કહેવું પડયું કે, મારૂ કોઇ કુટુંબ હોત તો આ દુષ્ટ લોકોથી મારી ઇજ્જત બચાવત.

હઝરત યૂસુફ (અલ.) ખૂબ ધીરજવાળા અને કુનેહવાળા હતા કે, જ્યારે ઇજીપ્તના રાજાએ તેમને બોલાવ્યા ત્યારે કેટલાયે વરસો જેલમાં વીતાવવા છતાં, તરત નીકળીને તેની પાસે પહોંચી ન ગયા, બલકે કુનેહપૂર્વક જણાવ્યું કે, પહેલાં તે સ્ત્રીઓની બાબતની ચોખવટ થઇ જાય, પછી આવું છું. જો એમ જ ચાલ્યા ગયા હોત અને હોદ્દો પણ મળી ગયો હોત તો પાછળથી કોઇ એવો આક્ષેપ મૂકત કે, આ તે માણસ છે જેણે ઇજીપ્તના રાજા અને પોતાના શેઠના ઘરમાં વિશ્વાસઘાત કર્યો હતો. તેની પત્ની સાથે એનો અયોગ્ય સંબંધ હતો, તો રાજા નારાજ થઇ જાત, એટલે પ્રથમ ચોખવટ કરાવી પછી ગયા.

(૧૯૯/૩૬૬૭) હઝરત ઉરવા ઇબ્ને ઝુબૈર કહે છે : મેં હઝરત આઇશા (રદિ.)ને પૂછયું કે, આયત **'હત્તા ઇઝસ્તયઅસ ર્રુસુલુ વ ઝન્નૂ અન્નહુમ કદ કુઝ્ઝિબૂ'**માં **કુઝ્ઝિબૂ** છે કે **કુઝિબૂ** છે ? (પહેલી રીત મુજબ અર્થ આ પ્રમાણે છે :) જ્યારે રસૂલો હતાશ થઇ ગયા અને તેમને લાગ્યું કે, કોમે તેમને જૂઠા ઠેરવ્યા. (બીજી રીત મુજબ અર્થ આ પ્રમાણે છે :) જ્યારે રસૂલો હતાશ થઇ ગયા અને તેમને લાગ્યું કે અમે જૂઠું બોલ્યા છે. હઝરત આઇશાએ કહ્યું : રસૂલોને તેમની કોમે જૂઠા ઠેરવ્યા હતા. (એટલે **કુઝ્ઝિબૂ** છે) મેં કહ્યું કે, પયગમ્બરોને તો 'ખાત્રી' હતી કે, તેમની કોમે જૂઠા ઠેરવ્યા છે. 'લાગ્યું' તો ન હતું, પછી લાગવાનો (ઝન્નનો) શું અર્થ ? હઝરત આઇશાએ કહ્યું : રસૂલોને ચોક્કસ ખાત્રી હતી. (કિંવા ઝન્ન-લાગવું શબ્દ યકીન-ખાત્રીના અર્થમાં વપરાય છે.) મેં કહ્યું : શકય છે કે, **કુઝિબૂ** હોય. હઝરત આઇશાએ કહ્યું : તૌબા તૌબા, રસૂલો કદાપિ એવું માનતા ન હતા કે, તેઓ ખુદા પર આક્ષેપ મૂકી રહ્યા છે. તે પછી હઝરત આઇશાએ કહ્યું કે, રસૂલોના અનુયાયીઓ તે લોકો છે જેઓ ખુદા તઆલા પર ઇમાન લાવ્યા. રસૂલોને સાચા માન્યા. તેમના માટે ખુદાની કસોટી લાંબી થઇ અને અલ્લાહની મદદમાં ઘણો વિલંબ થયો. પયગમ્બરો પોતાને જૂઠા ઠેરવનારી કોમ (ના ઇમાન લાવવા)થી હતાશ થઇ ગયા અને એવી ખાત્રી થઇ ગઇ કે તેમના અનુયાયીઓએ તેમને જૂઠા

ફેરવ્યા છે ત્યારે ખુદાના તરફથી મદદ આવી.

**'ઇસ્તરઅસૂ'** ઇસ્તફઅલૂના વઝન પર છે. એનું મૂળ **'યઅ્સ'** છે. એક આયતમાં આવ્યું છે : **વ લાતરઅસૂ મિ ર્રવહિ લ્લાહિ** કિંવા ખુદા તઆલાની ઉમ્મીદથી હતાશ ન બની જાઓ. 'રવહ'થી મુરાદ ઉમ્મીદ છે.

(૨૦૦/૩૬૬૮) હઝરત ઇબ્ને ઉમર (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, યૂસુફ ઇબ્ને યાકૂબ ઇબ્ને ઇસ્હાક ઇબ્ને ઇબ્રાહીમ, કરીમ ઇબ્ને કરીમ ઇબ્ને કરીમ ઇબ્ને કરીમ હતા.

**ખુદા તઆલા ફરમાવે છે : 'વ અય્યૂબ ઇઝ નાદા રબ્બહુ'......'યરકુદૂન' કિંવા દોડતા હતા**

(૨૦૧/૩૬૬૯) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : એક વાર હઝરત અય્યૂબ (અલ.) નગ્ન અવસ્થામાં ગુસ્લ કરી રહ્યા હતા. એવામાં તેમના પર સોનાના તીડોની એક ટુકડી પડી. અય્યૂબ (અલ.) તેમને કપડામાં સમેટવા લાગ્યા. ખુદા તઆલા તરફથી અવાજ આવ્યો : અય્યૂબ, શું મેં તને દોલતમંદ બનાવ્યો ન હતો ? હઝરત અય્યૂબે કહ્યું : તેં દોલતમંદ તો ઝરૂર બનાવ્યો છે, પરંતુ તારી બરકતથી હું બેપરવા બની શકતો નથી.

**ખુદા તઆલા ફરમાવે છે : 'વઝકુર ફીલ કિતાબિ મૂસા ઇન્નહુ કાન મુખ્લસન.....** નજિય્યા એક, બે, ત્રણ કે ત્રણથી વધુ, બધાના માટે 'નજિય્યુન' શબ્દ વપરાય છે. 'ખલસૂ નજિય્યન' કિંવા તે બધા સલાહ-મંત્રણા માટે અલગ થયા. 'નજિય્યુન'નું બહુવચન 'અન્જિયતુન' છે. 'યતનાજવ્ન' તેઓ મંત્રણા કરે છે. 'તલકફુ' ગળી જવું, ખાઇ જવું.

(૨૦૨/૩૬૭૦) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) જ્યારે હઝરત ખદિજા (રદિ.) પાસે પાછા ફરીને આવ્યા ત્યારે આપનું દિલ ધબકતું હતું. હઝરત ખદિજા આપને વરકા ઇબ્ને નોફલ પાસે લઇ ગયા. વરકા ઇસાઇ હતા. અરબીમાં ઇન્જીલનો તરજૂમો કરતા હતા. વરકાએ હુઝૂરને પૂછ્યું, તમે શું જોયું ? હુઝૂરે વિગત કહી દીધી. વરકાએ કહ્યું : એ ફરિશ્તો છે. એને જ ખુદા તઆલાએ હઝરત મૂસા (અલ.) પાસે મોકલ્યો હતો. જો હું તમારી નુબુવ્વતના સમયમાં જીવતો રહ્યો તો તમને ભારે મદદ કરીશ. 'નામૂસ' તે રહસ્યમંત્રીને કહે છે જે રહસ્યવાળાને જ વાત કરે છે, બીજાને રહસ્ય બનાવતો નથી.

**ખુદા તઆલા ફરમાવે છે : 'હલ અતાક હદીસુ મૂસા ઇઝ રઆ નારન'.... બિલ વાદિલ મુકદ્દસિ તુવા'....** 'આનસ્તુ નારન' મેં આગ જોઇ. 'લઅલ્લી આતીકુમ મિન્હા બિકબસિન' કદાચ હું તમારી પાસે તેમાંથી સળગાવીને લઇ આવું.

ઇબ્ને અબ્બાસ કહે છે : 'મુકદ્દસ'નો અર્થ બરકતવંતો થાય છે. 'તુવા' એક મેદાનનું નામ છે. 'સનુઇદુહા સીરતહલ ઊલા' અમે તેને પહેલી હાલતમાં ફેરવી નાખીશું. 'સીરત'નો અર્થ હાલત. 'નુહા' પરહેઝગારી 'બિમલ્કિના' કિંવા પોતાના અધિકારથી. 'માઅખ્લફના મવઇદક બિમલ્કિના' અમે અમારા અધિકારથી તમારી સાથે વચનભંગ કર્યો નથી. 'હવા' કમનસીબ બન્યો. 'વ અસ્બહ ફુઆદુ ઉમ્મિ મૂસા ફારિગા' કિંવા મૂસા (અલ.)ની માંનું દિલ મૂસા (અલ.)ની યાદ સિવાય બીજી બધી વસ્તુઓથી ખાલી થઇ ગયું. 'ફઅર્સિલ્હુ મઇય રિદઅં યુસદ્દિકુની' કિંવા હારૂનને મારી સાથે સાથી બનાવીને મોકલો. જેથી તે મારું સમર્થન કરે. કેટલાકનું કથન છે કે, 'રિદઉન'નો અર્થ ફરિયાદ સાંભળનાર અને



મદદગાર થાય છે. 'યબ્તિશુ' અને 'યબ્તુશુ' બંને રીતે વંચાય છે. 'યઅતમિરૂન' એટલે સલાહ-મંત્રણા કરે છે. 'જઝવહ' લાકડાનો એવો મોટો ટુકડો જેમાંથી આગની જ્વાળાઓ ન નીકળે. "સનશુદ્દુ અદુકક" અમે તારી મદદ કરીશું. જ્યારે તું કોઇ વસ્તુ માટે જોર કરે તો જાણે તેં તેને મદદ કરી. ઇબ્ને અબ્બાસ (રદિ.)એ આ પ્રમાણે તફસીર કરી છે. બીજા તફસીરકારોએ કહ્યું છે કે "ઉકદહ"નો અર્થ એ છે કે, જીભ વડે કોઇ અક્ષર ન ઉચ્ચારી શકાય. "અઝરી" મારી પીઠ. "ફયુસ્હિતકુમ" તમારો નાશ કરે. "મુસ્લા" અમ્સલનું નારી જાતિ છે એટલે તમારો ધર્મ ખરાબ કરવા માંગે છે. અરબોમાં મહાવરો છે "ખુઝિલ મુસ્લા, ખુઝિલ અમ્સલ" એટલે સારી વર્તણુંક દાખવો, સારો માર્ગ અપનાવો. "સુમ્મઅ્તુ સફ્ફન" હારબદ્ધ આવો. અરબોનો મહાવરો છે આજે તું હારમાં આવ્યો નહિં, એટલે કે નમાઝ માટેની હારમાં. "ફઅવજસ" મૂસા (અલ.)નું દિલ ધડકવા લાગ્યું. 'ખતબુક' તારી હાલત. 'મિસાસ' મૂળ રૂપ છે.

**જેમ કે બોલાય છે, 'માસ્સહુ મિસાસન' સ્પર્શ કરવો. 'લનન્સિફન્નહુ' અમે તેને રાખ બનાવીને દરિયામાં ઉડાવી દઇશું. 'દહા' ગરમી 'કુસ્સીહિ' તેની પાછળ પાછળ ચાલ, ક્યારેક એનો અર્થ વાત કરવાનો પણ થાય છે. (જેમ કે સૂરએ યૂસુફમાં) 'નહનુ નકુસ્સુ અલય્ક' છે. 'જુનુબ' 'જનાબહ' અને 'ઇજ્તિનાબ'નો અર્થ એકસરખો છે. કિંવા દૂરથી. મુજાહિદ કહે છે "અલા કદરિન" એટલે વાયદા મુજબ, 'લા તનયા' સુસ્તી ન કરો. 'મકાનન સુવા' એવું મેદાન જે બે જુથો વચ્ચે અડધું અડધું વહેંચાયેલું હોય. 'યબસન યાબિસન' સૂકુ 'મિન ઝીનતિલ કવમિ' તે જણસોમાંથી જે બની ઇસ્રાઇલ ફિરઓનવાળાઓ પાસેથી માંગીને લાવ્યા હતા. 'ફકઝફતુહા' મેં નાખી દીધી. 'અલકા' બનાવ્યું. 'ફનસિય' સામરી અને તેના સાથીઓ કહે છે કે મૂસાએ વાછરડાને અલ્લાહ ન માનીને ભૂલ કરી. 'અલ્લાયર્જિઅ ઇલયહિમ કવલા' તે વાછરડો તેમની વાતનો જવાબ આપી શકતો નથી.**

(૨૦૩/૩૬૭૧) હઝરત માલિક ઇબ્ને સઅ્સઅા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ લોકો સામે મેઅરાજની રાત અંગે વાત કરી. આપે ફરમાવ્યું : હું પાંચમા આસ્માન પર પહોંચ્યો, ત્યાં હારૂન (અલ.) હતા. જિબ્રઇલ (અલ.)એ કહ્યું : આ હારૂન છે, સલામ કરો. મેં સલામ કરી. તેમણે જવાબ આપ્યો, પછી કહ્યું : આવો સારા ભાઇ, સારા નબી.

**અલ્લાહ તઆલાનું ફરમાન (સૂરએ તાહામાં) તારી પાસે મૂસાની વાત આવી છે. (સૂરએ નિસામાં) અલ્લાહ તઆલાએ મૂસા (અલ.) સાથે વાતચીત કરી.**

(૨૦૪/૩૬૭૨) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : મેઅરાજની રાત્રિએ મેં મૂસા (અલ.)ને જોયા, તેઓ દુબળા પાતળા, સીધા વાળવાળા માણસ છે. જેમ કે શનૂઆ (કબીલા)ના લોકો હોય છે. ઇસા (અલ.)ને જોયા, તેઓ મધ્યમ કદના લાલ રંગવાળા માણસ છે. જાણે હમણાં સ્નાન-ગૃહમાંથી નીકળ્યા હોય. ઇબ્રાહીમ (અલ.)ની અવલાદમાં હું તેમને સૌથી વધુ મળતો આવું છું. પછી મારી પાસે બે વાસણો લાવવામાં આવ્યા. એકમાં દૂધ હતું અને બીજામાં દારૂ હતો. મને કહેવામાં આવ્યું કે, બેમાંથી જે જોઇએ તે પી લો. મેં દૂધ લઇને પીધું, પછી મને



કહેવામાં આવ્યું કે, તમે ફિતરત (પ્રાકૃતિકતા)ને પસંદ કરી. જો તમે દારૂનું વાસણ લીધું હોત તો તમારી ઉમ્મત ખરાબ થઇ જાત.

(૨૦૫/૩૬૭૩) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.)એ કહ્યું, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું, કોઇ માણસે એમ ન કહેવું જોઇએ કે, હું યુનુસ ઇબ્ને મત્તા (પયગમ્બર) કરતાં સારો છું. રાવીએ યુનુસ (અલ.)ના પિતાનું નામ 'મત્તા' વર્ણન કર્યું પછી નબીએ કરીમ (સલ.)એ મેઅરાજની રાતનું વર્ણન કર્યું અને કહ્યું, મૂસા (અલ.) ઘઉંવર્ણા અને લાંબા કદના હતા, જેવા કે શનૂઆ (કબીલા)ના લોકો હોય છે. ઇસા (અલ.) વાંકડિયા વાળવાળા મધ્યમ કદના હતા. હુઝૂર (સલ.)એ જહન્નમના ચોકીદાર માલિક (નામે ફરિશ્તા)નો તથા દજ્જાલનો ઉલ્લેખ કર્યો.

(૨૦૬/૩૬૭૪) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.)એ કહ્યું કે, નબી (સલ.) જ્યારે મદીના આવ્યા ત્યારે તેમણે જોયું કે, યહૂદીઓ આશૂરા (દસમી મોહર્રમ)ના દિવસે રોઝો રાખે છે. તેઓ કહેતા હતા કે, આ મોટો દિવસ છે. આ દિવસે અલ્લાહ તઆલાએ મૂસા (અલ.)ને છૂટકારો આપ્યો અને ફિરઓનની કોમને ડુબાડી દીધી ત્યારે મૂસા (અલ.)એ શુક્ર અદા કરવા માટે તે દિવસે રોઝો રાખ્યો. તે વખતે નબી (સલ.)એ કહ્યું, તેમના કરતાં હું મૂસા (અલ.) સાથે વધારે સંબંધ ધરાવું છું. પછી હુઝૂરે તે દિવસે રોઝો રાખ્યો અને લોકોને પણ રોઝો રાખવાનો હુકમ કર્યો.

**અલ્લાહ તઆલાનું (સૂરએ અઅ્રાફમાં) ફરમાન, અમે મૂસાને ત્રીસ રાતો શોભવા માટે જણાવ્યું, બીજી દસ રાતો વધારીને પોતાના પાલનહારના વાયદાની ચાલીસ રાતો પૂરી કરી. મૂસાએ પોતાના ભાઇ હારૂનને કહ્યું કે, કોમમાં મારા નાયબ તરીકે રહો. સુધારણા કરશો. ખરાબ લોકોના માર્ગ અપનાવશો નહીં. જ્યારે મૂસા અમારા નક્કી કરેલા સમય પ્રમાણે આવ્યા. તેમના પાલનહારે તેમની સાથે વાત કરી, મૂસાએ કહ્યું, મારા પાલનહાર મને દેખાવ દે, હું તને જોઉં. અલ્લાહ તઆલાએ ફરમાવ્યું, તું મને કદાપિ જોઇ શકે નહીં. આયતના અંત 'વ અન અવ્વલુલ મુઅમિનીન' સુધી. 'દક્કહુ' તેને હલાવી નાખ્યું. જેમ કે 'ફદુક્કતા' અહીં બહુવચન 'ફદુક્કિન' વાપરવાના બદલે તસ્નિયા (બે સંખ્યા દર્શાવતું**

(૨૦૪/૩૬૭૨) જો નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ દારૂને પસંદ કર્યું હોત તો દારૂ આપની ઉમ્મત માટે હલાલ રાખવામાં આવત અને દારૂની તાસીર તો તે જ રહેતે તેથી ઉમ્મત દારૂ પીને નશામાં ડુબવી બાબતોમાં ખરાબ થાત.

**કિ યાપદ) વાપર્યું, એટલે 'જિબાલ'ની 'જબલ' તરીકે ગણના કરી. જેમ કે 'ઇન્ન સ્સમાવાતિ વલ અર્દ કાનતા રત્કન' અહીં 'કુન્ન રત્કન' કહ્યું નથી. એટલે બહુવચન વાપરવાના બદલે તસ્નિયાનું પદ વાપર્યું. 'રત્કન' જોડાયેલા 'ઉસ્રિબૂ' રંગેલું જેમકે બોલાય છે. 'સવબુન મુશર્રબ' રંગેલું કપડું 'ઇમ્બજસત' ફાટયું 'નતકના' અમે ઉંચક્યો.**

(૨૦૭/૩૬૭૫) અબૂ સઇદ ખુદરી (રદિ.) કહે છે, નબી (સલ.)એ ફરમાવ્યું : કિયામતના દિવસે લોકો બેહોશ થઇ જશે. સૌપ્રથમ હું હોશમાં આવીશ. જોઇશ કે, મૂસા (અલ.) અર્શનો એક પાયો પકડીને ઉભા છે. ખબર નથી કે, તેમને મારા પહેલા હોશ આવી જશે અથવા બેહોશ જ નહીં થયા હોય. કારણ કે, તૂર પર બેહોશ થઇ ચૂક્યા હતા.

. . . . . . . . . . . . . . . . . . . . . . .

(૨૦૭/૩૬૭૫) એકવાર અલ્લાહ તઆલાની તજલ્લી જોઇને બેહોશ થઇ ગયા હતા તેથી બીજીવાર એવા પ્રકારની તજલ્લીને સહન કરી શક્યા. હુઝૂર નબીએ કરીમ (સલ.) તો અર્શ પર અલ્લાહ તઆલાનો દીદાર કરી આવેલા, પરંતુ એવી તજલ્લી પહેલીવાર જોઇ અને હશરમાં જે સૂર ફુંકાશે તેની કૈફિય્યત પહેલીવાર જોતાં સહન ના થાય તે બની શકે. હઝરત મૂસા (અલ.)એ તો તૂર પહાડના સામે બીજા પહાડને પુરેપુરો ધ્રાશતી અને ચૂરેચૂરા થતાં નિહાળ્યો હતો તે ભયંકર સૂરના અવાજને વેઠી શક્યા.

(૨૦૮/૩૬૭૬) અબૂ હુરૈરા (રદિ.) વર્ણન કરે છે કે, નબી (સલ.)એ ફરમાવ્યું : જો બની ઇસ્રાઇલ ન હોત તો માંસ કદી સડયું ન હોત. જો હવ્વા (અલ.) ન હોત તો કોઇ ઓરત પોતાના પતિ સાથે ખયાનત ન કરત.

**'તૂફાન એટલે પાણી. મૃત્યુનો આંકડો વધારે હોય ત્યારે પણ એ શબ્દ બોલાય છે. 'કુમ્મલ' નાનકડી જુ જેવી લીખ. 'હકીકુન' સત્ય. 'સુકિત ફી યદિહિ' પસ્તાવા લાગ્યા.**

## હઝરત ખદિર અને મૂસા (અલ.)નો કિસ્સો

(૨૦૯/૩૬૭૭) અબ્દુલ્લાહ ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, તેમની અને હુર બિન કેસ ફઝારી વચ્ચે વાદવિવાદ થયો કે, મૂસા (અલ.)ના સાથી કોણ હતા. ઇબ્ને અબ્બાસ (રદિ.)એ કહ્યું કે, તે ખદિર (અલ.) હતા. એવામાં ઉબય ઇબ્ને કઅબ (રદિ.) ત્યાંથી પસાર થયા. ઇબ્ને અબ્બાસે તેમને બોલાવ્યા અને કહ્યું કે, મારી અને મારા સાથી વચ્ચે વિવાદ જાગ્યો છે કે, મૂસા (અલ.)ના તે સાથી કોણ હતા, જેમને મૂસા (અલ.) મળવા માંગતા હતા. શું તમે નબી (સલ.) પાસેથી આ અંગે કંઇ સાંભળ્યું છે ? ઉબય ઇબ્ને કઅબે કહ્યું કે, હા, મેં સાંભળ્યું છે. નબી (સલ.)એ ફરમાવ્યું હતું, એક વાર એવું



બન્યું કે, મૂસા (અલ.) બની ઇસ્રાઇલના લોકો વચ્ચે બેઠા હતા. એવામાં એક માણસે તેમની પાસે આવીને પૂછયું કે, શું તમે કોઇ એવા માણસને ઓળખો છો, જે તમારા કરતાં વધુ ઇલ્મ ધરાવતો હોય. તેમણે કહ્યું કે, ના. તે વખતે અલ્લાહ તઆલાએ વહી મોકલી કે, મારો એક બંદો તારા કરતાં વધુ જ્ઞાની છે. મૂસા (અલ.)એ તેમની પાસે પહોંચવાની વિનંતી કરી. અલ્લાહ તઆલાએ એક માછલીને તેમના માટે નિશાની રૂપ બનાવી. તેમને કહેવામાં આવ્યું કે, જ્યારે આ માછલી ગુમ થઇ જાય ત્યાં પાછા ફરજો, ત્યાં જ ખદિર મળશે. મૂસા (અલ.) બરાબર ચાલતા રહ્યા. તે રાહ જોતા હતા કે, માછલી દરિયામાં ક્યાં ગુમ થઇ જાય છે. એવામાં તેમના સેવકે તેમને કહ્યું કે, જુઓ, જે ખડક પાસે આપણે રોકાયા હતા, ત્યાં હું તમને માછલીની વાત કરવાનું ભૂલી ગયો. શયતાને જ તેની યાદ અપાવવાનું ભૂલાવી દીધું. મૂસા (અલ.)એ કહ્યું, તે જ જગ્યા તો આપણે શોધતા હતા. પછી તેઓ પોતાના પગલાના નિશાની જોતા તે જગ્યાએ પાછા આવ્યા. ત્યાં ખદિર (અલ.)ને જોયા અને તે કિસ્સો બન્યો જેનો ઉલ્લેખ કુર્આનમાં (સૂરએ કહફ)માં છે.

(૨૧૦/૩૬૭૮) સઇદ ઇબ્ને જુબેર (રદિ.) કહે છે કે, મેં ઇબ્ને અબ્બાસ (રદિ.)ને કહ્યું કે, નોફ બકાલી કહે છે કે, જે મૂસા ખદિરને મળ્યા હતા, તે બની ઇસ્રાઇલવાળા મૂસા ન હતા, બલ્કે બીજા હતા. તેમણે કહ્યું, અલ્લાહનો દુશ્મન નોફ જુઠો છે. ઉબય ઇબ્ને કઅબ (રદિ.)એ અમને કહ્યું કે, નબી (સલ.)એ ફરમાવ્યું : બની ઇસ્રાઇલ સામે પ્રવચન કરવા મૂસા (અલ.) ઉભા થયા. કોઇએ તેમને પૂછયું કે, સૌથી વધુ ઇલ્મવાળું કોણ છે ? તેમણે કહ્યું, હું. જેથી અલ્લાહ તઆલા તેમના પર રોષે ભરાયા. કારણ કે, મૂસા (અલ.)એ એમ કહ્યું નહીં કે, સૌથી વધુ જાણનાર અલ્લાહ છે. અલ્લાહ તઆલાએ ફરમાવ્યું, હા, મારો એક બંદો બે સમુદ્રોના સંગમ સ્થળે છે, તે તારા કરતાં વધુ ઇલ્મ ધરાવે છે. મૂસાએ અરજ કરી, મારા પરવરદિગાર મને ત્યાં સુધી કોણ પહોંચાડશે અથવા હું ત્યાં કેવી રીતે પહોંચીશ. અલ્લાહે ફરમાવ્યું, એક માછલી લઇ લે અને ડબ્બામાં મૂકી દે. જ્યાં એ ગુમ થઇ જાય ત્યાં તે હશે. મૂસા (અલ.)એ માછલી ડબ્બામાં મૂકી દીધી, પછી પોતાના સેવક યુશઅ બિન નૂનને સાથે લઇને ચાલવા લાગ્યા, જ્યારે ખડક પાસે પહોંચ્યા ત્યારે બંને આરામ કરવા લાગ્યા. મૂસા (અલ.) સૂઇ ગયા. માછલી ફફડીને દરિયામાં કૂદીને ચાલી ગઇ. અલ્લાહ તઆલાએ ત્યાં પાણીનું વહેણ અટકાવી દીધું અને ત્યાં ગોખલા જેવી જગ્યા બની ગઇ. પછી તે બંને દિવસ-રાતનો જે કંઇ સમય બાકી હતો તેમાં

ચાલતા રહ્યા. પછી જ્યારે બીજો દિવસ થયો ત્યારે મૂસા (અલ.)એ યૂશઅને કહ્યું કે, ખાવાનું લાવો. આપણે તો આ પ્રવાસથી થાકી ગયા છીએ. મૂસા (અલ.)ને ત્યારે થાક લાગ્યો, જ્યારે તેઓ તે સ્થળ પાસેથી પસાર થઇ ગયા જ્યાં સુધી જવાનો હુકમ આપવામાં આવ્યો હતો. યૂશએ કહ્યું કે, જુઓ, જે ખડક પાસે આપણે થોભ્યા હતા, ત્યાં હું માછલીની વાત કરવાનું ભૂલી ગયો. શયતાને જ તેનો ઉલ્લેખ કરવાનું ભૂલાવી દીધું. માછલી વિચિત્ર રીતે દરિયામાં ચાલી ગઇ. માછલીને દરિયામાં રસ્તો મળી ગયો અને મૂસા (અલ.) અને યૂશઅને નવાઇ લાગી. મૂસાએ કહ્યું, તે જ સ્થળ તો આપણે શોધીએ છીએ. પછી બંને વાતો કરતા પોતાના પગની નિશાનીઓ જોતા જોતા પાછા ફર્યા. અહીં સુધી કે, તેઓ ખડક પાસે આવી પહોંચ્યા, ત્યાં એક માણસને કપડાં વીંટાળેલી હાલતમાં જોયા. (તે ખદિર હતા.) મૂસા (અલ.)એ સલામ કરી. તેમણે જવાબ આપ્યો અને કહ્યું કે, તમારા દેશમાં સલામનો રિવાજ ક્યાં છે. મૂસા (અલ.)એ કહ્યું કે, હું મૂસા છું. તેમણે પૂછ્યું કે, બની ઇસ્રાઇલવાળા મૂસા ? મૂસા (અલ.)એ કહ્યું કે, હા. હું તમારી પાસે એટલા માટે આવ્યો છું કે તમોને સુધારણાની જે સારી વાતો શીખવવામાં આવી છે તે મને પણ શીખવી દો. ખદિરે કહ્યું કે, હે મૂસા ! અલ્લાહે એક પ્રકારનો ઈલ્મ મને શીખવ્યો છે, જે તમે જાણતા નથી અને તમને જે પ્રકારનો ઈલ્મ શીખવ્યો છે તે હું જાણતો નથી. મૂસાએ કહ્યું કે, હું તમારી સાથે રહી શકું છું ! ખદિરે કહ્યું કે, તમે મારી સાથે ધીરજ નહિં રાખી શકો. જે વસ્તુની તમને પૂરી માહિતી ન હોય તે અંગે કેવી રીતે ધીરજ રહી શકો. છેવટે મૂસા અને ખદિર બંને દરિયાના કિનારે કિનારે ચાલવા લાગ્યા. એવામાં એક હોડી ત્યાંથી પસાર થઇ. તેમણે હોડીવાળાઓને કહ્યું કે, અમને બેસાડો. હોડીવાળાઓએ ખદિરને ઓળખી લીધા. એટલે ભાડું લીધા વગર બેસાડી દીધા. જ્યારે મૂસા અને ખદિર (અલ.) હોડીમાં સવાર થઇ ગયા ત્યારે એક ચકલી હોડીના એક પાટીયા પર બેઠી અને દરિયામાં એક-બે ચાંચ મારી. ખદિરે કહ્યું કે, મૂસા મારા અને તમારા ઈલ્મે અલ્લાહના ઈલ્મમાંથી એટલો જ ઈલ્મ લીધો છે, જેટલું આ ચકલીએ દરિયામાંથી પાણી લીધું ? તે પછી ખદિરે એક કુહાડી લીધી અને હોડીનું એક પાટીયું કાઢી નાંખ્યું. મૂસા (અલ.) કંઇ બોલે તે પહેલાં બીજું પાટીયું ફરસીથી કાઢી નાંખ્યું. એટલે મૂસા (અલ.)એ કહ્યું કે, જે લોકોએ ભાડું લીધા વગર આપણને હોડીમાં બેસાડયા તેમની હોડીને તમે ફાડી નાખી, જેથી તેમાં સવાર થયેલા લોકોને ડુબાડી દો. તમે આ અયોગ્ય કામ કર્યું. ખદિરે કહ્યું કે, મેં તમને કહ્યું ન હતું



કે, તમે મારી સાથે ધીરજ રાખી શકશો નહિં. મૂસા (અલ.)એ કહ્યું કે, હું જે વાત ભૂલી ગયો તે અંગે મારી પકડ ન કરો અને મારૂં કામ મુશ્કેલ ન બનાવો. આ પહેલો સવાલ મૂસા (અલ.)એ ભૂલથી કર્યો હતો. પછી દરિયામાંથી નીકળીને જમીન પર ચાલવા લાગ્યા, તો રસ્તામાં એક છોકરાને જોયો, જે બીજા બાળકો સાથે રમતો હતો. ખદિર (અલ.)એ તેનું માથું પકડીને આવી રીતે ઉખેડી નાખ્યું. સુફયાને આંગળીઓનો ટેરવાથી ઇશારો કર્યો કે, જાણે આવી રીતે કોઇ વસ્તુને ઉપાડી લે છે. મૂસા (અલ.)એ કહ્યું કે, તમે એક નિર્દોષ બાળકને મારી નાખ્યો. આ તો બહુ ખોટું કામ કહેવાય. ખદિરે કહ્યું કે, મેં તમને કહ્યું ન હતું કે, તમે મારી સાથે સબ્ર નહીં કરી શકો. મૂસા (અલ.)એ કહ્યું કે, જો હવે પછી હું કંઇ પૂછું તો તમે મને સાથે ન લઇ જશો. બેશક, તમને મારા તરફથી યોગ્ય કારણ મળ્યું છે. પછી ચાલતા ચાલતા એક ગામ પાસે પહોંચ્યા. તેમની પાસે ખાવાનું માંગ્યું, તો તેમણે ન આપ્યું. તે ગામમાં એક દીવાલ જોઇ. જે એટલી બધી ઝૂકી ગઇ હતી કે, પડી જાય તેવી હતી. ખદિરે તેને હાથથી એવી રીતે ઇશારો કર્યો કે, તે દીવાલ સીધી થઇ ગઇ. સુફયાને એવી રીતે ઇશારો કરીને બતાવ્યું કે, જાણે કોઇ ઉપરની દિશામાં હાથ ફેરવે. અલી ઇબ્ને અબ્દુલ્લાહ કહે છે કે, મેં જોયું કે, સુફયાને એક વાર [illegible] 'ઝુકવાનો' ઉલ્લેખ કર્યો છે. મૂસા (અલ.)એ કહ્યું કે, આ ગામવાળાઓ પાસે આપણે (સફરમાંથી) આવ્યા, તો આપણને એમણે ખવડાવ્યું નહીં, આપણી મહેમાનગીરી કરી નહીં, એવા લોકોની દીવાલ તમે ઠીક કરી દીધી, જો તમે ધાર્યું હોત તો તેમની પાસેથી મહેનતાણું લઇ શક્યા હોત. ખદિરે કહ્યું કે, મારી અને તમારી વચ્ચે આ જુદાઇની ઘડી છે, જે બાબતો અંગે તમે સબ્ર ન કરી શક્યા, તેની માહિતી હું તમને આપું છું. (સૂરએ કહફમાં જે માહિતી આવી છે તે તેમણે વર્ણન કરી) નબી (સલ.)એ ફરમાવ્યું કે, જો મૂસા (અલ.)એ થોડીક ધીરજ રાખી હોત તો કેવું સારૂં થાત. અલ્લાહ તઆલાએ આપણને તેમની સારી વાતો જણાવી હોત. સુફયાન કહે છે કે, નબી (સલ.)એ ફરમાવ્યું કે, અલ્લાહ મૂસા (અલ.) પર રહેમ કરે, જો તેમણે ધીરજ રાખી હોત તો અલ્લાહ તેમના રહસ્યો આપણી સામે ખુલ્લાં કરી દેત. જે છોકરાને ખદિર (અલ.)એ મારી નાંખ્યો તે કાફિર હતો, તેના મા-બાપ મુઅમિન હતા. અલી કહે છે કે સુફયાને મને કહ્યું કે, અમ્ર બિન દીનાર પાસેથી આ હદીસ બે વાર સાંભળી અને યાદ કરી લીધી. સુફયાનને પૂછવામાં આવ્યું કે, અમ્રથી પહેલાં પણ તમે કોઇની પાસેથી આ હદીસ સાંભળીને યાદ કરી હતી ? તેમણે કહ્યું કે, હું કોની પાસેથી સાંભળીને એ હદીસ યાદ કરત. મારા સિવાય બીજા કોઇએ અમ્ર બિન

દીનાર પાસેથી આ હદીસ વર્ણન કરી નથી. મેં તેમની પાસેથી બે-ત્રણ વાર આ હદીસ સાંભળીને યાદ રાખી.

(૨૧૧/૩૬૭૯) અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, નબી (સલ.)એ ફરમાવ્યું કે, તેમનું નામ ખદિર એટલા માટે પડયું કે તેઓ એક સૂકી ધરતી પર બેઠા, પછી જ્યારે ત્યાંથી ઉઠીને ચાલવા લાગ્યા ત્યારે તે હરિયાળી બનીને લહેરાવા લાગી.

(૨૧૨/૩૬૮૦) અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, બની ઇસ્રાઇલને હુકમ કરવામાં આવ્યો કે, (બયતુલ મુકદ્દસમાં) ઝૂકીને દાખલ થાઓ અને બોલતા જાઓ કે 'હિત્તતુન' (ગુનાહ માફ થાય) તેમણે એ હુકમને બદલી નાખ્યો અને નિતંબ પર ઘસડાઇને દાખલ થયા અને 'હિત્તતુન'ના બદલે 'હબ્બતુન ફિ શિ રતિન' (વાળમાં દાણો) કહીને દાખલ થયા.

(૨૧૩/૩૬૮૧) અબૂ હુરૈરા (રદિ.) વર્ણન કરે છે કે, નબી (સલ.)એ ફરમાવ્યું કે, મૂસા (અલ.) ભારે શરમાળ અને શરીર ઢાંકનાર હતા. શરમના કારણે તેમના શરીરનો કોઇ ભાગ કોઇ જોઇ શકતું ન હતું. બની ઇસ્રાઇલના અમુક માણસોએ તેમને સતાવવાનું શરૂ કર્યું. તેઓ કહેવા લાગ્યા કે, મૂસા જે આટલું બધું શરીર છુપાવે છે તો જરૂર એમાં કોઇ ખોડ છે. કયાં તો કોઢ છે યા સારણગાંઠ અથવા કોઇ બીમારી છે. અલ્લાહને મંજૂર હતું કે, મૂસા (અલ.)ના ખોડખાપણ વગરના હોવાની વાત જાહેર થઇ જાય. એક દિવસ એવું બન્યું કે, મૂસા (અલ.) એકલા હતા. તેમણે પોતાના કપડાં પત્થર પર મૂકીને (નગ્ન અવસ્થામાં) નહાવાનું શરૂ કર્યું, જ્યારે નાહી ચૂકયા અને પત્થર પાસે કપડાં લેવા ગયા ત્યારે પત્થર (અલ્લાહના હુકમથી) તેમના કપડાં લઇને નાસવા લાગ્યો. મૂસા (અલ.)એ લાકડી લીધી અને પત્થર પાછળ દોડયા અને કહેતા હતા, હે પત્થર ! મારા કપડાં આપ. હે પત્થર ! મારા કપડાં આપ. તે પત્થર બની ઇસ્રાઇલના લોકો પાસે જઇને પહોંચી ગયો, તો તેમણે મૂસા (અલ.)ને નગ્ન જોઇ લીધા. તે 'અલ્લાહની મખ્લૂક' (પેદા કરેલી વસ્તુઓ)માં ઘણા સારા હતા. જે ખોડખાપણનો તેઓ આરોપ મૂકતા હતા, તેવું કંઇ જ ન હતું. મૂસા (અલ.)એ પોતાના કપડાં લઇને પહેરી લીધા. પત્થરને લાકડી વડે મારવા લાગ્યા. અલ્લાહના સોગંદ, પત્થર પર આ મારની નિશાનીઓ ત્રણ, ચાર અથવા પાંચ મોજૂદ છે (સૂરએ અહઝાબની) આ આયત એ જ બાબત દર્શાવે છે. "હે ઇમાન વાળાઓ તે લોકોના જેવા ન બનો, જેમણે મૂસા (અલ.)ને સતાવ્યા. પછી અલ્લાહે તેમને તે લોકોની વાતો (શંકાઓ)થી સંપૂર્ણ તંદુરસ્ત બતાવ્યા. તે અલ્લાહની નજરમાં આબરૂદાર હતા."



(૨૧૪/૩૬૮૨) અબ્દુલ્લાહ ઇબ્ને મસ્ઊદ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ (હુનૈનના યુધ્ધનો) ગનીમતનો માલ વહેંચ્યો (અમુક અરબ સરદારોને વધારે આપ્યો) એક માણસ કહેવા લાગ્યો કે, આ વહેંચણીનો હેતુ અલ્લાહને ખુશ કરવાનો નથી. મેં જઇને હુઝૂર (સલ.)ને ખબર આપી. આપ રોષે ભરાયા. અહીં સુધી કે, મેં આપના ચહેરા પર ગુસ્સાના ચિહ્નો જોયા, પછી ફરમાવ્યું, અલ્લાહ તઆલા મૂસા (અલ.) પર રહમ કરે, તેમને આના કરતાં પણ વધારે તકલીફ આપવામાં આવી હતી, પરંતુ તેમણે સબર કરી.

**અલ્લાહ તઆલા ફરમાવે છે, 'યઅકુફૂન અલા અસ્નામિ લહુમ' તેઓ પોતાની મૂર્તિઓની પૂજા કરતા હતા. 'મુતબ્બરૂન'નો અર્થ વિનાશ, નુકસાન 'વલિયુતબ્બિરૂ' ખરાબ કરે 'મા અલવ' જ્યાં સત્તા મેળવે ત્યાં સફળ થાય.**

(૨૧૫/૩૬૮૩) જાબિર ઇબ્ને અબ્દુલ્લાહ (રદિ.) કહે છે કે, અમે રસૂલુલ્લાહ (સલ.)ની સાથે 'કબાસ'ના ફળો વીણી રહ્યા હતા. આપે ફરમાવ્યું, કાળા કાળા જોઇને વીણો, કારણ કે, તે સ્વાદિષ્ટ હોય છે. લોકોએ કહ્યું કે, તમે બકરીઓ ચરાવતા હતા (કારણ કે, જેમણે જંગલમાં બકરીઓ ચરાવી હોય તેમને ફળોની ઓળખ હોય છે) હુઝૂર (સલ.)એ કહ્યું કે, દરેક નબીએ બકરીઓ ચરાવી છે.

**અલ્લાહ તઆલા (સૂરએ બકરહમાં) ફરમાવે છે; (તે સમય યાદ કરો) જ્યારે મૂસા (અલ.)એ પોતાની કોમને કહ્યું કે, અલ્લાહે તમને એક ગાય કાપવાનો હુકમ આપ્યો છે. આયતના અંત સુધી (એ જ સૂરતમાં) 'અવાન' આધેડ 'ફાકિઅ' સાફ 'લા ઝલૂલુન' કામકાજમાં પલોટાયેલી ન હોય 'તુસીરૂલ અર્દ' તે ગાય નહીં જે ખેતીના કામમાં જોતરાયેલી હોય 'મુસલ્લમતુન' ખોડ ખાપણ વગરની 'શિયત' સફેદ દાગ 'સફરા' એનો અર્થ કાળો પણ થઇ શકે છે. મૂળ અર્થ તો પીળો છે, જેમ કે (સૂરએ મુર્સલાતમાં) 'જિમાલતુન સફ' કાળા ઊંટો 'ફદ્દારઅતુમ' તમે મતભેદ કર્યો.**

## મૂસા (અલ.)ની વફાત અને તે પછીનો હેવાલ

(૨૧૬/૩૬૮૪) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, મોતના ફરિશ્તાને જ્યારે મૂસા (અલ.)ની પાસે મોકલવામાં આવ્યા

ત્યારે મૂસા (અલ.)એ તેમને (માણસ સમજીને) એક તમાચો મારી દીધો. તે પરવરદિગાર પાસે પાછા ગયા અને કહ્યું કે, તેં મને એવા બંદા પાસે મોકલ્યો જે મરવા માંગતો નથી. અલ્લાહે કહ્યું કે, તું પાછો એની પાસે જા અને કહી દે કે, એક બળદની પીઠ પર પોતાનો હાથ મૂકે અને જેટલા વાળ તેની નીચે આવી જાય તેટલા વરસ તે જીવંત રહેશે. (ફરિશ્તાએ આ સંદેશ પહોંચાડી દીધો) મૂસા (અલ.)એ કહ્યું કે, હે પરવરદિગાર, તે પછી શું ? અલ્લાહે ફરમાવ્યું કે, તે પછી મરવાનું છે. મૂસા (અલ.)એ કહ્યું કે, તો પછી હમણાં જ. તેમણે વિનંતી કરી કે, હે અલ્લાહ ! પવિત્ર ધરતી બયતુલ મુકદસથી મને એક પત્થર ફેંકી શકાય એટલો નજીક કરી દે. અબૂ હુરૈરા કહે છે કે રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું છે કે જો હું ત્યાં (બયતુલ મુકદસ)માં હોત તો તમને મૂસા (અલ.)ની કબર બતાવત. તે રસ્તાની બાજુમાં લાલ ટેકરાની નીચે છે.

(૨૧૭/૩૬૮૫) હઝરત અબૂ હુરૈરા (રદિ.)એ કહ્યું કે, એક મુસ્લિમ અને એક યહૂદી વચ્ચે અપશબ્દોની આપ-લે થઈ. મુસ્લિમે કહ્યું કે, કસમ છે તે (અલ્લાહની) જેણે મુહમ્મદ મુસ્તુફા (સલ.)ને આખી દુનિયાના લોકો પર શ્રેષ્ઠતા આપી. આ પ્રમાણે કસમ ખાધી. યહૂદીએ કહ્યું કે, કસમ છે તે અલ્લાહની જેણે મૂસા (અલ.)ને સમગ્ર વિશ્વના લોકો પર સર્વોપરિતા આપી. આ સાંભળીને મુસ્લિમે યહૂદીને તમાચો મારી દીધો. તે યહૂદી નબી (સલ.) પાસે ગયો અને મુસ્લિમ સાથે જે કંઇ બન્યું તે કહી સંભળાવ્યું. આપે ફરમાવ્યું, મને મૂસા (અલ.) પર શ્રેષ્ઠતા ન આપો. (કિયામતના દિવસે) એવું બનશે કે લોકો બેહોશ થઇ જશે. મને સૌ પ્રથમ હોશ આવશે. હું જોઇશ કે, મૂસા (અલ.)એ અર્શનો પાયો પકડેલો હશે. મને ખબર નથી કે, તે બેહોશ થઇને મારા પહેલાં હોશમાં આવશે અથવા તે લોકોમાંથી હશે, જેમને અલ્લાહ તઆલાએ અપવાદરૂપ રાખ્યા હશે. (તેમને બેહોશ નહિં કર્યાં હોય.)

(૨૧૮/૩૬૮૬) અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, નબી (સલ.)એ ફરમાવ્યું કે, આદમ અને મૂસા (અલ.)માં વાદ-વિવાદ થયો. મૂસા (અલ.)એ કહ્યું કે, તમે તે જ આદમ છો, જેમને ભૂલના કારણે જન્નતમાંથી કાઢવામાં આવ્યા. આદમ (અલ.)એ કહ્યું કે, તમે તે જ મૂસા છો ને, જેમને અલ્લાહ તઆલાએ પયગમ્બર બનાવ્યા અને જેમની સાથે વાત કરીને અલ્લાહે તેમને અન્યો પર શ્રેષ્ઠતા આપી. પછી મને એવી વાત પર ટોણું મારો છો, જે મારા પેદા થતાં પહેલાં જ અલ્લાહે મારા નસીબમાં લખી હતી. હુઝૂર (સલ.)એ બે વખતે એવું કહ્યું કે, આદમ (અલ.) મૂસા (અલ.) પર વિજયી બન્યા.

(૨૧૯/૩૬૮૭) ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, એક દિવસ રસૂલુલ્લાહ (સલ.) અમારી પાસે આવ્યા અને



ફરમાવ્યું કે, મને (બીજા પયગમ્બરોની) ઉમ્મતો બતાવવામાં આવી, મેં એક મોટું ટોળું જોયું, જેણે આકાશનો એક ભાગ ઢાંકી દીધો હતો. મને કહેવામાં આવ્યું કે, આ મૂસા (અલ.) પોતાની ઉમ્મત સાથે છે.

**અલ્લાહ તઆલા (સૂરએ તહરીમમાં) ફરમાવે છે, ઇમાનવાળાઓ માટે અલ્લાહ તઆલાએ ફિરઓનની પત્નીનો દાખલો આપ્યો...... 'વ કાનત મિનલ મુઅમિનીન' સુધી.**

(૨૨૦/૩૬૮૮) અબૂ મૂસા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, પુરૂષોમાં ઘણાં બાકમાલ (પરહેઝગાર) લોકો થઇ ગયા છે, પરંતુ સ્ત્રીઓમાં માત્ર બે જ પરહેઝગાર સ્ત્રીઓ થઇ છે. એક ફિરઓનની પત્ની આસિયા અને બીજી ઇમરાનની પુત્રી મરયમ. હઝરત આઇશા (રદિ.)ની ફઝીલત બીજી સ્ત્રીઓ પર એવી છે જેવી (પ્રસિધ્ધ અરબી વાનગી) સરીદની ફઝીલત બીજી વાનગીઓ પર છે.

**કારૂનનો હેવાલ**

અલ્લાહ તઆલા ફરમાવે છે, મૂસાની કોમમાં (બની ઇસરાઇલમાં) કારૂન હતો. અંત સુધી **'લતનૂઉ'** ભારે પડતી હતી. ઇબ્ને અબ્બાસ (રદિ.)એ કહ્યું કે, **'ઊલીલ કુવ્વતિ'** પુરૂષોનું મોટું ટોળું એની ચાવીઓ ઉઠાવી શકતું ન હતું. **'ફરિહીન'** ગર્વિષ્ઠ, ઘમંડી **'વયકઅન્ન'** શું તું જોતો નથી. **'યબ્સુતુ'** રોઝી વધારે છે. **'યકદિરૂ'** રોઝી ઘટાડે છે.

## શુઐબ (અલ.)નું વર્ણન

**અલ્લાહ તઆલા ફરમાવે છે, અમે મદયન તરફ શુઐબને મોકલ્યા અર્થાત્ મદયનવાળાઓ તરફ શુઐબને મોકલ્યા અર્થાત્ મદયનવાળાઓ તરફ. કારણ કે, મદયન એક શહેર છે. એનું ઉદાહરણ એવું છે, જેમ કે 'વસ્અલિલ કરયહ' 'વસ્અલિલ ઇર' એટલે કે, વસતિવાળાઓ અને કાફલાવાળાઓને પૂછો, 'ઝિહરિય્યન' તે બાજુ ધ્યાન આપ્યું નહિં. જેમ કે બોલવામાં આવે છે કે, 'ઝહર્ત હાજતી' અને 'જઅલ્તની ઝિહરિય્યન' એટલે કે, તમે મારૂં કામ પીઠ પાછળ નાખી દીધું અથવા મને પીઠ પાછળ નાખી દીધો (એ અંગે ધ્યાન આપ્યું નહીં) 'ઝિહરી' એવા જાનવર અને વાસણને પણ કહેવામાં આવે છે જેને તું પોતાની તાકાત વધારવા માટે સાથે રાખે. 'મકાનતુહુમ' અને 'મકાનુહુમ'નો એક જ અર્થ છે. 'લમ યગ્નવ'**

જીવંત રહ્યા નથી, વસવાટ કર્યો જ નથી. 'ફલા તઅ્સ' દીલગીર ન થા. 'આસા' હું દીલગીર છું. ઇમામ હસન બસરી (રહ.) કહે છે કે, કાફિરો ઠેકડી ઉડાવવા માટે કહેતા હતા કે, 'ઇન્નક લઅન્તલ હલીમુ ર્રશીદ' મુજાહિદ કહે છે કે, 'લયકતુ'થી મુરાદ 'અલઅયકતુ' છે એટલે કે, ઝાડી-ઝાંખરા, વન 'યવમુઝ ઝુલ્લતિ' એટલે કે, અઝાબ વાદળના છાંયડા રૂપે તેમના પર જાહેર થયો હતો. (વાદળમાંથી આગ વરસી હતી)

## યુનુસ (અલ.)નું વર્ણન

અલ્લાહ તઆલા ફરમાવે છે, બેશક, યુનુસ પયગમ્બર હતા. આયતના અંત 'વહુવ મુલીમ' સુધી મુજાહિદ કહે છે કે, 'મુલીમ'નો અર્થ ગુનેહગાર 'અલ મશ્હૂન' ભારે, વજનથી લદાયેલી 'ફલવલા અન્નહુ કાન મિનલ મુસબ્બિહીન' અંત સુધી. 'બિલ અરાઇ' ધરતી પર 'યકતીન' એવો વેલો જે પોતાના થડ પર ઉભો રહેતો નથી, જેમકે દુધી વગેરે 'વઅર્સલ્નાહુ ઇલા મિઅતિ અલ્ફિન અવ યઝીદૂન ફઆમનૂ ફમત્તઅ્નાહુમ' 'વલા તકુન કસાહિબિલ હૂત ઇઝ નાદા વહુવ મકઝૂમ' 'મકઝૂમ' અને 'કઝીમ'નો અર્થ છે ગમગીન.

(૨૨૧/૩૬૮૯) અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદ (રદિ.) વર્ણન કરે છે કે, નબી (સલ.)એ ફરમાવ્યું કે, તમારામાંથી કોઇ એવું ન કહે કે, હું યુનુસ (અલ.)થી બેહતર છું. એક રિવાયતમાં 'યુનુસ ઇબ્ને મત્તા' આવ્યું છે.

(૨૨૨/૩૬૯૦) અબ્દુલ્લાહ ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, નબી (સલ.)એ ફરમાવ્યું કે, કોઇ પણ બંદા માટે એ યોગ્ય નથી કે, તે એમ કહે કે, હું યુનુસ ઇબ્ને મત્તા કરતાં બેહતર છું. અને યુનુસ (અલ.)ની નિસ્બત એમના પિતા તરફ કરી.

(૨૨૩/૩૬૯૧) અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, એક યહૂદી પોતાનો સામાન વેચી રહ્યો હતો. કોઇએ તેને ઓછી કિંમત માંગ્યો, જે તેને ગમ્યું નહીં. તેણે કહ્યું કે, તેની કસમ, જેણે મૂસા (અલ.)ને બધા માણસો પર શ્રેષ્ઠતા આપી, હું એટલામાં નહીં વેચું. એક અન્સારીએ આ સાંભળ્યું તો તેના મોં પર તમાચો મારી દીધો અને કહ્યું કે, તું એવું કહે છે કે, તેની કસમ, જેણે મૂસા (અલ.)ને તમામ લોકો પર શ્રેષ્ઠતા આપી, જો કે, નબી (સલ.) અમારી વચ્ચે મોજુદ છે. તે યહૂદી હુઝુર (સલ.) પાસે ગયો અને કહેવા લાગ્યો કે, અબુલ કાસિમ, હું ઝિમ્મી છું અને કરાર ધરાવું છું, પછી શા માટે ફલાણા માણસે મને તમાચો મારી દીધો. નબી (સલ.)એ એને પૂછ્યું કે, તમે એના મોં પર તમાચો કેમ માર્યો. તેમણે બધી વિગત કહી સંભળાવી. એ સાંભળીને હુઝૂર (સલ.) ગુસ્સે ભરાયા, અહીં સુધી કે, આપના ચહેરા પર ગુસ્સાના ચિન્હો જણાયા. પછી ફરમાવ્યું કે, તમે અલ્લાહના પયગમ્બરો માંથી એકને બીજા પર ફઝીલત ન આપો. (કિયામતના દિવસે) સૂર ફૂંકવામાં આવશે. આસમાન અને જમીન પરના તમામ લોકો બેહોશ થઇ જશે. પછી બીજી વખત સૂર ફૂંકવામાં આવશે, ત્યારે સૌપ્રથમ હું ઉઠીશ અને જોઇશ કે, મૂસા (અલ.) પકડીને ઉભા છે. હું જાણતો નથી કે, તુરના દિવસે જે બેહોશ થયા હતા, તે બેહોશી આમાં ગણાઇ ગઇ અથવા મારા પહેલાં હોશમાં આવી ગયા હતા. હું એમ કહેતો નથી કે, કોઇ યુનુસ ઇબ્ને મત્તા કરતાં બેહતર છે.

(૨૨૪/૩૬૯૨) અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, નબી (સલ.)એ ફરમાવ્યું કે, કોઇ બંદા માટે એ યોગ્ય નથી કે, તે એમ કહે કે, હું યુનુસ ઇબ્ને મત્તા કરતાં બેહતર છું.

અલ્લાહ તઆલા ફરમાવે છે કે, તે યહૂદીઓને તે ગામની હાલત પૂછ જે દરિયાના કિનારા પર



હતું. તેઓ શનિવારે હદથી આગળ વધી જતા હતા. 'શુર્રઅન' પાણી પર તરીને આયતના અંત 'કૂ નૂ કિરદતન ખાસિઇન' સુધી.

## દાવુદ (અલ.)નું વર્ણન

અલ્લાહ તઆલા ફરમાવે છે કે, અમે દાવુદને 'ઝુબુર' 'ઝબૂર'નું બહુવચન છે. 'ઝબર્તુ' મેં લખ્યું. અમે દાવુદને અમારા તરફથી ફઝીલત આપી. પહાડો અને પક્ષીઓ દાવુદની સાથે તસ્બીહ પઢો. મુજાહિદ કહે છે કે, 'અવ્વિબી મઅહુ' એટલે તસ્બીહ પઢો. અમે તેના માટે લોખંડને નરમ કરી દીધું અને કહ્યું કે, સારા મોકળા બખ્તરો બનાવ અને અંદાજ કાઢીને કડીઓ જોડ, ન એટલી પાતળી બનાવ કે બખ્તર હલતું રહે અને ન એટલી જાડી બનાવ કે પટી તોડી નાખે. સારા કામો કરતા રહો, હું તમારા કામોને જોઇ રહ્યો છું.

(૨૨૫/૩૬૯૩) અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, નબી (સલ.)એ ફરમાવ્યું કે, દાવુદ (અલ.) માટે ઝબૂર પઢવાનું એટલું આસાન કરી દેવામાં આવ્યું હતું કે, તે પોતાના જાનવરો પર સાજ મૂકવાનો હુકમ કરતા હતા અને તે સાજ મૂકાય

જાય તે પહેલાં તે પઢી લેતા હતા. હાથે મહેનત કરીને ખાતા હતા. (બખ્તરો બનાવીને ખાતા હતા)

(૨૨૬/૩૬૯૪) અબ્દુલ્લાહ ઇબ્ને અમ્ર બિન આસ (રદિ.) કહે છે કે, કોઇએ રસૂલુલ્લાહ (સલ.)ને ખબર આપી કે હું એવું કહું છું કે, અલ્લાહની કસમ, જ્યાં સુધી હું જીવંત છું ત્યાં સુધી દિવસના રોઝા રાખીશ અને રાત્રે નમાઝ પઢીશ. રસૂલુલ્લાહ (સલ.)એ મને પૂછ્યું કે, તું એવું કહેતો હતો કે, અલ્લાહની કસમ, જ્યાં સુધી હું જીવંત છું ત્યાં સુધી દિવસના રોઝા રાખીશ અને રાત્રે નમાઝ પઢીશ. મેં અરજ કરી કે, બેશક, મેં એવું કહ્યું હતું. આપે ફરમાવ્યું કે, તારામાં એટલી તાકાત નથી. તું (દિવસે) રોઝો પણ રાખ અને ઇફતાર પણ કર, (રાત્રે) નમાઝ પણ પઢ અને સૂઇ પણ જા. દર મહિને ત્રણ રોઝા રાખ. કારણ કે, દરેક નેકીનો સવાબ દસ ગણો મળે છે. (ત્રણના ત્રીસ ગણાશે.) મેં કહ્યું કે, અલ્લાહના રસૂલ, મારામાં એનાથી વધારે શકિત છે. નબી (સલ.)એ ફરમાવ્યું કે, તો એમ કર કે, એક દિવસ રોઝો રાખ અને બે દિવસ ઇફતાર કર. મેં કહ્યું કે, અલ્લાહના રસૂલ, મારામાં એના કરતાં પણ વધારે તાકાત છે. હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, તો એવું કર કે, એક દિવસ રોઝો રાખ અને એક દિવસ ઇફતાર કર. દાવુદ (અલ.)ના રોઝા એ પ્રમાણે જ છે. એ બધા રોઝાઓથી અફઝલ છે. મેં કહ્યું કે, હે અલ્લાહના રસૂલ, મારામાં એનાથી વધારે અફઝલની તાકાત છે. આપે ફરમાવ્યું કે, એનાથી અફઝલ કોઇ રોઝો નથી.

(૨૨૭/૩૬૯૫) અબ્દુલ્લાહ ઇબ્ને અમ્ર બિન આસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, મને ખબર મળી છે કે, તું આખી રાત નમાઝ પઢે છે અને દિવસના રોઝા રાખે છે. મેં કહ્યું કે, હા. હુઝૂરે ફરમાવ્યું કે, તું એવું કરશે તો આંખો અંદર ઘુસી જશે અને શરીર નબળું પડી જશે. દરેક મહિનામાં ત્રણ રોઝા રાખ એ હંમેશા રોઝા રાખવા બરાબર છે. મેં કહ્યું કે, મારામાં એનાથી વધારે તાકાત છે. હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, તું દાવુદ (અલ.)ના રોઝા રાખ. તેઓ એક દિવસ રોઝો રાખતા હતા અને એક દિવસ ઇફતાર કરતા હતા અને યુધ્ધમાં પીછેહઠ કરતા ન હતા.

**અલ્લાહ તઆલાને બધી નમાઝોમાં દાવુદ (અલ.)ની નમાઝ અને બધા રોઝાઓમાં દાવુદ (અલ.)ના રોઝા વધુ પસંદ છે. દાવુદ (અલ.) અડધી રાત સુધી સૂતા હતા, પછી એક તૃત્યાંશ રાત ઇબાદત કરતા હતા. પછી બાકીની છઠ્ઠા ભાગની રાતમાં સૂઇ જતા હતા. એક દિવસ રોઝો રાખતા હતા અને એક દિવસ ઇફતાર કરતા હતા. હઝરત આઇશા (રદિ.) કહે છે કે, આપ (સલ.) જ્યારે સેહરનો સમય મારી પાસે પસાર કરતા હતા ત્યારે સૂઇ રહેતા હતા.**

(૨૨૮/૩૬૯૬) અબ્દુલ્લાહ ઇબ્ને અમ્ર (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ મને કહ્યું કે, અલ્લાહ તઆલાને બધા રોઝાઓમાં દાવુદ (અલ.)ના રોઝા સૌથી વધુ પસંદ છે. તેઓ એક દિવસ રોઝો રાખતા હતા અને એક દિવસ ઇફતાર કરતા હતા. બધી નમાઝોમાં અલ્લાહને દાવુદ (અલ.)ની નમાઝ સૌથી વધુ પસંદ છે. તેઓ અડધી રાત સુધી સૂઇ રહેતા હતા. પછી એક તૃત્યાંશ રાત ઇબાદત કરતા હતા. પછી બાકીની છઠ્ઠા ભાગની રાત સૂઇ રહેતા હતા.

**અમારા શક્તિશાળી બંદા દાવુદને યાદ કરો. તે અલ્લાહ તરફ રજુ થનાર હતો. આયતના અંત 'વફસ્લલ ખિતાબ' સુધી. મુજાહિદ કહે છે કે, 'ફસ્લલ ખિતાબ' એટલે ફૈસલો કરવાની સૂઝ 'વલા તુશ્તિત' ઝુલ્મ (જુલમ) ન કર. અમને સીધો રસ્તો બતાવ. આ મારો ભાઇ છે, એની પાસે નવ્વાણું ઘેટીઓ છે. 'નઅ્જતુન' બકરી તથા સ્ત્રી માટે પણ બોલાય છે. મારી પાસે એક જ ઘેટી છે. એ કહે છે કે, તે પણ મને આપી દે. 'અકફિલનીહા'નો અહીં એ જ અર્થ થાય છે. 'વ કફ્ફલહા ઝકરિય્યા' એટલે ઝકરિયા (અલ.)એ તેને પોતાની સાથે મેળવી લીધી. 'વઅઝ્ઝની' મને વાતચીતમાં હરાવી દીધો. 'અઅ્ઝઝતુહુ' મેં તેને આબરૂદાર બનાવ્યો. દાવુદ (અલ.)એ કહ્યું કે, તે તારી પાસે તારી એક ઘેટી માંગે છે તે તારા પર જુલમ કરે છે. ઘણા ભાગીદારો એક બીજા પર જુલમ કરે છે. 'ફતન્નાહુ' અમે તેને અજમાવ્યો. પછી દાવુદે પોતાના પાલનહાર પાસે મગફિરત માંગી. તેઓ રૂકૂઅમાં ગયા અને અલ્લાહ તરફ રજુ થયા.**

(૨૨૯/૩૬૯૭) મુજાહિદ કહે છે કે, મેં અબ્દુલ્લાહ ઇબ્ને અબ્બાસ (રદિ.)ને પૂછ્યું કે, શું હું 'સૂરએ સાદ'માં સજદો કરૂં ? તેમણે (સૂરએ અન્આમની) આ આયત પઢી ઇબ્રાહીમ.ની અવલાદમાંથી દાવુદ અને સુલયમાન છે, અહીં સુધી કે તેઓ આ આયત 'ફબિહુદાહુમુક્તદિહ' પર પહોંચ્યા. અર્થાત્ તેમના રસ્તા પર તું પણ ચાલ. ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, તમારા નબી (સલ.)ને હુકમ થયો છે કે તેમના રસ્તા પર ચાલે.

(૨૩૦/૩૬૯૮) ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, સૂરએ સાદનો સજદો વાજિબ નથી. નબી (સલ.) એમાં સજદો કરતા હતા.

## સુલયમાન (અલ.)નું વર્ણન

**અલ્લાહ તઆલા ફરમાવે છે, અમે દાવુદને સુલયમાન (પુત્ર) આપ્યો, તે સારો બંદો હતો. તે અલ્લાહ તરફ રજુ થનાર હતો. સુલયમાન (અલ.)નું આ કથન કે હે પાલનહાર, મને એવું સામ્રાજ્ય આપ કે મારા પછી કોઇને એવું ન મળે. અલ્લાહ તઆલાનું ફરમાન કે શયતાન સુલયમાન (અલ.)ની બાદશાહત (સામ્રાજ્ય)માં જે કંઇ પઢતો હતો, તેનું તેમણે અનુકરણ કર્યું. (સૂરએ સબામાં) અમે હવાને સુલયમાનના તાબે કરી દીધી. સવારે એક મહીનાના રસ્તે ચાલતી હતી અને સાંજે એક મહિનાના રસ્તે ચાલતી હતી. અમે લોખંડને પીગળાવીને તેનું ઝરણું વહેવડાવ્યું. કેટલાક જિન તેમની પાસે કામ કરતા હતા. આયતના અંત 'મહારીબ' સુધી. મુજાહિદ કહે છે કે, 'મહારીબ'નો અર્થ એવા મકાનો જે મહેલોથી નાના હોય. 'તમાસીલ' એટલે તસવીરો.' 'વજિફાનિન કલ્ જવાબિ' ઠીટોના હોજ જેવા લગની ઇબ્ને અબ્બાસ (રદિ.)એ કહ્યું કે, જમીનના ખાડા જેવા અને ચુલા પર જમાવેલી દેગો, આયતના અંત 'અશ્શકૂર' સુધી. જ્યારે અમે તેને વફાત આપી ત્યારે જમીનના કીડા (ઉધઇ)એ તેની ખબર આપી. ઉધઇ તેની લાકડીને ખાઇ, જ્યારે તે પડી ગયા. ત્યારે જિન્નાતોને ખબર પડી કે, તે મરી ગયા. આયતના અંત 'અલમુહીન' સુધી. તેને ઘોડાઓની પાછળ બાંધેલી રસ્સીઓ પર હાથ ફેરવવાનો શરૂ કર્યો. 'અસ્ફાદ' બેડીઓ. મુજાહિદ કહે છે કે, 'સાફિનાત' તે ઘોડાઓ જે એક પગ ઉંચકીને ખરીની અણી જમીન સાથે ટેકવીને ઉભા રહે છે. 'અલજિયાદ' ઝડપી ગતિએ દોડનારા 'જસદન' એટલે શયતાન જે (સુલયમાન (અલ.)ની વીંટી પહેરીને તેમની ખુરશી પર બેસી ગયો હતો) 'રૂખાઅન' એટલે નરમીથી, ખુશીથી 'હયસુ અસાબ' તેઓ જ્યાં જવા માંગતા 'ફમનૂન' જેને ચાહે તેને બેહિસાબ આપે.**

(૨૩૧/૩૬૯૯) અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, નબી (સલ.)એ ફરમાવ્યું કે, રાતે એક માથાભારે જિન મારી સાથે [illegible] ગયો. તેનો આશય એવો હતો કે, તે મારી નમાઝ ખરાબ કરે. અલ્લાહે તેને મારા કાબૂમાં કરી દીધો. મેં તેને પકડી લીધો અને ઇચ્છા થઇ કે, મસ્જિદના એક થાંભલા સાથે તેને બાંધી દઉં. જેથી સવારે તમે તેને જુઓ, પરંતુ મને મારા ભાઇ સુલયમાનની દુઆ યાદ આવી કે હે પાલનહાર, મને એવી બાદશાહત આપ, જે મારા પછી કોઇને ન મળે, મેં તેને ધૂત્કારીને છોડી મૂક્યો. 'ઇફરીત' માથાભારે જિન અથવા માનવી. 'ઝબીનતુન'નું બહુવચન 'ઝબાનિયહ' છે. (એટલે જહન્નમના ફરિશ્તાઓ.)

(૨૩૨/૩૭૦૦) અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, નબી (સલ.)એ ફરમાવ્યું કે, સુલયમાન (અલ.)એ કહ્યું કે, હું આજે રાતે સિત્તેર ઓરતો પાસે જઇશ. દરેક ઓરત એક બાળકનો ગર્ભ ધારણ કરશે. જે સવાર બનીને અલ્લાહના રસ્તામાં જિહાદ કરશે. તેમના એક સાથીએ કહ્યું કે, ઇન્શા અલ્લાહ કહો. તેમણે કહ્યું નહીં. પછી તે સિત્તેર ઓરતોમાંથી એક ઓરતે જ એક બાળકને જન્મ આપ્યો. તે પણ અધૂરું બાળક હતું. હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જો તેમણે ઇન્શા અલ્લાહ કહ્યું હોત તો (સિત્તેર બાળકો પેદા થયા હોત અને) અલ્લાહના રસ્તામાં જિહાદ કરત. અમુક રિવાયતોમાં (સિત્તેરના બદલે) નેવું આવ્યું છે અને તે વધુ સહીહ છે.

(૨૩૩/૩૭૦૧) અબૂ ઝર (રદિ.) કહે છે કે, મેં પૂછ્યું કે, હે અલ્લાહના રસૂલ, (દુનિયામાં) કઇ મસ્જિદ સૌપ્રથમ બનાવવામાં આવી ? હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, મસ્જિદે હરામ. મેં પૂછ્યું કે, પછી કઇ મસ્જિદ ? આપે કહ્યું કે, મસ્જિદે અકસા. મેં પૂછ્યું કે, એ બંનેમાં કેટલું અંતર હતું ? હુઝૂરે ફરમાવ્યું કે, ચાલીસ વરસનું. પછી ફરમાવ્યું કે, તને જ્યાં નમાઝનો સમય મળે ત્યાં નમાઝ પઢી લે.

(૨૩૪/૩૭૦૨) અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, મેં રસૂલુલ્લાહ (સલ.)ને કહેતા સાંભળ્યા કે, મારો અને લોકોનો દાખલો તે માણસના જેવો છે, જેણે આગ સળગાવી, હવે જાનવરો અને પતંગીયાઓ તેમાં પડવા લાગ્યાં. (એવી જ રીતે હું લોકોને જહન્નમમાં પડવાથી રોકું છું, પરંતુ લોકો તેમાં પડતા રહે છે.) હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, બે સ્ત્રીઓ હતી. દરેકની પાસે એક બાળક હતું. એક વરૂ આવ્યું અને એકના બાળકને લઇ ગયું. તેની સાથેવાળી સ્ત્રી કહેવા લાગી કે, તારા બાળકને વરૂ લઇ ગયું. (આ બાળક તો મારૂં છે.) બીજી સ્ત્રી કહેવા લાગી કે, તારા બાળકને વરૂ લઇ ગયું. બંને દાવૂદ (અલ.) પાસે ફરિયાદ

લઇને ગઇ. તેમણે મોટી સ્ત્રીને બાળક અપાવ્યું. (કારણ કે બાળક તેના કબજામાં હતું) અને બીજી સ્ત્રી સાક્ષીઓ લાવી શકી નહીં. પછી બંને સુલયમાન (અલ.) પાસે ગઇ. તેમને બધી વાત કહી સંભળાવી. તેમણે કહ્યું કે, છરી લાવો, હું એ બાળકના અડધા અડધા બે ટુકડા કરીને તમને આપું છું. આ સાંભળતાં જ નાની સ્ત્રીએ કહ્યું કે, અલ્લાહ તમારા પર રહમ કરે, એવું ન કરો. એ તેનું (મોટી સ્ત્રીનું) બાળક છે. (મોટી સ્ત્રી ચૂપ રહી.) સુલયમાન (અલ.)એ નાની સ્ત્રીને તે બાળક અપાવ્યું. (તે સમજી ગયા કે, બાળકની અસલી માં એ જ છે, બીજી જુઠી છે.) અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, અમે 'સિક્કીનં (છરી) શબ્દ પહેલી વખત સાંભળ્યો. અમે તેને 'મુદયહ' કહેતા હતા.

**અલ્લાહ તઆલાનું ફરમાન છે, અમે લુકમાનને હિકમત આપી અને એમ કહ્યું કે, અલ્લાહનો શુક્ર અદા કર. આયતના અંત 'ઇન્ન લ્લાહ લાયુહિબ્બુ કુલ્લ મુખ્તાલિન ફખૂર' સુધી. 'વલા તુસઅ્અિર' એટલે કે, તારૂં મોં ન ફેરવી લે.**

(૨૩૫/૩૭૦૩) અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદ (રદિ.) કહે છે કે, જ્યારે (સૂરએ અન્આમની આ) આયત ઉતરી; ''જે લોકો ઇમાન લાવ્યા અને તેમણે પોતાના ઇમાન સાથે જુલમ (ગુનાહ)ની મેળવણી ન કરી'' ત્યારે સહાબીઓ બોલી ઉઠ્યા કે હે અલ્લાહના રસૂલ, અમારામાં એવું તો કોણ છે, જેણે ઇમાન સાથે જુલમ (ગુનાહ)ની મેળવણી ન કરી હોય, ત્યારે (સૂરએ લુકમાનની આ) આયત ઉતરી, ''અલ્લાહની સાથે શિર્ક ન કરો. બેશક, શિર્ક (અલ્લાહ સાથે કોઇને ભાગીદાર બનાવવો) એ ભારે જુલમ છે.''

(૨૩૬/૩૭૦૪) અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદ (રદિ.) કહે છે કે, જ્યારે આ આયત ઉતરી; 'જે લોકો ઇમાન લાવ્યા અને પોતાના ઇમાન સાથે ઝુલ્મ (જુલમ, ગુનાહ)ની મેળવણી ન કરી' ત્યારે મુસ્લિમો ચોંકી ઉઠ્યા. તેમણે કહ્યું કે, હે અલ્લાહના રસૂલ, અમારામાં એવું તો કોણ છે જેણે પોતાની જાત પર ઝુલ્મ (જુલમ) ન કર્યો હોય. હુઝૂરે ફરમાવ્યું કે, ઝુલ્મનો અર્થ અહીં ગુનોહ નથી, બલ્કે શિર્ક છે. લુકમાને પોતાના પુત્રને જે કંઇ કહ્યું હતું તે તમે સાંભળ્યું નથી, તેઓ તેને નસીહત કરી રહ્યા હતા. બેટા, અલ્લાહની સાથે કોઇને ભાગીદાર ન બનાવ. કારણ કે, શિર્ક (ઇબાદતમાં ભાગીદાર બનાવવું એ) ભારે જુલમ છે.

**અલ્લાહનું ફરમાન**

**"તે લોકોને ગામવાળાઓનો કિસ્સો સંભળાવ જ્યારે તેમની પાસે પયગમ્બર આવ્યા હતા"**



**મુજાહિદ કહે છે કે, 'ફઅઝઝઝના બિસાલિસિન' અમે ત્રીજા પયગમ્બર વડે તેમને બળ આપ્યું. ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, 'તાઇરૂકુમ' એટલે તમારી મુસીબતો.**

**હઝરત ઝકરિયા અને હઝરત યહ્યા (અલ.)નું વર્ણન**

**અલ્લાહ તઆલાનું ફરમાન (સૂરએ મરયમમાં) છે, અલ્લાહે પોતાના બંદા ઝકરિયા પર મહેરબાની કરી હતી તેનું આ વર્ણન છે, જ્યારે તેણે પોતાના પરવરદિગારને ધીમેથી પોકારીને કહ્યું હતું કે, મારા પરવરદિગાર, મારા તો હાડકાં પણ કમજોર થઇ ગયાં છે અને માથાના વાળ સફેદ થઇ ગયા છે. આયતના અંત 'લમ નજઅલ્લહુ મિન કબ્લુ સમિય્યા' સુધી. ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, 'રદિય્યા' એટલે પસંદ અને બેહતર. 'અતિય્યા' વયોવૃદ્ધ ઝકરિયા (અલ.) કહેવા લાગ્યા કે, 'હે પરવરદિગાર, મારે ત્યાં કેવી રીતે બાળક થશે' આયતના અંત 'સલાસ લયાલિન સવિય્યા' 'સવિય્યા' તંદુરસ્ત (ગુંગો, બહેરો નહીં હોય, પણ વાત નહીં કરી શકે, અલ્લાહની યાદ કરતો રહેશે.) પછી ઝકરિયા મિહરાબમાંથી નીકળીને પોતાની કોમ પાસે આવ્યા અને ઇશારાથી જણાવ્યું કે, સવાર-સાંજ અલ્લાહની તસ્બીહ પઢો. 'ફઅવહા' ઇશારો કર્યો. 'યહ્યા, તવરાતને મજબુત પકડ' આયતના અંત 'વયવ્મ યુબ્અસુ હય્યા' સુધી 'હફિય્યા' મહેરબાન 'આકિર વાંજ, પુરૂષ અને સ્ત્રી બંને માટે બોલાય છે.**

(૨૩૭/૩૭૦૫) માલિક ઇબ્ને સઅ્સઅ્આ કહે છે કે, નબી (સલ.)એ લોકો સામે મેઅરાજનું અને આસ્માન તરફ જવાનું વર્ણન કર્યું. જ્યારે બીજા આસ્માન પર પહોંચ્યા ત્યારે દરવાજો ખોલવા માટે જણાવવામાં આવ્યું, ચોકીદારે પૂછ્યું કે, કોણ છે ? તેમણે કહ્યું કે, જિબ્રીલ, પૂછવામાં આવ્યું કે, તમારી સાથે કોણ છે ? તેમણે કહ્યું, મુહમ્મદ છે. પૂછવામાં આવ્યું કે તેમને બોલાવવામાં આવ્યા છે ? તેમણે કહ્યું, હા. જ્યારે ત્યાં પહોંચ્યા ત્યારે જોયું તો ત્યાં હઝરત યહ્યા અને હઝરત ઇસા (અલ.) બેઠા હતા. જિબ્રીલે કહ્યું, એમને સલામ કરો. મેં સલામ કરી. તેમણે જવાબ આપ્યો અને કહ્યું કે, આવો, સારા ભાઇ અને સારા નબી.

**હઝરત ઇસા અને મરયમ (અલ.)નું વર્ણન સૂરએ મરયમમાં**

**અલ્લાહ તઆલાનું ફરમાન છે, અય પયગમ્બર, કુર્આનમાં મરયમને યાદ કર, જ્યારે તે પોતાના માણસોથી અલગ થઇને પૂર્વ બાજુએ ચાલ્યા ગયાં (સૂરએ આલે ઇમ્રાનમાં છે) જ્યારે ફરિશ્તાઓએ કહ્યું કે, હે મરયમ, અલ્લાહ તઆલા તને એક કલિમ (ઇસા અલ.)ની ખુશખબરી આપે છે. 'અલ્લાહ તઆલાએ આદમ, નૂહ, ઇબ્રાહીમની અવલાદ અને ઇમરાનની અવલાદને દુનિયાના લોકોમાંથી પસંદ કરી. આયતના અંત 'યરઝુકુ મંય્યશાઉ બિગયરિ હિસાબ' અહીં 'આલે ઇમરાન'માં ઇમરાનની અવલાદમાંના ઇમાનવાળા લોકો છે, જેમકે આલે ઇબ્રાહીમ, આલે યાસીન અને આલે મુહમ્મદમાં તેમની અવલાદમાંના ઇમાનવાળા લોકો છે. અલ્લાહ તઆલા ફરમાવે છે, 'ઇબ્રાહીમની નજીકના લોકો તે છે જે એમના રસ્તા પર ચાલતા હોય.**

(૨૩૮/૩૭૦૬) અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, મેં રસૂલુલ્લાહ (સલ.)ને કહેતા સાંભળ્યા છે કે, કોઇ માનવીનું બાળક એવું નથી કે, જેના પેદા થતી વખતે શયતાન તેને અડકતો ન હોય. શયતાનના અડકતાં જ તે રડે છે, પરંતુ મરયમ અને તેમના પુત્ર (ઇસા)ને શયતાન અડકી શક્યો નથી. (મરયમની માતાએ કહ્યું હતું) હું મરયમને અને એની અવલાદને શયતાનથી તારી પનાહમાં આપું છું.

**(સૂરએ આલે ઇમરાનમાં) છે તે સમય યાદ કર જ્યારે ફરિશ્તાઓએ કહ્યું કે, અય મરયમ, તને અલ્લાહે પસંદ કરી, નાપાકીથી પાક કરી અને સમગ્ર વિશ્વની સ્ત્રીઓમાં ઉચ્ચ સ્થાન આપ્યું. હે મરયમ, તારા પરવરદિગારની ઇબાદત કર, સજદો કર અને રૂકૂઅ કરનારાઓ સાથે રૂકૂઅ કર. આ ગેબની વાતો છે, જે અમે તને સંભળાવી રહ્યા છે, જ્યારે તેઓ (બની ઇસ્રાઇલ) કલમો ફેંકતા હતા કે, મરયમનું ભરણ-પોષણ કોણ કરે, ત્યારે તું તેમની પાસે હાજર ન હતો અને જ્યારે તેઓ ઝઘડો કરતા હતા ત્યારે પણ તું તેમની પાસે મોજુદ ન હતો. "અકફૂલુ" મેળવી લે.**

(૨૩૮/૩૭૦૬) જ્યારે માનવ બાળકનો જન્મ થાય છે તો શયતાન તેને આંગળી ઘોંચે છે. એનું એ કે ઇન્સાનને તકલીફ પહોંચાડે અને તે બાળકમાં શયતાની અસર કુબૂલ કરવાની કાબિલિય્યત પેદા થઇ જાય.

બીજા અંબિયાએ કિરામ (અલ.) પણ શયતાની અસરથી વંચિત હતા, પરંતુ શયતાની અડકથી સલામત ન રહ્યા. એ ખુસૂસિય્યત હઝરત ઇસા (અલ.)ને જ છે કે તેમને શયતાન અડકી શક્યો નહીં.



(૨૩૯/૩૭૦૭) હઝરત અલી (રદિ.) કહે છે કે, નબી (સલ.)ને મેં કહેતા સાંભળ્યા કે, જગતની શ્રેષ્ઠ સ્ત્રી (તેમના સમયમાં) મરયમ બિન્તે ઇમરાન હતાં અને દુનિયાની શ્રેષ્ઠ ઔરત (આપણા સમયમાં) ખદીજા (ઉમ્મુલ મુઅમિનીન) હતાં.

**અલ્લાહ તઆલાનું ફરમાન 'જ્યારે ફરિશ્તાઓએ કહ્યું કે, અય મરયમ, આયતના અંત 'ફઇન્નમા યકૂલુ લહુ કુન ફયકૂન' સુધી. 'વજીહ' શરીફ 'મસીહ' સમર્થક 'કહલુ' સહનશીલ 'અકમહ' જે દિવસના જુએ, પણ રાતના ન જુએ. બીજો અર્થ, 'અકમહ' જન્મજાત આંધળાને પણ કહેવામાં આવે છે.**

(૨૪૦/૩૭૦૮) અબૂ મૂસા અશ્અરી (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, આઇશાની ફઝીલત અન્ય સ્ત્રીઓ પર એવી છે, જેવી સરીદની ફઝીલત અન્ય વાનગીઓ પર છે. પુરૂષોમાં ઘણાં બાકમાલ લોકો થઇ ગયા છે, પરંતુ સ્ત્રીઓમાં ઇમરાનની પુત્રી મરયમ અને ફિરઓનની પત્ની આસિયા બાકમાલ થયાં છે. અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, ઊંટ પર સવાર થનારી સ્ત્રીઓમાં કુરૈશની સ્ત્રીઓ સૌથી શ્રેષ્ઠ છે, જેઓ બાળકો પર મહેરબાન અને પતિનો ખયાલ રાખનારી હોય છે. અબૂ હુરૈરા (રદિ.) કહેતા હતા કે, મરયમ (અલ.) કદી ઊંટ પર સવાર થયાં નથી. અલ્લાહ તઆલાનું ફરમાન 'અય કિતાબવાળાઓ, તમારા ધર્મમાં અતિશયોક્તિ ન કરો. અલ્લાહ અંગે તે જ વાત કહો, જે સાચી હોય. ઇસા મસીહ અલ્લાહના રસૂલ છે, તેનો શબ્દ (કુન) છે. જે મરયમ સુધી પહોંચાડી દીધો અને તેના તરફથી રૂહ છે, તો અલ્લાહના પયગમ્બરો પર ઇમાન લાવો અને ત્રણ (ખુદા) ન કહો, એનાથી બચો. એ તમારા માટે બેહતર છે. અલ્લાહ તો તે જ એક અલ્લાહ છે. તેને કોઇ અવલાદ નથી. આકાશો અને ધરતી પરની બધી વસ્તુઓ તેની માલિકીની છે. અબૂ ઉબૈદ કહે છે કે, અલ્લાહના 'શબ્દ'થી 'કુન' શબ્દ મુરાદ છે. અલ્લાહે કહ્યું કે, 'કુન' થઇ જા, 'ફકાન' તો થઇ ગયા. 'અલ્લાહના તરફથી રૂહ'નો અર્થ અલ્લાહે તેમને

જીવંત કર્યા, પછી રૂહ બનાવ્યા અને ત્રણ ખુદા ન કહો.

(૨૪૧/૩૭૦૯) ઉબાદા ઇબ્ને સામિત (રદિ.) કહે છે કે, નબી (સલ.)એ ફરમાવ્યું કે, જે કોઇ એ વાતની સાક્ષી આપે કે, અલ્લાહના સિવાય બીજો કોઇ બંદગીને લાયક નથી. તેનો કોઇ ભાગીદાર નથી. મુહમ્મદ તેના બંદા અને રસૂલ છે. ઇસા તેના બંદા અને રસૂલ છે, અને તેનો શબ્દ (કુન) છે, જે તેણે મરયમ સુધી પહોંચાડયો, તેના તરફથી એક રૂહ છે. જન્નત સત્ય છે અને જહન્નમ એક હકીકત છે, તો અલ્લાહ તઆલા તેને જન્નતમાં દાખલ કરશે, ભલે તેણે ગમે તેવા અમલો કર્યા હશે. એક રિવાયતમાં એટલો વધારો છે કે, જન્નતના આઠ દરવાજાઓ પૈકી જેમાંથી તે ઇચ્છશે તેમાંથી દાખલ થશે.

(૨૪૦/૩૭૦૮) ઉમ્મતે મુહમ્મદિય્યહ સિવાયની ઉમ્મતોમાં ઔરતોમાં હઝરત મરયમ (અલ.) સૌથી મુકદ્દસ અને અલ્લાહ તઆલાના મુકર્રબ હતા. ઉમ્મતે મુહમ્મદિય્યહમાંથી હઝરત ફાતિમહ (રદિ.) સૌ જન્નતીઓની ઔરતોના સરદાર છે અને હઝરત આયશા (રદિ.), હઝરત ખદીજહ (રદિ.) વિગેરે ઉમ્મહાતુલ મુઅમિનીન (રદિ.) હુઝૂર નબીએ કરીમ (સલ.) સાથે રહેશે. અમુક મુફસ્સિરીને કિરામે લખ્યું છે કે હઝરત મરયમ (અલ.), હઝરત આસિયહ (અલ.) પણ જન્નતમાં નબીએ કરીમ (સલ.)ની અઝવાજમાં શામિલ રહેશે. (અલ્લાહ વધુ જાણકાર છે.)

## સૂરએ મરયમમાં અલ્લાહ તઆલાનું ફરમાન

**'હે પયગમ્બર, કુર્આનમાં મરયમની વાત યાદ કર, જ્યારે તે પોતાના ઘરવાળાઓથી અલગ થઇને અંત સુધી 'નબઝનાહુ' અમે તેમને નાખી દીધા 'શરકિય્યન' પૂર્વ બાજુએ. 'ફઅજાઅહા' તેને બેચેન અને લાચાર કરી દીધી. 'તુસાકિતુ' પડે છે. 'કસિય્યન' અને 'ફરિય્યન' એટલે મોટું 'નસિય્યન' કંઇ જ ન હોવું. મરયમ એવું સમજ્યાં કે, જે અકલમંદ હોય તે જ પરહેઝગાર હોય, જ્યારે તેમણે જિબ્રાઇલને (એક પુરૂષના સ્વરૂપમાં જોઇને) કહ્યું કે, 'જો તું પરહેઝગાર હોય' તો અલ્લાહથી ડર. 'સરિય્યન' એટલે નાની નહેર.**

(૨૪૨/૩૭૧૦) અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, નબી (સલ.)એ ફરમાવ્યું કે, ત્રણ બાળકો સિવાય કોઇ બાળકે ખોળામાં વાત કરી નથી. એક ઇસા (અલ.), બીજો બની ઇસ્રાઇલમાં જુરૈજ નામે એક માણસ નમાઝ પઢી રહ્યો હતો, તેની માએ તેને બોલાવ્યો. તે મનમાં વિચારવા લાગ્યો કે, જવાબ આપું અથવા નમાઝ પઢતો રહું. (તેણે જવાબ ન



આપ્યો) તેની માએ બદદુઆ કરી, હે અલ્લાહ, એ ત્યાં સુધી ન મરે જ્યાં સુધી ખરાબ ચાલ-ચલનવાળી સ્ત્રીઓનું મોં ન જોઇ લે. પછી એવું બન્યું કે, જુરૈજ પોતાના ઇબાદતઘરમાં હતો, એવામાં એક (દુષ્ટ) સ્ત્રી આવી અને જુરૈજને કુકર્મ માટે લલચાવ્યો. તેણે ના પાડી, પછી તે એક ભરવાડ પાસે ગઇ અને તેની સાથે મોં કાળું કર્યું. તેને એક બાળક થયું. લોકોએ પૂછ્યું કે, આ છોકરો ક્યાંથી આવ્યો ? તેણે કહ્યું કે, એ જુરૈજનો છે. આ સાંભળીને લોકો (ગુસ્સે થયા કે, આવો પરહેઝગાર થઇને કુકર્મ કરે છે) આવ્યા અને તેનું ઇબાદતઘર તોડી નાંખ્યું, તેને નીચે ફેંકી દીધો અને ગાળો દીધી. જુરૈજે વુઝૂ કર્યું અને નમાઝ પઢી, પછી તે બાળક પાસે ગયો (જેનો તાજો જ જન્મ થયો હતો) તેને પૂછ્યું કે, હે બાળક, તારો પિતા કોણ છે ? તેણે કહ્યું કે, મારા પિતા ફલાણા ભરવાડ છે. આ બાબત જોઇને લોકો શરમાયા અને જુરૈજને કહેવા લાગ્યા કે, અમે તારું ઇબાદત ઘર સોનાનું બનાવી આપીએ છીએ. તેણે કહ્યું કે, ના, માટીનું બનાવી આપો. ત્રીજું બની ઇસરાઇલમાં એક સ્ત્રી હતી, જે પોતાના બાળકને દૂધ પીવડાવી રહી હતી. એવામાં ત્યાંથી એક સુઘડ સવાર પસાર થયો. સ્ત્રી તેને જોઇને કહેવા લાગી કે, અય અલ્લાહ તું મારા પુત્રને એ સવાર જેવો બનાવજે. આ સાંભળતાં જ તે બાળકે માની છાતી છોડી દીધી અને સવાર તરફ મોં ફેરવીને કહેવા લાગ્યો કે, અય અલ્લાહ, તું મને તેના જેવો ન બનાવતો. આટલું બોલીને તે માની છાતીએ ધાવવા લાગ્યો. અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, જાણે હું હુઝૂર (સલ.)ને જોઇ રહ્યો છું, તેમણે પોતાની આંગળી ચુસીને બતાવી કે, તે છોકરો આવી રીતે છાતી ચુસતો હતો, પછી ત્યાંથી એક લોંડી (દાસી) પસાર થઇ. (લોકો તેને મારતા હતા) તે સ્ત્રીએ કહ્યું કે, અય અલ્લાહ તું મારા પુત્રને એના જેવો ન બનાવતો. બાળકે આ સાંભળીને છાતી છોડી દીધી અને કહ્યું કે, મને અય અલ્લાહ, એ દાસીના જેવો બનાવજે. તે વખતે સ્ત્રીએ પોતાના બાળકને પૂછ્યું કે, આવું શા માટે કરે છે ? તેણે કહ્યું કે, તે સવાર બહુ ભારે જાલિમ છે. આ દાસી જેને લોકો કહે છે કે, તે ચોરી કરી, તે કુકર્મ કર્યું, જો કે (તે નિર્દોષ છે) તેણે એવું કંઇ કર્યું નથી.

(૨૪૩/૩૭૧૧) અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, જે દિવસે મને મેઅરાજ નસીબ થઇ ત્યારે હું મૂસા (અલ.)ને મળ્યો. તે દુબળા પાતળા અને સીધા વાળવાળા હતા, જેમકે શનુઆ કબીલાના લોકો હોય છે. હું ઇસા (અલ.)ને પણ મળ્યો. હુઝૂરે તેમનું વર્ણન એવું કર્યું કે, મધ્યમ કદના, લાલ રંગના, એવા તાજગીવાળા જાણે હમણા સ્નાન-ગૃહમાંથી નીકળ્યા હોય. મેં ઇબ્રાહીમ

(અલ.)ને પણ જોયા. તેમની અવલાદમાંથી હું તેમને સૌથી વધુ મળતો આવું છું. મારી પાસે બે વાસણો લાવવામાં આવ્યા. એકમાં દૂધ હતું, બીજામાં દારૂ હતો. મને કહેવામાં આવ્યું કે, જે વાસણ જોઇએ તે લઇ લો. મેં દૂધનું વાસણ લઇ લીધું. તમે કુદરતી માર્ગ (જન્મ સમયના ખોરાક)ને અપનાવ્યો. જો તમે દારૂ લીધો હોત તો તમારી ઉમ્મત ખરાબ થઇ જત.

(૨૪૪/૩૭૧૨) અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, નબી (સલ.)એ ફરમાવ્યું કે, (મેઅરાજની રાત્રે) મેં ઇસા, મૂસા અને ઇબ્રાહીમ (અલ.)ને જોયા. ઇસા (અલ.) લાલ રંગના, વાંકડિયા વાળવાળા અને પહોળી છાતીવાળા હતા. મૂસા (અલ.) ઘઉંવર્ણા, લાંબા અને સીધા વાળવાળા જેમકે ઝૂટ કબીલાના લોકો હોય છે.

(૨૪૫/૩૭૧૩) અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, નબી (સલ.)એ એક દિવસ લોકો સામે દજ્જાલ વિષે વર્ણન કર્યું કે, અલ્લાહ તઆલા કાણા નથી. દજ્જાલ જમણી આંખે કાણો છે. તેની આંખ ફુલેલી દ્રાક્ષ જેવી હશે. હું રાત્રે સ્વપ્નમાં મને કઅબાની પાસે જોઉં છું તો ત્યાં એક માણસને જોઉં છું જે ખુલતા ઘઉંવર્ણા રંગનો છે, તેના વાળ ખભા સુધી લાંબા સીધા અને ચોખ્ખા છે, તેના માથામાંથી પાણી ટપકતું હતું. તે પોતાના બંને હાથ બે માણસોના ખભા પર મૂકીને કઅબાનો તવાફ કરી રહ્યો છે. મેં પૂછ્યું કે, આ કોણ છે ? કોઇએ કહ્યું કે, આ મસીહ ઇબ્ને મરયમ (અલ.) છે. પછી મેં એમની પાછળ બીજા એક માણસને જોયો. તે પુષ્કળ વાંકડિયા વાળવાળો અને જમણી આંખે કાણો છે, જે લોકોને મેં જોયા છે તેમાં તે ઇબ્ને કતનને સૌથી વધુ મળતો આવે છે. તે પોતાના બંને હાથ એક માણસના ખભાઓ પર મૂકીને કઅબાનો તવાફ કરી રહ્યો છે. મેં પૂછ્યું કે, એ કોણ છે ? કોઇએ કહ્યું કે, એ મસીહ દજ્જાલ છે.

(૨૪૬/૩૭૧૪) સાલિમ પોતાના પિતા (અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર) મારફતે વર્ણન કરે છે, તેમણે કહ્યું કે, અલ્લાહની કસમ, હુઝૂર (સલ.)એ ઇસા (અલ.) વિષે એવું કહ્યું નથી કે, તે લાલ રંગના હતા, બલ્કે એમ ફરમાવ્યું કે, હું સ્વપ્નમાં કઅબાનો તવાફ કરી રહ્યો હતો, એવામાં જોઉં છું કે, એક માણસ ઘઉંવર્ણો અને સીધા વાળવાળો બે માણસોનો ટેકો લઇને જઇ રહ્યો છે. તેના માથા પરથી પાણી ટપકી રહ્યું છે અથવા વહી રહ્યું છે. મેં પૂછ્યું કે, આ કોણ છે ? લોકોએ કહ્યું કે, મરયમના પુત્ર (ઇસા) છે. પછી મેં નજર ફેરવી તો એક લાલ રંગનો જાડો, વાંકડિયા વાળવાળો, જમણી આંખે કાણો, તેની આંખ જાણે ફુલેલી દ્રાક્ષ હોય, એવો માણસ દેખાયો. મેં પૂછ્યું કે, આ કોણ છે ? લોકોએ કહ્યું કે, આ દજ્જાલ છે. ઇબ્ને કતન એને બહુ મળતો આવે છે. ઝુહરી કહે છે કે, ઇબ્ને કતન ખુઝાઆ કબીલાનો એક માણસ હતો, જે ઇસ્લામ પૂર્વે મરણ પામ્યો હતો.

(૨૪૭/૩૭૧૫) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, મેં રસૂલુલ્લાહ (સલ.)ને કહેતા સાંભળ્યા છે કે, હું ઇબ્ને મરયમ ઇસા (અલ.) સાથે સૌથી વધુ સંબંધ ધરાવું છું. પયગમ્બરો બધા અલ્લાતી ભાઇ છે. (બાપ એક માં અલગ અલગ, અર્થાત અકીદાઓ એક મસ્અલાઓ અલગ અલગ) મારા અને ઇસા વચ્ચે કોઇ નબી નથી.

(૨૪૮/૩૭૧૬) અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, નબી (સલ.)એ ફરમાવ્યું કે, હું દુનિયા અને આખિરતમાં ઇસા (અલ.) સાથે વધારે નિકટતા ધરાવું છું. નબીઓ બધા અલ્લાતી ભાઇ છે. માતાઓ અલગ અલગ અને દીન એક (મસ્અલાઓ જુદા જુદા અને દીન એક).

(૨૪૯/૩૭૧૭) અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, નબી (સલ.)એ ફરમાવ્યું કે, ઇસા (અલ.)એ એક માણસને ચોરી કરતાં જોઇ લીધો. તેને પૂછ્યું કે, તેં ચોરી કરી ? તેણે કહ્યું કે, કદાપિ નહીં. કસમ અલ્લાહની જેના સિવાય કોઇ પૂજાને લાયક નથી. ઇસા (અલ.)એ કહ્યું, હું અલ્લાહ પર ઇમાન લાવ્યો અને મારી આંખોને જૂઠી ગણું છું.

(૨૫૦/૩૭૧૮) અબ્દુલ્લાહ ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, મેં ઉમર (રદિ.)ને મિમ્બર પર કહેતા સાંભળ્યા કે, રસૂલુલ્લાહ (સલ.)ને મેં સાંભળ્યા. તેઓ ફરમાવતા હતા કે, મને એટલો ન ચઢાવો (મારા વખાણમાં એટલી અતિશયોક્તિ ન કરો) જેમ કે ખ્રિસ્તીઓએ ઇસા (અલ.)ને ચઢાવ્યા. હું

..........................

(૨૪૬/૩૭૧૪) દજ્જાલને પણ મસીહ કહેવામાં આવે છે અને હઝરત ઇસા (અલ.)ને પણ મસીહ કહેવામાં આવે છે. બંને નામ અને આખરી જમાનો એક જ છે તેથી કોણ મસીહે હક્ક છે તેમાં સમજફેર થઇ શકે છે. યહૂદીઓએ હઝરત ઇસા (અલ.)ને દજ્જાલ અને જૂઠા ગણ્યા અને જ્યારે દજ્જાલ આવશે તો દજ્જાલ સાથે યહૂદીઓ થઇ જશે. તો નબીએ કરીમ (સલ.)ને બતલાવવામાં આવ્યું કે એક મસીહુલ્લાહ [અલ્લાહના મુબારક બંદહ ઇસા (અલ.)] કેવા પવિત્ર, બીજો મસીહ દજ્જાલ. (જેના ચહેરા પર લઅનત વરસે છે.) જે પોતે ખુદાઇનો દાવો કરે છે. બંનેમાં કેટલો ફર્ક છે. એક કઅબતુલ્લાહ શરીફ પાસે છે અને પોતાને અલ્લાહ કહેનાર દજ્જાલ કેવો બેબદાર અને નાપાક છે. અલ્લાહના નબીઓના નિશાને કદમ અને તેમની કુરબાની અને મહેનતોને પોતાના પગ નીચે કચડી અને ભૂંસી નાખવા ચાહે છે તેને બરાબર ઓળખી લેશો અને આપની ઉમ્મતને ખબરદાર કરી દેશો કે તેના ફંદામાં આવે નહીં, તે ભલે અલ્લાહનો દાવો કરશે, પરંતુ તે બૈતુલ્લાહ (અલ્લાહના ઘર) સુધી પહોંચી શકશે નહીં અને મક્કા મુકર્રમહ અને મદીનહ મુનવ્વરહમાં તેનો પ્રવેશ થઇ શકશે નહીં.

અલ્લાહનો બંદો છું, તો એમ કહો કે, અલ્લાહના બંદા અને તેના રસૂલ.

(૨૫૧/૩૭૧૯) અબૂ મૂસા અશ્અરી (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, જ્યારે કોઇ માણસ પોતાની લોંડી (દાસી)ને સારી રીતે અદબ અને સંસ્કાર શીખવે, પછી કેળવણી આપે, પછી તેને આઝાદ કરે અને તેની સાથે નિકાહ કરી લે, તો તેને બેવડો સવાબ મળશે. (આઝાદ કરવાનો અને નિકાહ કરવાનો) જે માણસ ઇસા (અલ.) પર ઇમાન લાવ્યો, પછી મારા પર ઇમાન લાવ્યો (મુસ્લિમ બની ગયો) તો તેને પણ બેવડો સવાબ મળશે. જે ગુલામ અલ્લાહથી ડરે અને પોતાના માલિકની આજ્ઞાનું પાલન કરે તો તેને પણ બેવડો સવાબ મળશે.

(૨૫૨/૩૭૨૦) અબ્દુલ્લાહ ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, (કિયામતના દિવસે તમોને ખુલ્લા પગે, ઉઘાડા શરીરે અને ખત્ના વગર ભેગા કરવામાં આવશે, પછી હુઝૂરે આ આયત પઢી 'જેમ કે અમે પેહલી વાર પેદા કર્યાં તેવી રીતે ફરી વાર પેદા કરીશું. આ અમારો વાયદો છે. જે અમે (પૂરો) કરીશું. સૌપ્રથમ ઇબ્રાહીમ (અલ.)ને કપડાં પહેરાવવામાં આવશે. પછી મારા કેટલાક સાથીઓને જમણી બાજુએ (જન્નત તરફ) અને કેટલાક સાથીઓને ડાબી બાજુએ (જહન્નમ તરફ) લઇ જવામાં આવશે. હું કહીશ કે, એ તો મારા સાથીઓ છે. (ફરિશ્તાઓ કહેશે કે,) જ્યારથી તમે એમને છોડ્યા ત્યારથી તેઓ ઇસ્લામથી ફરી ગયા છે ત્યારે પણ હું તે જ કહીશ જે નેક બંદા ઇસા (અલ.)એ કહ્યું હતું. 'જ્યાં સુધી હું તેમનામાં હતો ત્યાં સુધી તેમની હાલત જોતો રહ્યો, જ્યારે તે મને ઉઠાવી લીધો ત્યારે તું જ તેમનો રક્ષક છે. તું દરેક વસ્તુ જુએ છે. આયતના અંત 'અલ અઝીઝુલ હકીમ' સુધી. 'સાથીઓ'થી તે લોકો મુરાદ છે, જે હઝરત અબૂબક્ર (રદિ.)ના સમયમાં ઇસ્લામથી ફરી ગયા હતા. તેમણે એ લોકો સામે જિહાદ કરી હતી.

**ઇસા (અલ.)નું આસ્માનથી ઉતરવું**

(૨૫૩/૩૭૨૧) અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, તેની કસમ, જેના હાથમાં મારી જાન છે, તે સમય નજીક છે જ્યારે મરયમના પુત્ર (ઇસા અલ.) તમારી અંદર ન્યાયી શાસક બનીને ઉતરશે. તેઓ ક્રોસને તોડી નાખશે, ડુક્કરને મારી નાંખશે, 'જિઝયા' (જજીયા વેરો) અટકાવશે. માલ (નાણાં)ની રેલમછેલ થશે, કોઇ તેને લેશે નહીં. એક સજદો દુનિયા અને તેમાંની તમામ વસ્તુઓથી બેહતર હશે. પછી અબૂ હુરૈરા કહેતા હતા કે, જો તમે ચાહો તો



(આ આયત) પઢો 'દરેક કિતાબવાળો પોતાના અવસાન પહેલાં ઇસા (અલ.) પર ઇમાન લાવશે, અને કિયામતના દિવસે ઇસા (અલ.) તેમના સાક્ષી રહેશે.

(૨૫૪/૩૭૨૨) અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, તે સમયે તમારી શું હાલત થશે, જ્યારે મરયમના પુત્ર ઇસા (અલ.) તમારી વચ્ચે ઉતરશે અને તમારો ઇમામ તમારી મિલ્લતમાંથી હશે.



બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

## બની ઇસ્રાઇલનો અહેવાલ

(૨૫૫/૩૭૨૩) ઉકબા ઇબ્ને અમ્ર અન્સારીએ હુઝયફા (રદિ.)ને કહ્યું કે, તમે રસૂલુલ્લાહ (સલ.) પાસેથી જે કંઇ સાંભળ્યું છે તે અમને કેમ કહેતા નથી, ત્યારે હુઝૈફાએ કહ્યું કે, મેં રસૂલુલ્લાહ (સલ.) પાસેથી સાંભળ્યું કે, આપ ફરમાવતા હતા કે, જ્યારે દજ્જાલ નીકળશે ત્યારે તેની પાસે પાણી અને આગ બંને હશે, પરંતુ જેને લોકો આગ સમજશે તે હકીકતમાં ઠંડુ પાણી હશે અને જેને લોકો ઠંડુ પાણી સમજશે તે બાળી મૂકે તેવી આગ હશે. તો તમારામાંથી જે કોઇ એ સમયે હોય તો જાહેરમાં જે આગ દેખાય છે, તેમાં પડે. તે હકીકતમાં મીઠુ ઠંડુ પાણી છે. હુઝૈફાએ કહ્યું કે, મેં સાંભળ્યું કે, આપ ફરમાવતા હતા કે, તમારાથી પહેલાં (બની ઇસ્રાઇલમાં) એક માણસ હતો. મોતનો ફરિશ્તો તેની રૂહ કાઢવા માટે આવ્યો. (રૂહ કાઢીને લઇ ગયો) તેને પૂછવામાં આવ્યું કે, તેં કોઇ નેકી કરી છે ? તેણે કહ્યું કે, મને ખબર નથી. તેને કહેવામાં આવ્યું કે, વિચાર કર, તેણે કહ્યું કે, હું કંઇ જાણતો નથી, પણ એક વાત છે કે, દુનિયામાં હું લે-વેચનો ધંધો કરતો હતો. લોકો પાસે ઉઘરાણી કરતો હતો. જો કોઇ માલદાર હોય (અને મહેતલ માંગે) તો તેને મહેતલ આપતો હતો અને જો કોઇ ગરીબ હોય તો તેને માફ કરી દેતો (કરજ છોડી દેતો) એટલે અલ્લાહે તેને (આ નેકીના બદલામાં) જન્નતમાં મોકલી દીધો. હુઝૈફાએ કહ્યું કે, મેં હુઝૂર (સલ.)ને સાંભળ્યા, આપ ફરમાવતા હતા કે, એક માણસને જ્યારે પોતાની મોત નજીક દેખાઇ ત્યારે તેણે પોતાના ઘરવાળાઓને વસિય્યત કરી કે, જ્યારે હું મરી જાઉં ત્યારે પુષ્કળ લાકડાં ભેગા કરજો, પછી આગ સળગાવજો. જ્યારે આગ મારૂં માંસ બાળીને રાખ બનાવી દે, ત્યારે હાડકાં લઇને તેને વાટી (દળી) નાખજો, પછી જુઓ કે, જે દિવસે બહુ જોરથી પવન ફુંકાય તે

દિવસે દરિયામાં નાખી દેજો. (જેથી થોડી રાખ હવામાં ઉડી જાય અને થોડી દરિયામાં પડે) તેના ઘરવાળાઓએ એ પ્રમાણે જ કર્યું. અલ્લાહ તઆલાએ પછી તેનું આખું શરીર ભેગું કર્યું પછી તેને પૂછ્યું કે, તેં આવું શા માટે કર્યું ? તેણે કહ્યું કે, તારા ભયથી. જેથી અલ્લાહે તેને બખ્શી દીધો. ઉકબાએ કહ્યું કે, આ હદીષ તો મેં પણ હુઝૂર (સલ.) પાસેથી સાંભળી છે. હુઝૂરે કહ્યું હતું કે, તે માણસ કફનચોર હતો.

(૨૫૬/૩૭૨૪) હઝરત આઇશા (રદિ.) અને અબ્દુલ્લાહ ઇબ્ને અબ્બાસ (રદિ.)એ કહ્યું કે, જ્યારે હુઝૂર (સલ.)ની વફાતનો સમય નજીક આવ્યો ત્યારે આપ ચાદર વડે મોં ઢાંકવા લાગ્યા, જ્યારે ગરમી લાગતી ત્યારે મોં ખોલી નાખતા. એવી જ હાલતમાં ફરમાવતા કે, અલ્લાહ યહૂદીઓ અને ખ્રિસ્તીઓ પર લાનત કરે કે, તેમણે પોતાના પયગમ્બરોની કબરોને પ્રાર્થના-ઘર બનાવી લીધી. આપ (પોતાની ઉમ્મતને) એનાથી ચેતવતા હતા.

(૨૫૭/૩૭૨૫) અબૂ હાઝિમ કહે છે કે, અબૂ હુરૈરા (રદિ.) સાથે પાંચ વરસ સુધી મારી બેઠક રહી. મેં તેમની પાસેથી સાંભળ્યું કે, તે હુઝૂર (સલ.)ની હદીસ બયાન કરતા હતા કે, બની ઇસ્રાઇલના લોકો પર પયગમ્બરો હુકૂમત કરતા હતા. જ્યારે એક પયગમ્બર વફાત પામતા તો બીજા પયગમ્બર તેમનું સ્થાન લઇ લેતા. મારા પછી કોઇ નબી નથી. અલબત્ત ખલીફાઓ થશે. સહાબા (રદિ.)એ પૂછ્યું કે, એવા સમય માટે તમે અમને શું હુકમ આપો છો ? જે પહેલા ખલીફા બને અને તેની બયઅત કરો, પછી તેના પછી જે પહેલા ખલીફા બને તેની બયઅત કરો, તેમનો હક અદા કરો. (તેમની તાબેદારી કરો. તેમણે પ્રજાનો હક કેવો અદા કર્યો, તે અંગે અલ્લાહ તઆલા (કિયામતના દિવસે) તેમને પૂછશે.

(૨૫૮/૩૭૨૬) અબૂ સઇદ ખુદરી (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, તમે લોકો પણ પહેલાંના લોકો (યહૂદીઓ અને ખ્રિસ્તીઓ)ના રીત-રિવાજો પ્રમાણે ચાલશો, વેંતના બદલે વેંત અને હાથના બદલે હાથ, એટલે સુધી કે, જો તેઓ ઘોના ઘરમાં જશે તો તમે પણ જશો. અમે પૂછ્યું કે, હે અલ્લાહના રસૂલ, પહેલાંના લોકોથી કયા લોકો મુરાદ છે, યહૂદીઓ અને ખ્રિસ્તીઓ, આપે ફરમાવ્યું, તો બીજું કોણ.

(૨૫૯/૩૭૨૭) હઝરત અનસ (રદિ.) કહે છે કે, (નમાઝ માટે લોકોને



બોલાવવા માટે) લોકોએ આગ અને ઘંટનો ઉલ્લેખ કર્યો, ત્યારે કહેવામાં આવ્યું કે, યહૂદીઓ અને ખ્રિસ્તીઓ આવું જ કરે છે. છેવટે બિલાલ (રદિ.)ને હુકમ આપવામાં આવ્યો કે, અઝાનના શબ્દો બબ્બે વાર બોલે અને ઇકામતના એક એક વાર.

(૨૬૦/૩૭૨૮) મસ્રૂક કહે છે કે, હઝરત આઇશા (રદિ.) નમાઝમાં કમર પર હાથ મૂકવાને ખરાબ ગણતાં હતાં અને કહેતા હતાં કે, યહૂદીઓ આવું કરે છે.

(૨૬૧/૩૭૨૯) અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, પહેલાંની કોમોની સરખામણીમાં (આ દુનિયામાં રહેવાનો) તમારો સમય એવો છે, જેમ કે, અસ્રની નમાઝથી લઇને સૂર્યાસ્ત સુધીનો છે. તમારો અને યહૂદીઓ તથા ખ્રિસ્તીઓનો દાખલો એવો છે, જેમ કે એક માણસે મજુરોને કામ પર લીધા. તેણે કહ્યું કે, એક કીરાત (ચલણ)ના બદલે બપોર સુધી મારા માટે કોણ કામ કરે છે ? તો યહૂદીઓએ એક કીરાત લઇને બપોર સુધી કામ કર્યું. પછી તેણે કહ્યું કે, એક કીરાત લઇને બપોરથી લઇને અસ્રની નમાઝ સુધી મારા માટે કોણ કામ કરે છે ? તો ખ્રિસ્તીઓએ એક કીરાત લઇને બપોરથી તે અસ્રની નમાઝ સુધી કામ કર્યું. પછી કહ્યું કે, બે કીરાત લઇને અસ્રની નમાઝથી લઇને સૂર્યાસ્ત સુધી મારા માટે કોણ કામ કરે છે ? તો જાણી લો કે, તે તમે છો, જેમણે બે કીરાત લઇને અસ્રની નમાઝથી લઇને સૂર્યાસ્ત સુધી કામ કર્યું. હવે સાંભળી લો કે, તમને ડબલ મજુરી મળી. આ જોઇને યહૂદીઓ અને ખ્રિસ્તીઓ ગુસ્સે થયા. તેઓ કહેવા લાગ્યા કે, અમે કામ વધારે કર્યું અને મજુરી ઓછી મળી. અલ્લાહ તઆલાએ કહ્યું કે, શું મેં તમારા હકથી ઓછું આપ્યું ? તેમણે કહ્યું કે, ના. અલ્લાહ તઆલાએ ફરમાવ્યું કે, એ મારી મહેરબાની (અને ઉપકાર) છે, જે હું જેને ચાહું તેને આપું.

(૨૬૨/૩૭૩૦) અબ્દુલ્લાહ ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, મેં હઝરત ઉમર (રદિ.)ને કહેતા સાંભળ્યા કે, અલ્લાહ ફલાણા માણસને તબાહ કરે શું તેને ખબર નથી કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, અલ્લાહ તઆલાએ યહૂદીઓ પર એટલા માટે લાનત કરી કે, જ્યારે ચરબી તેમના માટે હરામ ઠેરવવામાં આવી ત્યારે તેમણે ચરબીને ઓગાળીને વેચી (અને તેની કિંમત કામમાં લીધી.)

(૨૬૩/૩૭૩૧) અબ્દુલ્લાહ ઇબ્ને અમ્ર (રદિ.)એ કહ્યું કે, નબી (સલ.)એ

ફરમાવ્યું કે, મારા તરફથી (દીનની વાતો) પહોંચાડો, ભલેને તે એક જ આયત (શબ્દ) હોય. બની ઇસ્રાઇલની વાતો પણ પહોંચાડો, એમાં કંઇ વાંધો નથી. જે માણસ જાણી જોઇને મારા વિષે જુઠ્ઠું બોલે, તે પોતાનું ઠેકાણું જહન્નમમાં બનાવી લે.

(૨૬૪/૩૭૩૨) અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, બેશક, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, યહૂદીઓ અને ખ્રિસ્તીઓ વાળમાં રંગ (ખિઝાબ) લગાવતા નથી, તો તમે તેનાથી ઉલ્ટું કરો (રંગ લગાડો.)

(૨૬૫/૩૭૩૩) જુન્દુબ ઇબ્ને અબ્દુલ્લાહ (રદિ.) કહે છે કે, તમારા પહેલાંની કોમોમાં એક માણસ હતો, જેને એક ઘા વાગ્યો હતો, તેણે છરી લઇને પોતાનો હાથ કાપી નાખ્યો, જેના લીધે લોહી વહેવા લાગ્યું, અહીં સુધી કે, તે મરી ગયો. અલ્લાહ તઆલાએ ફરમાવ્યું કે, તે માણસે ઉતાવળ કરીને જાન આપી દીધી. મેં તેના પર જન્નત હરામ કરી દીધી.

## કોઢી, ટાલિયા અને આંધળાનો હેવાલ

**(જે બની ઇસ્રાઇલની કોમમાં થઇ ગયા)**

(૨૬૬/૩૭૩૪) અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, તેમણે સાંભળ્યું કે, આપ (સલ.) ફરમાવતા હતા કે, બની ઇસ્રાઇલમાં ત્રણ માણસો હતા. એક કોઢવાળો, એક ટાલિયો અને એક આંધળો. અલ્લાહ તઆલાએ એ ત્રણની અજમાઇશ કરી. એક ફરિશ્તાને તેમની પાસે મોકલ્યો. (પ્રથમ) તે કોઢી પાસે ગયો અને કહેવા લાગ્યો કે, તારે શું જોઇએ છે ? તેણે કહ્યું કે, સારો રંગ, સારી ચામડી લોકોને મારા પ્રત્યે અણગમો થાય છે. જેથી ફરિશ્તાએ તેના પર હાથ ફેરવ્યો, એટલે તે સારો થઇ ગયો. તેનો રંગ સારો થઇ ગયો. તેની ચામડી સારી થઇ ગઇ. પછી ફરિશ્તાએ પૂછ્યું કે, દુનિયાનો કયો માલ તને વધારે પસંદ છે, તેણે કહ્યું કે, ઊંટ અથવા ગાય-બળદ. રાવીને અત્રે શંકા છે કે, તેણે ઊંટ કહ્યું અથવા ટાલિયાએ ઊંટ કહ્યું. (પરંતુ એટલું ચોકકસ છે કે,) બેમાંથી એકે ઊંટ કહ્યું અને બીજાએ ગાય. તેને દસ મહિનાની ગાભણ ઊંટણી આપવામાં આવી. ફરિશ્તાએ કહ્યું કે, એમાં બરકત થશે. પછી તે ટાલિયા પાસે ગયો, તેને પૂછ્યું કે, તને શું જોઇએ છે ? તેણે કહ્યું કે, સારા વાળ અને આ ટાલ ન રહે. લોકો મારા પ્રત્યે ધૃણા કરે છે. ફરિશ્તાએ તેના પર હાથ ફેરવ્યો, તો તે સારો થઇ ગયો અને સારા વાળ ઉગી નીકળ્યા.



પછી ફરિશ્તાએ પૂછ્યું કે, કઇ વસ્તુ તને વધારે પસંદ છે ? તેણે કહ્યું કે, ગાય. ફરિશ્તાએ તેને એક ગાભણ ગાય આપી અને કહ્યું કે, તારા માટે એમાં બરકત થશે. પછી ફરિશ્તો આંધળા પાસે ગયો. તેને પૂછ્યું કે, તને કઇ વસ્તુ વધારે પસંદ છે ? તેણે કહ્યું કે, અલ્લાહ તઆલા મારી દ્રષ્ટિ મને પાછી આપે. જેથી હું લોકોને જોઇ શકું. જેથી ફરિશ્તાએ હાથ ફેરવ્યો, તો અલ્લાહે તેની આંખો સારી કરી દીધી. પછી પૂછ્યું કે, તને કયો માલ વધારે પસંદ છે ? તે કહેવા લાગ્યો કે, બકરી. ફરિશ્તાએ તેને જણનારી બકરી આપી. પછી ઊંટણી અને ગાયને પણ બચ્ચાઓ થયા અને બકરીને પણ બચ્ચા થયાં. કોઢી પાસે ઊંટોનું, ટાલિયા પાસે ગાયોનું અને આંધળા પાસે બકરીઓનું ધણ (ટોળું) થઇ ગયું. પછી (ઘણા સમય પછી) ફરિશ્તો પોતાની તે જ શિકલ અને સ્વરૂપમાં (જેમાં તે પહેલાં આવ્યો હતો.) કોઢી પાસે આવ્યો. તેણે કહ્યું કે, હું મોહતાજ માણસ છું. પ્રવાસમાં મારો બધો સામાન ચાલ્યો ગયો, હવે હું અલ્લાહની મદદ અને તારી મહેરબાની વગર મારી જગ્યાએ નહીં પહોંચી શકતો નથી. હું તારી પાસે તે અલ્લાહના વાસ્તે સવાલ કરૂં છું, જેણે તને સારો રંગ આપ્યો અને તારી ચામડી સારી કરી દીધી. મને એક ઊંટ આપ, જેના પર બેસીને હું મારા ઠેકાણે પહોંચી જાઉં. તેણે કહ્યું કે, બેશક, (મારા પર) ઘણા હક્કો છે. (હું દેવાદાર છું) ફરિશ્તાએ કહ્યું કે, મને એવું લાગે છે કે, જાણે હું તને ઓળખું છું. તું કોઢી હતો. લોકો તારા પ્રત્યે ધૃણા કરતા હતા. તું મોહતાજ હતો, અલ્લાહે તને આપ્યું. કોઢીએ કહ્યું કે, મને તો પૂર્વજોનો (બાપ-દાદાનો) વારસો મળ્યો છે. ફરિશ્તાએ કહ્યું કે, જો તું જુઠો હોય તો અલ્લાહ તઆલા તને ફરી તેવો જ બનાવી દે, જેવો તું પહેલાં હતો. પછી ફરિશ્તો ટાલિયા પાસે તે જ સ્વરૂપ અને સ્વાંગમાં આવ્યો અને તેને તે જ પ્રમાણે કહ્યું જેવું કોઢીને કહ્યું હતું. તો ટાલિયાએ તેવો જ જવાબ આપ્યો જેવો કોઢીએ જવાબ આપ્યો હતો. ફરિશ્તાએ કહ્યું કે, જો તું જુઠો હોય તો અલ્લાહ તને ફરી તેવો જ બનાવી દે જેવો તું પહેલાં હતો. ફરિશ્તો પછી આંધળા પાસે તે જ સ્વરૂપમાં આવ્યો અને કહ્યું કે, હું મુફલિસ માણસ છું, મુસાફિર છું અને મારી પાસે સફરનો સામાન રહ્યો નથી. હવે હું અલ્લાહની મદદ અને તારા સહકાર વગર મારા વતન સુધી પહોંચી શકતો નથી. તું મને અલ્લાહના નામ પર જેણે તારી આંખોનું નૂર પાછું આપ્યું, એક બકરી આપ, જેથી હું સફરમાંથી મારા ઠેકાણે પહોંચી જાઉં.

આંધળાએ કહ્યું કે, ખરેખર હું આંધળો હતો. અલ્લાહે મને આંખોની દ્રષ્ટિ (નૂર) પાછી આપી અને હું ગરીબ હતો તો મને માલદાર બનાવ્યો. તો જે જોઇએ તે લઇ લે. અલ્લાહની કસમ, હું આજે તને જરા પણ હતાશ નહીં કરૂં, જ્યારે તું અલ્લાહના નામ પર જ માગે છે તો લઇ લે. ફરિશ્તાએ કહ્યું કે, તારો માલ તારી પાસે રહેવા દે. ખરેખર, તમારી અજમાઇશ કરવામાં આવી હતી. અલ્લાહ તારાથી રાજી થઇ ગયો અને તારા બંને સાથીઓથી નારાજ થયો.

અલ્લાહનું ફરમાન છે, (સૂરએ કહફમાં) 'તું એવું સમજ્યો કે, ગુફાવાળા અને કિતાબવાળા અલ્લાહની નિશાનીઓમાં અદ્ભૂત છે. 'કહફ' એટલે ગુફા 'રકીમ' લખેલું પુસ્તક **'રબત્ના અલા કુલૂબિહિમ'** અમે તેમના દિલોમાં સબર આપી. **'શતતન'** જુલમ, ત્રાસ. **'વસીદ'** આંગણ, દરવાજો. **'બઅસ્નાહુમ'** અમે તેમને જીવંત કર્યા. **'અમદા'** વધારે થનાર **'ફદરબલ્લાહુ અલા આઝાનિહિમ'** અલ્લાહે તેમને સુવડાવી દીધા. **'રજમમ બિલ્ગયબિ'** દલીલ વગર, અટકળથી. મુજાહિદ કહે છે, **'તકરિદુહુમ'** તું તેમને છોડી દે છે.

✪ ભાગ–૧૩ સમાપ્ત ✪



# બુખારી શરીફ

સંપાદક :

ઈમામ બુખારી (રહ.)

અનુવાદક :

ઈબ્રાહીમ

ભાગ ૧૪

# બુખારી શરીફ

## ભાગ-૧૪

### બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

**ગુફાવાળાઓનો કિસ્સો**

(૧/૩૩૩૫) હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિ.)થી રિવાયત છે; હુઝૂરે અકરમ (સલ.)એ ફરમાવ્યું : પહેલાંના જમાનામાં ત્રણ માણસો જઇ રહ્યા હતા. રસ્તામાં વરસાદ પડયો. એ ત્રણેએ પહાડની એક ગુફામાં આશ્રય લીધો. ઉપરથી એક પત્થર આવીને દરવાજા પર પડયો અને) ગુફાનો દરવાજો બંધ થઇ ગયો. એ લોકો પરસ્પર એકબીજાને કહેવા લાગ્યા : ખુદાની કસમ ! અહીંથી તમારો છુટકારો સચ્ચાઇ જાહેર કર્યા વગર થઇ શકતો નથી. એટલે જે માણસે પોતાની સમજમાં સચ્ચાઇનું જે કંઇ કામ કર્યું હોય તે રજૂ કરીને અલ્લાહ તઆલા પાસે દુઆ માંગે. (મંત્રણા થઇ ગયા પછી) એક માણસે કહ્યું : એય અલ્લાહ ! તું જાણે છે કે, મારી પાસે એક મજુરે ૮ શેર ચોખા મજુરી તરીકે નક્કી કરીને કામ કર્યું હતું, પરંતુ કામ કર્યા પછી તે મજુરી છોડીને ચાલ્યો ગયો. મેં તે ચોખા લઇને વાવ્યા. પરિણામ એ આવ્યું કે, તેના ફળ સ્વરૂપે મેં ગાયો ને બળદોને ખરીદયાં. થોડાક દિવસો પછી તે માણસ પોતાની મજુરી માંગવા મારી પાસે આવ્યો. મેં કહ્યું : આ ગાયો ને બળદો લઇ જા. તે કહેવા લાગ્યો : મારા તો તમારા ઉપર એક માપ જેટલા ચોખા છે. મેં જવાબ આપ્યો : આ ગાયો ને બળદો લઇ જા. આ તે જ ચોખામાંથી મળ્યાં છે. એય અલ્લાહ ! જો તારી જાણ મુજબ મેં આ કામ માત્ર તારા ડરના કારણે કર્યું છે તો અમારા ઉપરથી આ મુસીબત દૂર કર. જેથી તેની દુઆની બરકતથી પત્થર કંઇક અંશે ખુલી ગયો. બીજો માણસ કહેવા લાગ્યો : એય અલ્લાહ ! તું જાણે છે કે, મારા માંબાપ ઘણા વૃદ્ધ હતાં. હું તેમને દરરોજ સાંજે મારી બકરીઓનું દૂધ (દોહીને) આપતો હતો. એક દિવસે મને (જંગલથી આવવામાં) મોડું થઇ ગયું. જ્યારે હું આવ્યો ત્યારે તેઓ સૂઇ ગયાં હતાં. મારા સ્ત્રી-બાળકો ભૂખના કારણે ટળવળી રહ્યા હતાં, પરંતુ મારો નિયમ હતો કે, જ્યાં સુધી મારા માંબાપ પી લેતા ન હતા ત્યાં સુધી હું તેમને પીવડાવતો ન હતો. ન તો તેમને જગાડવાનું ઠીક લાગ્યું અને ન એ યોગ્ય લાગ્યું કે, તેમને એમ જ

છોડી દઉં કે (ન ખાવાના લીધે) કમજોર થઇ જાય. છેવટે હું સવાર સુધી તેમની રાહ જોઇને ઉભો રહ્યો. એય અલ્લાહ ! જો તારી જાણ પ્રમાણે મારૂં આ કામ તારા ડરના કારણે હતું તો અમારા ઉપરથી આ મુસીબતને દૂર કરી દે. તરત પત્થર કંઇક અંશે ખુલી ગયો અને તેમને આકાશ દેખાવા લાગ્યું. ત્રીજા માણસે કહ્યું : એય અલ્લાહ ! તું જાણે છે કે, મારા કાકાની એક પુત્રી હતી. જે મારી નજરમાં સૌથી વધુ વહાલી હતી. મેં ફોસલાવીને તેની સાથે સંભોગ કરવાનો ઇરાદો કર્યો, પરંતુ તેણે સો અશરફી લીધા વગર ઇન્કાર કર્યો. મેં કોશિશ કરીને સો અશરફી મેળવી. જ્યારે મારા કબજામાં આવી ગઇ ત્યારે મેં લઇ જઇને તેને આપી દીધી. તેણે પોતાની જાત મારા કબજામાં સોંપી દીધી. જ્યારે તેના પગો વચ્ચે હું બેઠો હતો ત્યારે તે કહેવા લાગી : ખુદાનો ડર રાખ અને હક વગર મહોર ન તોડ. હું તરત ઉઠી ગયો અને સો અશરફી પણ છોડી દીધી. એય અલ્લાહ ! જો મારૂં આ કામ માત્ર તારા ડરના કારણે હતું તો આ મુસીબત અમારાથી દૂર કરી દે. જેથી અલ્લાહ તઆલાએ તે મુસીબત તેમના પરથી હટાવી દીધી અને ત્રણે બહાર નીકળી ગયા.

(૨/૩૭૩૬) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂરે અકદસ (સલ.)એ ફરમાવ્યું કે, એક ઓરત પોતાના છોકરાને દૂધ પીવડાવી રહી હતી. તે તરફથી એક સવાર નીકળ્યો. ઓરતે કહ્યું : એય ખુદા ! જ્યાં સુધી મારો છોકરો એવો ન થઇ જાય ત્યાં સુધી તું એને મૃત્યુ આપતો નહીં. છોકરાએ (સ્તન છોડીને) કહ્યું : એય ખુદા ! મને એવો બનાવતો નહીં. આમ કહીને ફરી દૂધ પીવા લાગ્યો. થોડી વાર પછી કેટલાક લોકો ત્યાંથી એક લોંડીને ખેંચીને ઘસડીને લઇ જઇ રહ્યા હતા. ઓરતે કહ્યું : એય અલ્લાહ ! મારા છોકરાને આવો ન બનાવતો. છોકરાએ કહ્યું : એય ખુદા ! મને એવો જ બનાવજે. (ઓરતે પૂછ્યું, કેમ ? છોકરાએ જવાબ આપ્યો :) એટલા માટે કે સવાર કાફિર હતો અને આ ઓરતને લોકો કહે છે કે, તું વ્યભિચાર કરે છે અને તે કહે છે : ખુદા બસ છે. લોકો કહે છે : તું ચોરી કરે છે. તે કહે છે : અલ્લાહ બસ છે.

(૩/૩૭૩૭) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : હુઝૂરે અકદસ (સલ.)એ ફરમાવ્યું : એક કુતરો કુવાની આજુબાજુ ફરતો હતો. તરસના કારણે મરવાની અણી પર હતો. એવામાં બની ઈસ્રાઇલની એક ઓરતે તેને જોઇને પોતાનો મોઝો કાઢીને કુવામાંથી પાણી ખેંચીને તેને પીવડાવ્યું. આ કારણના લીધે ખુદાએ તેને બખ્શી દીધી.

(૪/૩૭૩૮) હઝરત મુઆવિયાએ જે વરસે હજ્જ કરી તે જ વરસે મિમ્બર પર ચઢીને એક ચોકીદારના હાથમાંથી (બનાવટી) વાળનો એક ગુચ્છો લઇને કહ્યું હતું : મદીનાવાસીઓ ! તમારા આલિમો ક્યાં છે ? મેં રસૂલુલ્લાહ (સલ.) પાસેથી સાંભળ્યું છે કે, આપ આવું કામ કરવાની (પોતાના વાળમાં બીજાના વાળ જોડવાની) મનાઇ ફરમાવતા હતા અને ફરમાવતા હતા કે, જ્યારે બની ઈસ્રાઇલની ઓરતો આવું કરવા લાગી ત્યારે બની ઈસ્રાઇલ હલાક થઇ ગયા.



(૫/૩૭૩૯) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, આગળની ઉમ્મતોમાં કેટલાક લોકો સાચો અંદાજ અને ખરો અભિપ્રાય ધરાવનારા હતા. જો મારી ઉમ્મતમાં કોઇ એવો થયો તો તે ઉમર ઇબ્ને ખત્તાબ હશે.

(૬/૩૭૪૦) હઝરત અબૂ સઇદ ખુદરી (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, બની ઈસ્રાઇલમાં એક માણસ હતો. જેણે નવ્વાણું ખૂનો કર્યાં હતાં. ત્યાર પછી (તૌબા કરવાના ઇરાદાથી) પૂછતો પૂછતો નીકળ્યો. તે એક પાદરી પાસે ગયો અને પૂછ્યું કે, શું મારી તૌબા કબૂલ થઇ શકે છે ? પાદરીએ કહ્યું : ના. તેણે તેને પણ કત્લ કરી દીધો. પછી લોકોને પૂછવા લાગ્યો. કોઇએ કહ્યું : ફલાણા ગામમાં જાઓ. (ત્યાં તમારી તૌબા કબૂલ થશે.) આ માણસ તે ગામ તરફ ચાલતો થયો, પરંતુ રસ્તામાં જ મૃત્યુનો સમય આવી ગયો. નાછુટકે તે માણસ છાતી પર તે ગામ તરફ ઘસડાતો રહ્યો. (પરંતુ થોડી વાર પછી અવસાન થઇ ગયું) રહમત અને અઝાબના ફરિશ્તાઓએ તે માણસની મુક્તિ અને અઝાબ અંગે પરસ્પર મતભેદ કર્યો. (ખુદા તઆલાએ ફરમાવ્યું : બંને તરફની ઝમીનો માપો. જો તે ગામની ઝમીન નજીક હોય જ્યાં એ જવા માંગતો હતો, તો એને મુક્તિ આપવામાં આવે અને જો આ બાજુની ઝમીન નજીક હોય જ્યાંથી એ નીકળ્યો હતો, તો એને અઝાબ આપવામાં આવે.) ખુદા તઆલાએ પહેલા ગામને હુકમ આપ્યો કે તું નજીક થઇ જા અને બીજા ગામને હુકમ આપ્યો કે, તું દુર થઇ જા. જેથી માપ્યા પછી ખબર પડી કે, પહેલું ગામ એક વેંત નજીક છે. એટલે ખુદા તઆલાએ તે માણસને બખ્શી દીધો.

(૭/૩૭૪૧) હઝરત અબૂ હુરૈરા કહે છે : એક દિવસ રસૂલુલ્લાહ (સલ.)એ સવારની નમાઝ પઢીને લોકો તરફ મોં કરીને ફરમાવ્યું કે એક માણસ એક બળદને હાંકીને લઇ જઇ રહ્યો હતો. (રસ્તામાં) તેના પર સવાર થઇ ગયો. પછી તેને માર્યો. બળદે કહ્યું : અમને એટલા માટે તો પેદા કરવામાં આવ્યા નથી. અમે તો ફકત ખેતી માટે પેદા થયા છીએ. હઝરત અબૂ હુરૈરા કહે છે : લોકોએ જ્યારે આ વાત સાંભળી ત્યારે કહેવા લાગ્યા : વાહ, વળી બળદ પણ

કંઇ વાત કરતો હશે. હુઝૂરે ફરમાવ્યું : મારૂં, અબૂબકનું અને ઉમરનું તો એના પર ઇમાન છે. તે વખતે હઝરત અબૂબક્ર અને હઝરત ઉમર હાજર પણ ન હતા. તે પછી હુઝૂરે ફરમાવ્યું : એક માણસ પોતાની બકરીઓ પાસે હતો, એવામાં એક વરૂ દોડીને આવ્યો અને એક બકરીને લઇ ગયો. માણસ તેની પાછળ દોડયો અને બકરીને વરૂ પાસેથી છોડાવી લાવ્યો. વરૂએ કહ્યું : (આજે તો તેં છોડાવી લીધી, પરંતુ) કિયામતના દિવસે મારી પાસેથી બકરીને કોણ છોડાવશે જ્યારે કે મારા સિવાય બીજો કોઇ એમનો ચરાવનારો નહીં હોય. લોકોએ આ સાંભળીને કહ્યું : સુબ્હાનલ્લાહ ! વળી વરૂ પણ વાત કરતો હશે. હુઝૂરે ફરમાવ્યું : મારૂં, અબૂબકનું અને ઉમરનું તો એના પર ઇમાન છે.

(૮/૩૭૪૨) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, એક માણસે બીજા માણસ પાસેથી ઝમીન ખરીદી. ખરીદયા પછી ઝમીનમાંથી એક ચરૂ નીકળ્યો, જેમાં સોનું ભરેલું હતું. ખરીદનારાએ વેચનારને કહ્યું કે, મેં તમારી પાસેથી ફક્ત ઝમીન ખરીદી હતી. એટલે તમારૂં સોનું લઇ લો. વેચનારે કહ્યું કે, મેં તમને ઝમીન પણ વેચી હતી અને જે ઝમીનમાં હોય તે પણ વેચ્યું હતું. બંને પોતપોતાનો કેસ લઇને એક માણસ પાસે ગયા. પંચે પૂછયું, શું તમને બંનેને ઔલાદ છે ? એકે કહ્યું : મારો એક છોકરો છે. બીજાએ કહ્યું : મારી એક છોકરી છે. પંચે કહ્યું : છોકરાની છોકરી સાથે શાદી કરો દો અને તે એ બંને પર ખર્ચ કરો અને તેમને જ ભેટ રૂપે આપી દો.

(૯/૩૭૪૩) હઝરત ઉસામા ઇબ્ને ઝેદ કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, પ્લેગ એક અઝાબ હતો. જે બની ઇસ્રાઇલની એક ટુકડી પર મોકલવામાં આવ્યો હતો. એટલે જો તમે સાંભળો કે કોઇ સ્થળે પ્લેગ છે તો હિંમત કરીને ત્યાં ઘુસી ન જાઓ, પરંતુ જો તમે કોઇક જગ્યાએ હોવ અને ત્યાં પ્લેગ ફેલાય તો ત્યાંથી નાસી ન છુટો.

(૧૦/૩૭૪૪) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઇશા (રદિ.) કહે છે કે, મેં રસૂલુલ્લાહ (સલ.)ને પ્લેગ વિષે પૂછયું. હુઝૂરે ફરમાવ્યું : તે એક અઝાબ છે. જે જેના માટે ખુદા ચાહે છે તેના પર મોકલી આપે છે, પરંતુ ખુદા તઆલાએ મુસલમાનો માટે એને રહમતરૂપ બનાવ્યો છે. જો કોઇ જગ્યાએ આ બીમારી ફેલાય અને માણસ પોતાના શહેરમાં જ સવાબની નિય્યતથી સબ્ર સાથે રહે અને એવો વિશ્વાસ રાખે કે, જે કંઇ ખુદાએ લખ્યું છે તે ઝરૂર થઇને રહેશે તો તેને શહીદ જેટલો સવાબ મળશે.

(૧૧/૩૭૪૫) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, મખઝૂમ કબીલાની એક ઓરતે ચોરી કરી હતી. કુરૈશને (સહાબાને) એની ચિંતા થઇ. પરસ્પર સલાહ-મંત્રણા કરી કે, હુઝૂર (સલ.) પાસે ભલામણ કોણ કરે. છેવટે નક્કી થયું કે, ઉસામા ઇબ્ને ઝેદ રસૂલુલ્લાહ (સલ.)ના ખૂબ માનીતા છે. એટલે તેઓ જ (ભલામણ કરવાની) હિંમત કરી શકે છે. પછી હઝરત ઉસામાએ મુબારક સેવામાં વિનંતી કરી. હુઝૂરે કહ્યું : શું તમે અલ્લાહ તઆલાએ મુકર્રર કરેલી સજા અંગે ભલામણ કરો છો ? ત્યાર પછી હુઝૂરે ઊભા થઇને ખુત્બો આપ્યો અને ફરમાવ્યું કે, તમારા પહેલા લોકો માત્ર એટલા માટે તબાહ થયા કે, જો તેમનામાંથી કોઇ મોટો માણસ ચોરી કરતો હતો તો તેને છોડી દેતા હતા અને કમજોર માણસ ચોરી કરતો હતો તો તેને શિક્ષા આપતા હતા. ખુદાની કસમ ! જો મુહમ્મદની પુત્રી ફાતિમા પણ ચોરી કરે તો હું તેનો પણ હાથ કાપીશ.

(૧૨/૩૭૪૬) હઝરત ઇબ્ને મસઊદ કહે છે : મેં એક માણસને કુર્આનની આયત પઢતા સાંભળ્યો. નબી (સલ.) પાસેથી મેં એ જ આયત બીજી રીતે સાંભળી હતી. એટલે તે માણસને હુઝૂર (સલ.)ની સેવામાં લાવ્યો અને બીના કહી. હુઝૂરના ચહેરા પર મેં તરત અણગમાના ચિન્હો જોયાં. પછી આપે ફરમાવ્યું : તમે બંને બરાબર પઢો છો. પરસ્પર મતભેદ ન કરો. કારણ કે, પહેલાના લોકોએ પરસ્પર મતભેદ કર્યો હતો. જેના કારણે તબાહ થઇ ગયા.

(૧૩/૩૭૪૭) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદ (રદિ.) કહે છે : મારી નજર સામે તે દ્રશ્ય છે કે, હુઝૂર (સલ.) એક નબીનો કિસ્સો બયાન કરી રહ્યા હતા. જેમને તેમની ઉમ્મતે મારી મારીને લોહી-લુહાણ કરી દીધા હતા. તેઓ પોતાના ચહેરા પરથી લોહી લૂછતા હતા અને કહેતા હતા : એય અલ્લાહ ! મારી કોમને માફ કર, એ અજાણ છે.

.................................................

(૮/૩૭૪૨) શરીઅતમાં એવો કાયદો છે કે, વેચાણ રાખેલી જમીનમાંથી ખજાનો મળી આવે અને તેનો માલિક મળી આવે તો તેને આપવામાં આવે. જો માલિકની ખબર ન પડે તો પછી જોવામાં આવે કે, જો જમીન ઇસ્લામી હુકૂમતમાં હોય તો એ બાબતની તપાસ કરવામાં આવે કે, ખજાનો ઇસ્લામી હુકૂમતના કબજા હેઠળ એ જમીન આવતા પહેલાં દટાયેલો હતો કે તે પછી દટાયેલો હતો. જો ઇસ્લામી હુકૂમતના કબજા હેઠળ આવ્યા પછી દટાયેલો હોય અને મૂળ માલિકની ખબર ન પડતી હોય તો તે ખજાનો **"લુકતા"** (પડી ગયેલી વસ્તુ)ના હુકમમાં છે એટલે જાહેરાત કરવામાં આવે, જો માલિક મળી આવે તો તેને આપવામાં આવે, નહીં તો ગરીબોમાં વહેંચી દેવામાં આવે. જો ઇસ્લામી હુકૂમતના કબજા હેઠળ આવતા પહેલાંનો એ ખજાનો દટાયેલો છે, તો એ ખજાનાનો પાંચમો ભાગ **"બયતુલ માલ"**માં આપી દેવામાં આવે અને બાકીનો ભાગ જેણે જમીન ખરીદી છે, તેનો ગણાશે.

(૧૪/૩૭૪૮) અબૂ સઇદ ખુદરી (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : પહેલાંના સમયમાં એક માણસ હતો. અલ્લાહ તઆલાએ તેને પુષ્કળ દોલત આપી હતી. જ્યારે તેના મરવાનો સમય આવ્યો ત્યારે તેણે પોતાના છોકરાઓને કહ્યું : હું તમારી નઝરમાં કેવો પિતા હતો ? બધાએ કહ્યું : તમે ઘણા સારા પિતા હતા. તેણે કહ્યું : મેં કદી કોઇ નેકી કરી નથી. એટલે જ્યારે હું મરી જાઉં ત્યારે મને બાળીને બારીક વાટીને ભયંકર વાવાઝોડાના દિવસે હવામાં ઉડાવી મૂકજો. તેના પુત્રોએ વસિય્યત મુજબ એ પ્રમાણે જ કર્યું, પરંતુ ખુદા તઆલાએ તેની રાખ એકત્ર કરીને પૂછયું, તેં એવું કેમ કર્યું ? તેણે કહ્યું : તારા ડરના લીધે. આ જવાબથી ખુદા તઆલાને તેના પર દયા આવી.

(૧૫/૩૭૪૯) હઝરત હુઝૈફા (રદિ.) કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : એક માણસનો મૃત્યુનો સમય નજીક આવ્યો અને તેને જીવવાની આશા રહી નહીં ત્યારે તેણે પોતાના ઘર-વાળાઓને વસિય્યત કરી કે, જ્યારે હું મરી જાઉં ત્યારે મારા માટે પુષ્કળ લાકડાં ભેગા કરજો. પછી આગ સળગાવજો. (મને તેમાં બાળજો) જ્યારે મારો માંસ બળી જાય અને હાડકા સુધી આગ પહોંચે ત્યારે તેને લઇને વાટી નાખજો. પછી ભયંકર વાવાઝોડાના દિવસે તેને દરિયામાં ઉડાવી દેજો. અલ્લાહે તેની રાખને ભેગી કરીને પૂછયું, આવું શા માટે કર્યું ? તેણે કહ્યું : તારા ડરના કારણે. જેથી અલ્લાહ તઆલાએ તેને બખ્શી દીધો.

(૧૬/૩૭૫૦) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, એક માણસ લોકો સાથે લેવડ દેવડ કરતો હતો અને પોતાના સાથીને કહી દેતો હતો કે, જો તું કોઇ ગરીબ પાસે (લેણું વસૂલ કરવા) જાય તો તેને માફ કરી દેજે. કદાચ ખુદા તઆલા આપણને માફ કરી દે. એ માણસ જ્યારે ખુદા તઆલા સામે ગયો (કિંવા મરી ગયો) ત્યારે ખુદા તઆલાએ તેને માફ કરી દીધો.

(૧૭/૩૭૫૧) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : એક માણસ ઘણો ગુનેહગાર હતો. મરતી વખતે પોતાના પુત્રોને વસિય્યત કરી કે, જ્યારે હું મરી જાઉં ત્યારે મને બાળીને વાટીને હવામાં ઉડાડી મૂકજો. કારણ કે, જો ખુદા તઆલાએ મારા માટે અઝાબ મુકર્રર કર્યો તો ખુદાની કસમ મને એવો ભયંકર અઝાબ આપશે કે, કોઇને આપ્યો નહીં હોય. જ્યારે તે મરી ગયો ત્યારે તેની વસિય્યતનું પાલન કરવામાં આવ્યું. પરંતુ ખુદા તઆલાએ ઝમીનને હુકમ આપ્યો કે, તારી અંદર તેના જે ભાગો (અને રજકણો) છે તેને એકત્ર કર. ઝમીને હુકમનું પાલન કર્યું. તે માણસ ખુદા



તઆલા સામે હાજર થઇ ગયો. ખુદા તઆલાએ પૂછયું, તેં આવું કેમ કર્યું હતું ? તેણે કહ્યું : તારા ડરના કારણે. ખુદા તઆલાએ તેને બખ્શી દીધો.

(૧૮/૩૭૫૨) હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, એક ઓરતે બિલાડી બાંધી રાખી હતી. અહીં સુધી કે, બિલાડી મરી ગઇ. ન તો તેણે તેને ખાવાપીવાનું આપ્યું ન તેણે છોડી મૂકી કે જે ઝમીનના જીવજંતુઓ ખાઇ લેત. એટલે એ ઓરતને અઝાબ થયો. તેને દોઝખમાં દાખલ કરવામાં આવી.

(૧૯/૩૭૫૩) હઝરત અબૂ મસઊદ કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, આગળના પયગમ્બરોની વાતોમાંથી જે વાતો લોકો સુધી પહોંચી છે તેમાંની એક વાત એ પણ છે કે, જ્યારે તને શરમ ન રહે ત્યારે જે દિલમાં આવે તે કર.

(૨૦/૩૭૫૪) હઝરત અબૂ મસઊદની એક રિવાયતમાં આ પ્રમાણે છે કે, આગળની નબુવ્વતની વાતોમાંથી આ વાત છે કે, જ્યારે તને શરમ ન રહે ત્યારે જે ચાહે તે કર.

(૨૧/૩૭૫૫) હઝરત ઇબ્ને ઉમર કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : એક માણસ ગર્વભેર પોતાનું તેહબંદ ઝમીન પર ઘસેડતો જઇ રહ્યો હતો. તે જ સમયમાં તેને ઝમીનમાં ધસાવી દેવામાં આવ્યો. કિયામતના દિવસે તે એ જ પ્રમાણે ઝમીનમાં ધસતો રહેશે.

(૨૨/૩૭૫૬) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : અમે (દુનિયામાં) સૌથી છેલ્લે આવ્યા, પરંતુ કિયામતના દિવસે સૌથી આગળ હોઇશું. માત્ર એટલી વાત છે કે, દરેક ઉમ્મતને અમારા કરતાં પહેલાં કિતાબ મળી છે. અમને સૌથી પાછળ મળી છે. આ દિવસ (શુક્રવાર) તે જ છે જેમાં લોકોએ મતભેદ કર્યો છે. કાલનો દિવસ (શનિવાર) યહૂદીઓનો છે અને પરમ દિવસ (રવિવાર) ઇસાઇઓનો છે, પરંતુ સાત દિવસમાં એક દિવસ એવો છે (કિંવા શુક્રવાર) જેમાં દરેક મુસલમાન પર ઠંડુ પડવું અને ગુસ્લ કરવું જરૂરી છે.

(૨૩/૩૭૫૭) હઝરત સઇદ ઇબ્ને મુસય્યબ કહે છે કે, અમીર મુઆવિયા જ્યારે છેલ્લી વાર મદીના આવ્યા ત્યારે ખુત્બો પઢવા ઉભા થયા. વાળનો એક ગુચ્છો કાઢયો અને કહ્યું : મારા ખયાલ પ્રમાણે યહૂદીઓ સિવાય બીજું કોઇ એનો ઉપયોગ કરતું નથી. રસૂલુલ્લાહ (સલ.)એ બીજાના વાળ પોતાના વાળમાં મેળવવા અને જોડવાનું નામંજુર રાખ્યું હતું.

## મનાકિબ

**ખુદા તઆલા ફરમાવે છે : 'યાઅય્યુહ ન્નાસુ ઇન્ના**

**ખલકનાકુમ મિન ઝકરિં વ ઉન્સા વ જઅલ્નાકુમ શુઊબં વ કબાઇલ....' કિંવા એય લોકો ! અમે તમને પુરૂષ અને સ્ત્રી રૂપે પેદા કર્યા છે. તમારી જ્ઞાતિઓ અને કુટુંબો બનાવ્યા છે, જેથી તમે પરસ્પર ઓળખાઇ શકો. બીજી જગ્યાએ આવ્યું છે : 'વ ત્તકુ લ્લાહ લ્લઝી તસાઅલૂન બિહિ વલ અરહામ, ઇન્ન લ્લાહ કા ન અલયકુમ રકીબા.' તમે તે ખુદાથી ડરતા રહો, જેનો તમે વાસ્તો આપો છો અને સંબંધ તોડવાથી બચો. ખુદા તઆલાને તમારી હાલતની ખબર છે.**

**'શુઊબ' દૂરના વંશને અને 'કબીલા' નજીકના વંશને કહે છે**

(૨૪/૩૭૫૮) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે કે, 'શુઊબ' મોટા કુટુંબોને કહે છે અને 'કબાઇલ' તેનાથી નાના કુટુંબોને કહે છે કિંવા 'બુતૂન'.

(૨૫/૩૭૫૯) હઝરત અબૂ હુરૈરા કહે છે : મુબારક સેવામાં પ્રશ્ન કરવામાં આવ્યો કે, સૌથી મોટો માણસ કોણ છે ? ફરમાવ્યું : જે સૌથી વધુ પરહેઝગાર હોય. સહાબાએ કહ્યું : અમે એ પૂછતા નથી. ફરમાવ્યું : તો યુસુફ (અલ.) સૌથી અફઝલ હતા. પોતે નબી હતા. (નબીના પુત્ર હતા. નબીના પૌત્ર હતા અને નબીના પ્રપૌત્ર હતા.)

(૨૬/૩૭૬૦) હુઝૂર (સલ.)ની દત્તક પુત્રી કિંવા હઝરત ઝયનબ બિન્તે અબૂ સલમા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) મુદર કબીલામાંના નદર ઇબ્ને કિનાનાની ઓલાદમાંથી હતા.

(૨૭/૩૭૬૧) હઝરત ઝયનબ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ દૂધીની તામણી, ચીકણી લીલી બરણી, ખજૂરીના થડમાંથી બનાવેલું વાસણ [પ્યાલો-કટોરો] અને કીરનું તેલ લગાડેલું વાસણ વાપરવાની મનાઇ કરી છે. હઝ. ઝયનબને પૂછવામાં આવ્યું કે, શું રસૂલુલ્લાહ (સલ.) મુદર કબીલામાંથી હતા. કહેવા લાગ્યાં : હા, મુદર કબીલામાં નદર ઇબ્ને કિનાનાની ઓલાદમાંથી હતા.

(૨૮/૩૭૬૨) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, તમે લોકોને ખાણના જેમ જોશો. જેઓ કુફ્રની હાલતમાં શ્રેષ્ઠ હતા તેઓ જ ઇસ્લામની હાલતમાં શ્રેષ્ઠ છે, એ શરતે કે દીની સૂઝ ધરાવતા હોય. તમે તે માણસને સર્વશ્રેષ્ઠ જોશો જે આના (ખિલાફત) પ્રત્યે ભારે નફરત ધરાવતો હોય અને સૌથી ખરાબ તે માણસને જોશો જે બેધારી નીતિવાળો હોય. તેમની પાસે જઇને તેમના જેવું કહે અને એમની પાસે આવીને એમના જેવું કહે.



(૨૯/૩૭૬૩) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, બધા લોકો આ (હુકૂમત) અંગે કુરેશના તાબેદાર છે. જે મુસલમાન છે તે મુસલમાન કુરેશીઓના તાબેદાર છે. જે કાફિરો છે તે કાફિર કુરેશીઓના તાબેદાર છે. બીજા લોકોની હાલત ખાણ જેવી છે. જે લોકો કુફ્રની હાલતમાં ઉચ્ચ હતા તેઓ જ ઇસ્લામની હાલતમાં ઉચ્ચ છે, એ શરતે કે દીની સૂઝ ધરાવતા હોય. તમને તે જ સર્વોત્તમ માણસ મળશે જે આના (ખિલાફત)થી ભારે નફરત કરતો હશે, અહીં સુધી કે તે એમાં ઝંપલાવે.

(૩૦/૩૭૬૪) હઝરત સઇદ ઇબ્ને જુબેરની નઝરે આયત **ઇલ્લલ મવદ્દત ફીલ કુરબા** થી રસૂલુલ્લાહ (સલ.)ના સગાંઓ મુરાદ છે. ઇબ્ને અબ્બાસે કહ્યું કે, હુઝૂરની સગાઇ કુરેશના દરેક કબીલા અને દરેક શાખા સાથે હતી. (આ કથનના સમર્થનમાં) આ આયત ઉતરી હતી : **કુલ લાઅસ્અલુકુમ અલયહિ અજરન ઇલ્લલ મવદ્દત ફીલ કુરબા** કિંવા હું તમારી પાસે કોઇ મજુરી માંગતો નથી, માત્ર સંબંધ સ્થાપવાની ઇચ્છા ધરાવું છું.

(૩૧/૩૭૬૫) હઝરત અબૂ મસઊદ કહે છે : હુઝૂર (સલ.)એ પૂર્વ તરફ ઇશારો કરીને ફરમાવ્યું હતું કે, આ બાજુથી ફિત્નાઓ ઉભા થશે. પાષાણ હૃદયતા અને ઉગ્ર સ્વભાવ ઊંટવાળાઓ અને ઊનવાળાઓમાં છે જે ગાયો અને ઊંટોનું પૂછડું પકડીને હાંકે છે કિંવા રબીઆ અને મુદર કબીલાઓ.

(૩૨/૩૭૬૬) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, ઘમંડ અને ગર્વ ઊંટવાળાઓ અને ઊનવાળાઓમાં હોય છે. સ્વભાવગત નરમી બકરીવાળાઓમાં હોય છે અને ઇમાન અને સમજદારી તો યમન-વાળાઓની છે. ઇમામ બુખારી કહે છે : યમનને યમન એટલા માટે કહે છે કે, યમન જમણી દિશાને કહે છે અને યમન દેશ કઅબાની જમણી દિશામાં છે. શામ (સીરિયા)ને શામ એટલા માટે કહે છે કે, 'મશ્અમહ' ડાબી બાજુને કહે છે અને શામ (સીરિયા) દેશ કઅબાની ડાબી બાજુએ છે.

**કુરેશનો દરજ્જો**

(૩૩/૩૭૬૭) મુહમ્મદ ઇબ્ને જુબેર કહે છે : હું કુરેશ તરફથી પ્રતિનિધિ બનીને અમીર મુઆવિયા પાસે ગયો હતો. તે સમયે મુઆવિયાને ખબર મળી કે, અબ્દુલ્લાહ ઇબ્ને અમ્ર ઇબ્ને આસ કહે છે કે, ટૂંક સમયમાં જ કહતાન કબીલા-ઓમાં એક બાદશાહ થશે. આ ખબર સાંભળીને મુઆવિયા ગુસ્સે થયા અને ઉભા થઇને પ્રથમ ખુદાના યોગ્ય વખાણ કર્યા. પછી કહ્યું : મને ખબર મળી છે કે,

અમુક માણસો કંઇ એવા પ્રકારની વાતો કરે છે જે ન કુર્આનમાં છે, ન રસૂલુલ્લાહ (સલ.)ની હદીસમાં છે. એ લોકો બિલકુલ જાહિલ છે. તમારે એવી આશા ન રાખવી જોઇએ, જે ગુમરાહીનું કારણ બને છે. મેં પોતે હુઝૂર (સલ.) પાસેથી સાંભળ્યું છે, આપ ફરમાવતા હતા કે, કુરેશીઓ જ્યાં સુધી દીની હાલત સારી રાખશે ત્યાં સુધી આ હુકૂમત તેમની પાસે જ રહેશે. જે માણસ તેમનો વિરોધ કરશે તેને અલ્લાહ તઆલા ઉંધા મોંએ ફેંકી દેશે.

(૩૪/૩૭૬૮) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, કુરેશ, અનસાર, જુહયના કબીલો, મુઝયના કબીલો, અસ્લમ કબીલો, અશ્જઅ કબીલો અને ગિફાર કબીલો મારા મિત્રો અને મદદગારો છે. ખુદા અને તેના રસૂલ સિવાય તેમનો કોઇ મદદગાર નથી.

(૩૫/૩૭૬૯) હઝરત ઇબ્ને ઉમર કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જ્યાં સુધી કુરેશના બે માણસો પણ બાકી રહેશે ત્યાં સુધી આ હુકૂમત તેમનામાં જ બાકી રહેશે.

(૩૬/૩૭૭૦) હઝરત જુબેર ઇબ્ને મુતઇમ કહે છે : હું હઝરત ઉસ્માન (રદિ.) સાથે રસૂલુલ્લાહ (સલ.)ની સેવામાં હાજર થયો. હઝરત ઉસ્માને કહ્યું : યા રસૂલલ્લાહ ! આપે મુત્તલિબની ઔલાદને તો આપ્યું અને અમને છોડી દીધા. જો કે અમે અને તેઓ હુઝૂર તરફથી એક જ દરજ્જા પર છે. ફરમાવ્યું : હાશિમ અને મુત્તલિબની ઔલાદ એક જ વસ્તુ છે. હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઝુબેર કહે છે : હું ઝુહરા કબીલાના અમુક માણસો સાથે હઝરત આઇશા પાસે ગયો હતો. હઝરત આઇશા બની ઝુહરાનું માન જાળવતાં હતાં. કારણ કે, એ લોકો હુઝૂર (સલ.)ના સગાં સ્નેહીઓ હતાં.

(૩૭/૩૭૭૧) હઝરત ઉરવા ઇબ્ને ઝુબેર કહે છે કે, હુઝૂરે અકરમ (સલ.) અને હઝરત અબૂબક્ર (રદિ.) પછી હઝરત આઇશાને અબ્દુલ્લાહ ઇબ્ને ઝુબેર પ્રત્યે સૌથી વધુ મુહબ્બત હતી. અબ્દુલ્લાહ ઇબ્ને ઝુબેરનો વર્તાવ પણ હઝરત આઇશા પ્રત્યે ઘણો સારો હતો. હઝરત આઇશાનો નિયમ હતો કે, અલ્લાહની દીધેલો જે કંઇ માલ આવતો તેને રોકતાં ન હતાં. બધો અલ્લાહના રસ્તામાં આપી દેતાં હતાં. (એક દિવસ) ઇબ્ને ઝુબેર કહેવા લાગ્યા કે, કોઇ પણ રીતે હઝરત આઇશા પાસે એ બંધ કરાવવું જોઇએ. ઉમ્મુલ મુઅમિનીને કહ્યું : શું ઇબ્ને ઝુબેર મને ખેરાત કરવાથી રોકશે. જો હું તેનાથી વાતચીત કરૂં તો મારા પર કફ્ફારો વાજીબ છે. (કિંવા કસમ ખાઇને કહી દીધું કે, હું ઇબ્ને ઝુબેર સાથે વાતચીત કરીશ નહીં) હઝરત અબ્દુલ્લાહે કુરેશના મોટા મોટા માણસો ખાસ કરીને રસૂલુલ્લાહ (સલ.)ના મામાઓ પાસે ભલામણ કરાવી, પરંતુ હઝરત આઇશાએ કોઇની ભલામણ માની નહીં. છેવટે અબ્દુર્રહમાન ઇબ્ને અસ્વદ, મિસ્વર ઇબ્ને મખ્રમાએ અને બની ઝુહરા કબીલાના બીજા માણસોએ જેઓ રસૂલુલ્લાહ (સલ.)ના (બચપણમાં) મામાઓ હતા, હઝરત અબ્દુલ્લાહને એવી યુક્તિ બતાવી કે, જ્યારે અમે લોકો હઝરત આઇશા પાસે અંદર દાખલ થવાની રજા માંગીએ ત્યારે તમે પરદામાં દાખલ થઇ જજો. હઝરત અબ્દુલ્લાહે તે લોકોના કહેવા મુજબ કર્યું (અને હઝરત આઇશા સામે ચાલ્યા ગયા) તે પછી હઝરત અબ્દુલ્લાહે ઉમ્મુલ મુઅમિનીનની સેવામાં દસ ગુલામો મોકલ્યા. તેમણે તેમને આઝાદ કર્યા અને વારંવાર ગુલામો આઝાદ કરતા રહ્યાં. અહીં સુધી કે ચાળીસ ગુલામો આઝાદ કર્યા. તે પછી પણ એમ જ કહ્યું કે, મેં કસમ ખાધી હતી. હવે મારી એવી ઇચ્છા છે કે, બીજા કોઇ કામની કસમ ખાઇને તેને પૂરી કરી દઉં જેથી પહેલી કસમમાંથી છુટકારો મેળવું.

**કુર્આન કુરેશની ભાષામાં ઊતર્યું છે**

(૩૮/૩૭૭૨) હઝરત અનસ (રદિ.) કહે છે, હઝરત ઉસ્માન (રદિ.)એ ઝેદ ઇબ્ને સાબિત, અબ્દુલ્લાહ ઇબ્ને ઝુબેર, સઇદ ઇબ્ને આસ અને અબ્દુર્રહમાન ઇબ્ને હારિસને બોલાવ્યા. તે સજ્જનોએ કુર્આનને કાગળ પર નકલ કર્યું. હઝરત ઉસ્માને કુરેશીઓને (છેલ્લા) ત્રણને સંબોધીને કહ્યું કે, જો તમારી અને ઝેદ ઇબ્ને સાબિત વચ્ચે કુર્આનના કોઇ શબ્દ અંગે મતભેદ પડે તો તમે કુરેશની ભાષા પ્રમાણે લખજો. કારણ કે, કુર્આન ફકત કુરેશની ભાષા પ્રમાણે ઉતર્યું છે. જેથી બધા લોકોએ એનું પાલન કર્યું.

**યમનનો સંબંધ ઇસ્માઇલ (અલ.) સાથે, અસ્લમ ઇબ્ને અફસા તેમનામાંથી છે**

(૩૯/૩૭૭૩) હઝરત સલમહ કહે છે કે, અસ્લમ કબીલાના કેટલાક લોકો બજારમાં તીરંદાઝી કરી રહ્યા હતા. તે બાજુથી હુઝૂર (સલ.) પસાર થયા. આપે ફરમાવ્યું : એય ઇસ્માઇલની ઔલાદ ! તીરંદાઝી કરો. તમારા પિતા પણ તીરંદાઝ હતા. એક જુથનું નામ લઇને કહ્યું : હું પણ ફલાણા જુથ તરફ છું. વિરોધી જુથે આ સાંભળીને હાથ રોકી લીધા. હુઝૂરે કહ્યું : કેમ, શું વાત છે ? તેમણે કહ્યું : જ્યારે આપ તે જુથમાં શામિલ છો તો પછી અમે તે તરફ કેવી રીતે તીર ફેંકીએ.

(૩૩/૩૭૬૭) ખિલાફત (અનુગામી બનવું) અર્થાત : આખી દુનિયાના અમીરૂલ મુઅમિનીન એક જ હોઇ શકે, અને તે કુરેશ કબીલામાંથી જ બની શકે.

ફરમાવ્યું : તમે તીર ફેંકો. હું તમારા બધાની સાથે છું.

(૪૦/૩૭૭૪) હઝરત અબૂઝર કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જે માણસ પોતાના પિતાને છોડીને બીજાને જાણી જોઇને પોતાનો પિતા બનાવે તે ખુદાનો ઇન્કાર કરનાર છે અને જે પોતાના વંશને બીજી કોમ સાથે જોડે, જો કે તે કોમ સાથે તેનો વંશ મળતો ન હોય તો તેણે પોતાનું ઠેકાણું દોઝખમાં બનાવી લેવું જોઇએ.

(૪૧/૩૭૭૫) હઝરત વાસિલહ ઇબ્ને અસ્કઅ કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, સૌથી મોટો આક્ષેપ એ છે કે, માણસ ગેરપિતા તરફ પોતાની નિસ્બત કરે અથવા તે વસ્તુ પોતાની આંખે જોયેલી બયાન કરે જે તેણે આંખોથી જોઇ નથી. (કિંવા જૂઠું સ્વપ્ન કહે) અથવા રસૂલુલ્લાહ (સલ.)ની જાત સાથે તે હદીસને જોડે જે આપે ફરમાવી નથી. (કિંવા જુઠી હદીસ બનાવીને રસૂલુલ્લાહ (સલ.) તરફ તેની નિસ્બત કરે.)

(૪૨/૩૭૭૬) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને અબ્બાસ કહે છે કે, અબ્દુલ કૈસ કબીલાના પ્રતિનિધિઓએ હુઝૂર (સલ.)ની સેવામાં હાજર થઇને કહ્યું : યા રસૂલલ્લાહ ! મુદરના કાફિરો અમારી અને તમારી વચ્ચે અંતરાયરૂપ છે. એટલે હરામ મહિનાઓ સિવાય અમે બીજા સમયે મુબારક સેવામાં હાજર થઇ શકતા નથી. આપ અમને કોઇ એવી વાત બતાવો કે અમે હુઝૂર પાસેથી સાંભળીને તે બાજુવાળાઓને પહોંચાડી દઇએ (અને પોતે પણ તેના પર અમલ કરીએ.) રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : હું તમને ચાર વાતો કરવાનો હુકમ આપું છું અને ચાર વસ્તુઓની મનાઇ કરૂં છું. (આ વાતોનો હુકમ આપું છું કે,) તમે ખુદા પર ઇમાન લાવો. તૌહિદ (એકેશ્વર-વાદ)ની ગવાહી આપો. નમાઝ કાયદેસર નિયમિત રીતે પઢો. ઝકાત આપો અને માલે ગનીમતનો પાંચમો ભાગ અલ્લાહના માટે આપો. (જે ચાર વસ્તુઓથી તમને રોકું છું તે એ છે કે,) દુધીની તાબડી, લીલા રંગની બરણી, ખજૂરીના થડમાંથી બનાવેલું વાસણ [પ્યાલો-કઠલા] અને કીરનું તેલ [કાળા રંગનો એક પદાર્થ કે જે વહાણો પર પાણી અંદર આવતું અટકાવવા માટે લગાડવામાં આવે છે.] લગાડેલું વાસણ.

(૪૩/૩૭૭૭) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.) મિમ્બર પર હતા અને પૂર્વ તરફ ઇશારો કરીને ફરમાવી રહ્યા હતા કે, આ બાજુથી ફિત્નો ઉભો થશે, જ્યાંથી શયતાનનું શિંગડું (સૂર્ય) ઉગે છે.

**અસ્લમ, ગિફાર, મુઝયના, જુહયના અને અશ્જઅ**



## કબીલાઓનું વર્ણન

(૪૪/૩૭૭૮) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, કુરૈશ, અન્સાર, બની જુહયના, મુઝયના, અસ્લમ, ગિફાર અને અશ્જઅ મારા દોસ્ત અને મદદગાર છે. ખુદા અને તેના રસૂલ સિવાય તેમનો કોઇ મદદગાર નથી.

(૪૫/૩૭૭૯) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.) કહે છે : હુઝૂર (સલ.) મિમ્બર પર ફરમાવી રહ્યા હતા કે, ગિફાર કબીલાની ખુદા મગફિરત કરે, અસ્લમ કબીલાને ખુદા સલામત રાખે. ઉસય્યા કબીલાએ ખુદા અને તેના રસૂલની નાફરમાની કરી.

(૪૬/૩૭૮૦) હઝરત અબૂબક્ર કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : ખુદા અસ્લમ કબીલાને સલામત રાખે અને ગિફાર કબીલાની મગફિરત કરે.

(૪૭/૩૭૮૧) હઝરત અબૂબક્ર કહે છે : હુઝૂરે અનવર (સલ.)એ ફરમાવ્યું કે, જો જુહયના, મુઝયના, અસ્લમ અને ગિફાર કબીલાઓ બની તમીમ, બની અસદ, બની અબ્દુલ્લાહ ઇબ્ને ગતફાન અને બની આમિર ઇબ્ને સઅ્સઅથી સારા હોય તો શું થાય ? તો પછી એ કબીલાઓ નુકસાનમાં રહેશે. હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : ઉપરોક્ત કબીલાઓ બની તમીમ, બની અસદ, બની અબ્દુલ્લાહ અને બની આમિરથી સારા છે.

(૪૮/૩૭૮૨) હઝરત અબૂબક્ર (રદિ.) કહે છે કે, અકરઅ ઇબ્ને હાબિસે મુબારક સેવામાં જણાવ્યું કે, અસ્લમ, ગિફાર, મુઝયના અને જુહયના કબીલાઓના માત્ર તે લોકોએ તમારા હાથ પર બૈઅત કરી છે જેઓ હાજીઓનો માલ ચોર્યા કરતા હતા. હુઝૂરે ફરમાવ્યું : ભલા બતાવો તો જો અસ્લમ, ગિફાર, જુહયના અને મુઝયના કબીલાઓ બની તમીમ, બની આમિર, બની અસદ અને બની ગતફાન કરતાં સારા હોય તો શું આ (છેલ્લે વર્ણવેલ) કબીલાઓ નુકસાનમાં રહેશે ? અકરએ કહ્યું : બેશક. હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : તે ખુદાની કસમ છે જેના શક્તિશાળી હાથમાં મારો જાન છે કે તેઓ (પ્રથમ વર્ણવેલ) કબીલાઓ આ (છેલ્લે વર્ણવેલ) કબીલાઓ કરતાં સારા છે.

(૪૯/૩૭૮૩) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, અસ્લમ અને ગિફાર કબીલાઓ અને જુહયના અને મુઝયનાના કેટલાક લોકો ખુદા તઆલાની નજીક અસદ, તમીમ, હવાઝિન અને ગતફાન કબીલાઓ કરતાં સારા છે.

**કહતાન (કબીલા)નું વર્ણન**

(૫૦/૩૭૮૪) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : કિયામત ત્યાં સુધી આવશે નહીં જ્યાં સુધી બની કહતાનમાંનો એક માણસ નીકળીને લોકોને પોતાની લાકડીથી હાંકે નહીં.

## કુફ્રદર્શક શબ્દો ઝબાન પર લાવવાની મનાઇ છે

(૫૧/૩૭૮૫) હઝરત જાબિર કહે છે : એક વાર અમે હુઝૂર (સલ.) સાથે જિહાદ કરવા માટે ભેગા થયા. ઘણા મુહાજિરો પણ આપની સાથે થઇ ગયા. મુહાજિરોમાં એક માણસ માથાભારે હતો. તેણે એક અનસારીના નિતંબ પર લાત મારી. અનસારી ખુબ રોષે ભરાયો. પરિણામ એ આવ્યું કે, બંનેએ પોતપોતાની કોમને બોલાવી. અનસારીએ અનસારીઓને બોલાવ્યા અને મુહાજિરે મુહાજિરોને અવાજ દીધો. આ સાંભળીને હુઝૂર (સલ.) બહાર આવ્યા અને કહ્યું : આ અંધકાર યુગવાળાઓ જેવી બુમાબુમ શું છે ? શું બન્યું છે ? કહેવામાં આવ્યું કે, મુહાજિરે અનસારીને લાત મારી. ફરમાવ્યું : તે (અંધકાર યુગના શબ્દો) છોડી દો. કારણ કે, તે શબ્દો ખરાબ છે.

અબ્દુલ્લાહ ઇબ્ને ઉબય ઇબ્ને સલૂલે કહ્યું કે, આ લોકો અમારી પાસે આવીને ફરિયાદ કરી રહ્યા છે કે, જ્યારે અમે મદીના પાછા જઇશું ત્યારે તાકાતવાળા માણસો કમજોર અને લાચાર લોકોને કાઢી મૂકશે. હઝરત ઉમરે કહ્યું : હુઝૂર, આ ખબીસને શા માટે કત્લ કરતા નથી ? ફરમાવ્યું : એટલા માટે કે લોકો એવી ચર્ચા ન કરે કે મુહમ્મદ પોતાના સાથીઓને કત્લ કરે છે.

(૫૨/૩૭૮૬) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદ (રદિ.) કહે છે : હુઝૂરે (સલ.)એ ફરમાવ્યું : જે માણસ મોં પીટે, ગરેવાન ફાડે અને કુફ્રદર્શક શબ્દો ઝબાન પર લાવે તે અમારામાંથી નથી.

## ખુઝાઆ કબીલાનો કિસ્સો

(૫૩/૩૭૮૭) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : અમ્ર ઇબ્ને લુહય ઇબ્ને કમ્આ ઇબ્ને ખિન્દફ ખુઝાઆનો પિતા હતો.

(૫૪/૩૭૮૮) હઝરત સઇદ ઇબ્ને મુસય્યબ કહે છે કે, 'બહીરા' તે જાનવરને કહેવામાં આવે છે જેનું દૂધ માત્ર મૂર્તિઓ માટે જ ફાળવવામાં આવતું હતું અને જાનવરના આંચળમાં જ રહેવા દેવામાં આવતું હતું. તેને દોહતા ન હતા. 'સાઇબા' તે જાનવરને કહેવામાં આવે છે જે દેવતાઓના નામ પર છોડી મૂકવામાં

(૫૦/૩૭૮૪) ઇમામ મહદી પછી યમનના કહતાન કબીલામાંથી આ માણસ જાહેર થશે. તે સારો માણસ નહીં હોય, પોતાની તાકાતના લીધે જોરજુલમથી તે લોકો પર રાજ કરશે.



આવે છે. તેના પર કોઇ ભાર મૂકતું નથી. હઝરત અબૂ હુરૈરાની રિવાયતથી હઝરત સઇદ કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : મેં અમ્ર ઇબ્ને લુહયને દોઝખમાં જોયો કે પોતાના આંતરડા ઘસેડતો જઇ રહ્યો હતો. કારણ કે, સૌ પ્રથમ તેણે જ સાંઢ છોડવાનો રિવાજ કાઢયો હતો.

## હઝરત અબૂઝર ગિફારીના ઇસ્લામ સ્વીકારવાનો બનાવ અને ઝમઝમના કુવાનો કિસ્સો

(૫૫/૩૭૮૯) હઝરત અબૂ જમરા કહે છે : (એક વાર) હઝરત ઇબ્ને અબ્બાસે અમને કહ્યું : હું તમને અબૂઝર (રદિ.)ના ઇસ્લામ સ્વીકારનો બનાવ કહું છું. અમે કહ્યું : ફરમાવો : ઇબ્ને અબ્બાસે કહ્યું : અબૂઝર અમને કહેતા હતા : હું ગિફાર કબીલામાં હતો, એવામાં ખબર મળી કે, મક્કામાં એક માણસ પેદા થયો છે અને તેનો દાવો છે કે, હું નબી છું. મેં ખબર જાણીને મારા ભાઇને કહ્યું કે, તમે તે માણસ પાસે જઇને વાતચીત કરો અને મને તેની ખબર લાવીને આપો. મારો ભાઇ ગયો. હુઝૂરને મળ્યો અને પાછો આવ્યો. મેં પૂછયું, બોલો શું વાત છે ? ભાઇએ જવાબ આપ્યો : મેં એક માણસને જોયો, જે નેકી કરવાનો હુકમ આપે છે અને બુરાઇ કરવાની મનાઇ કરે છે. મેં ભાઇને કહ્યું : તમે કોઇ સંતોષકારક સમાચાર આપ્યા નહીં. ત્યાર પછી હું પોતે મારી થેલી અને લાકડી લઇને મક્કા ગયો, પરંતુ હું હુઝૂરથી માહિતગાર ન હતો અને કોઇને પૂછવાનું ઠીક લાગતું ન હતું. એટલે હું ઝમઝમનું પાણી પીતો અને મસ્જિદમાં રહેતો હતો. અચાનક હઝરત અલી (રદિ.) મારી પાસેથી પસાર થયા. હઝરત અલી કહેવા લાગ્યા : એવું લાગે છે કે, તમે મુસાફિર છો. મેં જવાબ આપ્યો : જી હા. હઝરત અલીએ કહ્યું : તો મારી સાથે ઘેર ચાલો. હું તેમની સાથે થઇ ગયો. રસ્તામાં ન તેમણે મને કંઇ પૂછયું, ન મેં તેમને કંઇ બતાવ્યું. રાત્રે હું તેમની પાસે જ થોભ્યો. સવાર પડી તો અજવાળામાં મસ્જિદે ગયો. જેથી રસૂલુલ્લાહ (સલ.) અંગે માહિતી મેળવું, પરંતુ કોઇ માણસ એવો મળ્યો નહીં જેને પૂછી શકું. અચાનક ફરી હઝરત અલી તે બાજુથી પસાર થયા. કહેવા લાગ્યા : શું હજુ સુધી તમને તમારૂં ઠેકાણું મળ્યું નહીં ? મેં કહ્યું : ના. હઝરત અલીએ કહ્યું : તો મારી સાથે ચાલો, પરંતુ એવું બતાવો કે, તમારે શું કામ છે ! અને આ શહેરમાં શા માટે આવ્યા છો ? મેં કહ્યું : જો તમે જાહેર ન કરો તો કહું. હઝરત અલીએ કહ્યું : તમે જેવું કહો છો તેવું જ હું કરીશ. મેં કહ્યું : અમને ખબર મળી હતી કે, અહીં કોઇ માણસ પેદા થયો છે જે નુબુવ્વતનો દાવેદાર છે. મેં તેની સાથે

વાતચીત કરવા માટે મારા ભાઇને મોકલ્યો હતો, પરંતુ ભાઇ પાછો આવ્યો ત્યારે તેણે કોઇ સંતોષકારક જવાબ આપ્યો નહીં. એટલે હવે મેં પોતે મળવાનો વિચાર કર્યો છે. હઝરત અલીએ કહ્યું : હવે તમને રસ્તો મળી ગયો. હું તે બાજુ જ જાઉં છું. તમે મારી પાછળ આવો. જ્યાં હું દાખલ થાઉં ત્યાં તમે પણ દાખલ થજો. જો તમારા વિષે મને ક્યાંક કોઇ ભય દેખાશે તો હું ભીંત સાથે અડીને ઉભો થઇ જઇશ અને એવું જાહેર કરીશ કે, મારો જોડો ઠીક કરી રહ્યો છું અને તમે સીધા ચાલ્યા જજો. (જેથી લોકોને એવી ખબર ન પડે કે તમે મારી સાથે છો) આમ કહીને હઝરત અલી (આગળ આગળ) ચાલ્યા અને હું (તેમની પાછળ) ગયો. છેવટે તેઓ રસુલુલ્લાહ (સલ.) પાસે પહોંચી ગયા અને હું પણ પહોંચી ગયો. મેં કહ્યું કે, ઇસ્લામની હાલત મારી સામે વર્ણન કરો. હુઝૂરે વર્ણન કરી. હું તરત મુસલમાન થઇ ગયો. હુઝૂરે ફરમાવ્યું : અબૂઝર, હમણાં આ વાત છુપાવો અને તમારા શહેર પાછા ચાલ્યા જાઓ. જ્યારે તમને અમારા વર્ચસ્વની ખબર પડે ત્યારે આવજો. મેં કહ્યું : તે ખુદાની કસમ છે જેણે આપને સચ્ચાઇની સાથે પયગમ્બર બનાવ્યા છે. હું એને લોકો સામે જોરજોરથી વર્ણન કરીશ. ત્યાર પછી હું મસ્જિદમાં ગયો. કુરેશીઓ ત્યાં હાજર હતા. મેં કહ્યું : એય કુરેશીઓ ! હું ગવાહી આપું છું કે, એક ખુદા સિવાય બીજો કોઇ ઇબાદતના લાયક નથી અને મુહમ્મદ તેના બંદા અને રસૂલ છે. કુરેશીઓએ આ સાંભળતાની સાથે જ કહ્યું : ઉઠો, આ બેદીન (અધર્મી)ને મારો. લોકો ઉઠયા અને મારી નાખવાના ઇરાદાથી મને મારવા લાગ્યા. એવામાં હઝરત અબ્બાસે મને જોઇ લીધો અને મારા પર ઉંધા થઇને ઝુકયા, કહેવા લાગ્યા : કમબખ્તો, ગિફાર કબીલાના માણસને મારી નાખો છો, જો કે ગિફાર કબીલો તમારૂં વેપારી મથક છે. તે બાજુએથી જ તમારો રસ્તો છે. કુરેશીઓ આ સાંભળીને મારતાં અટકી ગયા. બીજા દિવસે સવારે હું ફરી મસ્જિદમાં ગયો અને ફરી તે જ વાત કહી જે પહેલા દિવસે કહી હતી. કુરેશીઓએ ફરી કહ્યું : ઉઠોને આ અધર્મીને મારી નાખો. પહેલા દિવસે મારી જે હાલત કરી હતી તેવી જ તે દિવસે પણ કરી મૂકી. હઝરત અબ્બાસે ફરી મને જોઇ લીધો અને મારા પર ઝુકી પડયા. કુરેશીઓને તે જ પહેલા દિવસવાળી વાત કહી. હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે કે, અબૂઝરના ઇસ્લામની શરૂઆત આ પ્રમાણે થઇ.

## અરબની જહાલતનું વર્ણન

(૫૬/૩૭૯૦) હઝરત ઇબ્ને અબ્બાસ કહેતા હતા : જો તમને અરબસ્તાનની જહાલત જાણવાથી ખુશી



થતી હોય તો સૂરએ અન્આમની એકસો ત્રીસ આયતોની આગળ આ આયતો પઢો : **કદ ખસિર લ્લઝીન કતલૂ અવલાદહુમ સફહમ બિગયરિ ઇલ્મિન.** ડિવા તે લોકો નુકસાનમાં રહ્યા જેઓ પોતાની ઔલાદને મૂર્ખાઇથી, સમજ્યા વગર મારી નાખે છે.

## પોતાના મુસ્લિમ અથવા કાફિર બાપદાદા સાથે પોતાના વંશને જોડવો જાઇઝ છે

(૫૭/૩૭૯૧) હઝરત ઇબ્ને ઉમર (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું હતું : કરીમ ઇબ્ને કરીમ ઇબ્ને કરીમ ઇબ્ને કરીમ યુસુફ ઇબ્ને યઅકૂબ ઇબ્ને ઇસ્હાક ઇબ્ને ઇબ્રાહીમ ખલીલુલ્લાહ હતા.

(૫૮/૩૭૯૨) હઝરત બરા ઇબ્ને આઝિબ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું હતું : હું અબ્દુલ મુત્તલિબનો પુત્ર છું.

(૫૯/૩૭૯૩) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે કે, જ્યારે આયત **વ અન્ઝિર અશીરતકલ અકરબીન** ઉતરી ત્યારે હુઝૂરે કુરેશના કબીલાઓને અવાજ દેવાનો શરૂ કર્યો. એય ફિહરની ઔલાદ ! એય અદીની ઔલાદ ! (તમારી જાતને આગથી બચાવો.) બીજી રિવાયતમાં છે કે, જ્યારે ઉપરોક્ત આયત ઉતરી ત્યારે હુઝૂર (સલ.)એ બધા કબીલાઓને અલગ અલગ નામ લઇને બોલાવ્યા. (અને તેમને અલ્લાહનો હુકમ સંભળાવ્યો.)

(૬૦/૩૭૯૪) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, નામદાર હુઝૂર (સલ.)એ ફરમાવ્યું હતું : એય અબ્દે મુનાફની ઔલાદ ! તમારી જાતને અલ્લાહ (ના અઝાબથી) બચાવો. એય અબ્દુલ મુત્તલિબની ઔલાદ ! તમારી જાતને અલ્લાહ (ના અઝાબ)થી છોડાવો. એય ઝુબેર ઇબ્ને અવ્વામની માં, રસૂલુલ્લાહ (સલ.)ની ફોઇ અને એય ફાતિમા બિન્તે મુહમ્મદ ! તમારી જાતને ખુદાના અઝાબથી બચાવો. મારા માલમાંથી તમે જે કંઇ ઇચ્છો છો તે મારી પાસે માંગી લો, પરંતુ હું તમારા બંનેમાંથી કોઇને અલ્લાહના અઝાબમાંથી બચાવી શકીશ નહીં.

## કોઇ કોમનો આઝાદ કરેલો ગુલામ અથવા તેમનો ભાણેજ તેમનામાં જ ગણાય છે

(૬૧/૩૭૯૫) હઝરત અનસ (રદિ.) કહે છે : એક વાર રસૂલુલ્લાહ (સલ.)એ ફક્ત અનસારીઓને બોલાવ્યા. (અનસારીઓ હાજર થઇ ગયા.) હુઝૂરે

કહ્યું : શું તમારામાં કોઇ બીજો માણસ પણ છે ? અનસારીઓએ કહ્યું : બીજો તો કોઈ નથી, ફક્ત અમારો એક ભાણેજ છે. ફરમાવ્યું : કોમનો ભાણેજ તો તેમની અંદર જ ગણાય છે.

**હબસીઓનો કિસ્સો અને હુઝૂર (સલ.)નું 'યા બની અરફિદહ' કહીને સંબોધન કરવું**

(૬૨/૩૭૯૬) હઝરત આઇશા કહે છે : એક વાર હઝરત સિદ્દીકે અકબર મારી પાસે આવ્યા. તે વખતે હજ્જના દિવસોમાં મારી પાસે બે છોકરીઓ આવી હતી અને દફ વગાડી ગાઇ રહી હતી. નામદાર હુઝૂર (સલ.) કપડું ઓઢીને સૂતા હતા. હઝરત અબૂબક્રે આવતાની સાથે જ ધમકાવી. હુઝૂરે તરત મોં ઉઘાડીને કહ્યું : અબૂબક્ર, એમને છોડો, આ ખુશીનો સમય છે અને હજ્જના દિવસો છે. હઝરત આઇશા કહે છે : મને તે સમય યાદ છે જ્યારે કે હુઝૂરે મારા માટે આડ કરી હતી અને હું હબસીઓને મસ્જિદમાં રમતાં જોઇ રહી હતી. હઝરત ઉમરે તેમને ધમકાવ્યા હતા અને હુઝૂરે કહ્યું હતું : ઉમર ! એમને રહેવા દો. એય બની અરફિદહ ! તમારા માટે સલામતી છે. (કિંવા તમે વિના સંકોચે રમો.)

**પોતાના વંશને ખરાબ ન કહેવડાવવાનું બયાન**

(૬૩/૩૭૯૭) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઇશા (રદિ.) કહે છે કે, હઝરત હસ્સાને રસૂલુલ્લાહ (સલ.) પાસે મુશ્રિકોની નાલેશી કરવાની રજા માંગી. હુઝૂરે કહ્યું : તમે મારા વંશને શું કરશો ? (કિંવા કુરૈશના વંશની તમે કેવી રીતે નાલેશી કરશો. મારો અને તેમનો વંશ તો એક જ છે) હઝરત હસ્સાને કહ્યું : હું હુઝૂરને તેમની અંદરથી એવી રીતે ખેંચીને અલગ કરી લઇશ, જેવી રીતે ગુંધેલા આટામાંથી વાળ ખેંચી લેવામાં આવે છે. હઝરત ઉરવા કહે છે : એક વાર હું હઝરત આઇશા સામે હઝરત હસ્સાનની નાલેશી કરવા લાગ્યો. હઝરત આઇશાએ કહ્યું : હસ્સાનને ખરાબ ન કહો. તેઓ રસૂલુલ્લાહ (સલ.) તરફથી મુશ્રિકોને જવાબ આપતા હતા.

**રસૂલુલ્લાહ (સલ.)ના નામોનું વર્ણન અને નીચેની આયતનો ખુલાસો 'માકાન મુહમ્મદુન અબા અહદિ મ્મિ રિંજાલિકુમ.....' 'મુહમ્મદુ ર્રસૂલુલ્લાહિ વ લ્લઝિન આમનૂ મઅહુ અશિદ્દાઉ અલલ કુફ્ફારિ રૂહમાઉ બય્નહુમ.....' 'મિમ્બઅ્દી સ્મુહુ અહમદ.**

(૬૪/૩૭૯૮) હઝરત ઝુબેર ઇબ્ને મુતઇમ કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : મારા પાંચ નામો છે. હું મુહમ્મદ છું. હું અહમદ છું. હું 'માહી' છું કે, મારી મારફતે ખુદા તઆલા કુફ્રને મિટાવશે. હું 'હાશિર' છું, લોકો મારા પગો પાસે ભેગા થશે અને હું 'આકિબ' છું. (કિંવા બધા નબીઓ પછી આવનાર છું.)

(૬૫/૩૭૯૯) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂરે અનવર (સલ.)એ કહ્યું : શું તમને નવાઇ લાગતી નથી કે, ખુદા તઆલા કુરૈશની ગાળો અને લાનતાનને મારા તરફથી કેવી રીતે ફેરવી નાખે છે. તેઓ 'મુઝમ્મમ'ને ગાળો આપે છે. જો કે હું 'મુઝમ્મમ' નથી, બલ્કે મુહમ્મદ છું. (કુરૈશ ભારે દ્વેષના કારણે હુઝૂરને મુહમ્મદ કહેતા ન હતા, બલ્કે મુઝમ્મમ કહેતા હતા.)

**અંતિમ નબી (સલ.)**

(૬૬/૩૮૦૦) હઝરત જાબિર કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : મારૂં ઉદાહરણ બીજા નબીઓની સરખામણીમાં એવું છે જેવું કે કોઇએ મકાન બનાવ્યું હોય. સંપૂર્ણ તૈયાર કરી નાખ્યું હોય અને ઘણું સુંદર બનાવ્યું હોય, પરંતુ એક ઇંટની જગ્યા ખાલી છોડી હોય. હવે લોકો જ્યારે તેની અંદર જઇને જુએ છે ત્યારે પસંદ કરે છે, પરંતુ કહે છે કે, જો આ ઇંટની જગ્યા ખાલી ન હોત તો સારૂં થાત.

(૬૭/૩૮૦૧) હઝરત અબૂહુરૈરા કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : આગળના નબીઓની સરખામણીમાં મારો દાખલો એવો છે જેમ કે કોઇએ એક ઘણું જ સુંદર મકાન બનાવ્યું હોય અને તેને શણગાર્યું પણ હોય, પરંતુ એક ખૂણામાં એક ઇંટની જગ્યા છોડી દીધી હોય. લોકો આવીને જોઇને નવાઇ પામીને કહેવા લાગ્યા : અહીં ઇંટ શા માટે ન મૂકવામાં આવી ? હુઝૂરે ફરમાવ્યું : બસ હું તે જ ઇંટ છું અને ખાતિમુન્નબિય્યીન છું.

**રસૂલુલ્લાહ (સલ.)ની વફાતનું વર્ણન**

(૬૮/૩૮૦૨) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઇશા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)ની વય વફાત વખતે ત્રેસઠ વરસની હતી. સઇદ ઇબ્ને મુસય્યબનું પણ એ જ કથન છે.

**રસૂલુલ્લાહ (સલ.)ની કુન્નિય્યતનું વર્ણન**

(૬૯/૩૮૦૩) હઝરત અનસ કહે છે : એક વાર રસૂલુલ્લાહ (સલ.) બજારમાં હતા, એવામાં એક માણસે અવાજ દીધો : અબૂલ કાસિમ ! હુઝૂરે મોં ફેરવીને જોયું અને કહ્યું : મારા નામ પ્રમાણે નામ રાખી લો, પરંતુ મારી કુન્નિય્યત ન રાખો.

(૭૦/૩૮૦૪) હઝરત જાબિર કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : મારા નામ પ્રમાણે નામ રાખી લો, પરંતુ મારી કુન્નિય્યત ન રાખો.

(૭૧/૩૮૦૫) હઝરત અબૂ હુરૈરા કહે છે : અબૂલ કાસિમ (સલ.)એ ફરમાવ્યું : મારા નામ પ્રમાણે નામ રાખો, પરંતુ મારી કુન્નિય્યત ન રાખો.

(૭૨/૩૮૦૬) જુએદ ઈબ્ને અબ્દુર્રહમાન કહે છે : મેં હઝરત સાઈબ ઈબ્ને યઝીદને ચોરાણું વરસની વયે પણ શક્તિશાળી અવયવોવાળા અને સમતોલ સ્વભાવવાળા જોયા. એના કારણ અંગે તેઓ પોતે કહેવા લાગ્યા કે, આ મારી આંખો અને કાન જેટલું કામ આપી રહ્યા છે એ બધું રસૂલુલ્લાહ (સલ.)ની દુઆના સદકા રૂપ છે. મારી માસી મને હુઝૂર (સલ.) પાસે લઈ ગયાં હતાં અને કહ્યું હતું : યા રસૂલલ્લાહ ! મારો આ ભાણેજ બીમાર રહે છે. આપ એના માટે દુઆ કરો. આપે મારા માટે દુઆ કરી હતી.

## નુબુવ્વતની મહોરનું વર્ણન

(૭૩/૩૮૦૭) હઝરત સાઈબ ઈબ્ને યઝીદ કહે છે કે, મારી માસી મને હુઝૂર (સલ.) પાસે લઈ ગયાં અને કહ્યું : યા રસૂલલ્લાહ ! મારો ભાણેજ બીમાર રહે છે. હુઝૂરે મારા માથા પર હાથ મૂકીને બરકતની દુઆ કરી. જ્યારે આપે વુઝૂ કર્યું ત્યારે મેં આપના વુઝૂનું પાણી પીધું પછી હું આપની મુબારક પીઠ પાછળ જઈને ઉભો થઈ ગયો અને બંને ખભાઓ વચ્ચે નુબુવ્વતની મહોર જોઈ જે જાનવરના ઈંડા જેવી હતી.

## રસૂલુલ્લાહ (સલ.)ની શરીરાકૃતિ (હુલ્યા)નું વર્ણન

(૭૪/૩૮૦૮) હઝરત ઉકબા ઈબ્ને હારિસ કહે છે : એક વાર હઝરત સિદ્દીક અકબર (રદિ.) અસ્રની નમાઝ પઢીને નીકળ્યા. હઝરત ઈમામ હસનને બાળકો સાથે રમતા જોઈને ખભા પર ઉંચકી લીધા અને કહ્યું : મારા પિતા કુરબાન, આ તો રસૂલુલ્લાહ (સલ.) જેવો છે, અલી જેવો નથી. હઝરત અલી હસતા હતા.

(૭૫/૩૮૦૯) હઝરત અબૂ જુહૈફા કહે છે : મેં રસૂલુલ્લાહ (સલ.)ને જોયા છે. ઈમામ હસન હુઝૂર જેવી શિકલ ધરાવતા હતા.

(૭૬/૩૮૧૦) હઝરત અબૂ જુહૈફા કહે છે : મેં પોતે જોયું હતું કે, હઝરત ઈમામ હસન રસૂલુલ્લાહ (સલ.) જેવા હતા. અબૂ ખાલિદ કહે છે : મેં અબૂ જુહૈફાને કહ્યું : તમે અમારી સામે હુઝૂરની શરીરાકૃતિ વર્ણન કરો. અબૂ જુહૈફાએ કહ્યું : હુઝૂર (સલ.) ગોરા રંગના માણસ હતા. ગીચ વાળ હતા.



હુઝૂરે અમને તેર ઊંટણીઓ (ઈનામરૂપે) આપવાનો હુકમ આપ્યો હતો, પરંતુ [illegible] મેળવતા પહેલાં જ હુઝૂરની વફાત થઈ ગઈ.

(૭૭/૩૮૧૧) હઝરત અબૂ જુહૈફા કહે છે : મેં હુઝૂર (સલ.)ને જોયા કે, આપના નીચેના હોઠની નીચે સફેદી હતી.

(૭૮/૩૮૧૨) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને બુસ્ર કહે છે કે, વૃધ્ધાવસ્થામાં હુઝૂરના નીચેના હોઠની નીચે અમુક વાળ સફેદ થઈ ગયા હતા.

(૭૯/૩૮૧૩) હઝરત અનસ ઈબ્ને માલિકે રસૂલુલ્લાહ (સલ.)ની શરીરાકૃતિ (હુલ્યો) આ પ્રમાણે વર્ણન કરી હતી. આપ મધ્યમ કદના માણસ હતા, ન લાંબા હતા, ન ઠીંગણા. હુઝૂરનો રંગ ખુલ્લો હતો ન તો ચુના જેવો સફેદ હતો ન કાળાશ તરફ ઢળતો ઘઉંવર્ણો. આપના વાળ ન તો ખૂબ જ વાંકડિયા હતા ન બિલકુલ સીધા. વહીના ઉતરાણ વખતે આપની વય ચાળીસ વરસની હતી. ત્યાર પછી દસ વરસ મક્કામાં રહ્યા. વહીનું ઉતરાણ થતું રહ્યું. પછી દસ વરસ મદીનામાં રહ્યા. વફાત સમયે હુઝૂરના માથા અને દાઢીમાં વીસ વાળ પણ સફેદ ન હતા. રબીઆ કહે છે : મેં હુઝૂરનો એક વાળ જોયો, જેનો રંગ લાલ હતો. મેં લોકોને પૂછયું, ખબર પડી કે, ખુશ્બૂ લગાવવાના કારણે લાલ થઈ ગયો હતો.

(૮૦/૩૮૧૪) હઝરત અનસ કહે છે કે, નામદાર હુઝૂર (સલ.) ન તો ઘણા લાંબા હતા, ન ઘણા ઠીંગણા. ન ચુનાની જેમ બિલકુલ સફેદ, ન શ્યામવર્ણા. હુઝૂરના વાળ ન તો ખૂબ જ વાંકડિયા હતા ન તદ્દન સીધા. જ્યારે આપની ચાળીસ વરસની વય પૂરી થઈ ત્યારે અલ્લાહ તઆલાએ નુબુવ્વત અર્પણ કરી. તે પછી દસ વરસ મક્કામાં અને દસ વરસ મદીનામાં રહ્યા. વફાત વખતે આપના માથા અને દાઢીમાં વીસ વાળ પણ સફેદ ન હતા.

(૮૧/૩૮૧૫) હઝરત બરા ઈબ્ને આઝિબ કહે છે : નામદાર હુઝૂર (સલ.) સૌથી વધુ ખૂબસૂરત અને નિખાલસ હતા. ન ઘણા લાંબા હતા ન ઘણા ઠીંગણા.

(૮૨/૩૮૧૬) હઝરત અનસ કહે છે કે, નામદાર હુઝૂર (સલ.)એ ખિઝાબ (મેંદી) લગાડયો હતો તેનું કારણ એ હતું કે, હુઝૂરની કાનપટીઓમાં અમુક વાળ સફેદ થઈ ગયા હતા.

(૮૩/૩૮૧૭) હઝરત બરા કહે છે : હુઝૂર (સલ.)નું કદ મધ્યમસર હતું. બંને ખભાઓ વચ્ચેનો ભાગ ઘણો પહોળો હતો. વાળ કાનની ટીસી સુધી પહોંચતા હતા. મેં (એક વાર) આપને લાલ જોડી (કપડાંની) પહેરેલા જોયા. એનાથી વધારે ખૂબસૂરત દ્રશ્ય મેં ક્યારેય જોયું નથી.

(૮૪/૩૮૧૮) હઝરત બરા કહે છે : હુઝૂરે અનવરનો ચહેરો તલવાર જેવો નહીં, બલ્કે ચાંદ જેવો ચમકદાર હતો.

(૮૫/૩૮૧૯) હઝરત અબૂ જુહૈફા કહે છે : નામદાર હુઝૂર (સલ.) એક દિવસ સખ્ત બપોરે બતહા ગયા. વુઝૂ કર્યું. બે રકઅત ઝુહરની અને બે રકઅત અસ્રની પઢી. તે વખતે હુઝૂર સામે સુતરા રૂપે ભાલો હતો. સુતરાની સામેથી ઓરતો પણ પસાર થઇ રહી હતી. (નમાઝ પછી) લોકોએ ઉભા થઇને હુઝૂરના મુબારક હાથ પોતાના ચહેરાઓ પર મસલવાનું શરૂ કર્યું. મેં પણ હુઝૂરનો હાથ લઇને મારા ચહેરા પર મૂકયો. આપનો હાથ બરફ કરતાં ઠંડો અને મુશ્ક કરતાં વધુ ખુશ્બૂદાર હતો.

(૮૬/૩૮૨૦) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે : હુઝૂર (સલ.) સૌથી વધુ સખી હતા, ખાસ કરીને રમઝાનમાં. જ્યારે હઝરત જિબ્રઇલ સાથે મુલાકાત થઇ હતી ત્યારે આપ ખૂબ જ સખાવત કરતા હતા. હઝરત જિબ્રઇલ રમઝાનમાં દરરોજ રાત્રે હુઝૂર સાથે કુર્આનનો દૌર કરતા હતા. હુઝૂર ફૂંકાતા પવન કરતાં પણ વધારે સખી હતા.

(૮૭/૩૮૨૧) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઇશા (રદિ.) કહે છે : એક દિવસ હુઝૂર (સલ.) મારી પાસે આવ્યા. તે વખતે આપ ખુશ હતા. જેના લીધે મુબારક ચહેરો ચમકતો હતો. ફરમાવ્યું : શું તમે સાંભળ્યું નથી કે મુદલિજીએ ઝેદ અને ઉસામાને શું કહ્યું? ઝેદ અને ઉસામાના પગલાં જોઇને કહ્યું કે, આ બંને પગોનો અમુક ભાગ અમુકના અંશ રૂપે છે. (કિંવા એ બંનેના પગલાઓમાં પિતા-પુત્રની સગાઇ જોવા મળી છે.)

(૮૮/૩૮૨૨) હઝરત કઅબ ઇબ્ને માલિકે તબૂકની લડાઇમાંથી પોતાના બાકાત રહી જવાનો બનાવ વર્ણન કરવાના સંદર્ભમાં કહ્યું હતું કે, મેં હુઝૂર (સલ.)ને સલામ કરી. તે વખતે હુઝૂરનો ચહેરો ખુશીના કારણે ચમકી રહ્યો હતો. આપની આદત હતી કે, જ્યારે કોઇ ખુશી થતી ત્યારે આપનો ચહેરો ઝગમગતો હતો. એવું લાગતું હતું જાણે ચાંદનો ટુકડો. આ જોઇને અમે જાણી લેતા હતા કે, હુઝૂર અત્યારે ખુશ છે.

(૮૯/૩૮૨૩) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : હું આદમ (અલ.)ની ઔલાદના સૌથી શ્રેષ્ઠ સમયમાં પેદા થયો છું. એક પછી એક સમય આવતો રહ્યો. અહીં સુધી કે, આ સમય આવ્યો જેમાં હું પેદા થયો છું.

(૯૦/૩૮૨૪) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે : રસૂલુલ્લાહ (સલ.) શરૂમાં માથાના વાળ એમ જ (સેંથો પાડયા વગર) છોડી મૂકતા હતા અને



મુશ્રિકો સેંથો પાડતા હતા અને 'અહલે કિતાબ' સેંથો પાડતા ન હતા. હુઝૂરનો એવો નિયમ હતો કે, જે વસ્તુ વિષે અલ્લાહ તઆલા તરફથી કોઇ નવો હુકમ આવતો ન હતો તેમાં 'અહલે કિતાબ'નું અનુકરણ પસંદ કરતા હતા, પરંતુ પાછળથી માથામાં સેંથો પાડતા હતા.

(૯૧/૩૮૨૫) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને અમ્ર કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) સ્વાભાવિક રીતે અશ્લીલ શબ્દોચ્ચાર કરતા ન હતા અને કહેતા હતા કે, તમારામાં જે માણસના ગુણો સારા છે તે જ સારો માણસ છે.

(૯૨/૩૮૨૬) હઝરત આઇશા કહે છે કે, જો રસૂલુલ્લાહ (સલ.)ને બે બાબતોમાંથી કોઇ એક વાત પસંદ કરવાનો અધિકાર આપવામાં આવતો તો તે જ વાત પસંદ કરતા હતા જે સહેલી હોતી, એ શરતે કે, તેમાં કોઇ પ્રકારનો ગુનોહ ન હોય. જો ગુનોહ હોય તો તેનાથી ઘણાં દૂર રહેતા હતા. હુઝૂરે કદી પોતાની જાત માટે બદલો લીધો નહીં. હા, જો કોઇ એવું કામ કરતું જેના કરવાની ખુદા તઆલાએ મનાઇ ફરમાવી છે તો હુઝૂર તેને શિક્ષા કરતા હતા.

(૯૩/૩૮૨૭) હઝરત અનસ કહે છે : મેં કોઇ રેશમ અને કોઇ દરિયાઇ રસૂલુલ્લાહ (સલ.)ની મુબારક હથેળી કરતાં વધારે નરમ સ્પર્શી નથી અને હુઝૂરની ખુશ્બૂ કરતાં સારી કોઇ ખુશ્બૂ સુંઘી નથી.

(૯૪/૩૮૨૮) હઝરત અબૂ સઇદ ખુદરી કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) પરદાનશીન છોકરી કરતાં વધારે શરમાળ હતા.

(૯૫/૩૮૨૯) હઝરત શુઅબાએ ઉપરોકત રિવાયતમાં એટલું વધારે વર્ણન કર્યું છે કે, જો હુઝૂરને ન ગમતું હોય એવું કંઇ થાય તો મુબારક ચહેરા પર તેની નિશાની દેખાઇ આવતી હતી.

(૯૬/૩૮૩૦) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂર (સલ.)એ કદી કોઇ ખાણાની ટીકા કરી નથી. જો ઇચ્છા થાય તો ખાઇ લેતા, નહીં તો ખાતા ન હતા.

(૯૭/૩૮૩૧) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને માલિક અસદી કહે છે કે, હુઝૂર (સલ.) જ્યારે સજદો કરતા ત્યારે બંને હાથ પહોળા રાખતા હતા. અહીં સુધી કે, હુઝૂરની બગલો અમને દેખાતી હતી. બક્રની રિવાયત આ પ્રમાણે છે કે, બગલોની સફેદી અમને દેખાતી હતી.

(૯૮/૩૮૩૨) હઝરત અનસ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) ઇસ્તિસ્કાની દુઆ સિવાય બીજી કોઇ દુઆમાં હાથ ઉંચકતા ન હતા. ઇસ્તિસ્કાની દુઆ વખતે હુઝૂર એટલી હદ સુધી હાથ ઉંચા કરતા હતા કે બગલોની સફેદી દેખાતી હતી.

હઝરત અબૂ મૂસા કહે છે કે, રસૂલે પાક (સલ.)એ દુઆ કરી હતી અને હાથ ઉંચા કર્યા હતા. મેં આપની બગલોની સફેદી જોઇ લીધી હતી.

(૯૯/૩૮૩૩) હઝરત અબૂ જુહૈફા કહે છે : એક વાર ઇરાદા વગર જ હુઝૂર (સલ.) પાસે પહોંચી ગયો. સખ્ત ગરમી હતી. આપ તે વખતે અબ્તહ મેદાનમાં એક તંબુમાં હતા. થોડી વાર પછી હઝરત બિલાલ બહાર નીકળ્યા અને નમાઝ માટે અઝાન કહી. પછી અંદર જઇને રસૂલુલ્લાહ (સલ.)ના વુઝૂનું બચેલું પાણી બહાર લાવ્યા. લોકો પાણી માટે તૂટી પડયા. ત્યાર પછી હઝરત બિલાલ અંદર ચાલ્યા ગયા અને હુઝૂરનો ભાલો બહાર લાવ્યા. હુઝૂર પણ બહાર આવ્યા. હુઝૂરની પિંડલીઓની સફેદી જે મેં તે વખતે જોઇ હતી તે હજુ સુધી મારી નઝર સામે છે. તે પછી હઝરત બિલાલે સામે ભાલો ખોસ્યો અને રસૂલે પાક (સલ.)એ ઝુહરની બે રકઅત પઢાવી. તે વખતે સામેથી ગધેડાઓ અને સ્ત્રીઓ પસાર થતી રહી. (નમાઝમાં કંઇ વાંધો આવ્યો નહીં.)

(૧૦૦/૩૮૩૪) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) એવી રીતે વાતચીત કરતા હતા કે, જો કોઇ ગણતરી કરનારો ગણતરી કરવા માંગે તો (આપના દરેક શબ્દને) ગણી શકતો હતો. બીજી રિવાયતમાં છે કે, ઉમ્મુલ મુઅમિનીને કહ્યું : શું તમારા માટે આ વાત આશ્ચર્યજનક નથી કે ફલાણો માણસ (અબૂ હુરૈરા) આવ્યો અને મારા કમરા પાસે બેસીને રસૂલુલ્લાહ (સલ.)ની હદીસો બયાન કરવા લાગ્યો. હું સાંભળી રહી હતી, પરંતુ નફિલ નમાઝ પઢી રહી હતી. (એટલે કંઇ બોલી શકી નહીં.) હું નમાઝ પૂરી કરવા પણ પામી ન હતી કે તે ઉઠીને ચાલ્યો ગયો. જો નમાઝ પછી તે બેસી રહેત તો હું ઝરૂર તેને રદિયો આપત. કારણ કે, રસૂલુલ્લાહ (સલ.) તમારા જેમ સતત વાતચીત કરતા ન હતા.

## રસૂલુલ્લાહ (સલ.)ની આંખો સૂતી હતી, દિલ સૂતું ન હતું

(૧૦૧/૩૮૩૫) હઝરત જાબિર કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)ની આંખો સૂતી હતી, દિલ સૂતું ન હતું.

(૧૦૨/૩૮૩૬) અબૂ સલમાએ હઝરત આઇશા (રદિ.)ને પૂછ્યું કે, રમઝાનમાં રસૂલુલ્લાહ (સલ.)ની નમાઝ કેવી હતી ? તેમણે કહ્યું : હુઝૂર (સલ.) રમઝાન અને ગેર રમઝાનમાં ગમે તેમ કોઇ પણ મહીનામાં (રાત્રે) અગિયાર રકઅતથી વધારે પઢતા ન હતા. જે ચાર રકઅતો પઢતા હતા તેની ખૂબી અને





લંબાણનું શું પૂછવું. પછી બીજી ચાર પઢતા હતા તેની ખૂબી લંબાણ પણ અવર્ણનીય છે. છેલ્લે ત્રણ રકઅતો પઢતા હતા. હઝરત આઇશા કહે છે : એક વાર મેં કહ્યું : યા રસૂલલ્લાહ ! આપ વિત્ર પઢતા પહેલાં સૂઇ જાઓ છો ! ફરમાવ્યું : મારી આંખ સૂવે છે, દિલ સૂતું નથી.

(૧૦૩/૩૮૩૭) હઝરત અનસ મિઅરાજની રાત્રિના કિસ્સાના સંદર્ભમાં બયાન કરી રહ્યા હતા કે, એક રાત્રે હુઝૂર (સલ.) મસ્જિદે હરામમાં સૂઇ રહ્યા હતા, એવામાં ત્રણ માણસો આવ્યા. એકે કહ્યું : એ કોણ છે ? બીજાએ કહ્યું : એ સૌથી શ્રેષ્ઠ છે. ત્રીજાએ કહ્યું : તો તેને જ લઇ લો જે સૌથી શ્રેષ્ઠ છે. તે રાત્રે ફકત આટલો બનાવ બન્યો. હુઝૂરે તે રાત્રે તેમને ફરી જોયા નહીં. બીજી રાત્રે ફરી તે જ ત્રણ માણસો આવ્યા. તે વખતે હુઝૂરની આંખો સૂઇ રહી હતી, પરંતુ દિલ સૂતેલું ન હતું. નિયમ પણ એ છે કે, નબીઓની આંખો સૂવે છે, દિલ જાગૃત રહે છે. (તે રાત્રે) હઝરત જિબ્રઇલ હુઝૂરને લઇને આસ્માન પર ચઢાવીને લઇ ગયા.



**બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ**

## રસૂલુલ્લાહ (સલ.)ની નુબુવ્વતની નિશાનીઓ (મુઅજિઝાઓ વગેરે)

(૧૦૪/૩૮૩૮) હઝરત ઇમ્રાન ઇબ્ને હુસેન કહે છે : એક વાર સહાબાઓ હુઝૂરે અનવર (સલ.) સાથે એક સફરમાં જઇ રહ્યા હતા. આખી રાત ચાલતા રહ્યા. જ્યારે સવાર થવા આવી ત્યારે એક જગ્યાએ પડાવ નાખ્યો અને નિંદ્રાધીન થઇ ગયા. જ્યારે સૂર્ય નીકળ્યો ત્યારે સૌપ્રથમ સિદ્દીકે અકબર જાગૃત થયા. એવો નિયમ હતો કે, જ્યાં સુધી રસૂલુલ્લાહ (સલ.) પોતે જાગૃત ન થાય ત્યાં સુધી કોઇ જગાડતું ન હતું. (એટલે કોઇએ હુઝૂરને જગાડવાની હિંમત કરી નહીં.) એવામાં હઝરત ઉમર પણ જાગી ગયા. સિદ્દીકે અકબરે હુઝૂર (સલ.)ના માથા પાસે બેસીને ઉંચા સાદે તકબીર કહેવાનું શરૂ કર્યું. હુઝૂર જાગ્યા અને નીચે ઉતરીને આપે અમને સવારની નમાઝ પઢાવી, પરંતુ એક માણસ બધા માણસોમાંથી અલગ રહ્યો. નમાઝમાં શામિલ થયો નહીં. હુઝૂરે નમાઝમાંથી પરવારીને પૂછ્યું, હે માનવી ! તે અમારી સાથે નમાઝ કેમ પઢી નહીં ? તેણે કહ્યું : હુઝૂર, મને ગુસ્લની હાજત છે. આપે ફરમાવ્યું : પાક માટીથી તયમ્મુમ કરો. હુકમ અનુસાર તેણે તયમ્મુમ કરીને નમાઝ પઢી. અમને ખૂબ તરસ લાગી હતી. એટલે હુઝૂર (સલ.)એ મને મારી

સામેના સવારોનો ઉપરી મુકર્રર કરીને પાણી શોધી લાવવાનો હુકમ આપ્યો. હુકમ અનુસાર અમે જઈ રહ્યા હતા. રસ્તામાં એક ઔરત સાથે મુલાકાત થઈ, જે પગ લટકાવીને સવાર હતી. (પાણીની) બે પખાલો તેની આજુબાજુ લટકી રહી હતી. અમે તેને પૂછ્યું, પાણી ક્યાં છે ? તેણે જવાબ આપ્યો : અહીં પાણી નથી. અમે પૂછ્યું : તારા ઘરવાળાઓ અને પાણી વચ્ચે કેટલું અંતર છે ? તેણે જવાબ આપ્યો : એક રાત-દિવસનું. અમે કહ્યું : ઠીક, તું રસૂલુલ્લાહ (સલ.) પાસે ચાલ, તેણે કહ્યું : કોણ રસૂલુલ્લાહ ? છેવટે અમે તેને મજબુર કરી અને રસૂલુલ્લાહ (સલ.) પાસે લઈ આવ્યા. હુઝૂરે પણ તેની સાથે તે જ વાતચીત કરી જે અમે કરી હતી. ઔરતે કહ્યું : મારા બાળકો યતીમ છે. હુઝૂરે પખાલો મંગાવી. પખાલો આવી ગઈ ત્યારે આપે તેમના આગળના ભાગ પર હાથ ફેરવ્યો. (હુઝૂરના હાથ ફેરવવાથી પાણીમાં એટલી બરકત થઈ કે) અમે ચાળીસ માણસો હતા. બધા તરસ્યા હતા. બધાએ ધરાઈને પાણી પીધું અને જેટલી મશકો અને લોટાઓ વગેરે અમારી પાસે હતું તે બધું ભરી લીધું અને પખાલ તેવી જ ઉછાળા મારતી રહી. હા, અમે ઊંટોને પાણી પીવડાવ્યું ન હતું. તે પછી હુઝૂરે હુકમ આપ્યો કે, તમારી પાસે જે કંઈ હાજર હોય તે લાવો. જેથી ઔરત માટે રોટીના ટુકડાઓ અને ખજૂર ભેગું કરવામાં આવ્યું. ઔરત તે વસ્તુઓ લઈને પોતાના ખાનદાનવાળાઓ પાસે ચાલી ગઈ અને કહેવા લાગી : આજે એક માણસ સાથે મારી મુલાકાત થઈ કે ક્યાં તો તે સૌથી મોટો જાદુગર છે અથવા તો જેવી રીતે લોકોએ કહ્યું હતું તે પ્રમાણે તે નબી છે. હઝરત ઇમ્રાન કહે છે કે, તે ઔરતનાં લીધે તે લોકોને અલ્લાહ તઆલાએ સીધો રસ્તો બતાવ્યો. ઔરત પણ મુસલમાન થઈ ગઈ અને તે લોકો પણ ઈસ્લામ લઈ આવ્યા.

(૧૦૫/૩૮૩૯) હઝરત અનસ કહે છે : એક વાર હુઝૂર (સલ.) 'ઝૌરા' સ્થળે હતા, એવામાં લોકોએ મુબારક સેવામાં (પાણીનું એક) વાસણ રજૂ કર્યું. આપે વાસણ પર મુબારક હાથ મૂક્યો. તરત હુઝૂરની આંગળીઓની વચ્ચેથી પાણી ફૂટીને નીકળવા લાગ્યું. બધાએ વુઝૂ કરી લીધું. હઝરત અનસે હઝરત કતાદાના સવાલના જવાબમાં કહ્યું કે, તે વખતે અમે લગભગ ત્રણસો માણસ હતા.

(૧૦૬/૩૮૪૦) હઝરત અનસ કહે છે : એક વાર અસ્રની નમાઝનો વખત થઈ ગયો. લોકોએ વુઝૂ માટે પાણીની શોધ કરી, પરંતુ પાણી મળ્યું નહીં. છેવટે હુઝૂરની સેવામાં થોડુંક વુઝૂનું પાણી હાજર કરવામાં આવ્યું. આપે તે પાણીના વાસણમાં મુબારક હાથ મૂકીને લોકોને વુઝૂ કરવાનો હુકમ આપ્યો. મેં પોતે જોયું કે, હુઝૂરે હાથ મૂકતાં જ આંગળીઓના વચ્ચેથી પાણી ફૂટીને ફૂટીને નીકળી રહ્યું હતું. પરિણામ એ આવ્યું કે, બધા લોકોએ પહેલેથી છેલ્લે સુધી વુઝૂ કર્યું.

(૧૦૭/૩૮૪૧) હઝરત અનસ કહે છે : એક વાર હુઝૂર (સલ.) સહાબાની એક ટુકડીને સાથે લઈને સફરમાં ગયા. ચાલતાં ચાલતાં નમાઝનો વખત થઈ ગયો. વુઝૂ માટે પાણી મળ્યું નહીં. એક માણસ જઈને એક પ્યાલામાં થોડું પાણી લઈ આવ્યો અને હુઝૂરની સેવામાં હાજર કરી દીધું. આપે પાણી લઈને પ્રથમ પોતે વુઝૂ કર્યું. પછી ચાર આંગળીઓ ફેલાવીને પ્યાલું પકડીને ફરમાવ્યું : ઉઠો, વુઝૂ કરો. બધા લોકોએ મરજી મુજબ વુઝૂ કર્યું. તે વખતે લગભગ કુલ સિત્તેર માણસો હતા.

(૧૦૮/૩૮૪૨) હઝરત અનસ કહે છે : એક વાર નમાઝનો વખત થઈ ગયો. જે માણસનું ઘર મસ્જિદની બાજુમાં હતું તેણે તો વુઝૂ કરી લીધું. બાકીના માણસો વુઝૂ વગર રહી ગયા. હુઝૂર (સલ.)ને પથ્થરનો એક લોટો આપવામાં આવ્યો. જેમાં થોડુંક પાણી હતું. આપે હાથ પહોળો કરીને લોટામાં નાખવાની કોશિશ કરી, પરંતુ લોટાનું મોં સાંકડું હતું. એટલે હાથ જઈ શક્યો નહીં. છેવટે આપે મુઠ્ઠી વાળીને લોટામાં દાખલ કરી અને બધા લોકોએ તે જ પાણીથી વુઝૂ કર્યું. તે વખતે માણસોની સંખ્યા ૮૦ (એંસી) હતી.

(૧૦૯/૩૮૪૩) હઝરત જાબિર કહે છે કે, હુદયબિય્યાની લડાઈના દિવસે લોકોને તરસ લાગી, પરંતુ પાણી મળ્યું નહીં. રસૂલુલ્લાહ (સલ.) સામે પાણીની એક છાગલ મૂકેલી હતી. આપે તેનાથી વુઝૂ કર્યું. લોકો તે લેવા માટે તૂટી પડયા. હુઝૂરે કહ્યું : કેમ, શું વાત છે ? સહાબાએ કહ્યું : હુઝૂર, અમારી પાસે ન વુઝૂ માટે પાણી છે, ન પીવા માટે. ફક્ત આ જ પાણી છે જે આપની સામે મૂક્યું છે. આ સાંભળીને રસૂલુલ્લાહ (સલ.)એ મુબારક હાથ છાગલમાં મૂક્યો. તરત આંગળીઓની વચ્ચેથી નહેરની જેમ જોશભેર પાણી નીકળવા લાગ્યું જેથી અમે બધાએ વુઝૂ પણ કરી લીધું અને પી પણ લીધું. સાલિમ કહે છે : મેં હઝરત જાબિરને પૂછ્યું, તે વખતે તમે કેટલા માણસો હતા ? હઝરત જાબિરે કહ્યું : અમે પંદરસો હતા, પરંતુ જો એક લાખ પણ હોત તો પણ બધા માટે પૂરતું થઈ પડત.

(૧૧૦/૩૮૪૪) હઝરત બરા ઇબ્ને આઝિબ કહે છે કે, હુદયબિય્યાની લડાઈના દિવસે અમે ચૌદસો માણસો હતા. એટલે હુદયબિય્યાના કુવાનું બધું પાણી અમે ખેંચી લીધું. તેમાં એક ટીપું પણ રહેવા ન દીધું. નામદાર હુઝૂર (સલ.)એ કુવાના કિનારા પર બેસીને થોડુંક પાણી મંગાવીને કુવામાં થુંકયા. પછી થોડી વાર થોભ્યા પછી અમે પાણી પીવાનું શરૂ કર્યું. પોતે પણ ધરાઈ ગયા અને બધા જાનવરો પણ ધરાઈ ગયા.

(૧૧૧/૩૮૮૫) હઝરત અબૂ તલહાએ (પોતાની પત્ની) ઉમ્મે સુલૈમને જઇને કહ્યું : આજે મેં હુઝૂર (સલ.)નો અવાજ સાંભળ્યો તો અવાજ કંઇક કમજોર લાગ્યો. જાણવા મળ્યું કે આપ ભુખ્યા છે. શું તમારી પાસે કંઇ ખાવાનું છે ? ઉમ્મે સુલૈમે જવાબ આપ્યો : જી હા. જવની અમૂક રોટલીઓ છે. હઝરત અનસ કહે છે : આમ કહીને ઉમ્મે સુલૈમે તે રોટલીઓ કાઢી અને પોતાની ઓઢણી ઉતારીને તેમાં રોટલીઓ લપેટીને મારા હાથ નીચે છુપાવી દીધી અને ઓઢણીનો બાકીનો ભાગ મારા ઉપર નાખી દીધો અને હુઝૂર (સલ.) પાસે તે મોકલી દીધો. હું રોટલીઓ લઇને હુઝૂરની સેવામાં હાજર થયો. આપ તે વખતે મસ્જિદમાં બીરાજમાન હતા અને બીજા કેટલાક માણસો પણ બેઠા હતા. હું જઇને ઉભો થઇ ગયો. હુઝૂરે કહ્યું : શું તમને અબૂ તલહાએ મોકલ્યા છે ? મેં કહ્યું : જી હા. હુઝૂરે સહાબાને કહ્યું : ઉઠો, ચાલો. હુકમ અનુસાર લોકો ઉઠીને ચાલતા થયા. હું બધાની સાથે હતો. (હુઝૂર અબૂ તલહાના ઘેર ગયા.) મેં જઇને અબૂ તલહાને કહ્યું : હુઝૂર આવ્યા છે. અબૂ તલહાએ ઉમ્મે સુલૈમને કહ્યું કે, રસુલુલ્લાહ (સલ.) બધા માણસોને સાથે લઇને આવ્યા છે. આપણી પાસે ખવડાવવાનું તો કંઇ નથી. ઉમ્મે સુલૈમે જવાબ આપ્યો : ખુદા અને તેના રસૂલ સારી રીતે જાણે છે. તે પછી અબૂ તલહા હુઝૂરના સ્વાગત માટે નીકળ્યા. રસુલુલ્લાહ (સલ.) અબૂ તલહા સાથે ઘરમાં દાખલ થયા અને કહ્યું : ઉમ્મે સુલૈમ, તમારી પાસે જે કંઇ હાજર હોય તે લાવો. ઉમ્મે સુલૈમે તે જ રોટલીઓ હાજર કરી દીધી. હુકમ અનુસાર રોટલીના ટુકડા કરવામાં આવ્યા. ઉમ્મે સુલૈમે ઘી રેડીને શાક જેવું બનાવ્યું. હુઝૂરે ખુદાના હુકમથી જે (દુઆ) કરવા ચાહી તે રોટલી વિષે કરી. પછી (અબૂ તલહાને) કહ્યું : દસ માણસોને ખાવાની રજા આપો. અબૂ તલહાએ દસ માણસોને ખાવાની રજા આપી. જ્યારે તેઓ ખાઇ ચુક્યા અને ધરાઇને ચાલ્યા ગયા ત્યારે હુઝૂરે કહ્યું : બીજા દસ માણસોને રજા આપો. અબૂ તલહાએ બીજા દસ માણસોને રજા આપી. તેઓ પણ ખાઇને ધરાઇને ચાલ્યા ગયા. હુઝૂરે કહ્યું : બીજા દસ માણસોને રજા આપો. હુકમ અનુસાર અબૂ તલહાએ તેમને પણ બોલાવી લીધા. તેઓ પણ ખાઇને ધરાઇને ચાલ્યા ગયા. હુઝૂરે કહ્યું : બીજા દસને બોલાવો. સારાંશ કે, બધા ખાઇને ધરાઇ ગયા. તે વખતે કુલ સિત્તેર-એંસી માણસો હતા.

(૧૧૨/૩૮૮૬) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદ કહે છે કે, અમે હુઝૂર (સલ.)ના મુઅજિઝાઓને બરકતરૂપ માનતા હતા અને તમે લોકો ભયજનક માનતા હતા. અમે એક સફરમાં હતા. પાણી ઘટી ગયું હતું ત્યારે હુઝૂરે બચેલું



પાણી મંગાવ્યું હતું. લોકો વાસણમાં થોડુંક પાણી લઇને હાજર થયા હતા. હુઝૂરે વાસણમાં મુબારક હાથ નાખીને કહ્યું કહ્યું : ખુદા બરકત આપનારો છે. તમે બરકતવાળું પાક પાણી લેવાની ઉતાવળ કરો. અમે પોતે જોયું હતું કે, હુઝૂરની આંગળીઓની વચ્ચેથી પાણી ફૂટી ફૂટીને નીકળી રહ્યું હતું. તદઉપરાંત જ્યારે ખાણું ખવાય રહ્યું હતું ત્યારે ખાણામાંથી સુબ્હાનલ્લાહનો અવાજ આવી રહ્યો હતો. અમે પોતે સાંભળ્યો હતો.

(૧૧૩/૩૮૮૭) હઝરત જાબિર કહે છે : મારા પિતાનું અવસાન થયું ત્યારે તેઓ દેવાદાર હતા. હું હુઝૂર પાસે ગયો અને કહ્યું કે, મરતી વખતે મારા પિતાના માથે ઘણું દેવું હતું. મારી પાસે ખજૂર સિવાય બીજું કંઇ નથી અને ખજૂરના કેટલાયે વરસોના ઉત્પાદનથી દેવું ચુકવી શકાશે નહીં. આપ મારી સાથે ચાલો જેથી લેણદારો મને સખ્ત શબ્દો ન બોલે. હુઝૂરે ખજૂરના એક ઢગલાની આજુબાજુ ચક્કર માર્યા અને દુઆ કરી. પછી બીજા ઢગલાની આજુબાજુ ઘુમ્યા અને તેના પર બેસી ગયા. પછી કહ્યું : ઢગલામાંથી કાઢી કાઢીને લેણદારોનું લેણું ચુકવો જેથી હુઝૂરે બધા લોકોનું લેણું ચુકવી દીધું અને જેટલું આપ્યું હતું તેટલું જ બાકી પણ રહ્યું.

(૧૧૪/૩૮૮૮) હઝરત અબ્દુર્રહમાન ઇબ્ને સિદ્દીકે અકબર કહે છે કે, સુફફા-વાળાઓ તદન નાદાર લોકો હતા. હુઝૂર (સલ.)એ એકવાર કહ્યું હતું કે, જે માણસ પાસે બે માણસોનું ખાણું હોય તે ત્રીજાને પણ લઇ જાય અને જેની પાસે ચારનું ખાણું હોય તે પાંચમાને અથવા છઠ્ઠાને લઇ જાય. એકવાર સિદ્દીકે અકબરના ભાગ ત્રણ માણસો આવ્યા. તેઓ તેમને લઇને આવ્યા. હુઝૂર દસ માણસોને લઇ ગયા. (હઝરત અબૂબક્ર મહેમાનોને પોતાના ઘેર મૂકીને હુઝૂર પાસે ચાલ્યા ગયા.) અમારા ઘરમાં હું હતો; મારી માં હતા, પિતા હતા, મારી પત્ની હતી અને નોકર હતો. હઝરત અબૂબક્રે સાંજનું ખાણું હુઝૂરની પાસે જ ખાધું અને પછી ત્યાં જ થોભ્યા. અહીં સુધી કે, ઇશાની નમાઝ પઢી. થોડીક રાત્રિ વીત્યા પછી પાછા આવ્યા. પત્નીએ પૂછ્યું કે, શું કારણ હતું કે, તમે તમારા મહેમાનોની પણ ખબર લીધી નહીં ? કહ્યું : શું તમે તેમને ખાણું ખવડાવ્યું નથી ? પત્નીએ કહ્યું : તેમણે તમારા આવ્યા વગર ખાવાનો ઇન્કાર કરી દીધો. ઘરવાળાઓએ તેમની સામે ખાણું રજુ કર્યું હતું, પરંતુ મહેમાનોએ માન્યું નહીં. હઝરત અબ્દુર્રહમાન કહે છે : હું આ વાતચીત સાંભળીને ભયના માર્યો એક જગ્યાએ જઇને છુપાઇ ગયો. હઝરત અબૂબક્રે મને ઠપકો આપ્યો અને કહ્યું : એય બેવકુફ જાહિલ ! (તેં એમને ખાણું ખવડાવ્યું નહીં ?) પછી મહેમાનોને કહ્યું : તમે

ખાઓ, ખુદાની કસમ ! હું બિલકુલ ખાઇશ નહીં. હઝરત અબ્દુર્રહમાન કહે છે : ખુદાની કસમ ! ખાણામાંથી જે કોળીયો અમે લેતા હતા તેની નીચેથી તેનાથી વધારે બીજું વધી જતું હતું. અહીં સુધી કે, બધા ધરાઇ ગયા અને પહેલાં કરતાં વધારે ખાણું બચ્યું. આ જોઇને હઝરત અબૂબક્રે પોતાની પત્નીને કહ્યું : એય બની ફિરાસની પુત્રી ! આ શું ? પત્નીએ કહ્યું : આંખની ઠંડકની કસમ ! અત્યારે આ ખાણું પહેલાં કરતાં ત્રણ ગણું છે. તે પછી હઝરત અબૂબક્રે પણ તેમાંથી થોડુંક ખાધું અને કહ્યું : તે કસમ શયતાનના વસવસાના કારણે હતી. પછી બીજો એક કોળીયો ખાઇને બાકીનું ખાણું ઉંચકીને રસૂલુલ્લાહ (સલ.) પાસે લઇ આવ્યા. તે ખાણું સવાર સુધી હુઝૂરની પાસે જ રહ્યું. હઝરત અબ્દુર્રહમાન કહે છે : તે સમયે એક કોમ સાથે અમારા કરાર થયેલા હતા, પરંતુ સુલેહની મુદ્દત પૂરી થઇ ગઇ હતી. એટલે અમે (દુશ્મનો સાથે લડવા માટે) બાર મુખીઓ અથવા સરદારો પસંદ કર્યા. દરેક મુખી સાથે સારી જેવી સંખ્યા હતી. બધાએ તે ખાણું ખાધું.

(૧૧૫/૩૮૮૯) હઝરત અનસ કહે છે : એકવાર રસૂલુલ્લાહ (સલ.)ના સમયમાં મદીનામાં દુકાળ પડયો. શુક્રવારના દિવસે રસૂલુલ્લાહ (સલ.) ખુત્બો પઢી રહ્યા હતા, એવામાં એક માણસે ઉભા થઇને કહ્યું : યા રસૂલલ્લાહ ! બધા ઘોડાઓ અને બકરીઓ બરબાદ થઇ ગઇ. આપ ખુદા તઆલા પાસે પાણી વરસાવવાની દુઆ માંગો. હુઝૂર (સલ.)એ હાથ ફેલાવીને દુઆ માંગી. તે વખતે આકાશ કાચ જેવું સાફ હતું, પરંતુ (હુઝૂરની દુઆથી) તરત એક હવા ચાલી અને વાદળ આવ્યું અને આકાશે પોતાનું મોં ખુલ્લું કર્યું. પરિણામ એ આવ્યું કે, અમે ત્યાંથી ઉઠીને આવ્યા તો પાણીમાં ડુબકીઓ ખાતા ઘેર પહોંચ્યા અને આગામી શુક્રવાર સુધી સતત વરસાદ પડતો રહ્યો. બીજા શુક્રવારે ફરી એક માણસે કહ્યું : યા રસૂલલ્લાહ ! મકાનો બરબાદ થઇ ગયા. આપ ખુદા પાસે દુઆ માંગો કે, આ પાણી અટકી જાય. આપ હસ્યા અને કહ્યું : એય અલ્લાહ ! અમારી આજુબાજુ વરસે, અમારા ઉપર ન વરસે. હઝરત અનસ કહે છે : મેં જોયું કે, વાદળ વીખેરાઇને મદીનાની આજુબાજુ ચાલ્યું ગયું અને મદીનાની ઉપરનું આકાશ તાજ જેવું થઇ ગયું.

(૧૧૬/૩૮૯૦) હઝરત ઇબ્ને ઉમર કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) ખજૂરીના લાકડાના એક થાંભલા સાથે અડીને ખુત્બો પઢતા હતા, પરંતુ જ્યારે મિમ્બર બની ગયો ત્યારે હુઝૂર (સલ.) થાંભલો છોડીને મિમ્બર તરફ ગયા. થાંભલો રડવા લાગ્યો. હુઝૂર તેનું રૂદન સાંભળીને તેની પાસે ગયા અને તેના પર મુબારક હાથ મૂક્યો. (થાંભલાનું રડવાનું બંધ થઇ ગયું.)



(૧૧૭/૩૮૯૧) હઝરત જાબિર ઇબ્ને અબ્દુલ્લાહ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) શુક્રવારના દિવસે ખજૂરીના એક થાંભલાનો ટેકો લઇને ખુત્બો પઢતા હતા. એક અનસારી ઓરતે અથવા પુરૂષે કહ્યું : યા રસૂલલ્લાહ ! શું અમે આપના માટે એક મિમ્બર ન બનાવી દઇએ ? ફરમાવ્યું : તમારી ખુશી હોય તો બનાવડાવી આપો. લોકોએ હુઝૂર માટે એક મિમ્બર બનાવી આપ્યો. જ્યારે શુક્રવારનો દિવસ આવ્યો ત્યારે હુઝૂર મિમ્બરનો ટેકો લઇને ઉભા થયા (અને થાંભલાને છોડી દીધો) થાંભલો બાળકના જેમ ઉંચા સાદે રડવા લાગ્યો. હુઝૂર તરત મિમ્બર પરથી ઉતરી પડયા અને થાંભલાને છાતી સરસો ચાંપ્યો, પરંતુ થાંભલાએ બાળકની જેમ ઊંહ, ઊંહ કરીને રડવાનું ચાલુ રાખ્યું. રડવાનું કારણ એ હતું કે, થાંભલાની પાસે જ્યારે અલ્લાહનો ઝિક્ર (યાદ) થતો હતો ત્યારે તે સાંભળતો હતો.

(૧૧૮/૩૮૯૨) હઝરત જાબિર ઇબ્ને અબ્દુલ્લાહ કહે છે કે, મસ્જિદે નબવીની છત ખજુરીના પાંદડાંઓની હતી. હુઝૂર (સલ.) ખજુરીના એક થાંભલાના ટેકે ખુત્બો પઢતા હતા, પરંતુ જ્યારે મિમ્બર તૈયાર થઇ ગયો ત્યારે આપ મિમ્બર પર ખુત્બો પઢવા ગયા. આ (જુદાઇ)ના લીધે થાંભલો દસ મહીનાની ગાભણ ઊંટણીના અવાજની જેમ રડવા લાગ્યો. છેવટે હુઝૂર તેની પાસે ગયા. તેના પર મુબારક હાથ મૂક્યો અને તેનો અવાજ બંધ થયો.

(૧૧૯/૩૮૯૩) હઝરત હુઝયફા કહે છે : એક વાર ફારૂકે અઅઝમે કહ્યું કે, તમારામાંથી કોને ફિત્નાવાળી હદીસ યાદ છે ? મેં જવાબ આપ્યો : અમીરૂલ મુઅમિનીન મને યાદ છે. તેમણે કહ્યું : તમે ખૂબ હિમ્મતવાન લાગો છો, બયાન કરો. મેં કહ્યું : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું હતું કે, માણસ પોતાના સ્ત્રી બાળકો અને પડોશીઓના કારણે જે ફિત્નાઓમાં સપડાય છે તેનો કફફારો નમાઝથી, ખૈરાત કરવાથી, નેક કામનો હુકમ આપવાથી અને બુરા કામથી રોકવાથી થઇ જાય છે. હઝરત ઉમરે કહ્યું : મારો હેતુ એ નથી, બલ્કે તે ફિત્નો મુરાદ છે જે મહાસાગરની જેમ ઉછાળા મારશે. મેં કહ્યું : અમીરૂલ મુઅમિનીન, એનાથી આપને તો કંઇ નુકસાન પહોંચી શકતું નથી. કારણ કે, આપની અને તેની વચ્ચે તો એક બંધ દરવાજો અવરોધરૂપ છે. તેમણે કહ્યું કે, તે દરવાજો ખોલી નાખવામાં આવશે અથવા તોડી નાખવામાં આવશે ? મેં કહ્યું : તોડવામાં આવશે. કહ્યું : તો પછી કદી બંધ થશે નહીં. રાવી કહે છે : અમે હુઝયફાને પૂછયું, શું હઝરત ઉમર તે દરવાજાથી માહિતગાર હતા ? હઝરત હુઝયફાએ કહ્યું : હા, જેવી રીતે આજ અને કાલની વચ્ચે એક રાત

અંતરાયરૂપ છે એવી જ રીતે હઝરત ઉમર પણ ખાત્રીપૂર્વક તેનાથી માહિતગાર હતા. મેં તેમને એવી હદીસ બયાન કરી છે જે જૂઠી નથી. રાવી કહે છે : અમને હુઝયફાને આવું પૂછતાં કંઇક ભય લાગ્યો કે, દરવાજાથી કયો માણસ મુરાદ છે. એટલે અમે મસ્રૂકને પૂછવાનો હુકમ આપ્યો. મસ્રૂકે પૂછ્યું, હુઝયફાએ જવાબ આપ્યો : દરવાજાથી મુરાદ ખુદ હઝરત ઉમરની જાત છે.

(૧૨૦/૩૮૯૪) હઝરત અબૂ હુરૈરા કહે છે : નામદાર હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : કિયામત ત્યાં સુધી કાયમ નહીં થાય જ્યાં સુધી તમારી લડાઇ એવી કોમ સાથે નહીં થાય જેમના જોડાઓ વાળના હશે. કિયામત ત્યાં સુધી નહીં આવે જ્યાં સુધી તમારી લડાઇ તુર્કો સાથે નહીં થાય. જેમની આંખો નાની, રંગ લાલ, નાક ચપટું, ચહેરો ઢાલ જેવો ગોળ અને ચામડી જાડી હશે. તમે સર્વોત્તમ તે માણસને જોશો જે આ હુકૂમત પ્રત્યે ભારે નફરત ધરાવતો હશે. અહીં સુધી કે, તેમાં ફસાઇ પડશે. (કિંવા દિલથી નફરત કરશે, પરંતુ સંજોગવશાત તેમાં ફસાઇ પડશે.) માણસોની હાલત ખાણ જેવી છે. જે કુફ્રની હાલતમાં સારો હતો તે ઇસ્લામી યુગમાં પણ સારો ગણાશે. (એ શરતે કે દીની સમજ-સૂઝ ધરાવતો હોય) તમારા લોકો પર એક સમય એવો ઝરૂર આવશે જેમાં (એક વાર) મારા દીદાર (દર્શન) કરવાનું તમને તમારા સ્ત્રી બાળકો અને માલ કરતાં વધારે ગમશે. (પરંતુ મને જોઇ શકશો નહીં)

(૧૨૧/૩૮૯૫) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કિયામત ત્યાં સુધી આવશે નહીં જ્યાં સુધી તમારી લડાઇ 'ખૂઝ' અને કિરમાનવાળા અજમીઓ સાથે થશે નહીં. જેમના ચહેરા લાલ, નાક ચપટાં, આંખો નાની, ચહેરાઓ છુંદણાંવાળી ઢાલ જેવા (ગોળ અને કુરૂપ) હશે. તેમના જોડાઓ વાળના હશે.

(૧૨૨/૩૮૯૬) હઝરત અબૂ હુરૈરા કહે છે : હું ત્રણ વરસ હુઝૂર (સલ.) પાસે રહ્યો. આ ત્રણ વરસમાં મારી તીવ્ર ઇચ્છા એવી રહી કે, હુઝૂર (સલ.)ની હદીસો યાદ કરી લઉં. મેં હુઝૂર (સલ.)ને કહેતા સાંભળ્યા છે, આપ હાથના ઇશારાથી કહેતા હતા કે, કિયામત ત્યાં સુધી આવશે નહીં જ્યાં સુધી તમારી લડાઇ તે કોમ સાથે થશે નહીં જેમના જોડાઓ વાળના હશે.

(૧૨૩/૩૮૯૭) હઝરત અમ્ર ઇબ્ને તગલબ કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, કિયામતની નજીક તમારી લડાઇ એવી કોમ સાથે થશે જેના જોડાઓ વાળના હશે અને તે લોકો સાથે પણ તમારી લડાઇ થશે જેમના ચહેરા ઢાલ જેવા ચપટા અને ગોળ હશે.



(૧૨૪/૩૮૯૮) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : યહૂદીઓ તમારી સાથે લડશે, પરંતુ તમે તેમના પર વિજય મેળવશો અને પરિસ્થિતિ એવી થઇ જશે કે, પત્થર પોકાર પાડીને કહેશે : એય મુસલમાન ! આ યહૂદી મારી આડમાં છુપાયેલો છે, એને કત્લ કરી દે.

(૧૨૫/૩૮૯૯) હઝરત અબૂ સઇદ ખુદરી કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : એક સમય એવો આવશે કે, લોકો જિહાદ કરશે અને તેમને પૂછવામાં આવશે કે, રસૂલુલ્લાહ (સલ.)નો કોઇ સહાબી તમારામાં છે ? તેઓ જવાબ આપશે : હા, છે. જેથી તેમનો વિજય થશે. પછી એક સમય એવો આવશે કે, લોકો જિહાદ કરશે અને તેમને પૂછવામાં આવશે કે, શું તમારામાં કોઇ તાબેઇ છે ? તેઓ જવાબ આપશે : હા, છે. જેથી તેમને વિજય મળશે.

(૧૨૬/૩૯૦૦) હઝરત અદી ઇબ્ને હાતિમ કહે છે : એક વાર અમે હુઝૂર પાસે હાજર હતા. એવામાં એક માણસે આવીને ભૂખમરાની ફરિયાદ કરી. પછી બીજો માણસ આવ્યો. તેણે રસ્તામાં લૂંટાઇ જવાની ફરિયાદ કરી. હુઝૂરે મને કહ્યું : અદી, શું તેં 'હીરા' સ્થળ જોયું છે ? મેં કહ્યું : જી ના, મેં જોયું તો નથી. અલબત્ત નામ સાંભળ્યું છે. ફરમાવ્યું : જો તારી ઉમર લાંબી થશે તો તું જોશે કે, એકલી ઓરત ઊંટ પર સવાર થઇને હીરાથી નીકળશે અને આવીને કઅબાનો તવાફ કરશે. તેને ખુદાના સિવાય કોઇનો ડર નહીં હોય. મેં મારા મનમાં વિચાર્યું, તે વખતે 'તય' કબીલાના લૂંટારાઓ ક્યાં ચાલ્યા જશે, જેમણે આખા દેશમાં ફિત્નાની આગ લગાડી છે. પછી હુઝૂરે કહ્યું : જો તારી ઉમર લાંબી થશે તો તું જોશે કે, કિસ્રાના ખઝાનાઓ ખુલી જશે. મેં કહ્યું : કિસ્રા ઇબ્ને હુરમુઝના ? ફરમાવ્યું : કિસ્રા ઇબ્ને હુરમુઝના. પછી ફરમાવ્યું : જો તારી ઉમર લાંબી થઇ તો જોશે કે, માણસ મુઠ્ઠીમાં સોનું-ચાંદી લઇને લેનારની શોધમાં ફરશે અને કોઇ લેનારો નહીં મળે. જે દિવસે બંદાનો અને અલ્લાહનો સામનો થશે તે દિવસે ખુદા તઆલા કહેશે : શું મેં મારો હુકમ પહોંચાડવા માટે તમારી પાસે મારો પયગમ્બર મોકલ્યો ન હતો ? બંદો કહેશે : મોકલ્યો તો હતો. ખુદા તઆલા કહેશે : શું મેં તને માલ અને ઔલાદ આપી ન હતી અને શું મેં તારા ઉપર કૃપા કરી ન હતી ? બંદો કહેશે : એવું ઝરૂર થયું હતું. ત્યાર પછી બંદો પોતાની જમણી બાજુએ જોશે તો આગ દેખાશે અને ડાબી બાજુએ જોશે ત્યારે પણ આગ દેખાશે. હઝરત અદી કહે છે : હુઝૂર

(૧૨૪/૩૮૯૮) આ બનાવ હઝરત ઇસા (અલ.)ના ઉતરાણ વખતે બનશે.

(સલ.)એ ફરમાવ્યું હતું કે, આગથી બચો, ભલેને ખારેકનો એક ટુકડો આપીને જ હોય. જે માણસને ખજૂરનો ટુકડો ન મળે તે સારી વાત કરીને બચે, પરંતુ આગથી બચે. હઝરત અદી કહે છે : મેં (હુઝૂરની ભવિષ્યવાણી અનુસાર) જોયું કે, એકલી ઓરત 'હીરા'થી સવાર થઇને નીકળતી હતી અને જઇને કઅબાનો તવાફ કરતી હતી અને ખુદા સિવાય બીજા કોઇનો તેને (રસ્તામાં) ડર લાગતો ન હતો. કિસ્રા ઇબ્ને હુરમુઝના ખઝાનાઓ ખોલનારાઓમાં તો હું શામિલ હતો. જો તમારા લોકોની ઉંમર લાંબી થઇ તો રસૂલુલ્લાહ (સલ.)ના આ ફરમાનની સચ્ચાઇ તમે પોતે જોઇ લેશો કે, માણસ મુઠ્ઠી ભરીને સોનું-ચાંદી લઇને ફરશે અને કોઇ લેનારો નહીં હોય.

(૧૨૭/૩૯૦૧) હઝરત મુહિલ ઇબ્ને ખલીફા કહે છે કે, ઉપરોક્ત હદીસમાં હઝરત અદી ઇબ્ને હાતિમે આ શબ્દો કહ્યા હતા કે, હું હુઝૂરની પાસે હાજર હતો.

(૧૨૮/૩૯૦૨) હઝરત ઉકબા ઇબ્ને આમિર કહે છે : હુઝૂર (સલ.) એક દિવસ બહાર નીકળ્યા અને ઉહદના શહીદોની જનાઝાની જેમ નમાઝ પઢાવી. પછી પાછા ફરીને મિમ્બર પાસે આવ્યા અને કહ્યું : હું તમારા માટે આગેવાન અને પેશવા છું. કિયામતના દિવસે તમારો ગવાહ રહીશ. ખુદાની કસમ ! મને મારી હોઝ અત્યારે દેખાઇ રહી છે અને મને પૃથ્વીના ખજાનાઓની ચાવીઓ આપી દેવામાં આવી છે. એટલે ખુદાની કસમ ! મને એ વાતનો ભય નથી કે, મારા પછી તમે શિર્ક કરવા લાગશો, બલ્કે એ વાતનો ભય છે કે, દુનિયાની લાલચમાં પડી જશો.

(૧૨૯/૩૯૦૩) હઝરત ઉસામા કહે છે : રસૂલે પાક (સલ.)એ એક વાર મદીનાના એક ટેકરા પર ચઢીને ફરમાવ્યું : મને જે કંઇ દેખાઇ રહ્યું છે તે શું તમને દેખાઇ રહ્યું છે ? જેવી રીતે વરસાદ પડવાની જગ્યાઓ દેખાય છે તેવી જ રીતે હું ફિત્નાઓને તમારા ઘરોમાં જોઇ રહ્યો છું.

(૧૩૦/૩૯૦૪) હઝરત ઝયનબ બિન્તે જહશ કહે છે : એક દિવસ હુઝૂર (સલ.) ગભરાયેલી હાલતમાં મારી પાસે આવ્યા અને કહેવા લાગ્યા : **'લાઇલાહ ઇલ્લ લ્લાહ'** આ મુસીબત અરબસ્તાન માટે નુકસાનકારક છે. આ મુસીબત નજીક આવી ગઇ છે. પછી હુઝૂરે અંગૂઠો અને શહાદતની આંગળી (અંગૂઠાની બાજુની આંગળી)નું વર્તુળ બનાવીને કહ્યું : આજે યાજૂજ માજૂજની દીવાલમાં આટલું કાણું પડી ગયું છે. મેં કહ્યું : યા રસૂલલ્લાહ ! શું આપણે પણ તબાહ થઇ જઇશું ? જો કે આપણામાં નેક લોકો મોજુદ છે. ફરમાવ્યું : જ્યારે બદકારી



(કુકર્મો) વધી પડશે. (ત્યારે બધા તબાહ થઇ જશે.)

(૧૩૧/૩૯૦૫) હઝરત ઉમ્મે સલમહ કહે છે : હુઝૂર (સલ.)એ ઊંઘમાંથી જાગીને કહ્યું : સુબ્હાનલ્લાહ ! કેટલાયે (રહમતના) ખજાનાઓ ઉતારવામાં આવ્યા અને કેટલાયે ફિત્નાઓ ઉતર્યા.

(૧૩૨/૩૯૦૬) હઝરત અબૂ સઅસઆ કહે છે : હઝરત અબૂ સઇદ ખુદરીએ મને કહ્યું : હું જોઉં છું કે, તમને બકરીઓ પ્રત્યે મુહબ્બત છે અને તમે બકરીઓને જીવનનિર્વાહનું સાધન બનાવી લીધું છે. એટલે તેમને સ્વચ્છ રાખો અને તેમના નાકનું લીંટ સાફ કરો. (એટલે કે તેમની સારી રીતે સેવાચાકરી કરો.) કારણ કે, મેં રસૂલુલ્લાહ (સલ.)ને કહેતા સાંભળ્યા છે કે, એક એવો સમય આવશે જેમાં મુસલમાન માટે સર્વશ્રેષ્ઠ માલ બકરીઓ હશે. તે તેમને પહાડોના શિખરો અને વરસાદ વરસવાની જગ્યાઓએ ચરાવવા માટે લઇને ફરશે અને પોતાના ધર્મને લઇને ફિત્નાઓથી ભાગતો ફરશે.

(૧૩૩/૩૯૦૭) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, ટૂંક સમયમાં જ ફિત્નાઓ જાગશે. જેમાં બેઠેલો માણસ ઉભા રહેલા માણસથી અને ઉભો રહેલો ચાલનારાથી અને ચાલનારો દોડનારાથી સારો હશે. જે માણસ આ ફિત્નાઓ તરફ ડોકિયું કરશે તેને ફિત્નાઓ પોતાના તરફ ખેંચી લેશે. એટલે જે માણસને પનાહની કોઇ જગ્યા મળી જાય ત્યાં પનાહ લઇ લેવી જોઇએ. એક રિવાયતમાં એટલું વધારે છે કે, જે માણસની અસ્રની નમાઝ ચાલી ગઇ તેના જાણે કે, સ્ત્રી-બાળકો અને માલ છીનવાઇ ગયો.

(૧૩૪/૩૯૦૮) હઝરત ઇબ્ને મસઊદથી રિવાયત છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : ટૂંક સમયમાં બીજાઓ તમારા કરતાં આગળ આવશે અને એવા બનાવો બનશે જે તમને નાપસંદ હશે. સહાબાએ કહ્યું : તો હુઝૂર અમને તે વિષે શું હુકમ આપે છે ? ફરમાવ્યું : તમારા પર હાકિમનો જે હક્ક વાજિબ છે તેને અદા કરજો અને તમારો હક્ક ખુદા પાસે માંગજો.

(૧૩૫/૩૯૦૯) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, મારી ઉમ્મતને કુરૈશનો આ કબીલો તબાહ કરી નાખશે. સહાબાએ કહ્યું : તો પછી આપ અમને શું હુકમ આપો છો ? ફરમાવ્યું : જો લોકો એમનાથી દૂર રહે તો સારૂં છે. અબૂ હુરૈરાની એક રિવાયતમાં છે કે હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : મારી ઉમ્મતની બરબાદી કુરૈશના અમુક છોકરાઓના હાથે થશે. મરવાને અબૂ

હુરૈરાને કહ્યું : શું છોકરાઓના હાથે બરબાદી થશે ? અબૂ હુરૈરાએ કહ્યું : હા, જો તમે ઇચ્છતા હોય તો હું તેમના નામ પણ લઇ લઉં કે, તેઓ ફલાણા ફલાણા માણસોના છોકરાઓ હશે.

(૧૩૬/૩૯૧૦) હઝરત હુઝયફા કહે છે કે, લોકો હુઝૂર (સલ.)ને નેક કામો વિષે પૂછતા હતા અને હું બુરા કામો વિષે પૂછતો હતો. જેથી બુરાઇ મારા સુધી ન આવી શકે. જેથી એક વાર મેં પૂછ્યું કે, યા રસૂલલ્લાહ ! પહેલાં તો અમે કુફ્ર અને શિર્કની હાલતમાં હતા. પછી ખુદા તઆલાએ અમને આ ભલાઇ (ઇસ્લામ) આપી હવે શું આ ભલાઇ પછી બીજી કોઇ બુરાઇ જન્મ લેશે ? ફરમાવ્યું : હા. મેં કહ્યું : તો શું તે બુરાઇ પછી ફરી કોઇ ભલાઇ થશે ? ફરમાવ્યું : હા, પરંતુ તે ભલાઇમાં અંધકાર પણ હશે. મેં કહ્યું : અંધકાર શું હશે ? ફરમાવ્યું : લોકો મારી હિદાયત સિવાય બીજો હિદાયતનો રસ્તો અપનાવશે. તેમનામાં તમને બુરા કામો પણ દેખાશે અને સારા પણ. મેં કહ્યું : યા રસૂલલ્લાહ ! પછી તે ભલાઇ પછી પણ કોઇ બુરાઇ થશે ? ફરમાવ્યું : હા, (કેટલાક લોકો) જહન્નમના દરવાજાઓ તરફ લોકોને બોલાવશે. જેઓ તેમની વાત માનશે તેમને તેઓ જહન્નમ તરફ ધકેલી દેશે. મેં કહ્યું : યા રસૂલલ્લાહ ! અમને તે લોકોની હાલત જણાવો. ફરમાવ્યું : તેઓ અમારી કોમમાંથી હશે અને અમારી ભાષામાં જ વાત કરશે. મેં કહ્યું : યા રસૂલલ્લાહ ! જો તે સમય મારી પાસે આવે તો આપ મને શું હુકમ આપો છો ? ફરમાવ્યું : તમે હંમેશાં મુસલમાનોની જમાઅત અને તેમના ઇમામ સાથે રહેજો. મેં કહ્યું : જો મુસલમાનોની કોઇ જમાઅત અને ઇમામ ન હોય તો ? આપે ફરમાવ્યું : તો તે બધા ફિરકાઓ (જુથો)થી અલગ રહેજો, ભલેને તમારે ઝાડોના મૂળિયાં ચાવવા પડે અને એ જ હાલતમાં તમારૂં અવસાન થઇ જાય.

(૧૩૭/૩૯૧૧) હઝરત હુઝયફા કહે છે કે, મારા સાથીઓ (હુઝૂર પાસે) નેક કામો શીખ્યા અને મેં બુરાઇથી બચવાની તઅલીમ લીધી.

(૧૩૮/૩૯૧૨) હઝરત અબૂ હુરૈરા કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : કિયામત ત્યાં સુધી કાયમ નહીં થાય જ્યાં સુધી કે બે જુથો વચ્ચે ભયંકર ખૂનામરકી નહીં થાય, જો કે બંનેનો દાવો એક જ હશે.

(૧૩૯/૩૯૧૩) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, કિયામત ત્યાં સુધી કાયમ નહીં થાય જ્યાં સુધી કે બે જુથો વચ્ચે એક ભયંકર ખૂનામરકી નહીં થાય. જો કે બંનેનો દાવો એક જ હશે. કિયામત ત્યાં સુધી કાયમ નહીં થાય જ્યાં સુધી ત્રીસ જુઠા દજ્જાલો



નીકળશે નહીં. જેમાંથી દરેક એમ કહેશે કે, હું ખુદાનો રસૂલ છું.

(૧૪૦/૩૯૧૪) હઝરત અબૂ સઇદ ખુદરી કહે છે : એક દિવસ અમે રસૂલુલ્લાહ (સલ.)ની સેવામાં હાજર હતા. આપ થોડોક માલ વહેંચી રહ્યા હતા, એવામાં ઝુલખુવયસિરા તમીમી હાજર થયો અને કહ્યું : યા રસૂલલ્લાહ ! ઇન્સાફથી કામ લો. હુઝૂરે કહ્યું : તારી હાલત પર અફસોસ છે, જો હું ઇન્સાફ કરનાર નથી, તો પછી બીજું કોણ ઇન્સાફ કરી શકે છે ? જો હું ઇન્સાફ ન કરૂં તો મારા માટે ભારે નિષ્ફળતા ગણાય. હઝરત ઉમરે આ વાતચીત સાંભળીને કહ્યું : યા રસૂલલ્લાહ ! રજા આપો કે, હું એની ગરદન ઉડાવી દઉં. ફરમાવ્યું : જવા દો. એના બીજા કેટલાક સાથીઓ પણ એવા હશે જેમના નમાઝ રોઝાની સરખામણીમાં તમને તમારા નમાઝ રોઝા તુચ્છ લાગશે. તેઓ કુર્આન પઢશે, પરંતુ તેમના ગળાની હાડકીથી જરા પણ આગળ કુર્આન જશે નહીં. (કિવા કુર્આન પર તેમનો બિલકુલ અમલ નહીં હોય અને કુર્આન તેમના દિલોમાં કોઇ અસર પેદા કરશે નહીં.) દીનમાંથી એવી રીતે નીકળી જશે જેવી રીતે તીર નિશાનમાંથી નીકળી જાય છે. તમે ગમે તેટલું જુઓ, પરંતુ ન તો તેના પર (લોહીની) કોઇ નિશાની દેખાય છે, ન તો તેના પારા પર કોઇ અસર જણાય છે ન તેના હાથા પર કોઇ નિશાની દેખાય છે. પાંખો પર જુઓ તો ત્યાં પણ કોઇ નિશાની દેખાતી નથી. તીર પેટમાંની ગંદકી અને લોહીમાંથી નીકળી જાય છે અને તીર પર કોઇ નિશાન રહેતું નથી. એવી જ રીતે તે લોકોમાં ઇમાનની કોઇ નિશાની કે અસર નહીં હોય. તે લોકોની ઓળખ એ છે કે, તેમનામાં એક કાળો માનવી હશે. તેનો એક હાથ ઓરતના સ્તન અથવા લટકતા ગોશ્તના ટુકડા જેવો હશે. એ લોકો ફાટફુટ અને અરાજકતાના સમયમાં જાહેર થશે. હઝરત અબૂ સઇદ કહે છે : હું ગવાહી આપું છું કે, મેં હુઝૂરે પાકના મુબારક મુખેથી આ હદીસ સાંભળી હતી. હઝરત અલીએ તે લોકો સાથે જિહાદ પણ કરી હતી. હું સાથે હતો. જે માણસ વિષે હુઝૂર (સલ.)એ ફરમાવ્યું હતું, તેને પકડીને લાવવામાં આવ્યો હતો. તપાસ કર્યા પછી ખબર પડી કે, હુઝૂર (સલ.)ની બતાવેલી નિશાનીઓ તેમાં હતી. મેં પોતે તે જોઇ હતી.

(૧૪૧/૩૯૧૫) હઝરત સુવૈદ ઇબ્ને ગફલહ કહે છે કે, હઝરત અલીએ કહ્યું હતું : જ્યારે હું રસૂલુલ્લાહ (સલ.)ની હદીસ બયાન કરૂં છું ત્યારે મારી દ્રષ્ટિએ આસ્માન પરથી પડી જવું રસૂલુલ્લાહ (સલ.) અંગે જુઠ્ઠું બોલવાં કરતાં વધારે પસંદ છે. જો હું તે બનાવ વિષે મારા તરફથી કોઇ વાત બયાન કરૂં જે મારી અને તમારી વચ્ચે બનેલ છે તો લડાઇ

દગાબાઝીનું જ નામ છે. મેં રસૂલે પાક (સલ.) પાસેથી સાંભળ્યું છે, આપ ફરમાવતા હતા કે, અંતિમ યુગમાં કેટલાક નવયુવાન બેવકૂફ લોકો મહાન માણસો જેવી વાત કરશે. ઈમાન તેમના ગળામાંથી આગળ વધશે નહીં. તે લોકો તમને જ્યાં મળે ત્યાં તેમને કત્લ કરી નાંખો. કારણ કે, તેમને કત્લ કરવું કિયામતના દિવસે કત્લ કરવા માટે સવાબનું કારણ બનશે.

(૧૪૨/૩૯૧૬) હઝરત ખબ્બાબ કહે છે : અમે હુઝૂર (સલ.)ને (કાફિરો તરફથી અમને પહોંચતી ઈજાઓની) ફરિયાદ કરી. આપ કઅબાના પડછાયામાં માથા નીચે ચાદર મૂકીને સૂતા હતા. અમે કહ્યું : શું આપ અલ્લાહ તઆલા પાસે અમારા માટે મદદ ચાહતા નથી, શું આપ અમારા માટે અલ્લાહ તઆલા પાસે દુઆ માંગતા નથી ? ફરમાવ્યું : આગળના સમયમાં એવા માણસો થઈ ગયા છે કે, ઝમીનમાં ખાડો ખોદીને તેમને ઉભા કરવામાં આવતા પછી કરવત લઈને તેમના માથા પર મૂકીને શરીર ચીરીને બે ટુકડા કરવામાં આવતા હતા, પરંતુ આવી તકલીફ પણ તેમને દીન (ધર્મ)થી રોકી શકતી ન હતી. કેટલાક માણસોનો ગોશ્ત, હાડકા અને સાંધા લોખંડની કાંસકી વડે ખેંચવામાં આવતા હતાં, પરંતુ આ તકલીફ પણ તેમને દીનથી રોકી શકતી ન હતી. ખુદાની કસમ આ દીન (મઝહબ) તો પૂરો થઈને રહેશે. અહીં સુધી કે, સવાર સનઆ (યમન)થી નીકળીને હઝરમોત સુધી (એકલો) આવશે અને ખુદા સિવાય તેને કોઈનો ભય નહીં હોય અથવા બકરીઓ અને વરૂનો ભય હશે, પરંતુ તમે આ વાત જલદી ઈચ્છો છો.

(૧૪૩/૩૯૧૭) હઝરત અનસ કહે છે કે, (અમુક દિવસ સુધી સાબિત ઈબ્ને કૈસ રસૂલુલ્લાહ (સલ.)ની મજલિસથી ગાયબ રહ્યા. એક માણસે (સઅદ ઈબ્ને ઉબાદાએ) હાજર થઈને કહ્યું કે, હું સાબિતની ખબર મેળવીને હુઝૂરને કહીશ. જેથી સઅદ સાબિત પાસે ગયા અને મકાનમાં તેમને ઉંધા માથે બેસેલા જોયા. પૂછ્યું, શું ખબર છે ? હઝરત સાબિતે કહ્યું : ખરાબ હાલત છે. હું મારો અવાજ રસૂલુલ્લાહ (સલ.)ના અવાજ કરતાં ઉંચો કરતો હતો. જે માણસ એવું કરશે તેના અમલો બેકાર જશે અને તે દોઝખી થઈ જશે. સઅદે આવીને હુઝૂરને વિગત કહી અને બીજી વાર ભવ્ય ખુશખબરી લઈને હઝરત સાબિત પાસે ગયા કે, હુઝૂરે ફરમાવ્યું છે : તમે દોઝખી નથી, બલ્કે જન્નતવાળાઓમાંથી છો.

(૧૪૪/૩૯૧૮) હઝરત બરા ઈબ્ને આઝિબ કહે છે કે, એક માણસે (નમાઝમાં) સૂરએ કહફ પઢી. તેના ઘરમાં એક પશુ (ઘોડો) હતું. ઘોડો નાસવા લાગ્યો. સલામ ફેરવીને જ્યારે



તેણે જોયું ત્યારે ખબર પડી કે, વાદળના એક ટુકડાએ ઘોડાને (ચારે બાજુએથી) ઢાંકી દીધો છે. તેણે રસૂલુલ્લાહ (સલ.)ની સેવામાં હાજર થઈને વિગત કહી. આપે ફરમાવ્યું : હે માનવી ! કુર્આન પઢતો રહે, એ હકીકતમાં સંતોષનું કારણ છે. જે કુર્આન પઢવાના કારણે ઉતર્યું છે.

(૧૪૫/૩૯૧૯) હઝરત બરા ઈબ્ને આઝિબ કહે છે : સિદ્દીકે અકબરે મારા ઘેર આવીને મારા પિતા પાસેથી ઊંટનું એક પાલાન ખરીદ્યું અને કહ્યું : મારી સાથે તમારા છોકરાને મોકલો. જેથી પાલાન ઉંચકીને લઈ જાય. એટલે હું પાલાન ઉંચકીને સિદ્દીકે અકબર સાથે ગયો. મારા પિતા કીમતના દિરહમ ચકાસવા લાગ્યા. કીમતની ચકાસણી પછી મારા પિતાએ સિદ્દીકે અકબરને કહ્યું : અબૂબક્ર મને કહો તો ખરા કે, જે રાત્રે તમે રસૂલુલ્લાહ (સલ.) સાથે ગયા હતા (હિજરતની રાત્રે) તે રાત્રે તમે શું કર્યું હતું ? હઝરત અબૂબક્રે કહ્યું : હા, અમે આખી રાત ચાલતા રહ્યા અને બીજા દિવસે પણ બપોર સુધી ચાલ્યા. જ્યારે બપોર થઈ અને રસ્તો સૂનો થઈ ગયો. રાહદારીઓનું ચાલવાનું બંધ થઈ ગયું ત્યારે એક પત્થરની નીચે ઉતર્યા જ્યાં તડકો આવતો ન હતો. મેં મારા હાથથી રસૂલુલ્લાહ (સલ.)ના સૂવા માટે ત્યાં એક જગ્યા ઠીક કરી. તેના પર ચામડાનો કોટ (પોસ્તીન) બિછાવી અને કહ્યું : આપ આના પર સૂઈ જાઓ. હું આજુબાજુ દેખરેખ રાખીશ. હુઝૂર સૂઈ ગયા અને હું દેખરેખ રાખવા લાગ્યો. થોડી વાર પછી મેં જોયું કે, એક ભરવાડ બકરીઓ લઈને પત્થર તરફ સામેથી આવી રહ્યો છે અને અમારા જેમ પત્થરના છાંયડામાં આવવા માંગે છે. મેં ભરવાડને કહ્યું : એય ગુલામ ! તારો માલિક કોણ છે ? તેણે મદીના અથવા મક્કાવાળાઓમાંથી એક માણસનું નામ લીધું. મેં પૂછ્યું, શું તારી બકરીઓ પાસે દૂધ છે ? તેણે કહ્યું : જી હા, જેથી તેણે એક બકરી પકડી. મેં કહ્યું : બકરીના બાવલા પરથી માટી, વાળ અને કચરો સાફ કરી નાખ. તે હાથ પર હાથ મારીને ઝાટકવા લાગ્યો. પછી તેણે લાકડાના પ્યાલામાં થોડુંક દૂધ દોહ્યું. તે વખતે મારી પાસે એક નાની મશક (છાગલ) હતી. જેમાં હું રસૂલુલ્લાહ (સલ.)ના પીવા અને વુઝૂ કરવા માટે પાણી રાખતો હતો. ખેર, હું દૂધ લઈને રસૂલુલ્લાહ (સલ.) પાસે ગયો. જગાડવાનું ઠીક લાગ્યું નહીં, એટલે થોભ્યો. અહીં સુધી કે, આપ જાગ્યા. મેં દૂધમાં થોડુંક પાણી નાખ્યું. જ્યારે નીચે સુધી ઠંડું થઈ ગયું ત્યારે હુઝૂરને કહ્યું કે, પી લો. આપે દૂધ પી લીધું. મને ખુશી થઈ. દૂધ પીધા પછી કહ્યું : શું હજુ કૂચ કરવાનો વખત થયો નથી ? મેં કહ્યું : જી, વખત તો થઈ ગયો. જેથી તડકો ઢળ્યા પછી અમે નીકળ્યા. સુરાકા ઈબ્ને માલિકે અમારો પીછો પકડયો. મેં કહ્યું : યા રસૂલલ્લાહ !

આપણને પકડવા માટે દુશ્મનો આવી પહોંચ્યા. ફરમાવ્યું : ચિંતા ન કરો. અલ્લાહ આપણી સાથે છે. આમ કહીને હુઝૂરે તેના માટે બદદુઆ કરી. તેનો ઘોડો પેટ સુધી ઝમીનમાં ધસી ગયો. સુરાકાએ કહ્યું : હું જાણું છું કે, તમે બંનેએ મારા માટે બદદુઆ કરી છે. હવે તમે ફરી મારા માટે ખુદા પાસે દુઆ કરો કે, જેથી હું આ મુસીબતમાંથી છુટકારો મેળવું. જો તમે આવું કર્યું તો હું ખુદાને ગવાહ રાખીને કહું છું કે, શોધનારાઓને હું પાછો લઇ જઇશ. હુઝૂરે તેના માટે દુઆ કરી અને તેને મુસીબતમાંથી છુટકારો મળ્યો. પછી તો પાછા ફરતી વખતે જે માણસને તે મળતો હતો કે, હું તમારા તરફથી ઘણી શોધખોળ કરીને આવ્યો, હવે તમારી ઝરૂરત નથી. એ બાજુ કોઇ માણસ નથી. રસ્તામાં સુરાકાને જે માણસ મળ્યો તેને તે પાછો લઇ ગયો.

(૧૪૬/૩૯૨૦) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે : એક દિવસ હુઝૂર (સલ.) એક ગામડીયાની બીમારપુર્સી માટે ગયા. આપનો નિયમ હતો કે, જ્યારે કોઇ બીમારની ખબર લેવા માટે જતા હતા ત્યારે ફરમાવતા હતા કે, એનાથી કંઇ વાંધો નથી, બલ્કે એ (બીમારી ગુનાહોથી) પાક કરનારી છે. જેથી નિયમ અનુસાર તે ગામડીયાને પણ એમ જ કહ્યું કે, કંઇ વાંધો નથી, બલ્કે એ (બીમારી ગુનાહોથી) પાક કરનારી છે. ગામડીયાએ કહ્યું : એવું કદાપિ બની શકે નહીં. એ તાવ છે જે એક ખુબ જ વૃધ્ધ માણસને બહુ જોરથી ચઢયો છે. એ કબ્રસ્તાને પહોંચાડશે. હુઝૂરે કહ્યું : હા, તો પછી એવું જ થશે.

(૧૪૭/૩૯૨૧) હઝરત અનસ કહે છે : એક ઇસાઇ મુસલમાન થઇ ગયો હતો. તેણે સૂરએ બકરહ અને આલે ઇમ્રાન પઢી હતી અને રસૂલુલ્લાહ (સલ.)નો કાતિબ (લહયો) બની ગયો હતો, પરંતુ મુરતદ થઇને બીજી વાર ઇસાઇ બની ગયો અને કહેવા લાગ્યો કે, મુહમ્મદને ફક્ત એટલો ઇલ્મ છે જેટલો મેં લખી આપ્યો છે. જ્યારે તેનું અવસાન થઇ ગયું અને લોકોએ દફન કરી દીધો ત્યારે ઝમીને તેને બહાર ફેંકી દીધો. ઇસાઇઓએ કહ્યું : આ કામ મુહમ્મદ અને તેમના સાથીઓનું છે. કારણ કે, આ માણસ તેમની પાસેથી નાસીને ચાલ્યો આવ્યો હતો. એટલા માટે તેમણે એની કબ્ર ઉખેડી નાખી. જેથી શક્ય તેટલો ઊંડો ખાડો ખોદીને ફરી તેને તેમાં નાખી દીધો, પરંતુ સવારે જોયું તો ઝમીને ફરી તેને બહાર ફેંકી દીધો હતો. ફરી તે જ વાત કહેવા લાગ્યા કે, આ મુહમ્મદ અને તેમના સાથીઓનું કામ છે. કારણકે, અમારો સાથી તેમની પાસેથી નાસીને ચાલ્યો



આવ્યો હતો. એટલે તેમણે એની કબર ઉખેડી નાખી. ફરી ત્રીજી વાર શક્ય તેટલો ઊંડો ખાડો ખોદીને તેને તેમાં મુક્યો, પરંતુ સવારે ફરી તેને ઝમીન પર પડેલો જોયો તે વખતે તેમની સમજમાં આવ્યું કે, આ માણસનું કામ નથી. નાછુટકે તેને ફેંકી દીધો.

(૧૪૮/૩૯૨૨) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જ્યારે કિસ્રા મરી જશે ત્યારે તેના પછી બીજો કોઇ કિસ્રા થશે નહીં અને જ્યારે કૈસર મરી જશે ત્યારે બીજો કોઇ કૈસર નહીં થાય. તે ખુદાની કસમ જેના શક્તિશાળી હાથમાં મુહમ્મદનો જાન છે, તમે એ બંનેના ખજાનાઓ અલ્લાહના રસ્તામાં ખરચ કરશો.

(૧૪૯/૩૯૨૩) હઝરત જાબિરે 'મરફૂઅન' બયાન કર્યું છે કે, જ્યારે કિસ્રા મરી જશે ત્યારે તેના પછી બીજો કોઇ કિસ્રા નહીં થાય અને જ્યારે કૈસર મરી જશે ત્યારે બીજો કોઇ કૈસર નહીં થાય. તમે એ બંનેના ખજાનાઓ અલ્લાહના રસ્તામાં ખરચ કરશો.

(૧૫૦/૩૯૨૪) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે કે, મુસયલમા કઝઝાબ તેની કોમના ઘણા માણસોને લઇને મદીના આવ્યો અને કહેવા લાગ્યો કે, જો મુહમ્મદ પોતાના પછી મારા માટે આ હુકૂમત મુકર્રર કરી દે તો હું તેમની તાબેદારી કરીશ. રસૂલુલ્લાહ (સલ.) મુબારક હાથમાં ખજુરની એક ડાળી લઇને અને હઝરત સાબિત ઇબ્ને કૈસને સાથે લઇને મુસયલમા પાસે ગયા. તેની પાસે ઉભા રહીને કહ્યું : જો તું મારી પાસે આ ટુકડો પણ માંગશે તો હું આપીશ નહીં. ખુદા તઆલાએ તારા માટે જે સ્થિતિ મુકર્રર કરી છે તેને તું કદાપિ ટાળી શકતો નથી. જો તું ઇસ્લામથી અળગો રહ્યો તો અલ્લાહ તઆલા તને તબાહ કરી દેશે. મને જે કંઇ સ્વપ્નમાં દેખાયું છે તેવો જ હું તને જાણું છું. હઝરત અબૂહુરૈરા કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું હતું : મેં સ્વપ્નમાં જોયું કે મારા હાથમાં બે મોટા કંગન છે. મને એ સ્વપ્નથી પરેશાની થઇ, પરંતુ સ્વપ્નમાં જ મને હુકમ થયો કે, એને ફુંક મારો. મેં ફુંક મારી. બંને કંગન ઉડી ગયા. જેથી મેં સ્વપ્નની એવી તઅબીર (સ્વપ્નાર્થ) કરી કે, મારા પછી બે જુઠા પેદા થશે. જેમાંથી એક અનસી અને બીજો મુસયલમા યમામી હતો.

(૧૫૧/૩૯૨૫) હઝરત અબૂ મૂસા અશ્અરી કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : મેં સ્વપ્નમાં જોયું કે, હું મક્કાથી હિજરત કરીને એવી જગ્યા તરફ ગયો જ્યાં ખજુરીઓના ઝાડો છે. મારો ખયાલ 'યમામા' અને 'હજર' તરફ ગયો, પરંતુ તે સ્થળ મદીના કિંવા યસરિબ નીકળ્યું. મેં સ્વપ્નમાં એવું પણ જોયું હતું કે, મેં

જ્યારે તલવાર હલાવી ત્યારે તેની ધાર તૂટી ગઇ. એ સ્વપ્નનું પરિણામ એ આવ્યું કે, ઉહદની લડાઇના દિવસે મુસલમાનો મુસીબતમાં સપડાયા. પછી મેં તલવારને બીજી વાર હલાવી તો તે પહેલા કરતાં પણ સારી થઇ ગઇ. તેનું પરિણામ એ આવ્યું કે, ખુદા તઆલાએ વિજય આપ્યો અને (ઉહદની લડાઇમાં) મુસલમાનો ફરી એકત્ર થઇ ગયા. મેં સ્વપ્નમાં ગાય પણ જોઇ હતી. અલ્લાહે જે કર્યું તે સારૂં કર્યું. જેમકે ઉહદની લડાઇમાં મુસલમાનો શહીદ થયા. હકીકતમાં એ જ સારૂં હતું કે, અલ્લાહ તઆલાએ અમને બદરની લડાઇ પછી આપ્યું અને સચ્ચાઇનો બદલો આપ્યો. (કિંવા ખૈબરનો વિજય અને મક્કાનો વિજય).

(૧૫૨/૩૯૨૬) હઝરત આઇશા કહે છે : એક વાર હઝરત ફાતિમા રસૂલુલ્લાહ (સલ.)ની ચાલ પ્રમાણે ચાલીને આવ્યાં. હુઝૂરે ફરમાવ્યું : બેટી, ભલે પધારો. આમ કહીને આપે તેમને પોતાની જમણી અથવા ડાબી બાજુએ બેસાડયાં અને ચુપચાપ તેમને કોઇ વાત કહી. જે સાંભળીને તેઓ રડવા લાગ્યાં. મેં પૂછયું, તમે શા માટે રડો છો ? હુઝૂરે બીજી વાર કોઇ વાત ચુપચાપ કહી. જે સાંભળીને તેઓ હસવા લાગ્યાં. મેં કહ્યું કે, રંજ પછી તરત આટલી જલદી ખુશી મેં આજના જેમ કદી જોઇ નથી. પછી મેં હઝરત ફાતિમાને એનું કારણ પૂછયું. કહ્યું કે, રસૂલુલ્લાહ (સલ.)નો ભેદ જાહેર કરી શકતી નથી, પરંતુ રસૂલુલ્લાહ (સલ.)ની વફાત પછી જ્યારે મેં પૂછયું ત્યારે ફરમાવ્યું : રસૂલુલ્લાહ (સલ.)એ ચુપચાપ મને એમ કહ્યું હતું કે, દર વરસે જિબ્રાઇલ મારી સાથે એક વાર કુર્આનનો દૌર કરતા હતા, પરંતુ આ વરસે બે વાર દૌર કર્યો છે. એ પરથી એમ લાગે છે કે, મારો સમય નજીક આવી ગયો છે. તું મારા 'અહલે બૈત' (કુટુંબીજનો)માંથી સૌપ્રથમ મને મળશે. હું આ સાંભળીને રડવા લાગી. પછી આપે ફરમાવ્યું : શું તું આ વાતથી ખુશ નહીં થાય કે, જન્નતમાં તું બધી ઓરતોની સરદાર બનશે. હું આ સાંભળીને હસવા લાગી.

(૧૫૩/૩૯૨૭) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઇશા કહે છે કે, હુઝૂર (સલ.)એ જીવલેણ બીમારીમાં પોતાની પુત્રી હઝરત ફાતિમાને બોલાવ્યા અને ચુપચાપ તેમને કોઇ વાત કહી. તે સાંભળીને હઝરત ફાતિમા રડવા લાગ્યાં. આપે બીજી વાર બોલાવીને ફરી ચુપચાપ કોઇ વાત કહી. જેનાથી હઝરત ફાતિમા હસવા લાગ્યાં. મેં હઝરત ફાતિમાને હસવા અને રડવાનું કારણ પૂછયું. તેમણે કહ્યું કે, પહેલી વાર હુઝૂરે ચુપચાપ એમ કહ્યું હતું કે, આ બીમારીમાં મારૂં અવસાન થઇ જશે. એટલે હું રડવા લાગી. બીજી વાર હુઝૂરે ચુપચાપ મને એમ કહ્યું કે, બધાં 'અહલે બૈત'માંથી સૌપ્રથમ તું મારી



પાછળ આવશે. હું આ સાંભળી હસવા લાગી.

(૧૫૪/૩૯૨૮) હઝરત સઇદ ઇબ્ને જુબેર કહે છે કે, ફારૂકે અઅ્ઝમે ઇબ્ને અબ્બાસને ખૂબ જ નજીકના માણસ બનાવ્યા હતા. એ પરથી હઝરત અબ્દુર્રહમાન ઇબ્ને ઔફ કહેવા લાગ્યા કે, ઇબ્ને અબ્બાસ જેટલા તો અમારા છોકરાઓ છે. (પછી તમે તેમને આટલી નાની વયના હોવા છતાં શા માટે નજીકના વિશ્વાસુ બનાવો છો ?) હઝરત ઉમરે કહ્યું : કારણ કે, એ આલિમ છે. જેથી (દલીલ માટે) ફારૂકે અઅ્ઝમે ઇબ્ને અબ્બાસને **ઇઝા જાઅ નસ્રૂલ્લાહિ વલ ફત્હુ**નો અર્થ પૂછયો. ઇબ્ને અબ્બાસે કહ્યું : એનાથી રસૂલુલ્લાહ (સલ.)ની વફાત મુરાદ છે. જેની ખબર અલ્લાહ તઆલાએ આપને આપી હતી. હઝરત ઉમરે કહ્યું : આ આયતનો જે કંઇ અર્થ તમે જાણો છો તે જ હું પણ જાણું છું.

(૧૫૫/૩૯૨૯) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે કે, જીવલેણ બીમારીમાં એક દિવસ રસૂલુલ્લાહ (સલ.) બહાર આવ્યા. તે વખતે એક ચાદર ઓઢેલી હતી. એક ચીકણી પટી માથા સાથે બાંધી હતી. બહાર આવીને મિમ્બર પર બેસીને પ્રથમ ખુદા તઆલાના વખાણ કર્યા. પછી ફરમાવ્યું કે, બીજા લોકો વધતા જશે અને અનસારીઓ ઓછા થતા જશે. અહીં સુધી કે એટલા રહી જશે જેટલું ખાણામાં મીઠું. એટલે તમારામાંનો જે માણસ કોઇ વસ્તુનો હાકિમ હોય (અને તેનામાં એટલી શકિત હોય કે) લોકોને લાભ-નુકસાન પહોંચાડી શકતો હોય તો યોગ્ય એ છે કે, અનસારીઓમાંના નેક લોકોની નેકીઓ કબૂલ કરે અને તેમનામાંના ખરાબ લોકોની બુરાઇને માફ કરે. ઇબ્ને અબ્બાસ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)ની આ મજલિસ છેલ્લી મજલિસ હતી.

(૧૫૬/૩૯૩૦) હઝરત અબૂબક્ર કહે છે કે, એક દિવસ રસૂલે પાક (સલ.) હઝરત હસનને બહાર લાવ્યા. તેમને લઇને મિમ્બર પર ચઢીને ફરમાવ્યું : મારો આ પુત્ર સરદાર છે. આશા છે કે, ખુદા તઆલા એની મારફતે મુસલમાનોના બે જુથો વચ્ચે સુલેહ કરાવશે.

(૧૫૭/૩૯૩૧) હઝરત અનસ ઇબ્ને માલિક કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ જઅફર અને ઝેદના અવસાનની ખબર લોકોને આપી દીધી હતી અને આપની આંખોમાંથી અશ્રુઓ વહેતા થઇ ગયાં હતાં, જો કે તે વખત સુધી તેમના મરવાની ખબર આવી ન હતી.

(૧૫૮/૩૯૩૨) હઝરત જાબિર કહે

(૧૫૬/૩૯૩૦) ઇમામ હસન (રદિ.) અને હઝરત મુઆવિયા (રદિ.)ના બે મોટા લશ્કરો સામસામે આવી ગયા પછી સુલેહ થઇ ગઇ.

છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ એકવાર ફરમાવ્યું હતું : શું તમારી પાસે અનમાત છે ? મેં કહ્યું : હુઝૂર, અમારી પાસે અનમાત ક્યાંથી આવે ? ફરમાવ્યું : ટૂંક સમયમાં તમારી પાસે ઝરૂર અનમાત હશે. જેથી હવે હું મારી પત્નીને કહું છું કે, મારાથી તારા આ અનમાત દૂર રાખ અને તે કહે છે કે, શું રસૂલુલ્લાહ (સલ.)એ તમને કહ્યું નથી કે, ટૂંક સમયમાં તમારી પાસે અનમાત હશે. આ સાંભળીને હું ચુપ થઇ જાઉં છું.

(૧૫૯/૩૯૩૩) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદ કહે છે : એક વાર હઝરત સઅદ ઇબ્ને મુઆઝ ઉમરો કરવાના ઇરાદાથી નીકળ્યા. મક્કા જઇને ઉમય્યા ઇબ્ને ખલફ પાસે ઉતર્યા. ઉમય્યાનો પણ એવો નિયમ હતો કે, જ્યારે સીરિયા જતો હતો અને મદીના પાસેથી પસાર થતો હતો ત્યારે સઅદ પાસે ઉતરતો હતો. ઉમય્યાએ સઅદને કહ્યું : જરા થોભો, જ્યારે બપોર થઇ જાય અને લોકો ગાફિલ થઇ જાય ત્યારે જઇને તવાફ કરજો. જેથી (બપોરે) સઅદ તવાફ કરી રહ્યા હતા. એવામાં અબૂ જહલ સામે દેખાયો. તેણે કહ્યું : આ કોણ તવાફ કરી રહ્યો છે ? સઅદે કહ્યું : હું સઅદ છું. અબૂ જહલ કહેવા લાગ્યો : તું કેવો નીડર થઇને કઅબાનો તવાફ કરી રહ્યો છે. જો કે તમે લોકોએ જ મુહમ્મદ અને તેમના સાથીઓને આશ્રય આપ્યો છે. સઅદે કહ્યું : બેશક. છેવટે બંનેમાં ઝઘડી થવા લાગ્યો. ઉમય્યાએ સઅદને કહ્યું : અબુલ હકમ (અબૂ જહલ)ના અવાજ કરતાં તમે તમારો અવાજ મોટો ન કરો. કારણ કે, એ મક્કાવાળાઓના સરદાર છે. સઅદે કહ્યું : જો તું મને કઅબાનો તવાફ નહીં કરવા દે તો હું તારો સીરિયાનો વેપાર બંધ કરી દઇશ. ઉમય્યા સઅદને રોકતો હતો અને કહેતો હતો કે, તમારો અવાજ અબૂલ હકમના અવાજ કરતાં ઉંચો ન કરો. છેવટે સઅદને ગુસ્સો આવ્યો અને કહેવા લાગ્યા : તું રહેવા દે. મેં મુહમ્મદ (સલ.) પાસેથી સાંભળ્યું છે, આપ ફરમાવતા હતા કે, હું ઉમય્યાને કત્લ કરીશ. ઉમય્યાએ કહ્યું : તેઓ મને કત્લ કરશે ? સઅદે જવાબ આપ્યો : હા. ઉમય્યાએ કહ્યું : ખુદાની કસમ ! મુહમ્મદ જૂઠું બોલતા નથી. તે પછી ઉમય્યા પોતાની પત્ની પાસે આવ્યો અને કહેવા લાગ્યો : તને કંઇ ખબર છે, આપણો યસરબી ભાઇ શું કહે છે ? ઓરતે કહ્યું : શું કહે છે ? ઉમય્યાએ કહ્યું : તે કહે છે કે, મુહમ્મદ કહેતા હતા કે, હું ઉમય્યાને કત્લ કરીશ. ઓરતે કહ્યું : ખુદાની કસમ ! મુહમ્મદ જૂઠું બોલતા નથી. હઝરત અબ્દુલ્લાહ કહે છે કે, જ્યારે કાફિરો બદરની લડાઇમાં ગયા અને શોરબકોર સંભળાયો ત્યારે ઉમય્યાની પત્નીએ ઉમય્યાને કહ્યું : શું તમને તમારા યસરબી ભાઇની વાત યાદ છે ? આ



સાંભળીને ઉમય્યાએ ઇરાદો કર્યો કે, બદરમાં ભાગ ન લે, પરંતુ અબૂ જહલે કહ્યું કે, તમે મક્કાના સરદારોમાંના એક છો. એટલે એક બે દિવસ માટે તમારે આવવું જોઇએ. અબૂ જહલના કહેવાથી ઉમય્યા કાફિરો સાથે થઇ ગયો. ખુદાએ તેને કત્લ કરાવી દીધો.

(૧૬૦/૩૯૩૪) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : મેં જોયું કે, એક મેદાનમાં લોકો ભેગા થયેલા છે. અબૂબક્ર ઉભા થઇને (કુવામાંથી પાણીની) એક-બે ડોલ ખેંચી, પરંતુ તેના ખેંચવામાં કંઇક કમજોરી લાગે છે. ખુદા તેને માફ કરે. અબૂબક્ર પછી ઉમરે ડોલ લીધી. ઉમરના હાથમાં આવતાં જ ડોલ ખૂબ મોટી બની ગઇ. મેં કોઇ માણસને એટલો શક્તિશાળી જોયો નથી કે, ઉમરના જેમ પાણી ખેંચતો હોય. ઉમરે એટલું બધું પાણી ખેંચ્યું કે, લોકોએ પોતાના ઊંટોને પાણી પીવડાવવા માટે ત્યાં એક હવાડો બનાવ્યો. હઝરત અબૂ હુરૈરાની રિવાયતમાં આ શબ્દો છે કે, અબૂબક્રે બે ડોલ ખેંચી.

(૧૬૧/૩૯૩૫) હઝરત અબૂ ઉસ્માન કહે છે : મને ખબર મળી કે, હઝરત જિબ્રઇલ (અલ.) રસુલુલ્લાહ (સલ.) પાસે આવ્યા ત્યારે હુઝૂર પાસે ઉમ્મે સલમા હાજર હતાં. હુઝૂર જિબ્રઇલ સાથે વાતો કરવા લાગ્યા. જ્યારે જિબ્રઇલ ઉઠીને ચાલ્યા ગયા ત્યારે રસૂલુલ્લાહ (સલ.)એ ઉમ્મે સલમાને પૂછયું, આ કોણ માણસ હતો ? ઉમ્મે સલમાએ કહ્યું : દિહયા કલબી હતા. ઉમ્મે સલમા કહે છે : ખુદાની કસમ ! હું તે માણસને દિહયા કલબી જ સમજતી હતી. અહીં સુધી કે, મેં હુઝૂર (સલ.)નો ખુત્બો સાંભળ્યો, જેમાં જિબ્રઇલ (ની વાત)નું બયાન કરી રહ્યા હતા.



## બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

**ખુદા તઆલા ફરમાવે છે : 'યઅ્રિફૂનહુ કમા યઅ્રિફૂન અબ્નાઅહુમ વ ઇન્ન ફરીકમ્મિન્હુમ લયક્તુમૂનલ હક્ક વ હુમ યઅ્લમૂન' કિંવા તેઓ તેને એટલી બધી ખાત્રીપૂર્વક જાણે છે જેવી રીતે પોતાના પુત્રોને જાણે છે, પરંતુ તેમનામાંનું એક જુથ જાણવા છતાં સત્યને છુપાવે છે.**

(૧૬૨/૩૯૩૬) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર કહે છે : એક વાર અમુક યહૂદીઓ નબી (સલ.) પાસે આવ્યા અને કહ્યું કે, અમારામાંથી એક પુરૂષ અને સ્ત્રીએ વ્યભિચાર કર્યો છે. હુઝૂરે કહ્યું : પ્રાણઘાતક પત્થરમાર કરવા વિષે તમારે ત્યાં તૌરાતમાં શું હુકમ છે ? યહૂદીઓએ કહ્યું : અમે (તૌરાતના હુકમ અનુસાર)

તેમની જાહેરાત કરીએ છીએ અને કોરડા મારીએ છીએ. હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને સલામે કહ્યું : તમે જૂઠું બોલો છો. તૌરાતમાં પત્થરમાર કરવાનો હુકમ છે. લોકો તૌરાત લાવ્યા. ખોલીને જોયું, પરંતુ એક યહૂદીએ પત્થરમારની આયત પર હાથ મૂકી દીધો અને આગળ પાછળથી આયતો પઢી. અબ્દુલ્લાહ ઇબ્ને સલામે તેને હાથ ઉઠાવવા કહ્યું : તેણે હાથ હઠાવ્યો તો પત્થરમારવાળી આયત નીકળી. છેવટે યહૂદીઓએ કહ્યું : મુહમ્મદ, તેમણે સાચું કહ્યું હતું. હુઝૂરે બંનેને પ્રાણઘાતક પત્થરમાર કરવાનો હુકમ આપ્યો. બંનેને પત્થરમાર કરવામાં આવ્યો. હઝરત અબ્દુલ્લાહ કહે છે : મેં જોયું કે, પુરૂષ સ્ત્રી પર ઝુકતો હતો અને તેને પત્થરોથી બચાવવા માંગતો હતો.

**મુશ્રિકોએ રસૂલુલ્લાહ (સલ.) પાસે માંગણી કરી હતી કે, અમને મુઅજિઝો બતાવો ત્યારે આપે તેમને ચંદ્રના ફાટવાનું દ્રશ્ય બતાવ્યું હતું**

(૧૬૩/૩૯૩૭) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)ના સમયમાં ચાંદના બે ટુકડા થઇ ગયા હતા. હુઝૂરે કહ્યું હતું કે, (મારી નુબુવ્વતની) ગવાહી આપો.

(૧૬૪/૩૯૩૮) હઝરત અનસ કહે છે : મક્કાવાળાઓએ હુઝૂર (સલ.) પાસે માંગણી કરી હતી કે, અમને કોઇ મુઅજિઝો બતાવો. હુઝૂરે તેમને ચાંદના (બે) ટુકડા કરી બતાવ્યા હતા.

(૧૬૫/૩૯૩૯) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)ના સમયમાં ચાંદ ફાટી ગયો હતો.

(૧૬૬/૩૯૪૦) હઝરત અનસ કહે છે : એક અંધારી રાત્રે રસૂલુલ્લાહ (સલ.) પાસેથી ઉઠીને બે સહાબીઓ ગયા. બંનેની સાથે બે વસ્તુઓ હતી, જે તેમની આગળ દીપકની જેમ ચમકતી હતી. (રસ્તામાં) જ્યારે તેઓ એકબીજાથી અલગ પડ્યા ત્યારે તે બંનેમાંથી દરેકની સાથે એક એક દીપક થઇ ગયો. અહીં સુધી કે તેઓ પોતાના ઘેર પહોંચી ગયા.

(૧૬૭/૩૯૪૧) હઝરત મુગીરા ઇબ્ને શુઅબા કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, મારી ઉમ્મતમાંથી એક જૂથ છવાયેલું રહેશે અને તે છવાયેલું જ રહેશે કે, અલ્લાહનો હુકમ (કિયામત) આવી પડશે.

(૧૬૮/૩૯૪૨) હઝરત મુઆવિયા કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, મારી ઉમ્મતમાંથી એક જમાઅત હંમેશા ખુદાના હુકમ પર કાયમ રહેશે. તેમને ઝલીલ કરવા ઇચ્છનારા અને તેમના વિરોધીઓ તેમને નુકસાન પહોંચાડી શકશે નહીં. અહીં સુધી કે, ખુદાનો હુકમ (કિયામત) આવી પડશે અને તે લોકો



એ જ દીન પર કાયમ રહેશે. મુઆઝ કહે છે કે, એ જમાઅત સીરિયામાં હશે.

(૧૬૯/૩૯૪૩) હઝરત ઉરવા બારકી કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ બકરી ખરીદવા માટે મને એક અશરફી આપી. મેં હુઝૂર માટે એક અશરફીની બે બકરીઓ ખરીદી. પછી એક બકરી એક અશરફીમાં વેચી દીધી અને બીજી બકરી અને એક અશરફી લઇને મુબારક સેવામાં હાજર થયો. આપે મારા માટે ખરીદ વેચાણમાં બરકત થવાની દુઆ કરી. હુઝૂરની દુઆની એવી અસર થઇ કે, જો ઉરવા માટી પણ ખરીદતા હતા તો તેમાં પણ તેમને ફાયદો થતો હતો. એક રિવાયતમાં એટલું વધારે છે કે, હુઝૂરે ફરમાવ્યું કે, કિયામત સુધી ઘોડાઓની કેશવાળીઓ સાથે ભલાઇ સંકળાયેલી છે. મુસય્યબ કહે છે : મેં ઉરવાના ઘેર સિત્તેર ઘોડાઓ જોયા. સુફયાન કહે છે કે, હુઝૂરે ઉરવાને જે બકરી ખરીદવા માટે કહ્યું હતું તે કુરબાની માટે કહ્યું હતું.

(૧૭૦/૩૯૪૪) હઝરત ઇબ્ને ઉમર કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, ઘોડાઓની કેશવાળીઓ સાથે કિયામત સુધી ભલાઇ સંકળાયેલી રહેશે.

(૧૭૧/૩૯૪૫) હઝરત અનસ કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, ઘોડાઓની કેશવાળીઓ સાથે ભલાઇ (નેકી) સંકળાયેલી છે.

(૧૭૨/૩૯૪૬) હઝરત અબૂ હુરૈરા કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, ઘોડાઓ ત્રણ પ્રકારના હોય છે. અમુક માણસો માટે સવાબનું સાધન બને છે. અમુક માણસો માટે એબ ઢાંકવાનું કારણ બને છે અને અમુક માણસો માટે આફતરૂપ બને છે. સવાબનું સાધન તો તે માણસ માટે છે જેણે અલ્લાહના રસ્તામાં (કામ લેવા માટે) બાંધી રાખ્યો હોય. ઢીલી રસ્સી સાથે કોઇ ગૌચર અથવા બાગમાં છોડી મૂક્યો હોય. તે ઘોડો રસ્સી સાથે ગૌચર અને બાગના જેટલા હિસ્સામાં જશે અને જેટલી ઘાસ ચરશે તે બધી માલિક માટે નેકીઓ ગણાશે. જો રસ્સી તોડીને એક-બે કુદકા મારશે તો તેની ખરીઓની માટી અને તેનું લીદ બધું જ તે માણસની નેકીઓમાં ગણાશે. જો એ ઘોડો કોઇ નહેર પરથી પસાર થશે અને પાણી પીશે, ભલેને માલિકનો ઇરાદો પાણી પીવડાવવાનો નહીં હોય, છતાં પણ આ કામ તેના માટે નેકીઓ બની જશે. જે માણસે ઘોડાઓને ફક્ત એવી નિય્યતથી રાખ્યા છે કે, તેમના વેપારથી લાભ ઉઠાવે અને પારકી સવારી માંગવી ન પડે તો એવા ઘોડાઓ તેના માટે એબ ઢાંકવાનું સાધન છે, એ શરતે કે, તે ખુદાના હક્કો અદા કરતો રહે જે ઘોડાઓની ગરદન અને પીઠ સાથે સંકળાયેલી છે. (કિવા ઝકાત આપતો રહે અને ગરીબોને સવાર થતા અટકાવે નહીં.) જે માણસે ફક્ત

અતડાવા, દેખાડવા, મુસલમાનોનું બુરૂં ઇચ્છવા અને દુશ્મની માટે ઘોડા પાળ્યા હોય તો એવા ઘોડા માલિક માટે આફતરૂપ હશે. હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂર (સલ.)ને ગધેડાઓ વિષે પૂછવામાં આવ્યું તો આપે ફરમાવ્યું : ગધેડાઓ વિષે મારા પર કોઇ ખાસ હુકમ ઉતર્યો નથી, માત્ર એક વ્યાપક અદ્દભુત આયત ઉતરી છે. **ફમંય્યઅ્મલ મિસ્કાલ ઝર્રતિન ખય્રરૅ ય્યરહુ વ મંય્યઅ્મલ મિસ્કાલ ઝર્રતિન શર્રં ય્યરહુ** ક઼િવા જે માણસ જરા પણ નેકી કરશે તે તેની સામે આવશે અને જે માણસ જરા પણ બદી કરશે તે પણ તેની સામે આવશે.

(૧૭૩/૩૯૪૭) હઝરત અનસ કહે છે કે, વહેલી સવારે રસુલુલ્લાહ (સલ.) ખૈબર પહોંચ્યા. ખૈબરવાળા ખેતીના સાધનો લઇને નીકળી રહ્યા હતા. જ્યારે હુઝૂરને જોયા ત્યારે કહેવા લાગ્યા : અરે ! મુહમ્મદ અને પૂરૂં લશ્કર આવી પહોંચ્યું. આમ કહીને કિબ્લા તરફ મોં કરીને નાઠા. હુઝૂરે મુબારક હાથ ઉઠાવીને કહ્યું : અલ્લાહુ અકબર, ખૈબર બરબાદ થઇ ગયું. અમે જે કોમના મેદાનમાં ઉતરીએ છીએ ત્યારે તે લોકોની સવાર ખરાબ થઇ જાય છે, જેમને ડરાવવામાં આવે છે.

(૧૭૪/૩૯૪૮) હઝરત અબૂ હુરૈરા કહે છે : મેં કહ્યું : યા રસુલલ્લાહ ! હું આપની પાસેથી ઘણી હદીસો સાંભળું છું, પરંતુ ભુલી જાઉં છું. આપે ફરમાવ્યું : તારી ચાદર ફેલાવ. મેં ચાદર ફેલાવી. આપે મુબારક હાથથી એક ખોબો બનાવીને તેમાં નાખ્યો અને કહ્યું : સમેટી લે. મેં સમેટી લીધી. તે વખતથી હું ફરી કોઇ હદીસ ભૂલ્યો નથી.



## બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

**સહાબાઓની ફઝીલતો. જે મુસલમાને હુઝૂર (સલ.)ને જોયા હોય અથવા આપના સહવાસમાં રહ્યો હોય તે સહાબી છે**

(૧૭૫/૩૯૪૯) હઝરત અબૂ સઇદ ખુદરી કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, લોકો પર એક સમય એવો આવશે કે, જેમાં અમુક જુથો જિહાદ કરશે. તેમને પૂછવામાં આવશે કે, શું તમારામાં કોઇ સહાબી છે ? તેઓ કહેશે : હા, છે. જેથી તેમને વિજય મળશે. પછી એક સમય એવો આવશે જેમાં ઘણા જુથો જિહાદ કરશે. તેમને પૂછવામાં આવશે કે, શું તમારામાં કોઇ તાબેઇ છે ? તેઓ કહેશે : હા, છે. એટલે તેમને વિજય મળશે. પછી એક સમય એવો આવશે જેમાં લોકો જિહાદ કરશે. તેમને પૂછવામાં આવશે કે, તમારામાં કોઇ તબ્એ તાબેઇ છે ? તેઓ કહેશે : હા, છે. જેથી ફરી પણ વિજય મળશે.



(૧૭૬/૩૯૫૦) હઝરત ઇમ્રાન ઇબ્ને હુસૈન કહે છે : મારી ઉમ્મતમાં સૌથી શ્રેષ્ઠ સમય મારો છે. પછી તે લોકોનો સમય છે જેઓ તે પછી આવશે. પછી તે લોકોનો સમય છે જેઓ તેમના પછી આવશે. પછી તમારા પછી એક એવી કોમ આવશે કે, કહ્યા વગર ગવાહી આપશે. ખયાનત કરશે. અમાનતદાર નહીં હોય, મન્નત માનશે, પરંતુ પૂરી નહીં કરે. તે લોકોમાં જાડાપણું દેખાઇ આવશે.

(૧૭૭/૩૯૫૧) હઝરત અબ્દુલ્લાહ કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : સર્વોત્તમ માણસો મારા સમયના માણસો હશે. પછી તેમનો દરજ્જો છે જેઓ તેમના પછી તરત આવશે. ત્યાર પછી તે લોકો છે જેઓ તેમના પછી તરત આવશે. પછી એવા લોકો હશે જેમની ગવાહી કસમ પહેલાં અને કસમ ગવાહી પહેલાં હશે. ઇબ્રાહીમ કહે છે : અમે નાના હતા ત્યારથી જ લોકો અમને કસમ અને ગવાહી માટે મારતા હતા.

**મુહાજિરોના દરજ્જાઓ અને તેમની ફઝીલતો**

**હઝરત અબૂબક્ર અબ્દુલ્લાહ ઇબ્ને અબૂ કહાફા તયમી પણ મુહાજિર હતા. ખુદા તઆલા ફરમાવે છે : 'લિલ ફુકરાઇલ મુહાજિરીન' ક઼િવા સદકાતનો માલ મુહાજિર ફકીરો માટે છે. બીજી આયતમાં છે : 'ઇલ્લા તન્સુરૂહુ ફકદ નસરહુ લ્લાહુ..... જો તમે રસૂલની મદદ ન કરવા ચાહો તો ન કરો ખુદાએ તેની મદદ કરી છે.**

**હઝરત આઇશા, હઝરત અબૂ સઇદ ખુદરી અને હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે કે, હઝરત સિદ્દીકે અકબર રસૂલુલ્લાહ (સલ.) સાથે ગુફામાં હતા.**

(૧૭૮/૩૯૫૨) હઝરત બરા ઇબ્ને આઝિબ કહે છે કે, સિદ્દીકે અકબરે (મારા પિતા) આઝિબ પાસેથી ઊંટનું પાલાન તેર દિરહમમાં ખરીદીને કહ્યું કે, બરાને હુકમ આપો કે, આ પાલાન ઉંચકીને મારી સાથે આવે. હઝરત આઝિબે કહ્યું : તમે પહેલાં એ બતાવો કે, જ્યારે તમે અને રસુલુલ્લાહ (સલ.) મક્કાથી નીકળીને ગયા હતા અને મુશ્રિકો તમારી શોધમાં હતા ત્યારે તમે અને રસુલુલ્લાહ (સલ.)એ શું કર્યું હતું ? સિદ્દીકે અકબરે કહ્યું : અમે મક્કાથી નીકળ્યા અને આખી રાત ચાલતા રહ્યા. પછી બીજા દિવસે બપોર સુધી ચાલ્યા. જ્યારે બરાબર બપોર થઇ ગઇ ત્યારે મેં દૂર સુધી નજર દોડાવીને જોયું કે, ક્યાંક થોભવા માટે કોઇ છાંયડો દેખાય. દૂરથી એક પત્થર દેખાયો. મેં નજીક જઇને જોયું તો છાંયડો દેખાયો. મેં ત્યાં જ એક જગ્યા ઠીક કરીને રસુલુલ્લાહ (સલ.) માટે બિછાનું કર્યું અને હુઝૂરને કહ્યું કે, યા

રસૂલલ્લાહ ! આપ સૂઇ જાઓ. હુઝૂર સૂઇ ગયા. મેં બહાર નીકળીને ચારે બાજુ દેખરેખ રાખવાનું શરૂ કર્યું. કારણ કે, બનવાજોગ છે કે, અમારી શોધમાં કોઇ માણસ હોય. મેં જોયું કે, એક ભરવાડ બકરીઓ હાંકતો પત્થર તરફ આવી રહ્યો છે. જે અમારી ઇચ્છા હતી તે જ તેનો ઇરાદો છે. મેં તેને પૂછયું : એય ગુલામ ! તારો માલિક કોણ છે ? તેણે એક કુરેશી માણસનું નામ લીધું. જેને હું ઓળખતો હતો. મેં પૂછયું, શું તારી બકરીઓ પાસે દૂધ છે ? કહેવા લાગ્યો : જી હા. મેં કહ્યું : શું તું દોહીને અમને આપી શકે છે ? કહેવા લાગ્યો : જી હા. મેં દોહવાનો હુકમ આપ્યો. તેણે એક બકરીનો પગ બાંધ્યો. મેં કહ્યું : બાવલા પરથી ધૂળ સાફ કરી નાખ. તેણે બાવલું સાફ કર્યું. મેં કહ્યું : હવે તારા હાથ સાફ કરી નાખ. તેણે એક હાથ બીજા હાથ પર મારીને એક પ્યાલામાં દૂધ દોહીને આપ્યું. મેં રસૂલુલ્લાહ (ના પીવા અને વુઝૂ કરવા) માટે પાણીનું એક વાસણ લઇ લીધું હતું. વાસણના મોં પર એક કપડું પડેલું હતું. મેં તે વાસણમાંથી દૂધમાં થોડુંક પાણી નાખ્યું. જ્યારે દૂધ નીચે સુધી ઠંડું થઇ ગયું ત્યારે રસૂલુલ્લાહ (સલ.) પાસે લઇ ગયો. આપ સૂઇ રહ્યા હતા. એટલે હું થોભ્યો. જ્યારે જાગ્યા ત્યારે મેં કહ્યું : યા રસૂલલ્લાહ ! પી લો. આપે દૂધ પીધું. હું ખુશ થયો. પછી મેં કહ્યું : યા રસૂલલ્લાહ ! ચાલવાનો વખત થઇ ગયો. ફરમાવ્યું : હા. અમે ચાલ્યા. લોકો અમારી શોધમાં હતા, પરંતુ અમારી પાસે કોઇ આવી શકયું ન હતું. ફકત સુરાકા ઇબ્ને માલિક ઘોડા પર સવાર થઇને આવી પહોંચ્યો હતો. મેં કહ્યું : યા રસૂલલ્લાહ ! આ શોધનારો અમારા સુધી આવી પહોંચ્યો. આપે ફરમાવ્યું : ચિંતા ન કરો. અલ્લાહ આપણી સાથે છે.

(૧૭૯/૩૯૫૩) હઝરત અબૂબક્ર કહે છે : મેં રસૂલુલ્લાહ (સલ.)ને ગુફામાં કહ્યું હતું : યા રસૂલલ્લાહ ! જો કોઇ આપણા પગોની નીચે જોઇ લે તો આપણે દેખાઇ જઇશું. આપે ફરમાવ્યું : અબૂબક્ર તમારૂં શું માનવું છે; બેની સાથે ત્રીજો ખુદા છે.

**ઇબ્ને અબ્બાસથી રિવાયત કરવામાં આવી છે કે હુઝૂરે ફરમાવ્યું હતું : (મસ્જિદમાંના) અબૂબકના દરવાજા સિવાયના બધા દરવાજાઓ બંધ કરી દો**

(૧૮૦/૩૯૫૪) હઝરત અબૂ સઇદ ખુદરી કહે છે : એક દિવસ રસૂલુલ્લાહ (સલ.)એ લોકો સામે ખુત્બો પઢયો અને ફરમાવ્યું કે, અલ્લાહ તઆલાએ બંદાને અધિકાર આપ્યો કે, તે ચાહે તો દુનિયાને પસંદ કરે અને ચાહે તો આખિરતને. તે



બંદાએ આખિરત પસંદ કરી. હઝરત અબૂબક્ર (રદિ.) આ સાંભળીને રડવા લાગ્યા. અમને અબૂબક્રના રડવાથી નવાઇ લાગી, પરંતુ પાછળથી ખબર પડી કે, બંદાથી ખુદ રસૂલુલ્લાહ (સલ.)ની મુબારક ઝાત મુરાદ હતી. અબૂબક્ર (રદિ.)ની જાણકારી અમારા કરતાં વધારે હતી. તે પછી હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, મૈત્રીની દ્રષ્ટિએ અને માલ ખર્ચ કરવાની દ્રષ્ટિએ જે માણસનો મારા પર સૌથી વધુ ઉપકાર છે તે અબૂબક્ર છે. જો હું મારા પરવરદિગાર સિવાય કોઇને જિગરી દોસ્ત બનાવત તો અબૂબક્રને બનાવત, પરંતુ ઇસ્લામની બિરાદરી અને મુહબ્બત અમારા માટે પુરતી છે. અબૂબક્રના દરવાજા સિવાય મસ્જિદમાં જે દરવાજો પણ હોય તે બંધ કરી દેવામાં આવે.

**હઝરત અબૂબક (રદિ.)ની ફઝીલતોનું બયાન**

(૧૮૧/૩૯૫૫) હઝરત ઇબ્ને ઉમર કહે છે : રસુલુલ્લાહ (સલ.)ના સમયમાં અમે એકબીજા પર લોકોની શ્રેષ્ઠતા બયાન કરતા હતા. જેમ કે હઝરત અબૂબક્રને સૌથી શ્રેષ્ઠ ગણતા હતા. તેમના પછી હઝરત ઉમરને અને તે પછી હઝરત ઉસ્માનને.

**હઝરત અબૂ સઇદથી રિવાયત કરવામાં આવી છે કે, હુઝૂરે ફરમાવ્યું છે કે, જો મારા પરવરદિગાર સિવાય બીજા કોઇને જિગરી દોસ્ત બનાવત તો અબૂબકને બનાવત**

(૧૮૨/૩૯૫૬) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જો હું મારી ઉમ્મતમાંથી કોઇને જીગરી દોસ્ત બનાવત તો અબૂબક્રને બનાવત, પરંતુ તે મારા ભાઇ અને સાથી છે. (અને એ જ બસ છે.)

(૧૮૩/૩૯૫૭) હઝરત અય્યૂબ ઉપરની સનદથી કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જો હું કોઇને મારો જીગરી દોસ્ત બનાવત તો અબૂબક્રને બનાવત, પરંતુ ઇસ્લામી બિરાદરી સૌથી મોટી છે.

(૧૮૪/૩૯૫૮) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને અબી મુલયકા કહે છે કે, કુફાવાસીઓએ હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઝુબેરને લખ્યું કે, શરીઅતની રૂએ વારસામાં દાદાનો કેટલો ભાગ છે ? ઇબ્ને ઝુબેરે કહ્યું : તે માણસની દ્રષ્ટિએ જેના વિષે રસૂલુલ્લાહ (સલ.)એ કહ્યું હતું કે, જો હું કોઇને જીગરી દોસ્ત બનાવત તો તેને બનાવત, દાદાનો હુકમ પિતા જેવો છે. આનાથી અબૂબક્ર મુરાદ છે.

(૧૮૫/૩૯૫૯) હઝરત જુબેર ઇબ્ને મુતઇમ કહે છે : એક ઓરત હુઝૂરની સેવામાં હાજર થઇ. આપે હુકમ આપ્યો કે, બીજી વાર આવજો. ઓરત કહેવા

લાગી : જો હું આવું અને તમે ન મળો તો શું કરૂં ? (કિંવા આપની વફાત થઇ જાય અને હું આવું તો શું અર્થ ?) હુઝૂરે ફરમાવ્યું : જો તું આવે અને મને ન જુએ તો અબૂબક્ર પાસે ચાલી જજે.

(૧૮૬/૩૯૬૦) હઝરત અમ્માર કહે છે કે, મેં રસૂલુલ્લાહ (સલ.)ને તે વખતે પણ જોયા હતા જ્યારે કે આપની સાથે ફકત પાંચ ગુલામ, બે ઓરતો અને એક હઝરત અબૂબક્ર હતા. (કિંવા મારા મુસલમાન થતી વખતે આ જ આઠ માણસો મુસલમાન થયા હતા.)

(૧૮૭/૩૯૬૧) હઝરત અબૂ દરદા કહે છે : એક દિવસ હું રસૂલુલ્લાહ (સલ.) પાસે બેઠો હતો, એવામાં સામેથી હઝરત અબૂબક્ર પોતાના કપડાનો પાલવ પકડીને આવ્યા. અહીં સુધી કે, તેમના બંને ઘુંટણ ખુલ્લા થઇ ગયા હતા. હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : એવું લાગે છે કે, તમારા દોસ્ત (અબૂબક્ર)નો કોઇની સાથે ઝઘડો થયો છે. હઝરત અબૂબક્રે આવીને સલામ કરી અને કહ્યું કે, મારો ઉમર ઇબ્ને ખત્તાબ સાથે ઝઘડો થયો હતો. મેં તેમને તકલીફ પહોંચાડવામાં ઉતાવળ કરી હતી. એટલે મને પસ્તાવો થયો અને તેમની પાસે માફી માંગી, પરંતુ તેમણે માફ કરવાનો ઇન્કાર કર્યો. હવે હું હુઝૂર પાસે હાજર થયો છું. રસૂલુલ્લાહ (સલ.)એ ત્રણ વાર કહ્યું : અબૂબક્ર, તમને અલ્લાહ માફ કરે. એવામાં હઝરત ઉમર પણ પસ્તાઇને હઝરત અબૂબક્રની ઘેર ગયા. ઘરમાં પૂછવાથી ખબર પડી કે, અબૂબક્ર ઘરમાં નથી. એટલે રસૂલુલ્લાહ (સલ.) પાસે આવ્યા. હઝરત ઉમરને જોઇને રસૂલુલ્લાહ (સલ.)ના મુબારક ચહેરાનો રંગ બદલાઇ ગયો. જેનાથી અબૂબક્રને ડર લાગ્યો અને ઘુંટણીએ પડીને બે વાર કહ્યું : યા રસૂલલ્લાહ ! હું જ નાહક પર હતો. હુઝૂર (સલ.)એ કહ્યું : ખુદા તઆલાએ મને તમારી પાસે પયગમ્બર બનાવીને મોકલ્યો હતો. પ્રથમ તો તમે મને જુઠો માન્યો, પરંતુ અબૂબક્રે કહ્યું કે, સાચા નબી છે. અબૂબક્રે જ પોતાના જાનમાલ સાથે મારી સાથે સદ્‌વર્તાવ કર્યો. શું હવે તમે મારા લીધે મારા સાથીને તકલીફ આપવાનું છોડી દેશો ? જેથી આ પછી હઝરત અબૂબક્રને કોઇએ તકલીફ આપી નહીં.

(૧૮૮/૩૯૬૨) હઝરત અમ્ર ઇબ્ને આસ કહે છે, 'ઝાતુ સ્સલાસિલ'ના યુધ્ધમાં રસૂલુલ્લાહ (સલ.)એ મને લશ્કરનો સરદાર બનાવીને મોકલ્યો. મેં મુબારક સેવામાં હાજર થઇને પૂછયું : હુઝૂરને સૌથી વધુ મુહબ્બત કોના પ્રત્યે છે ? આપે ફરમાવ્યું : આઇશા પ્રત્યે. મેં કહ્યું : પુરૂષોમાં કોના પ્રત્યે છે ? ફરમાવ્યું : અબૂબક્ર પ્રત્યે. મેં કહ્યું : તેમના પછી ? ફરમાવ્યું : ઉમર પ્રત્યે. આ પ્રમાણે હુઝૂરે અમુક માણસોના નામો લીધા.



(૧૮૯/૩૯૬૩) હઝરત અબૂ હુરૈરા કહે છે : એક દિવસ હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, એક ભરવાડ પોતાની બકરીઓ પાસે હતો. એક વરૂએ હુમલો કર્યો અને એક બકરી પકડીને લઇ ગયો. ભરવાડે પીછો કર્યો. વરૂએ પાછળ ફરીને કહ્યું : કસોટીના દિવસે જ્યારે કે મારા સિવાય આ બકરીઓનો રખેવાળ કોઇ નહીં હોય ત્યારે કોણ એનું રક્ષણ કરશે ? હુઝૂરે એમ પણ કહ્યું કે, એક માણસ બળદ પર વજન મૂકીને હાંકીને લઇ જઇ રહ્યો હતો. બળદે મોં ફેરવીને તેને કહ્યું : હું આના માટે પેદા થયો નથી, બલ્કે ખેતીના કામ માટે પેદા થયો છું. લોકોએ હુઝૂરની આ વાત સાંભળીને કહ્યું : સુબ્હાનલ્લાહ ! (બળદ પણ વળી વાત કરતો હશે !) હુઝૂરે કહ્યું : હું, અબૂબક્ર અને ઉમર તો એના પર ઇમાન રાખીએ છીએ.

(૧૯૦/૩૯૬૪) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : મેં સ્વપ્નમાં જોયું કે, હું એક કુવા પર છું. કુવા પર ડોલ મૂકી છે. મેં ડોલ લઇને જેટલો ખુદાનો હુકમ હતો તેટલું પાણી ખેંચ્યું. પછી અબૂબક્રે ડોલ લઇને એક-બે ડોલ પાણી ખેંચ્યું, પરંતુ તેના ખેંચવામાં કંઇક કમજોરી લાગતી હતી. ખુદા તેને માફ કરે. ત્યાર પછી ઉમરે તે ડોલ લઇ લીધી. ઉમરના હાથમાં પહોંચતા જ (ડોલ મોટી થઇને) કોશ બની ગઇ. મેં કોઇ તાકાતવાળો મજબૂત માણસ ઉમરના જેમ પાણી ખેંચતો જોયો નથી. ઉમરે અહીં સુધી પાણી ખેંચ્યું કે, લોકોએ ઊંટો માટે હવાડો બનાવી લીધો.

(૧૯૧/૩૯૬૫) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર કહે છે કે, રસૂલે પાક (સલ.)એ ફરમાવ્યું કે, જે માણસ (ઘુંટીના નીચે) ઘમંડથી પોતાનું કપડું ઘસેડીને ચાલશે તેને કિયામતના દિવસે અલ્લાહ તઆલા રહમતની નજરે નહીં જુએ. હઝરત અબૂબક્રે કહ્યું : યા રસૂલલ્લાહ ! મારા કપડાનો છેડો આપમેળે જ લટકી પડે છે. હવે હું એનો ખયાલ રાખીશ. હુઝૂરે કહ્યું : તમે આ કામ ગર્વભેર કરતા નથી.

(૧૯૨/૩૯૬૬) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જે માણસ અલ્લાહના રસ્તામાં કોઇ વસ્તુની જોડી આપશે તેને (જન્નતના) દરવાજાઓએથી અવાજ દેવામાં આવશે : એય અલ્લાહના બંદા ! આ (દરવાજો) સારો છે. એટલે જે નમાઝી હશે તેને નમાઝના દરવાજાએથી બોલાવવામાં આવશે. જે મુજાહિદ હશે તેને જિહાદના દરવાજાએથી બોલાવવામાં આવશે. જે માણસ સદકો આપનાર હશે તેને સદકાના દરવાજાએથી બોલાવવામાં આવશે. જે માણસ રોઝાદાર હશે તેને રય્યાન દરવાજેથી બોલાવવામાં આવશે. સિદ્દીકે

અકબરે કહ્યું : યા રસૂલલ્લાહ ! આ દરવાજાઓએથી (અલગ અલગ) બોલાવવાની શું ઝરૂર છે ? શું કોઇ માણસ એવો પણ હશે જેને બધા દરવાજાઓએથી બોલાવવામાં આવશે ? હુઝૂરે કહ્યું : હા, હશે, અને મને આશા છે કે, તમે તે લોકોમાંથી જ હશો.

(૧૯૩/૩૯૬૭) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઇશા (રદિ.) કહે છે કે, જ્યારે રસૂલુલ્લાહ (સલ.)ની વફાત થઇ ત્યારે અબૂબક્ર તે સમયે 'સુન્હ' સ્થળે (મદીનાના ઉપરવાસમાં) હતા. ઉમર ફારૂક ઉભા થઇને કહી રહ્યા હતા : ખુદાની કસમ ! રસૂલુલ્લાહ (સલ.)ની વફાત થઇ નથી. હઝરત ઉમર કહે છે : મારા દિલમાં આ જ વાત (ન મરવાની) ઠસી ગઇ હતી. અલ્લાહ તેમને ફરી ઉઠાડશે અને ઉઠીને તેઓ તે લોકોના હાથ-પગ કાપી નાખશે (જેઓ એવું વિચારે છે કે, હુઝૂરનું અવસાન થઇ ગયું.) એવામાં હઝરત અબૂબક્ર પણ આવી ગયા. રસૂલુલ્લાહ (સલ.)ના મુબારક ચહેરા પરથી કપડું હટાવીને ચુંબન કર્યું અને ફરમાવ્યું : મારા મા બાપ આપ પર કુર્બાન, આપ ઝિન્દગી અને મોત બંને હાલતોમાં ખુશ રહ્યા અને રહેશો. તે ખુદાની કસમ છે જેના કબજામાં મારો જાન છે, ખુદા તઆલા આપને બીજી વાર કદાપિ મોત ચખાડશે નહીં. તે પછી બહાર નીકળ્યા અને ફરમાવ્યું : એય કસમ ખાનાર ! થોભ, ઉતાવળ ન કર. ઉમર બેસી ગયા. હઝરત અબૂબક્રે અલ્લાહ તઆલાના વખાણ કર્યા. પછી ફરમાવ્યું : ખબરદાર થઇ જાઓ કે, નિઃશંક મુહમ્મદની વફાત થઇ ગઇ છે. જે તેમની ઇબાદત કરતો હતો તે ન કરે અને જે ખુદાની ઇબાદત કરતો હતો તે હર હાલતમાં કરે. કારણ કે ખુદા તઆલા જીવંત છે. તેને મોત નથી. ખુદા તઆલાએ ફરમાવ્યું છે : **ઇન્નક મય્યિતું વ ઇન્નહુમ મય્યિતૂન** બેશક, તમે પણ મરનાર છો અને તેઓ પણ મરનાર છે. બીજી આયતમાં આવ્યું છે : **વ મા મુહમ્મદુન ઇલ્લા રસૂલુન, કદ ખલત મિન કબ્લિહિ ર્રુસુલુ અ ફ ઇ મ્માત અવ કુતિલ ન્કલબ્તુમ અલા અઅ્કાબિકુમ વ મં ય્યન્કલિબ અલા અકિબય્હિ ફલં ય્યદુર્ર લ્લાહ શયઅન વ સયજઝી લ્લાહુ શ્શાકિરીન.** (કિંવા મુહમ્મદ ફક્ત રસૂલ છે. એમના પહેલાં પણ રસૂલો થઇ ગયા છે. હવે જો તેમનું અવસાન થઇ જાય અથવા તેઓ શહીદ થઇ જાય તો શું તમે એડીઓ પર (ઇસ્લામથી) ફરી જશો. જે માણસ એડીઓ પર ઇસ્લામથી ફરી જશે તે ખુદાનું કોઇ નુકસાન કરશે નહીં. શુક્ર અદા કરનારાઓને અલ્લાહ તઆલા ટૂંક સમયમાં જ બદલો આપશે. આ સાંભળીને રડતાં રડતાં લોકોની હેડકી બંધાઇ ગઇ. રસૂલુલ્લાહ (સલ.)ની વફાત પછી અનસારીઓ બની સાઇદાની



બેઠકમાં સઅદ ઇબ્ને ઉબાદા પાસે ભેગા થઇ ગયા અને મુહાજિરોને કહેવા લાગ્યા કે, એક અમીર અમારામાંથી હોવો જોઇએ અને એક તમારામાંથી. હઝરત અબૂબક્ર, હઝરત ઉમર અને હઝરત અબૂ ઉબૈદા અનસારીઓ પાસે ગયા. હઝરત ઉમરે બોલવાનો ઇરાદો કર્યો, પરંતુ હઝરત અબૂબક્રે તેમને ચુપ કરી દીધા. હઝરત ઉમરે કહ્યું કે, અનસારીઓ સાથે હું જે વાતચીત કરવા માંગતો હતો તેનું કારણ એ હતું કે, એક ઘણી સારી વાત મને સૂઝી હતી અને મને લાગતું હતું કે, કદાચ સિદ્દીકે અકબરને આ વાત ન સૂઝી હોય, અને પોતે વાત શરૂ કરી અને ખૂબ જ અસરકારક કરી. વાતચીત દરમ્યાન કહ્યું : અમે અમીર રહીશું અને તમે વઝીર રહેશો. હુબાબ ઇબ્ને મુન્ઝિરે કહ્યું : ખુદાની કસમ ! અમે એવું નહીં કરીએ, બલ્કે એક અમીર અમારામાંથી હશે અને એક તમારામાંથી. સિદ્દીકે અકબરે કહ્યું : ના, અમે અમીર રહીશું અને તમે વઝીર. કારણ કે, ખાનદાનની દ્રષ્ટિએ કુરેશીઓ બધા અરબો કરતાં શ્રેષ્ઠ છે. વંશાવલિમાં પણ સૌથી શરીફ છે. તમે ઉમરની અથવા અબૂ ઉબૈદાની બૈઅત કરી લો. હઝરત ઉમરે કહ્યું : ના, અમે આપની બૈઅત કરીશું. તમે અમારા સરદાર છો. અમારા કરતાં અફઝલ છો. રસૂલુલ્લાહ (સલ.)ને સૌથી વધુ પ્રિય હતા. આમ કહીને ઉમર ફારૂકે હઝરત અબૂબક્રનો હાથ પકડી લીધો અને તેમના હાથ પર બૈઅત કરી લીધી. બીજા માણસોએ પણ હઝરત અબૂબક્રના હાથ પર બૈઅત કરી લીધી. આ જોઇને એક કહેનારાએ કહ્યું : તમે સઅદ ઇબ્ને ઉબાદાને મારી નાખ્યો. હઝરત ઉમરે કહ્યું : તેને ખુદાનો માર. (કેવો ટોણો મારે છે)

(૧૯૪/૩૯૬૮) હઝરત આઇશા કહે છે કે, (વફાત સમયે) રસૂલુલ્લાહ (સલ.)ની નઝર ઉપર ગઇ અને ત્રણ વાર કહ્યું : હું ઉચ્ચ દરજ્જાવાળા સાથીનો સહવાસ ઇચ્છું છું. **વ કસ્સલ હદીસ** હઝરત આઇશા કહે છે કે, હઝરત અબૂબક્ર અને હઝરત ઉમર બંનેના પ્રવચનોથી અલ્લાહ તઆલાએ ફાયદો પહોંચાડયો, પરંતુ હઝરત ઉમરે લોકોને ડરાવ્યા. કારણ કે, લોકોમાં નિફાક પેદા થઇ ગયો હતો. હઝરત ઉમરના ડરાવવાથી અલ્લાહ તઆલાએ તેમને

.........................

(૧૯૩/૩૯૬૭) હઝરત સઅદ ઇબ્ને ઉબાદા (રદિ.) અનસારના કબીલા ખઝરજના સરદાર હતા. કેટલાક લોકોએ તેમને કહ્યું કે, તમે ખલીફા બનો, અમે ટેકો આપીશું. તેઓ તૈયાર થઇ ગયા. આ એમની ભૂલ હતી. હઝરત અબૂબક્ર (રદિ.)ના મોજૂદ હોવા છતાં, પોતાના વિષે ખિલાફતની આશા રાખવી એક મુઅમિન માટે શોભાસ્પદ નથી. બન્યું પણ એમ જ કે, હઝરત અબૂબક્ર (રદિ.)ને ખલીફા બનાવવામાં આવ્યા. તેમને શરમાવું પડયું. એટલા માટે જ કહેવામાં આવ્યું કે, તમે તો અમારા સઅદને મારી નાખ્યા. તેમને સભામાંથી ઉઠવાનું ભારે પડયું.

ઇસ્લામ તરફ ફેરવી દીધા. હઝરત અબૂબક્રે લોકોને હિદાયતનો માર્ગ ચીંધ્યો અને સાચું માર્ગદર્શન આપ્યું. પરિણામ એ આવ્યું કે, લોકો આ આયત પઢીને બહાર નીકળ્યા. **વ મા મુહમ્મદુન ઇલ્લા રસૂલ, કદ ખલત મિન કબ્લિહિ ર્રુસુલુ....**

(૧૯૫/૩૯૬૯) હઝરત મુહમ્મદ ઇબ્ને હનફિય્યા કહે છે : મેં મારા પિતાને પૂછ્યું કે, રસૂલુલ્લાહ (સલ.) પછી સૌથી અફઝલ કયો માણસ હતો ? તેમણે કહ્યું કે, અબૂબક્ર. મેં કહ્યું કે, તેમના પછી ? કહ્યું કે, ઉમર. આ સાંભળીને મને ભય લાગ્યો કે, કયાંક હવે પછી હઝરત ઉસ્માનનું નામ ન લે. એટલે મેં કહ્યું : પછી સૌથી શ્રેષ્ઠ આપ છો. તેમણે કહ્યું કે, હું તો મુસલમાનોમાં સાધારણ માણસ છું. (મુહમ્મદ ઇબ્ને હનફિય્યા હઝરત અલીના પુત્ર અને હસન-હુસેનના અલ્લાતી ભાઇ હતા.)

(૧૯૬/૩૯૭૦) હઝરત આઇશા કહે છે : એક સફરમાં અમે રસૂલુલ્લાહ (સલ.) સાથે નીકળ્યા. જ્યારે 'બયદા' અથવા 'ઝાતુલ જય્શ' સ્થળે પહોંચ્યા ત્યારે મારો હાર તૂટીને પડી ગયો. તેને ઢૂંઢવા માટે રસૂલુલ્લાહ (સલ.) થોભી ગયા. બીજા માણસો પણ રોકાઇ ગયા. ન તો તે જગ્યાએ પાણી હતું, ન લોકો પાસે હતું. એટલે લોકોએ હઝરત અબૂબક્ર પાસે જઇને કહ્યું : જુઓ, હઝરત આઇશાએ શું કર્યું ? રસૂલુલ્લાહ (સલ.)ને રોકી લીધા અને લોકોને પણ. જો કોઇની પાસે પાણી નથી અને ન આ જગ્યાએ પાણી છે. હઝરત અબૂબક્ર મારી પાસે આવ્યા. તે વખતે રસૂલુલ્લાહ (સલ.) મારી જાંઘ પર માથું મૂકીને સૂઇ રહ્યા હતા. આવતાં જ કહ્યું : તેં રસૂલુલ્લાહ (સલ.)ને અને બધા લોકોને રોકી લીધા. જો કે ન તો પડાવ પાસે પાણી છે, ન લોકો પાસે પાણી છે. હઝરત આઇશા કહે છે કે, હઝરત અબૂબક્રે મને ખૂબ ઠપકો આપ્યો અને હાથથી મારી કૂખમાં ગોદા મારવાનું શરૂ કર્યું. રસૂલુલ્લાહ (સલ.)નું શિર મારી જાંઘ પર હતું એટલે હું હલી શકતી ન હતી. રસૂલુલ્લાહ (સલ.) સવાર સુધી સૂઇ રહ્યા. વુઝૂ માટે પાણી ન મળ્યું તો અલ્લાહ તઆલાએ તયમ્મુમની આયત ઉતારી. ઉસૈદ ઇબ્ને હુદૈરે કહ્યું : એય અબૂબક્રની ઔલાદ ! આ તમારી પહેલી બરકત નથી. (બલ્કે તમારા કારણે બીજી બરકતો પણ મળી છે.) હઝરત આઇશા કહે છે : જે ઊંટ પર અમે સવાર હતા જ્યારે તેને ઉઠાડ્યું ત્યારે તેના નીચેથી હાર મળ્યો.

(૧૯૭/૩૯૭૧) હઝરત અબૂ સઇદ ખુદરી કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું છે કે, મારા સહાબાઓને બુરા ન કહો. કારણ કે, જો કોઇ તમારામાંથી ઉહદ (પહાડ) જેટલું સોનું ખૈરાત કરશે તો તે





સહાબાની એક મુદ અને અડધા મુદ (માપનું નામ) ખૈરાત જેટલું પણ નહીં થઇ શકે.

(૧૯૮/૩૯૭૨) હઝરત અબૂ મૂસા અશ્અરી કહે છે : એક દિવસ હું ઘેરથી વુઝૂ કરીને નીકળ્યો અને ઇરાદો કરી લીધો કે, રસૂલુલ્લાહ (સલ.)ની પાછળ રહીશ. આજે આખો દિવસ હુઝૂરથી છુટો પડીશ નહીં. એટલે મેં મસ્જિદમાં આવીને રસૂલુલ્લાહ (સલ.) વિષે પૂછ્યું. ખબર મળી કે, તે તરફ ગયા છે. હું પૂછીને તે બાજુએ હુઝૂરની પાછળ ગયો. અહીં સુધી કે, હુઝૂર 'અરીસ' બાગમાં દાખલ થયા. હું દરવાજા પાસે બેસી ગયો. બાગનો દરવાજો ખજૂરની ડાળખીઓનો બનેલો હતો. હુઝૂરે હાજતથી પરવારીને વુઝૂ કર્યું. હું આપની પાસે ગયો. મેં જોયું કે, હુઝૂર પિંડલીઓ ખોલીને 'અરીસ' કુવાની પાળ પર કુવામાં પગ લટકાવીને બેઠા છે. હું સલામ કરીને ફરી દરવાજા પાસે બેસી ગયો. મનમાં વિચારવા લાગ્યો કે, આજે હુઝૂરની ચોકીદારી કરીશ. એવામાં અબૂબક્ર સિદ્દીક આવી ગયા અને દરવાજો ખખડાવ્યો. મેં કહ્યું : કોણ છે ? સિદ્દીકે અકબરે કહ્યું : હું અબૂબક્ર છું. મેં કહ્યું : થોભો. આમ કહીને હું હુઝૂર પાસે ગયો અને કહ્યું યા રસૂલલ્લાહ ! અબૂબક્ર આવવાની રજા માંગે છે. ફરમાવ્યું : રજા આપો. તેમને જન્નતની ખુશખબરી સંભળાવી દો. મેં આગળ આવીને અબૂબક્ર સિદ્દીકને કહ્યું : અંદર આવી જાઓ. નામદાર હુઝૂર (સલ.) તમને જન્નતની ખુશખબરી આપે છે. અબૂબક્ર અંદર આવ્યા અને હુઝૂરની જમણી બાજુએ કુવાના પાળ પર આપની સાથે બેસી ગયા અને હુઝૂરના જેમ બંને પિંડલીઓ ખોલીને કુવામાં લટકાવી. હું પાછો આવીને ફરી બેસી ગયો. અબૂ મૂસા કહે છે : (જ્યારે હું આવ્યો હતો ત્યારે) મારા ભાઇને વુઝૂ કરતો મૂકીને આવ્યો હતો. એટલે મેં મનમાં વિચાર્યું કે, જો ખુદા તેની સાથે ભલાઇ કરવા માંગે તો તેને અહીં મોકલી દેશે. એવામાં કોઇ માણસે દરવાજો હલાવ્યો. મેં કહ્યું : કોણ છે ? અવાજ આવ્યો ઉમર ઇબ્ને ખત્તાબ. મેં

..............................

(૧૯૭/૩૯૭૧) ઇલ્મ અને જ્ઞાનની દૃષ્ટિએ હઝરત આઇશા (રદિ.) અફઝલ છે. સેવા-ચાકરી, વફાદારી, પ્રાણ ન્યોછાવર કરવા, શરૂઆતના તબક્કે જ ઇસ્લામમાં હોવું વગેરે બાબતોમાં હઝરત આઇશા (રદિ.) અગ્રતા ક્રમ ધરાવે છે. હઝરત ફાતિમા (રદિ.) નબીએ કરીમ (સલ.)ના જીગરનો ટૂકડો છે અને વંશની દૃષ્ટિએ અફઝલ છે. તેમના વિષે નિર્દેશ છે કે, તેઓ જન્નતની ઓરતોની સરદાર હશે. નબીએ કરીમ (સલ.)ની અન્ય પુત્રીઓની સરખામણીમાં એમનું સ્થાન ઉચ્ચ અને અનોખું છે. પુનિત પત્નીઓ જન્નતમાં નબીએ કરીમ (સલ.)ની સાથે રહેશે. તેમનું સ્થાન અલગ છે.

કેટલાક મુફસ્સિરોના મત મુજબ હઝરત મરયમ (અલ.) અને હઝરત આસિયા જન્નતમાં પવિત્ર પત્નીઓની સાથે રહેશે.

કહ્યું : થોભો. પછી હુઝૂરની સેવામાં હાજર થઇને સલામ કરીને કહ્યું : ઉમર ઇબ્ને ખત્તાબ હાજર થવાની રજા માંગે છે. ફરમાવ્યું : રજા આપો અને જન્નતની ખુશખબરી પણ આપી દો. મેં જઇને કહ્યું : અંદર આવો. રસૂલુલ્લાહ (સલ.) તમને જન્નતની ખુશખબરી આપે છે. હઝરત ઉમર અંદર આવીને રસૂલુલ્લાહ (સલ.) સાથે ડાબી બાજુએ પાળ પર કુવામાં પગ લટકાવીને બેસી ગયા. હું ફરી પાછો ત્યાં જઇને બેસી ગયો અને મનમાં વિચારવા લાગ્યો કે, જો ખુદા તેની સાથે ભલાઇ કરવા માંગશે તો અહીં મોકલી આપશે. એવામાં એક માણસે દરવાજો હલાવ્યો. મેં કહ્યું : કોણ છે ? અવાજ આવ્યો : ઉસ્માન ઇબ્ને અફફાન. મેં કહ્યું : થોભો. આમ કહીને હુઝૂર પાસે જઇને ખબર આપી. ફરમાવ્યું : રજા આપો અને તે મુસીબતના બદલામાં જેમાં તેઓ સપડાશે તેને જન્નતની ખુશખબરી આપો. મેં કહ્યું : અંદર આવો. રસૂલુલ્લાહ (સલ.) તે મુસીબતના બદલામાં જે તમારા ઉપર આવશે તમને જન્નતની ખુશખબરી આપે છે. હઝરત ઉસ્માન અંદર આવ્યા અને પાળને ભરાયેલી જોઇને બીજી બાજુએ રસૂલુલ્લાહ (સલ.)ની સામે બેસી ગયા. સઇદ ઇબ્ને મુસય્યબ કહે છે : આ હદીસથી મેં કબરો મુરાદ લીધી છે. (કિવા સિદ્દીક અને ફારૂક (રદિ.)ની કબરો પાક રોઝાની જમણી અને ડાબી બાજુએ છે અને હઝરત ઉસ્માનની કબર અલગ છે. જેવી રીતે હઝરત સિદ્દીક અને ફારૂક (રદિ.) હુઝૂરની જમણી અને ડાબી બાજુએ બેસી ગયા હતા અને હઝરત ઉસ્માન અલગ બેઠા હતા.)

(૧૯૯/૩૯૭૩) હઝરત અનસ કહે છે : એક વાર રસૂલુલ્લાહ (સલ.) હઝરત અબૂબક્ર, હઝરત ઉમર અને હઝરત ઉસ્માનને સાથે લઇને ઉહદ પહાડ પર ગયા. પહાડ કંઇક હલ્યો. હુઝૂરે કહ્યું : ઉહદ, તારી જગ્યાએ અડગ રહે. કારણ કે, તારા પર એક નબી, એક સિદ્દીક અને બે શહીદ મૌજુદ છે.

(૨૦૦/૩૯૭૪) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : (મેં સ્વપ્નમાં જોયું કે,) મેં એક કુવામાંથી પાણી ખેંચ્યું. અબૂબક્ર અને ઉમર પણ આવી ગયા. અબૂબક્રે ડોલ લઇને એક-બે ડોલ પાણી ખેંચ્યું, પરંતુ તેમના ખેંચવામાં કમજોરી દેખાતી હતી. ખુદા તેમને માફ કરે. પછી ઉમરે ડોલ લઇ લીધી. ઉમરના લેતાં જ ડોલ તરત કોશ બની ગયો. મેં ઉમરના જેમ કોઇ શક્તિશાળી માણસ પાણી ખેંચતા જોયો નથી. ઉમરે એટલે સુધી પાણી ખેંચ્યું કે, લોકોએ જાનવરોનો હવાડો બનાવી લીધો અથવા ઊંટોની બેઠક ત્યાં જ બનાવી.

(૨૦૧/૩૯૭૫) હઝરત ઇબ્ને



અબ્બાસ કહે છે : હું લોકોની સાથે ઉભો હતો અને ઉમર ઇબ્ને ખત્તાબ(ના જનાઝા)ને તખ્ત પર મૂકયા હતા. લોકો તેમના માટે દુઆ કરી રહ્યા હતા. એવામાં કોઇએ મારા ખભા પર કોણી મૂકીને (હઝરત ઉમરને સંબોધીને) કહ્યું : અલ્લાહ તમારા પર રહેમ કરે. મને પહેલેથી જ એવી આશા હતી કે, ખુદા તઆલા તમને તમારા બંને સાથીઓ (રસૂલુલ્લાહ અને અબૂબક્ર) સાથે રાખશે. કારણ કે, રસૂલુલ્લાહ (સલ.) પાસેથી મેં અનેક વાર સાંભળ્યું છે, આપ ફરમાવતા હતા : હું, અબૂબક્ર અને ઉમર હતા. મેં, અબૂબક્ર અને ઉમરે આ કામ કર્યું. હું, અબૂબક્ર અને ઉમર ગયા હતા. આ કારણસર મને ચોકકસ આશા હતી કે, અલ્લાહ તઆલા તમને એ બંનેની સાથે રાખશે. હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે : મેં મોં ફેરવીને જોયું તો હઝરત અલી મુર્તઝા હતા.

(૨૦૨/૩૯૭૬) હઝરત ઉરવા ઇબ્ને ઝુબેર કહે છે : મેં હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને અમ્ર ઇબ્ને આસને પૂછ્યું કે, મુશ્રિકોએ રસૂલુલ્લાહ (સલ.)ને સૌથી વધુ સખ્ત કઇ તકલીફ આપી હતી ? તેમણે કહ્યું કે, એક વાર રસૂલુલ્લાહ (સલ.) નમાઝ પઢી રહ્યા હતા. ઉકબા ઇબ્ને અબૂ મુઐત આવ્યો અને રસૂલુલ્લાહ (સલ.)ના ગળામાં ચાદર નાખીને જોરથી આપનું ગળું ગુંગળાવ્યું. એવામાં અબૂબક્ર પણ આવી ગયા અને ઉકબાને હઠાવીને કહ્યું : શું તમે માણસને એટલા માટે કત્લ કરવા માંગો છો કે, તે એમ કહે છે કે, મારો પરવરદિગાર અલ્લાહ છે અને અલ્લાહ તઆલા તરફથી તેણે મુઅજિઝાઓ પણ રજુ કર્યા છે !

## હઝરત અબૂ હફસ ઉમર ઇબ્ને ખત્તાબ કુરેશી અદવીની ફઝીલતો

(૨૦૩/૩૯૭૭) હઝરત જાબિર ઇબ્ને અબ્દુલ્લાહ કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : (એક દિવસ) મેં સ્વપ્નમાં જોયું કે, હું જન્નતમાં છું. એવામાં અબૂ તલહાની પત્ની રૂમય્સા પણ ત્યાં દેખાઇ. ધીમો પગરવ સંભળાયો. મેં પૂછ્યું, કોણ છે ? ફરિશ્તાએ કહ્યું : બિલાલ છે. ત્યાં મેં એક મહેલ પણ જોયો હતો, જેના ચોગાનમાં એક ઓરત હતી. મેં પૂછ્યું, આ કોનો મહેલ છે ? ફરિશ્તાએ કહ્યું : ઉમર ઇબ્ને ખત્તાબનો. મને વિચાર આવ્યો કે, અંદર જઇને એને જોઉં, પરંતુ ઉમરનું સ્વમાન મને યાદ આવ્યું. આ સાંભળીને હઝરત ઉમરે કહ્યું : યા રસૂલલ્લાહ ! મારા માંબાપ કુરબાન, શું હુઝૂર સામે હું સ્વમાન બતાવીશ ?

(૨૦૪/૩૯૭૮) હઝરત અબૂ હુરૈરા કહે છે : એક વાર અમે રસૂલુલ્લાહ (સલ.) પાસે બેઠા હતા, એવામાં આપે ફરમાવ્યું : મેં સ્વપ્નમાં જોયું કે, હું

જન્નતમાં છું અને એક ઓરત મહેલના કિનારા પર વુઝૂ કરી રહી છે. મેં પૂછયું, આ કોનો મહેલ છે ? લોકોએ કહ્યું : ઉમરનો. મને ઉમરનું સ્વમાન યાદ આવ્યું. એટલે પીઠ ફેરવીને પાછો ફર્યો. હઝરત ઉમર આ સાંભળીને રડવા લાગ્યા અને કહ્યું કે, યા રસૂલલ્લાહ ! શું હુઝૂર સામે હું સ્વમાન બતાવીશ ?

(૨૦૫/૩૯૭૯) હઝરત હમઝાના પિતાએ રિવાયત કરી છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : એક વાર હું સૂઇ રહ્યો હતો. મેં જોયું કે, હું દૂધ પી રહ્યો છું. જેની તૃપ્તિ (ની અસર) મારા નખોમાંથી જાહેર થવા લાગી. પછી મેં (બાકીનું દૂધ) ઉમરને આપી દીધું. સહાબાઓએ કહ્યું : પછી આપે તેનું શું અર્થઘટન કર્યું ? ફરમાવ્યું : (દૂધથી મુરાદ) ઇલ્મ છે.

(૨૦૬/૩૯૮૦) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : મેં સ્વપ્નમાં જોયું કે, હું ગોળ લાકડી વડે કુવા પરથી ડોલ ખેંચી રહ્યો છું. એવામાં અબૂબક્ર આવ્યા અને તેમણે કમજોરી સાથે એક-બે ડોલ ખેંચી. અલ્લાહ તેમને માફ કરે. પછી ઉમર આવ્યા અને તરત ડોલ કોશના સ્વરૂપમાં બદલાઇ ગઇ. મેં એવો કોઇ શકિતશાળી માણસ જોયો નથી જે ઉમરના જેમ પાણી ખેંચતો હોય. બધા લોકો ધરાઇ ગયા અને ઊંટોની તરસ છીપાવીને પડાવની જગ્યાએ લાવીને બેસાડી દીધાં.

(૨૦૭/૩૯૮૧) હઝરત સઅદ ઇબ્ને અબી વકકાસ કહે છે : એક વાર રસૂલુલ્લાહ (સલ.) પાસે કુરેશી ઓરતો (પવિત્ર પત્નીઓ) બેસીને વાતચીત કરી રહી હતી અને વધારે ખર્ચ માંગી રહી હતી. હુઝૂરના અવાજ કરતા ઉંચા સાદે બોલી રહી હતી. એવામાં ઉમર ઇબ્ને ખત્તાબ આવ્યા. હુઝૂર પાસે હાજર થવાની રજા માંગી. ઓરતો ઉઠીને જલદી જલદી પરદામાં ચાલી ગઇ. હુઝૂરે હઝરત ઉમરને રજા આપી. હઝરત ઉમર અંદર આવ્યા. રસૂલુલ્લાહ (સલ.) હસવા લાગ્યા. હઝરત ઉમરે કહ્યું : ખુદા આપને હસતા રાખે. (હસવાનું કારણ શું ?) ફરમાવ્યું : મને આ ઓરતો વિષે નવાઇ લાગી. તેઓ મારી પાસે બેઠી હતી, પરંતુ તમારો અવાજ સાંભળીને જલદી જલદી પરદામાં ચાલી ગઇ. હઝરત ઉમરે કહ્યું : તેમણે હુઝૂરથી વધારે ડરવું જોઇએ. પછી હઝરત ઉમરે ઓરતોને કહ્યું : તમારી જાત સાથે દુશ્મની રાખનારીઓ ! શું તમે મારાથી ડરો છો અને રસૂલુલ્લાહ (સલ.)થી ડરતી નથી ? ઓરતોએ કહ્યું : તમે રસૂલુલ્લાહ (સલ.) કરતાં વધારે કડક સ્વભાવના અને સખ્ત પ્રકૃતિના છો. હુઝૂરે કહ્યું : ઇબ્ને ખત્તાબ, મારી સાથે વાત કરો. તે ખુદાની કસમ છે જેના કબજામાં મારો જાન છે, જો ક્યારેક



શયતાન તમને રસ્તામાં ચાલતો મળ્યો છે તો તમારો રસ્તો છોડીને તેણે બીજો રસ્તો અપનાવ્યો છે.

(૨૦૮/૩૯૮૨) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદ કહે છે કે, જ્યારથી હઝરત ઉમર મુસલમાન થયા ત્યારથી અમે બરાબર ઇઝઝતથી રહેવા લાગ્યા.

(૨૦૯/૩૯૮૩) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે કે, (વફાત પછી) હઝરત ઉમરને પલંગ પર મૂકવામાં આવ્યા. લોકોએ ચારે બાજુથી ઘેરી લઇને દુઆ-દુરૂદ પઢવાનું શરૂ કર્યું. એવામાં એક માણસ ડિવા અલી મુર્તઝાએ મારો ખભો પકડયો અને હઝરત ઉમર માટે રહમતની દુઆ કરતાં કહ્યું : તમે તમારી પાછળ કોઇ એવો માણસ છોડયો નથી જેના અમલો જેવા હું મારા અમલ કરીને ખુદાની સામે જવાનું પસંદ કરૂં. ખુદાની કસમ ! મને તો પહેલેથી જ લાગતું હતું કે, અલ્લાહ તઆલા તમને તમારા બંને સાથીઓની સાથે કરી દેશે. કારણ કે, મેં રસૂલુલ્લાહ (સલ.) પાસેથી વારંવાર સાંભળ્યું છે. આપ ફરમાવતા હતા : 'હું, અબૂબક્ર અને ઉમર ગયા.' 'હું, અબૂબક્ર અને ઉમર દાખલ થયા.' 'હું, અબૂબક્ર અને ઉમર નીકળ્યા.'

(૨૧૦/૩૯૮૪) હઝરત અનસ ઇબ્ને માલિક કહે છે : એક દિવસ રસૂલુલ્લાહ (સલ.) હઝરત અબૂબક્ર, ઉમર અને ઉસ્માનને લઇને ઉહદ પહાડ પર ચઢયા. પહાડ હલ્યો. આપે ઝમીન પર પગ મારીને કહ્યું : ઉહદ, થોભી જા. તારા પર ફકત એક નબી, એક સિદ્દીક અથવા શહીદ છે.

(૨૧૧/૩૯૮૫) હઝરત ઉમર (રદિ.)ના આઝાદ કરેલા ગુલામ અસ્લમ બયાન કરે છે કે, ઇબ્ને ઉમરે મને હઝરત ઉમરના અમુક ગુણો વિષે પૂછયું. મેં બયાન કર્યા. ઇબ્ને ઉમરે કહ્યું : જ્યારથી રસૂલુલ્લાહ (સલ.)ની વફાત થઇ ત્યાર પછી મેં હઝરત ઉમર કરતાં વધારે સખી અને કામમાં સ્ફુર્તિ દાખવનારો કોઇ માણસ જોયો નથી. અહીં સુધી કે, આપની વય અંતિમ તબકકામાં પ્રવેશી.

(૨૧૨/૩૯૮૬) હઝરત અનસ કહે છે : એક માણસે મુબારક સેવામાં હાજર થઇને કહ્યું : કિયામત કયારે આવશે ? આપે પૂછયું : તેના માટે તે શું તૈયારી કરી છે ? તેણે કહ્યું : કંઇ નહીં, હું ફકત ખુદા અને તેના રસૂલ પ્રત્યે મુહબ્બત રાખું છું. આપે ફરમાવ્યું : જેની સાથે તને મુહબ્બત છે તેમની સાથે તું હશે. હઝરત અનસ કહે છે : હું એટલો કદી ખુશ થયો નથી જેટલો હુઝૂરની આ વાતથી ખુશ થયો, જેમના પ્રત્યે તું મુહબ્બત રાખે છે તેમની જ સાથે તું હશે. કારણ કે, મને રસૂલુલ્લાહ (સલ.), અબૂબક્ર અને ઉમર સાથે મુહબ્બત છે. મને તેમની સાથે

મુહબ્બત છે. એટલે મને આશા છે કે, હું તેમની સાથે હોઈશ, ભલેને તેમના જેવા મારા અમલો નથી.

(૨૧૩/૩૯૮૭) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, આગળની ઉમ્મતોમાં અમુક માણસો એવા હતા જેમને 'ઇલહામ' થતો હતો. હવે જો મારી ઉમ્મતમાં એવો કોઈ માણસ છે તો તે ઉમર છે. એક રિવાયતમાં આ પ્રમાણે આવ્યું છે કે, બની ઈસ્રાઈલની ઉમ્મતોમાં અમુક લોકો એવા હતા જેમની સાથે ખુદાના તરફથી વાત કરવામાં આવતી હતી, જો કે તેઓ નબી ન હતા. મારી ઉમ્મતમાં જો કોઈ તેમનામાંથી છે તો તે ઉમર છે. હઝરત ઇબ્ને અબ્બાસે આયત **વ માઅર્સલ્ના મિન કબ્લિક મિર્રસૂલિન વ લા નબિય્યિન**ની આગળ **વ લા મુહદ્દસિન** વધારે પઢ્યું છે.

(૨૧૪/૩૯૮૮) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, એક ભરવાડ પોતાની બકરીઓની દેખરેખ રાખતો હતો. અચાનક એક વરૂએ હુમલો કર્યો અને એક બકરીને પકડીને લઇ ગયો. ભરવાડ તેની પાછળ દોડયો. અહીં સુધી કે, બકરીને વરૂ પાસેથી છોડાવી લીધી. વરૂએ મોં ફેરવીને કહ્યું : શિકારના દિવસે જ્યારે મારા સિવાય આ બકરીઓનો બીજો કોઇ દેખરેખ રાખનાર નહીં હોય ત્યારે કોણ છોડાવશે ? લોકોએ આ સાંભળીને કહ્યું : સુબ્હાનલ્લાહ ! (વળી વરૂ પણ વાત કરતો હશે !) હુઝૂરે કહ્યું : મારૂં, અબૂબક્રનું અને ઉમરનું તો એના પર ઈમાન છે. હઝરત અબૂ હુરૈરા કહે છે : તે વખતે ત્યાં અબૂબક્ર અને ઉમર હાજર પણ ન હતા.

(૨૧૫/૩૯૮૯) હઝરત અબૂ સઈદ ખુદરી કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : હું સૂઇ રહ્યો હતો, એવામાં બધા લોકો મારી સામે લાવવામાં આવ્યા. એ લોકોએ કુરતો પહેર્યો હતો. કોઈનો કુરતો તો ફક્ત છાતી સુધી પહોંચતો હતો અને કોઈનો એનાથી કંઈક નીચો હતો, પરંતુ જ્યારે ઉમર સામે આવ્યા ત્યારે એટલો મોટો કુરતો પહેર્યો હતો કે (ઝમીન પર) ઘસડીને ચાલતા હતા. સહાબાએ કહ્યું : પછી હુઝૂરે એનું શું અર્થઘટન કર્યું ? ફરમાવ્યું : એનાથી દીન મુરાદ છે.

(૨૧૬/૩૯૯૦) હઝરત મિસ્વર ઇબ્ને મખ્રમા કહે છે કે, જ્યારે હઝરત ઉમર ઘાયલ થયા ત્યારે તકલીફ જાહેર કરવા લાગ્યા. ઇબ્ને અબ્બાસે આશ્વાસન આપતાં કહ્યું : અમીરૂલ મુઅમિનીન ! આવું બની શકે નહીં. તમે રસૂલુલ્લાહ (સલ.)ના સહવાસમાં રહ્યા છો અને સહવાસનો હકક સારી રીતે અદા કર્યો



છે. જ્યારે રસૂલુલ્લાહ (સલ.) તમારાથી જુદા થયા ત્યારે રસૂલુલ્લાહ (સલ.) તમારાથી ખુશ હતા. તે પછી તમે સિદ્દીકે અકબરના સહવાસમાં રહ્યા અને સહવાસનો હકક સારી રીતે અદા કર્યો. જુદાઇ વખતે તેઓ તમારાથી ખુશ હતા. પછી તમે બીજા સહાબાઓના સહવાસમાં રહ્યા અને સહવાસનો હકક સારી રીતે અદા કર્યો. હવે જો તમે તેમનાથી જુદાઇ લેશો તો તેઓ પણ તમારાથી ખુશ થશે. હઝરત ઉમરે કહ્યું : તમે રસૂલુલ્લાહ (સલ.)ના સહવાસ અને ખુશ થવાની વાત કરી, એ તો ફક્ત અલ્લાહ તઆલાનો મારા પર ઉપકાર છે. ખુદાએ મારા પર મહેરબાની કરી. હઝરત અબૂબક્રનો સહવાસ અને તેમનું ખુશ થવું પણ અલ્લાહ તઆલાના ઉપકારના કારણે હતું, પરંતુ હું જે આટલો બેચેન બની રહ્યો છું એ ફક્ત તમારા અને તમારા સાથીઓના કારણે છે. (ડિવા મને ભય છે કે, મારા પછી તમે ફિત્નામાં પડી જશો) ખુદાની કસમ ! મારી પાસે આખી પૃથ્વી ભરીને સોનું હોત તો ખુદાનો અઝાબ જોતા પહેલાં હું એનાથી બચવા માટે બદલારૂપે આપી દેત.

(૨૧૭/૩૯૯૧) હઝરત અબૂ મૂસા અશ્અરી કહે છે : એક વાર હું રસૂલુલ્લાહ (સલ.) સાથે મદીનાના એક બાગમાં હતો, એવામાં એક માણસ આવ્યો અને દરવાજો ખોલવા જણાવ્યું. હુઝૂરે કહ્યું : ખોલો અને એને જન્નતની ખુશખબરી આપો. મેં દરવાજો ખોલ્યો તો અબૂબક્ર હતા. મેં હુકમ અનુસાર તેમને ખુશખબરી આપી. અબૂબક્રે ખુદાનો શુક્ર અદા કર્યો. થોડી વાર પછી બીજો એક માણસ આવ્યો અને દરવાજો ખોલવા જણાવ્યું. હુઝૂરે કહ્યું : ખોલો અને એને જન્નતની ખુશખબરી આપો. મેં દરવાજો ખોલ્યો તો ઉમર હતા. મેં તેમને પણ હુઝૂરનું ફરમાન કહી દીધું. ઉમરે ખુદા તઆલાનો શુક્ર અદા કર્યો. થોડી વાર પછી બીજા એક માણસે દરવાજો ખોલવા જણાવ્યું. હુઝૂરે કહ્યું : ખોલો અને એને પણ જન્નતની ખુશખબરી આપો. કારણ કે, એને એક ભયંકર તકલીફ પડશે. મેં દરવાજો ખોલ્યો તો ઉસ્માન હતા. મેં તેમને પણ હુઝૂરનું ફરમાન કહ્યું. ઉસ્માને પણ ખુદા તઆલાનો શુક્ર અદા કર્યો. પછી કહ્યું : ખુદા તઆલા પાસે જ મદદ માટે દુઆ માંગવામાં આવે છે.

(૨૧૮/૩૯૯૨) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને હિશામ કહે છે : (એક વાર) અમે રસૂલુલ્લાહ (સલ.) સાથે હતા. તે વખતે હુઝૂરે હઝરત ઉમરનો હાથ પકડયો હતો.

## હઝરત અબૂ અમ્ર ઉસ્માન ઇબ્ને અફ્ફાન કુરૈશીની ફઝીલતો

**હુઝૂર (સલ.)એ ફરમાવ્યું હતું :**

**જે માણસ 'ફીમા' કુવો ખોદાવીને દુરૂસ્ત કરી દેશે તેને જન્નત મળશે. હઝરત ઉસ્માને તે કુવો ખોદાવીને દુરૂસ્ત કરી દીધો. હુઝૂર (સલ.)એ એમ પણ કહ્યું હતું કે, જે માણસ તંગીના લશ્કરનો સામાન દુરૂસ્ત કરી દેશે તેને જન્નત મળશે. હઝરત ઉસ્માને તંગીના લશ્કરનો સામાન પણ દુરૂસ્ત કરી દીધો હતો**

(૨૧૯/૩૯૯૩) હઝરત અબૂ મૂસા કહે છે કે, હુઝૂર (સલ.) એક બાગ (અરીસ)માં ગયા. મને દરવાજાની ચોકી કરવાનો હુકમ આપ્યો. થોડી વાર પછી એક માણસ આવ્યો અને અંદર આવવાની રજા માંગી. હુઝૂરે કહ્યું : રજા આપો અને જન્નતની ખુશખબરી આપો. મેં જોયું તો તેઓ અબૂબક્ર હતા. થોડી વાર પછી બીજો એક માણસ રજા માંગતો આવ્યો. હુઝૂરે કહ્યું : એને પણ રજા આપો અને જન્નતની ખુશખબરી આપો. મેં જોયું તો ઉમર હતા. પછી બીજો એક માણસ રજા માંગતો આવ્યો. હુઝૂર થોડીક વાર થોભ્યા. પછી કહ્યું : એને પણ રજા આપો અને તે મુસીબતના બદલામાં જે એના પર પડશે, એને પણ જન્નતની ખુશખબરી આપો. મેં જોયું તો એ ઉસ્માન ઇબ્ને અફફાન હતા. અમુક રિવાયતોમાં ઉપરોક્ત હદીસમાં બીજો એટલો વધારો છે કે, તે વખતે હુઝૂર (સલ.) પાણીની જગ્યાએ એક ઘુંટણ અથવા બે ઘુંટણ ખોલીને બેઠા હતા, પરંતુ જ્યારે હઝરત ઉસ્માન આવ્યા ત્યારે આપે ઘુંટણ ઢાંકી દીધા.

(૨૨૦/૩૯૯૪) હઝરત ઉબૈદુલ્લાહ ઇબ્ને અદી કહે છે કે, મને હઝરત મિસ્વર ઇબ્ને મખરમા અને અબ્દુર્રહમાન ઇબ્ને અસ્વદે કહ્યું કે, તમે હઝરત ઉસ્માનના ભાઇ વલીદ વિષે હઝરત ઉસ્માન સાથે વાતચીત કેમ કરતા નથી ? લોકો તો વલીદ વિષે ઘણી વાતો કરે છે. જેથી મેં નક્કી કર્યું કે, હઝરત ઉસ્માન જ્યારે નમાઝ પઢવા જશે તો કહીશ. હઝરત ઉસ્માન નમાઝ પઢવા જઇ રહ્યા હતા ત્યારે મેં કહ્યું : મારે તમારૂં થોડુંક કામ છે. તમારી ભલાઇની વાત છે. કહ્યું કે, હે માનવી ! હું તારાથી ખુદાની પનાહ માંગુ છું. હું આ સાંભળીને પાછો ફર્યો. આવીને લોકોને બીના કહી. (તેમણે કહ્યું : તેં તારી ફરજ બજાવી.) એવામાં હઝરત ઉસ્માનનો એલચી આવ્યો. હું હઝરત ઉસ્માન પાસે જઇ પહોંચ્યો. કહ્યું કે, બોલો, શું નસીહત કરવા માંગતા હતા ? મેં કહ્યું કે, અલ્લાહ તઆલાએ મુહમ્મદને સચ્ચાઇની સાથે પયગમ્બર બનાવ્યા છે. તેમના પર કુર્આન ઉતર્યું હતું. તમે ખુદા અને તેના રસૂલનો હુકમ માન્ય રાખ્યો હતો અને બે વાર હિજરત કરી હતી. તમે રસૂલુલ્લાહ (સલ.)ના સહવાસમાં રહ્યા છો. તેમનો રોશન માર્ગ પણ જોયો



છે. (એટલે હું કહું છું કે,) લોકો વલીદ વિષે ઘણી વાતો કરે છે. (તમે વલીદને દારૂ પીવા બદલ સજા ફટકારો) હઝરત ઉસ્માને કહ્યું : શું તમે રસૂલુલ્લાહ (સલ.)ને જોયા છે ? મેં કહ્યું કે, ના, પરંતુ હુઝૂરનો શુધ્ધ ઇલ્મ પરદાની અંદર કુંવારી છોકરીઓ સુધી પહોંચ્યો છે, એવી જ રીતે મારા સુધી પણ પહોંચ્યો છે. તેમણે ફરમાવ્યું : સાંભળો, અલ્લાહ તઆલાએ સચ્ચાઇ સાથે રસૂલુલ્લાહ (સલ.)ને પયગમ્બર બનાવ્યા. મેં ખુદા અને રસૂલનો હુકમ માન્યો. રસૂલુલ્લાહ (સલ.)ને જે વસ્તુ આપીને મોકલવામાં આવ્યા હતા તેના ઉપર પણ હું ઇમાન લાવ્યો. બે હિજરતો કરી. રસૂલુલ્લાહ (સલ.)ના સહવાસમાં પણ રહ્યો. હુઝૂરની બૈઅત પણ કરી, ખુદાની કસમ ! ન તો હુઝૂરની નાફરમાની કરી, ન આપની સાથે બેધારી નીતિ અપનાવી. અહીં સુધી કે, ખુદા તઆલાએ આપને બોલાવી લીધા. હુઝૂર પછી હઝરત અબૂબક્ર અને ઉમર સાથે પણ મેં એવો જ વર્તાવ કર્યો. છેવટે મને ખલીફા બનાવવામાં આવ્યો. હવે શું મને તેવો અધિકાર નથી જેવો તેમને હતો ? મેં કહ્યું : બેશક, છે. ફરમાવ્યું : તો પછી આ શું વાતો છે જે મને તમારા તરફથી મળે છે. હા, વલીદ વિષે તમે જે ઉલ્લેખ કર્યો છે તો અમે ઇન્શાઅલ્લાહ ન્યાયપૂર્વક તેને શિક્ષા કરીશું. તે પછી હઝરત ઉસ્માને હઝરત અલીને બોલાવ્યા અને હુકમ આપ્યો કે, વલીદને એંસી કોરડાઓ ફટકારો. હઝરત અલીએ વલીદને એંસી કોરડા માર્યા.

(૨૨૧/૩૯૯૫) હઝરત ઇબ્ને ઉમર કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)ના સમયમાં અમે હઝરત અબૂબક્રની બરાબર કોઇને ગણતા ન હતા. અબૂબક્ર પછી ઉમરને અને ઉમર પછી ઉસ્માનને ગણતા હતા. ઉસ્માન પછી સહાબાઓને પરસ્પર એકબીજા પર ફઝીલત આપતા ન હતા.

(૨૨૨/૩૯૯૬) ઉસ્માન ઇબ્ને મવહિબ કહે છે કે, એક મિસરી હજ્જ માટે આવ્યો. જ્યારે હજ્જ કરી ચૂક્યો ત્યારે એક જમાઅતને જોઇને બેઠો. પછી પૂછ્યું કે, આ કોણ લોકો છે ? લોકોએ કહ્યું : કુરૈશીઓ છે. મિસરીએ પૂછ્યું, એમનામાં આગેવાન કોણ છે ? લોકોએ કહ્યું : અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર. મિસરીએ કહ્યું : ઇબ્ને ઉમર, હું તમને કંઇક પૂછવા માંગુ છું. તમે બતાવો, શું તમને ખબર છે કે, હઝરત ઉસ્માન ઉહદની લડાઇના દિવસે નાસી ગયા હતા ? ઇબ્ને ઉમરે કહ્યું : હા. મિસરીએ કહ્યું : શું તમે જાણો છો કે, ઉસ્માને બદરની લડાઇમાં ભાગ લીધો ન હતો, ગેરહાજર રહ્યા હતા ! ઇબ્ને ઉમરે કહ્યું : હા. મિસરીએ કહ્યું : શું તમે જાણો છો કે, ઉસ્માન બૈઅતે રિદવાનમાં પણ હાજર ન હતા ? ઇબ્ને ઉમરે કહ્યું : બેશક. મિસરીએ કહ્યું :

અલ્લાહુ અકબર. ઇબ્ને ઉમરે કહ્યું : વાહ, આવો, હવે આ વાતોની વિગત પણ હું તમને કહી દઉં. ઉહદની લડાઇમાંથી નાસી છુટવા માટે તો એ છે કે, હું ગવાહી આપું છું કે, અલ્લાહ તઆલાએ તેમને માફ કરી દીધા. બદરની લડાઇમાં ગેરહાજર રહેવાનું કારણ એ છે કે, રસૂલુલ્લાહ (સલ.)ના પુત્રી હઝરત ઉસ્માનના નિકાહમાં હતાં. તેઓ બીમાર હતાં. એટલે હુઝૂરે પોતે કહ્યું હતું કે, તમને બદરમાં ભાગ લેનારાઓના જેમ સવાબ પણ મળશે અને હિસ્સો પણ. (તમારા માટે ભાગ લેવાની ઝરૂર નથી) બૈઅતે રિદવાનમાં ગેરહાજર રહેવું, તો મક્કામાં તેમના કરતાં વધારે સગાઇ ધરાવનાર કોઇ હોત તો રસૂલુલ્લાહ (સલ.) ઉસ્માનના બદલે તેને મોકલત. આ જ કારણસર રસૂલુલ્લાહ (સલ.)એ પોતાનો જમણો હાથ ડાબા હાથ પર મારીને કહ્યું : આ ઉસ્માનનો હાથ છે. આ વિગત વર્ણવીને ઇબ્ને ઉમરે કહ્યું : હવે આ વિગત તારી સાથે લઇ જા.

(૨૨૩/૩૯૯૭) હઝરત અનસ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) અબૂબક્ર, ઉમર અને ઉસ્માનને લઇને ઉહદ પહાડ પર ચઢયા. પહાડમાં ધ્રુજારી ઉત્પન્ન થઇ. હુઝૂરે પોતાનો પગ તેના પર મારીને કહ્યું : ઉહદ, થંભી જા. તારા પર એક નબી, એક સિદ્દીક અને બે શહીદ છે.

## હઝરત ઉસ્માનની બૈઅત અંગે સર્વાનુમતિ અને હઝરત ઉમરની શહાદતનું વર્ણન

(૨૨૪/૩૯૯૮) અમ્ર ઇબ્ને મયમૂન કહે છે કે, ફારૂકે અઅ્ઝમ (રદિ.)ની શહાદતના અમુક દિવસ પહેલાં મેં જોયું કે, તેઓ ઉભા થઇને હુઝૈફા ઇબ્ને યમાન અને ઉસ્માન ઇબ્ને હનીફને કહી રહ્યા છે, તમે આ શું કર્યું ? તમને ખુદાનો કંઇ ડર છે કે નહીં ? તમે ઝમીન પર એટલો બોજ નાખ્યો કે, જેને તે સહન કરી શકતી નથી. (કર વધારે નાખ્યો) બંને સજ્જનોએ કહ્યું : એમાં કંઇ અસાધારણ વધારો નથી. અમે સહન થઇ શકે તેટલો બોજ નાખ્યો છે. ફરમાવ્યું : વિચાર કરી લો, ક્યાંક અસહ્ય બોજ ન પડે. બંને સજ્જનોએ કહ્યું : નથી. હઝરત ઉમરે કહ્યું : જો ખુદાએ મને સલામત રાખ્યો તો એવી હાલત બનાવી મૂકીશ કે, ઇરાકની વિધવા સ્ત્રીઓને મારા પછી કદી કોઇ પતિની ઝરૂરત નહીં રહે. અમ્ર ઇબ્ને મયમૂન કહે છે : ત્યાર પછી ચોથો જ દિવસ હતો કે, હઝરત ઉમર શહીદ થઇ ગયા. તે દિવસે સવારે હું ત્યાં જ ઉભો હતો. મારી અને હઝરત ઉમર વચ્ચે માત્ર અબ્દુલ્લાહ ઇબ્ને અબ્બાસ હતા. તેઓ બે સફોની વચ્ચેથી પસાર થતા હતા અને કહેતા જતા હતા : સફો બરાબર કરો. જ્યારે સફો બરાબર થઇ ગઇ અને



કોઇ ખાલી જગ્યા ન રહી ત્યારે તેમણે આગળ જઇને તકબીર કહી. લગભગ પહેલી રકઅતમાં સૂરએ યૂસુફ અથવા સૂરએ નહલ પઢી હતી કે, તકબીરનો અવાજ આવ્યો : પછી કહ્યું : મને મારી નાખ્યો અથવા મને કુતરો ખાઇ ગયો. આ શબ્દો હઝરત ઉમરે ઘા વાગતી વખતે કહ્યા. બિનઅરબ કાફિર (હત્યારો અબૂ લૂઅલૂઅ) બેધારી છરી લઇને નાસવા લાગ્યો. જે બાજુએ જમણે ડાબે પસાર થતો હતો તે બાજુએ લોકોને ઘાયલ કરતો હતો. અહીં સુધી કે, તેર માણસોને ઘાયલ કર્યા. જેમાંથી સાતનું અવસાન થઇ ગયું. જ્યારે લોકોએ આવી હાલત જોઇ ત્યારે એક મુસલમાને પોતાનો વરસાદનો કોટ તેના પર નાખી દીધો. હત્યારાએ જ્યારે જોયું કે, હવે હું પકડાઇ ગયો ત્યારે આપઘાત કરી લીધો. હઝરત ઉમરે અબ્દુર્રહમાન ઇબ્ને ઔફનો હાથ પકડીને આગળ કરી દીધા. જે લોકો હઝરત ઉમરની પાસે હતા તેઓ આ બધી બીના જાણતા હતા. બીજાઓ કંઇ જાણતા ન હતા. જ્યારે તેમને હઝરત ઉમરનો અવાજ સંભળાયો નહીં ત્યારે બોલવા લાગ્યા : સુબ્હાનલ્લાહ ! સુબ્હાનલ્લાહ ! હઝરત અબ્દુર્રહમાને ટૂંકી નમાઝ પઢાવી. જ્યારે લોકો નમાઝમાંથી પરવાર્યા ત્યારે હઝરત ઉમરે કહ્યું : ઇબ્ને અબ્બાસ, જુઓ, મને કોણે કત્લ કર્યો છે. ઇબ્ને અબ્બાસ થોડી વાર ફરીને પાછા આવ્યા અને કહેવા લાગ્યા : મુગીરા ઇબ્ને શુઅબાનો ગુલામ છે. હઝરત ઉમરે કહ્યું : તેણે કર્યો છે ? ઇબ્ને અબ્બાસે કહ્યું : જી હા. હઝરત ઉમરે કહ્યું : તેને ખુદાનો માર પડે. મેં તો તેને નિયમ અનુસાર (કર ભરવાનો) હુકમ આપ્યો હતો. ખુદાનો શુક્ર છે કે, તેણે મારૂં મોત ઇસ્લામના કોઇ દાવેદારના હાથે કરાવ્યું નહીં. તમે અને તમારા પિતા બંને ઇચ્છતા હતા કે, મદીનામાં બિનઅરબ ગુલામો વધારે હોય. અબ્બાસની પાસે તો બધા સહાબાઓ કરતાં વધારે ગુલામ હતા. ઇબ્ને અબ્બાસે કહ્યું : જો તમે કહો તો હું બધાને કત્લ કરી દઉં. હઝરત ઉમરે કહ્યું : એ ખોટી વાત છે. જ્યારે તેમણે તમારી ભાષામાં વાત કરી, (કિબ્લા કલિમો પઢનારા થઇ ગયા) તમારા કિબ્લા તરફ નમાઝ પઢવા લાગ્યા અને તમારા જેમ હજ્જ કરવા લાગ્યા (ત્યારે તેમને કત્લ કરવું જાઇઝ નથી) તે પછી હઝરત ઉમરને ઉંચકીને ઘેર પહોંચાડવામાં આવ્યા. અમે પણ તેમની સાથે ગયા. એવું લાગતું હતું કે, લોકો પર આજ પહેલાં આવી મુસીબત પડી નથી. કેટલાક લોકો કહેતા હતા : કંઇ વાંધો નહીં. (સારૂં થઇ જશે) કેટલાક કહેતા હતા : ભયંકર પરિસ્થિતિ છે. એવામાં નબીઝ લાવવામાં આવી. હઝરત ઉમર તે પી ગયા, પરંતુ નબીઝ પેટમાંથી નીકળી ગઇ. પછી દૂધ પીવડાવવામાં આવ્યું તો તે પણ પેટમાંથી

નીકળી ગયું, જેથી લોકોને લાગ્યું કે, તેઓ નહીં બચે. લોકો આવીને હઝરત ઉમરના વખાણ કરવા લાગ્યા. એ દરમ્યાન એક યુવાન આવ્યો અને કહેવા લાગ્યો : અમીરૂલ મુઅમિનીન ! ખુદાની ખુશખબરીથી ખુશ થઇ જાઓ. તમને રસૂલુલ્લાહ (સલ.)નો સહવાસ અને ઇસ્લામમાં પ્રાથમિકતા મળી હતી. જેનાથી તમે માહિતગાર છો. પછી તમને ખલીફા બનાવવામાં આવ્યા તો તમે ન્યાયપૂર્વક કામ કર્યું. છેવટે તમને શહાદત નસીબ થઇ. હઝરત ઉમરે કહ્યું : હું તો એમ ઇચ્છું છું કે, મામલો સરભર થઇ જાય. મને તેનાથી ન નુકસાન પહોંચે ન ફાયદો. જ્યારે તે યુવાન પીઠ ફેરવીને ગયો ત્યારે તેનું તેહબંદ ઝમીન પર ઘસડતો જતો હતો. હઝરત ઉમરે કહ્યું : એ છોકરાને પાછો બોલાવો. હુકમ અનુસાર છોકરો પાછો આવ્યો. હઝરત ઉમરે કહ્યું : ભત્રીજા, તારૂં કપડું ઉંચું લઇ લે. એનાથી તમારૂં કપડું પણ સાફ રહેશે અને પરહેઝગારી પણ નસીબ થશે. તે પછી કહ્યું : અબ્દુલ્લાહ, જુઓ, મારા પર કેટલું દેવું છે ? લોકોએ હિસાબ કર્યો તો લગભગ ૮૬ હઝારનું દેવું હતું. હઝરત ઉમરે કહ્યું : જો ઉમરની ઓલાદનો માલ કર્ઝ ચુકવવા માટે પુરતો હોય તો તેમની પાસેથી લઇને ચુકવી દેજો, નહીં તો અદી ઇબ્ને કઅબની ઓલાદ પાસે માંગી લેજો. તેમનો માલ પણ પુરતો ન થઇ પડે તો કુરેશ પાસે માંગજો. બીજા કોઇ પાસે માંગશો નહીં. કર્ઝ ચૂકવીને ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઇશા પાસે જજો અને કહેજો કે, ઉમરે તમને સલામ કહી છે, અમીરૂલ મુઅમિનીન કહેશો નહીં. કારણ કે, હવે હું મુસલમાનોનો સરદાર નથી. હઝરત આઇશાને કહેજો કે, ઉમર ઇબ્ને ખત્તાબ તમારી પાસે પોતાના સાથીઓ સાથે દફન થવાની રજા માંગે છે. ઇબ્ને ઉમરે જઇને સલામ કરી અને અંદર દાખલ થવાની રજા માંગી. અંદર દાખલ થયા ત્યારે જોયું કે, ઉમ્મુલ મુઅમિનીન બેસીને રડી રહ્યાં છે. ઇબ્ને ઉમરે કહ્યું : ઉમર ઇબ્ને ખત્તાબ તમને સલામ કહે છે અને પોતાના સાથીઓ સાથે દફન થવાની રજા માંગે છે. હઝરત આઇશાએ કહ્યું : મેં એ જગ્યા મારા માટે રાખી હતી, પરંતુ આજે હું તેમને મારા પર પ્રાથમિકતા આપું છું. અબ્દુલ્લાહ પાછા આવ્યા. લોકોએ હઝરત ઉમરને કહ્યું : અબ્દુલ્લાહ આવી ગયા. ફરમાવ્યું : મને ઉંચકો. લોકોએ ઉંચકયા. એક માણસે ટેકો આપીને બેસાડયા. હઝરત ઉમરે કહ્યું : શું ખબર લાવ્યા ? અબ્દુલ્લાહે કહ્યું : અમીરૂલ મુઅમિનીન ! તમે જે ઇચ્છતા હતા તે જ થયું. તેમણે રજા આપી. હઝરત ઉમરે કહ્યું : અલહમ્દુ લિલ્લાહ ! મારા માટે એનાથી વધીને બીજી કોઇ વાત નથી. તે પછી કહ્યું : જ્યારે મારી રૂહ નીકળી જાય ત્યારે જનાઝો ઉંચકીને લઇ



જજો. હઝરત આઇશાને સલામ કહેજો અને કહેશો કે, ઉમર ઇબ્ને ખત્તાબ રજા માંગે છે. જો રજા આપે તો મને અંદર લઇ જજો, નહીં તો પાછો લઇ જઇને આમ મુસલમાનોના કબ્રસ્તાનમાં દફન કરી દેજો. રાવી કહે છે : એવામાં ઉમ્મુલ મુઅમિનીન હઝરત હફસા અને બીજી ઓરતો આવી. અમે તેમને જોયાં તો તેમના માનમાં ઉભા થઇ ગયા. તે અંદર ચાલ્યા ગયાં. થોડીવાર સુધી હઝરત ઉમર પાસે બેસીને રડતાં રહ્યાં. ત્યાર પછી પુરૂષોએ અંદર જવાનું વિચાર્યું તો તેઓ એક બાજુ અંદર ચાલ્યાં ગયાં. અમને તેમના રડવાનો અવાજ અંદરથી આવતો હતો. લોકોએ કહ્યું : અમીરૂલ મુઅમિનીન, તમારો જાનશીન (અનુગામી, ગાદી-વારસ) બનાવી જાઓ. ફરમાવ્યું : અવસાન વખતે રસૂલુલ્લાહ (સલ.) જે લોકોથી રાજી હતા તેમના કરતાં વધારે હકદાર હું બીજા કોઇને ગણતો નથી. પછી તેમણે હઝરત અલી, ઉસ્માન, ઝુબેર, તલહા, સઅદ અને અબ્દુર્રહમાન ઇબ્ને ઔફના નામો લીધાં. હા, અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર તમારામાં હાજર જ હશે, પરંતુ ખિલાફતમાં તેનો કોઇ હકક નથી. હઝરત ઉમરે આ વાત માત્ર હઝરત અબ્દુલ્લાહને સંતોષવા માટે કહી હતી. પછી કહ્યું : જો સઅદને ખિલાફત મળે તો એ તેના લાયક છે, નહીં તો જે માણસને હાકિમ બનાવવામાં આવે તો તે સઅદની મદદ લે. કારણ કે, મેં એને કમજોરી અથવા ખયાનતના કારણે રોકયો ન હતો. મારા પછી જે પણ ખલીફા થાય તેને હું વસિય્યત કરૂં છું કે, 'શરૂઆતના મુહાજિરો'ના હકકોનો ખ્યાલ રાખે. તેમની ઇઝઝત કરે. અનસારીઓ સાથે પણ ભલાઇ કરવાની વસિય્યત કરૂં છું. જેઓ આ મકાન (મદીના)માં વસે છે અને તેમનામાં ઇમાન પહેલેથી મૌજુદ છે. અનસારીઓમાંના નેક લોકોની નેકીઓ કબુલ કરવામાં આવે અને બુરા લોકોની બુરાઇ માફ કરવામાં આવે. હું ખલીફાને વસિય્યત કરૂં છું કે, શહેરવાળાઓ સાથે સારો વર્તાવ કરે. કારણ કે, એ લોકો ઇસ્લામની મદદમાં માલ ભેગા કરનારા છે અને દુશ્મનની ઇર્ષાનું કારણ છે. તેમની પાસેથી ફકત તે જ માલ લેવામાં આવે જે તેમની ઝરૂરત કરતાં વધારે હોય, એ શરતે કે તેઓ રાજી હોય. હું ગામડાના લોકો સાથે પણ સારો વર્તાવ કરવાની વસિય્યત કરૂં છું. ગામડીયાઓ અરબોના પાયા સમાન છે, ઇસ્લામના મૂળ સમાન છે. ઝકાતમાં તેમની પાસેથી શ્રેષ્ઠ માલ લેવામાં ન આવે. જે માલ લેવામાં આવે તે તેમના ફકીરોને વહેંચી દેવામાં આવે. હું તે લોકો વિષે પણ વસિય્યત કરૂં છું જેઓ ખુદા અને રસૂલની ઝિમ્મેદારી હેઠળ છે. તેમની સાથે પણ સારો વર્તાવ કરવામાં આવે. કરારનું પાલન કરવામાં આવે. તેમના તરફથી દુશ્મનો સાથે લડાઇ

કરવામાં આવે. તેમને અસહ્ય તકલીફ ન આપવામાં આવે. રાવી કહે છે કે, જ્યારે હઝરત ઉમરની વફાત થઇ ગઇ ત્યારે અમે તેમનો જનાઝો લઇને નીકળ્યા. હઝરત આઇશા પાસે ગયા. અબ્દુલ્લાહ ઇબ્ને ઉમરે સલામ કરીને કહ્યું : ઉમ્મુલ મુઅમિનીન, ઉમર ઇબ્ને ખત્તાબ તમારી પાસે રજા માંગે છે. હઝરત આઇશાએ કહ્યું : અંદર લઇ આવો. જનાઝો અંદર લઇ જવામાં આવ્યો. ત્યાં રસૂલુલ્લાહ (સલ.) અને હઝરત અબૂબક્ર સાથે મૂકી દેવામાં આવ્યો. (દફન કરી દેવામાં આવ્યો) દફનક્રિયામાંથી પરવારીને બધા લોકો ભેગા થયા. હઝરત અબ્દુર્રહમાને કહ્યું : તમારો મામલો ત્રણ માણસોને સોંપી દો. ઝુબેરે કહ્યું : મેં મારો મત હઝરત અલીને આપ્યો. તલ્હાએ કહ્યું : મેં મારો મત ઉસ્માનને આપ્યો. સઅદે કહ્યું : મેં મારો મત અબ્દુર્રહમાન ઇબ્ને ઔફને આપ્યો. અબ્દુર્રહમાને કહ્યું : તમારામાંથી જે માણસ આ ખિલાફતથી દૂર રહેવાનું જાહેર કરશે, ત્યારે અમે બીજાના હવાલે ખિલાફત કરી દઇશું. અલ્લાહ અને ઇસ્લામ તેનું રક્ષણ કરશે. દરેકે વિચારવું જોઇએ કે, તેની માન્યતા મુજબ કયો માણસ અફઝલ છે ? આ સાંભળીને હઝરત ઉસ્માન અને હઝરત અલી ચુપ રહ્યા. હઝરત અબ્દુર્રહમાને કહ્યું : શું તમે ખિલાફતની બાબત મારા હવાલે કરી દો છો કે, હું જેને ચાહું તેને ખલીફા બનાવી દઉં. ખુદાની કસમ ! તમારામાં જે અફઝલ હશે તેના માટે હું કોઇ કચાશ રાખીશ નહીં. બંને સજ્જનોએ કહ્યું : હા. હઝરત અબ્દુર્રહમાને હઝરત અલી મુરતઝાનો હાથ પકડીને કહ્યું : તમે રસૂલુલ્લાહ (સલ.) સાથે સગપણ ધરાવો છો. તમે શરૂઆતમાં ઇસ્લામ લાવનારા છો. જો હું તમને સરદાર બનાવી દઉં તો તમે ઝરૂર ન્યાય કરશો. જો હું ઉસ્માનને ખલીફા બનાવી દઉં તો તમે તેમના હુકમોનું પાલન કરશો. તે પછી હઝરત ઉસ્માનને પણ આ પ્રમાણે એકાંતમાં કહ્યું. જ્યારે બંને પાસેથી વચન લઇ લીધું ત્યારે હઝરત ઉસ્માનને કહ્યું કે, હાથ ઉઠાવો. હઝરત ઉસ્માને હાથ ઉઠાવ્યા. હઝરત અબ્દુર્રહમાને તેમના હાથ પર બૈઅત કરી. તેમના પછી હઝરત અલીએ બૈઅત કરી. પછી મદીનાવાળા અંદર આવ્યા. બધાએ હઝરત ઉસ્માનના હાથ પર બૈઅત કરી.

## હઝરત અબૂલ હસન અલી ઇબ્ને અબૂ તાલિબ કુરૈશી હાશિમીની ફઝીલતો

**રસૂલુલ્લાહ (સલ.)એ હઝરત અલીને કહ્યું હતું : તું મારામાંથી છે. હઝરત ઉમરે કહ્યું હતું કે, રસૂલુલ્લાહ (સલ.) વફાતના સમય સુધી હઝરત અલીથી ખુશ હતા**



(૨૨૫/૩૯૯૯) હઝરત સહલ ઇબ્ને સઅદ કહે છે કે, (ખૈબરની લડાઇમાં) રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું હતું : હું આવતી કાલે એવા માણસના હાથમાં ઝંડો આપીશ જેના હાથે અલ્લાહ તઆલા વિજય આપશે. આ ફરમાન સાંભળીને લોકો આખી રાત ચિંતામાં રહ્યા કે, જુઓ, આવતી કાલે આ દોલત કોને મળે છે. બીજા દિવસે સવારના પહોરમાં જ લોકો રસૂલુલ્લાહ (સલ.) પાસે પહોંચી ગયા. દરેક ઝંડો મેળવવાની આશા રાખતા હતા. હુઝૂરે કહ્યું : અલી ઇબ્ને અબૂ તાલિબ ક્યાં છે ? સહાબાઓએ જવાબ આપ્યો : હુઝૂર, તેમની આંખો દુખે છે. ફરમાવ્યું : કોઇને મોકલીને બોલાવો. હુકમ અનુસાર હઝરત અલી હાજર થયા. હુઝૂરે તેમની આંખોમાં થૂંક લગાડયું અને દુઆ કરી. હઝરત અલી તરત સારા થઇ ગયા. જાણે કે તેમને કોઇ તકલીફ જ ન હતી. હુઝૂરે તેમને ઝંડો આપ્યો. હઝરત અલીએ કહ્યું : યા રસૂલલ્લાહ ! હું ત્યાં સુધી લડાઇ ચાલુ રાખીશ કે તે લોકો અમારા જેમ (મુસલમાન) થઇ જાય. આપે ફરમાવ્યું : ધીમે ધીમે જઇને તેમના મેદાનમાં ઉતરજો. પ્રથમ તેમને ઇસ્લામનું આમંત્રણ આપજો અને ખુદા તઆલાના જે ઝરૂરી હક્કો છે તે બયાન કરજો. કારણ કે, ખુદાની કસમ ! જો તારી મારફતે અલ્લાહ તઆલા એક માણસને પણ હિદાયત નસીબ કરશે તો તે એના કરતાં સારૂં છે કે, તારી પાસે લાલ ઊંટો હોય. (ઉંવા ઘણી મોટી દોલત કરતાં પણ એક માણસનું મુસલમાન થવું સારૂં છે.)

(૨૨૬/૪૦૦૦) હઝરત સલમા કહે છે : હઝરત અલીની આંખો આવી હતી. એટલે ખૈબરમાં હુઝૂરની સાથે ગયા ન હતા, પરંતુ પછી પોતે જ કહેવા લાગ્યા કે, રસૂલુલ્લાહ (સલ.)ના સંગાથથી રહી જાઉં છું. (એ ઠીક નથી) એટલે મદીનાથી નીકળીને રસૂલુલ્લાહ (સલ.) પાસે પહોંચી ગયા. ખૈબર જીતવાની રાત્રે રસૂલુલ્લાહ (સલ.)એ કહ્યું કે, કાલે હું એવા માણસને ઝંડો આપીશ જેની સાથે ખુદા અને તેના રસૂલને મુહબ્બત હશે. તેના હાથ પર ખુદા તઆલા વિજય આપશે. એવામાં અણધારી રીતે, અમે જોઇએ છીએ કે અલી હાજર છે. સહાબાએ કહ્યું : અલી હાજર છે. હુઝૂરે હઝરત અલીને ઝંડો આપી દીધો. ખુદા તઆલાએ તેમના હાથ પર વિજય આપ્યો.

(૨૨૭/૪૦૦૧) અબૂ હાઝિમ કહે છે કે, હઝરત સહલ ઇબ્ને સઅદ પાસે આવીને એક માણસે કહ્યું : મદીનાના હાકિમનો ફલાણો માણસ મિમ્બર પાસે ઉભો થઇને અલીની નાલેશી કરે છે. સહલે પૂછયું : શું કહે છે ? તે માણસે જવાબ આપ્યો : હઝરત અલીને 'અબૂ તુરાબ' (ધૂળપિતા) કહે છે. હઝરત

સહલ હસ્યા અને કહ્યું : ખુદાની કસમ ! આ નામ તો રસૂલુલ્લાહ (સલ.)એ જ રાખ્યું હતું. હઝરત અલીને બીજું કોઇ નામ એનાથી વધારે પ્યારૂં લાગતું ન હતું. મેં સહલને હદીસ પૂછી અને કહ્યું કે, અબૂ અબ્બાસ, આ બનાવ કેવી રીતે બન્યો હતો ? કહેવા લાગ્યા : એક દિવસ હઝરત અલી હઝરત ફાતિમા પાસે ગયા. થોડી વાર પછી ઘરમાંથી નીકળીને મસ્જિદમાં જઇને સૂઇ ગયા. રસૂલુલ્લાહ (સલ.)એ હઝરત ફાતિમાને પૂછ્યું કે, તમારા કાકાનો છોકરો (અલી) ક્યાં છે ? હઝરત ફાતિમાએ કહ્યું : મસ્જિદમાં. હુઝૂરે હઝરત અલી પાસે ગયા. જોયું તો ચાદર અલીની પીઠ પરથી સરકી ગઇ છે અને પીઠ પર ધૂળ લાગેલી છે. હુઝૂર ધૂળ સાફ કરવા લાગ્યા અને બે વાર કહ્યું : અબૂ તુરાબ, ઉઠો. અબૂ તુરાબ ઉઠો.

(૨૨૮/૪૦૦૨) હઝરત સઅદ ઇબ્ને ઉબૈદા કહે છે કે, હઝરત ઇબ્ને ઉમર પાસે એક માણસ આવ્યો અને હઝરત ઉસ્માનની હાલત પૂછવા લાગ્યો. ઇબ્ને ઉમરે હઝરત ઉસ્માનની ઉમદા આદતો બયાન કરી અને કહ્યું : કદાચ તું આનાથી નારાજ થાય છે ? તેણે કહ્યું : જી હા. ઇબ્ને ઉમરે કહ્યું : ખુદા તને ઝલીલ કરે. પછી તે માણસે હઝરત અલીની હાલત પૂછી. ઇબ્ને ઉમરે તેમના કામોની પણ ખૂબીઓ વર્ણવી અને કહ્યું : નબીના ઘરોની વચ્ચે આ સામે તેમનું ઘર છે. પછી કહ્યું : કદાચ તને આ પણ નાપસંદ પડયું ? તે માણસે કહ્યું : જી હા. ફરમાવ્યું કે, ખુદા તને ઝલીલ કરે. જા, તારાથી મારી વિરૂધ્ધ જે થઇ શકે તે કર.

(૨૨૯/૪૦૦૩) હઝરત અલી કહે છે કે, ફાતિમા ઝહરાએ લોટ દળવાની તકલીફની ફરિયાદ કરી. તે સમયે રસૂલુલ્લાહ (સલ.) પાસે થોડાક કેદીઓ કિંવા લોંડીઓ અને ગુલામો આવ્યા હતા. તેઓ (એક લોંડી લેવા માટે) રસૂલુલ્લાહ (સલ.) પાસે ગયાં, પરંતુ હુઝૂરની મુલાકાત થઇ નહીં. એટલે હઝરત આઇશાને કહીને ચાલ્યાં આવ્યાં. જ્યારે રસૂલુલ્લાહ (સલ.) ઘેર આવ્યા ત્યારે હઝરત આઇશાએ હઝરત ફાતિમાના આવવાની ખબર આપી. હુઝૂર તરત અમારી પાસે આવ્યા. અમે અમારા બિસ્તરાઓ પર સુઇ ગયાં હતાં. હું ઉઠવા લાગ્યો. હુઝૂરે કહ્યું : બંને પોતાની જગ્યા પર રહો. હુઝૂર આવીને અમારા બંનેની વચ્ચે બેસી ગયા. આપના પગોની ઠંડક મેં મારી છાતીમાં અનુભવી. બેસીને કહ્યું : શું હું તમને એવી વાત ન શીખવું જે તમારી ઇચ્છાથી સારી છે. જ્યારે તમે તમારા બિછાનાઓ પર સૂઇ જાઓ ત્યારે **૩૪ વાર અલ્લાહુ અકબર, 33 વાર સુબ્હાનલ્લાહ** અને **33 વાર અલ્હમ્દુ લિલ્લાહ** પઢી લો. તમારા માટે નોકર કરતાં આ સારૂં છે.

* બુખારી શરીફ : ભાગ-૧૪ *



(૨૩૦/૪૦૦૪) હઝરત સઅદ કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ હઝરત અલીને કહ્યું હતું : શું તને એ વાતથી ખુશ નથી કે, જેવી રીતે મૂસા માટે હારૂન હતા એવી રીતે તમે મારા માટે છો.

(૨૩૧/૪૦૦૫) હઝરત અબીદા કહે છે કે, હઝરત અલીએ કહ્યું હતું : જેવી રીતે તમે પહેલાં હુકમ કરતા હતા તેવી રીતે હમણાં પણ હુકમ કરો. કારણ કે, હું મતભેદને ખરાબ ગણું છું. મારો હેતુ એ છે કે, બધા લોકોની એક જમાઅત બની જાય અથવા જેવી રીતે મારા સાથીઓ મરી ગયા છે તેવી રીતે હું પણ મરી જાઉં.

## હઝરત જઅફર ઇબ્ને અબૂતાલિબ હાશિમીની ફઝીલતો

## રસૂલુલ્લાહ (સલ.)એ હઝરત જઅફરને કહ્યું હતું કે, તમે રૂપ અને ગુણમાં મારા જેવા છો

(૨૩૨/૪૦૦૬) હઝરત અબૂ હુરૈરા કહે છે : લોકો કહે છે કે, અબૂ હુરૈરાએ ઘણી હદીસો રિવાયત કરી છે. જો કે પેટ ભરવા માટે હું હંમેશા રસૂલુલ્લાહ (સલ.)ની સાથે રહેતો હતો. કારણ કે, તે વખતે મને ખમીરી રોટી ખાવા ને નકશીદાર ચાર ખાનાવાળી ચાદર ઓઢવા માટે મળતી ન હતી. સેવા માટે કોઇ લોંડી કે ગુલામ ન હતો. ભૂખના કારણે પેટ પર પત્થર બાંધતો હતો. લોકોને કેટલીક આયતોનો અર્થ ફકત એટલા માટે પૂછતો હતો કે, મને ખાણું ખવડાવવા લઇ જાય. જો કે તે આયતોનો અર્થ હું જાણતો હતો. મિસ્કીનોને ખાણું ખવડાવવામાં સૌથી શ્રેષ્ઠ જઅફર ઇબ્ને અબૂ તાલિબ હતા. અમને પોતાની સાથે લઇ જઇને જે કંઇ હાજર હોય તે ખવડાવતા હતા. કદી (ચામડાની) ખાલી ઘી દાની જ કાઢીને લઇ આવતા જેમાં કંઇ જ નહોતું. પછી તેને ફાડીને અમને આપી દેતા અને અમે ચાટી લેતા.

(૨૩૩/૪૦૦૭) શઅબી કહે છે કે, ઇબ્ને ઉમર જ્યારે હઝરત જઅફરના પુત્રને સલામ કરતા તો આ પ્રમાણે કરતા : **અસ્સલામુ અલયક યા ઇબ્ન ઝલ જનાહયનિ** એય બે પાંખવાળાના પુત્ર ! તને સલામ.

## અબ્બાસ ઇબ્ને અબ્દુલ મુત્તલિબનું વર્ણન

(૨૩૪/૪૦૦૮) હઝરત અનસ કહે છે : જ્યારે દુકાળ પડતો ત્યારે હઝરત ઉમર ઇબ્ને ખત્તાબ હઝરત અબ્બાસના વસીલાથી પાણીની દુઆ માંગતા હતા અને કહેતા હતા : એય અલ્લાહ ! પહેલાં અમે અમારા નબીના વસીલાથી દુઆ માંગતા હતા ત્યારે તું અમને પાણી આપતો હતો. હવે અમે અમારા નબીના

કાકાના વસીલાથી દુઆ માંગીએ છીએ. તું અમને પાણી આપ. જેથી (હઝરત ઉમરની આ દુઆથી) વરસાદ પડતો હતો.

## રસૂલુલ્લાહ (સલ.)ના સ્નેહીજનોની ફઝીલત

(૨૩૫/૪૦૦૯) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઇશા કહે છે : હઝરત ફાતિમાએ સિદ્દીકે અકબરને સંદેશ મોકલ્યો કે, અલ્લાહ તઆલાએ રસૂલુલ્લાહ (સલ.)ને જે કંઇ આપ્યું હતું તે વારસો મને આપી દો. મદીનામાં રસૂલુલ્લાહ (સલ.)નો સદકાનો જે માલ હતો તે પણ મને આપી દો. ફદક પણ મને આપી દો. ખૈબરના પાંચમા ભાગમાંથી જેટલો હિસ્સો બાકી રહી ગયો છે તે આપો. સિદ્દીકે અકબરે કહ્યું કે, હુઝૂરે ફરમાવ્યું છે : અમારા માલનો કોઇ વારસદાર નથી. અમે જે કંઇ છોડી જઇએ તે સદકો છે. મુહમ્મદ (સલ.)ની ઔલાદને તે માલમાંથી માત્ર ખાવા લાયક મળશે. ખોરાકી ખર્ચ કરતાં વધારે લેવાનો તેમને હક્ક નથી. હુઝૂરના સમયમાં રસૂલુલ્લાહ (સલ.)ના સદકાઓ જે હાલતમાં હતા ખુદાની કસમ ! તેમાં હું ફેરફાર કરીશ નહીં. હુઝૂર તેની જે રીતે વ્યવસ્થા કરતા હતા તે જ રીતે હું કરીશ. આ જવાબ સાંભળીને હઝરત અલીએ પ્રવચન કર્યું અને કહ્યું : અબૂબક્ર, અમે તમારી ફઝીલત જાણીએ છીએ. તે પછી તેમણે રસૂલુલ્લાહ (સલ.)ના સગાઓના હક્કો વર્ણવ્યા. હઝરત અલી પછી સિદ્દીકે અકબર બોલ્યા અને કહ્યું : તે ખુદાની કસમ જેના કબજામાં મારો જાન છે, રસૂલુલ્લાહ (સલ.)ની સગાઇ મને મારા સગપણ જોડવા કરતાં વધારે પ્યારી છે.

(૨૩૬/૪૦૧૦) ઇબ્ને ઉમર કહે છે : હઝરત અબૂબક્રે કહ્યું હતું કે, રસૂલુલ્લાહ (સલ.)ના હકકોની દેખભાળ આપના અહલે બૈતના હકકોની દેખભાળમાં સુરક્ષિત રાખો. (એવો અર્થ પણ થઇ શકે છે કે, રસૂલુલ્લાહ (સલ.)નું માન અહલે બૈતના માનમાં છુપાયેલું સમજો.)

(૨૩૭/૪૦૧૧) હઝરત મિસ્વર ઇબ્ને મખ્રમા કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું હતું : ફાતિમા મારા શરીરનો એક ટુકડો છે. જેણે તેને નારાજ કરી તેણે મને નારાજ કર્યો.

(૨૩૮/૪૦૧૨) હઝરત આઇશા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ જીવલેણ બીમારીમાં હઝરત ફાતિમાને બોલાવીને તેમને ચૂપચાપ કંઇક કહ્યું. હઝરત ફાતિમા સાંભળીને રડવા લાગ્યાં. ફરી બીજી વાર બોલાવીને આપે ચૂપચાપ કંઇ કહ્યું. જે સાંભળીને તે હસવા લાગ્યાં. મેં હઝરત ફાતિમાને પૂછ્યું તો તેમણે કહ્યું : હુઝૂરે પહેલી વાર મને ચુપચાપ એમ કહ્યું હતું કે, આ બીમારીમાં જ મારું અવસાન થઇ



જશે. આ સાંભળીને હું રડવા લાગી હતી. બીજી વાર ધીમેથી કહ્યું હતું કે, મારા પછી અહલે બૈતમાંથી સૌપ્રથમ તું જ આવશે. આ સાંભળીને હું હસવા લાગી.

## હઝરત ઝુબૈર ઇબ્ને અવ્વામની ફઝીલતો

**ઇબ્ને અબ્બાસ કહે છે કે, ઝુબૈર રસૂલુલ્લાહ (સલ.)ના નિઃસ્વાર્થ મિત્ર હતા. ઇમામ બુખારી કહે છે કે, 'હવારી' સફેદ કપડાં-વાળાને કહેવામાં આવે છે**

(૨૩૯/૪૦૧૩) મરવાન ઇબ્ને હકમથી રિવાયત છે કે, જે વરસે નકસીર (નાકમાંથી લોહી પડવા)ની બીમારી ફેલાઇ હતી, તે વરસે હઝરત ઉસ્માનને પણ આ બીમારી ભયંકર રીતે લાગુ પડી. અહીં સુધી કે, હજ્જ પણ કરી શક્યા નહીં અને (ઝિન્દગીથી હતાશ થઇને) વસિય્યત પણ કરવા લાગ્યા. એ દરમ્યાન એક કુરૈશી માણસે આવીને કહ્યું કે, તમારો જાનશીન (અનુગામી, ગાદીવારસ) મુકર્રર કરો. હઝરત ઉસ્માને કહ્યું : શું આ લોકોની માંગણી છે ? તેણે કહ્યું : જી હા. હઝરત ઉસ્માને કહ્યું : કોને ખલીફા બનાવવા માંગે છે ? તે માણસ ચુપ રહ્યો. એવામાં બીજો એક માણસ આવ્યો. મોટે ભાગે હારિસ હતા. કહેવા લાગ્યા : તમારો ખલીફા મુકર્રર કરી દો. હઝરત ઉસ્માને કહ્યું : લોકોની આ માંગણી છે ? તેણે કહ્યું : હા. પૂછ્યું કે, કોને ખલીફા બનાવવા માંગે છે ? તે માણસ ચૂપ થઇ ગયો. હઝરત ઉસ્માને કહ્યું : તેમણે લગભગ ઝુબૈર વિષે કહ્યું હશે. તે માણસે કહ્યું : જી હા. હઝરત ઉસ્માને કહ્યું : તે ખુદાની કસમ છે જેના શક્તિશાળી હાથમાં મારો જાન છે, મારી જાણ મુજબ તેઓ તે બધા કરતાં શ્રેષ્ઠ છે. રસૂલુલ્લાહ (સલ.)ને પણ તે બધા કરતાં વધુ પ્યારા હતા.

(૨૪૦/૪૦૧૪) મરવાન કહે છે : હું હઝરત ઉસ્માન પાસે બેઠો હતો, એવામાં એક માણસ આવ્યો અને કહ્યું : તમારા તરફથી ખલીફાને નિયુક્ત કરી દો. હઝરત ઉસ્માને કહ્યું : શું તને (સંદેશ રૂપે) આ પ્રમાણે કહેવામાં આવ્યું છે ? તેણે કહ્યું : જી હા, ઝુબૈરે કહ્યું છે. હઝરત ઉસ્માને કહ્યું : સાંભળી લો, ખુદાની કસમ ! તમે સારી રીતે જાણો છો કે, તેઓ તમારા બધામાં શ્રેષ્ઠ છે. હઝરત ઉસ્માને ત્રણ વાર આ શબ્દો કહ્યા હતા.

(૨૪૧/૪૦૧૫) હઝરત જાબિર કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું હતું કે, દરેક નબીનો એક નિઃસ્વાર્થ મદદગાર હોય છે. મારો નિઃસ્વાર્થ મદદગાર ઝુબૈર છે.

(૨૪૨/૪૦૧૬) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઝુબૈર કહે છે કે, ખન્દકની લડાઇના દિવસે (નાની વયના હોવાના લીધે) મને અને ઉમર ઇબ્ને અબૂ સલમહને

ઓરતોમાં દાખલ કરી દેવામાં આવ્યા હતા. મેં જોયું કે, (મારા પિતા) હઝરત ઝુબેરે ઘોડા પર બની કુરૈઝાના કાફિરો તરફ બે કે ત્રણ વાર આવ-જા કરી. જ્યારે હું પાછો ફર્યો ત્યારે મેં પૂછ્યું, અબ્બાજાન, મેં તમને બની કુરૈઝા તરફ આવ-જા કરતા જોયા હતા. પૂછ્યું, તે મને જોયો હતો ? મેં કહ્યું : જી હા. તેમણે કહ્યું : વાત એમ હતી કે, રસુલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું હતું : કોણ જઇને બની કુરૈઝાની ખબર લાવીને મને આપશે ? હું આ સાંભળીને ચાલ્યો ગયો હતો. જ્યારે પાછો આવ્યો ત્યારે હુઝૂરે મારા માટે પોતાના માંબાપને એકત્ર કરીને ફરમાવ્યું : તારા પર મારા માંબાપ કુરબાન.

(૨૪૩/૪૦૧૭) હઝરત ઉરવા કહે છે કે, યરમોકની લડાઇના દિવસે સહાબાએ હઝરત ઝુબેરને કહ્યું : તમે હુમલો કેમ કરતા નથી કે, અમે પણ તમારી સાથે મળીને હુમલો કરીએ. હઝરત ઝુબેરે કાફિરો પર હુમલો કર્યો. કાફિરોએ હઝરત ઝુબેરના ખભા પર બે ઘા કર્યા. એ બંને ઘાની વચ્ચે તે ઘા હતો જે બદરની લડાઇના દિવસે હઝરત ઝુબેરને વાગ્યો હતો. ઉરવા કહે છે : હું બાળપણમાં હઝરત ઝુબેરના ઘાના નિશાનોમાં આંગળાં નાખીને રમતો હતો.

**તલહા ઇબ્ને ઉબેદુલ્લાહનું વર્ણન**

**હઝરત ઉમરે કહ્યું હતું કે, અવસાન સમયે પણ રસૂલુલ્લાહ (સલ.) તલહાથી રાજી હતા.**

(૨૪૪/૪૦૧૮) હઝરત અબૂ ઉસ્માન કહે છે કે, જે સમયે રસૂલુલ્લાહ (સલ.)એ પોતે લડાઇ લડી હતી (કિંવા ઉહદની લડાઇ) તે લડાઇમાં રસૂલુલ્લાહ (સલ.)ની સાથે તલહા અને સઅદ સિવાય બીજું કોઇ બાકી રહ્યું ન હતું. અબૂ ઉસ્માને આ હદીસ તલહા અને સઅદના મોંથી જ બયાન કરી છે.

(૨૪૫/૪૦૧૯) કૈસ ઇબ્ને અબૂ હાઝિમ કહે છે : મેં જોયું કે, જે હાથથી હઝરત તલહાએ રસૂલુલ્લાહ (સલ.)ને (કાફિરોના હુમલાથી) બચાવ્યા હતા તેમનો તે હાથ બેકાર થઇ ગયો હતો.

**હઝરત સઅદ ઇબ્ને અબી વક્કાસ ઝુહરીની ફઝીલતો**

**આખો ઝુહરા કબીલો રસૂલુલ્લાહ (સલ.)ના મોસાળના સગાઓનો હતો**

(૨૪૬/૪૦૨૦) હઝરત સઇદ ઇબ્ને મુસય્યબ કહે છે કે, મને સઅદે કહ્યું હતું કે, ઉહદની લડાઇના દિવસે રસૂલુલ્લાહ (સલ.)એ મારા માટે પોતાના માંબાપને





ભેગા કર્યાં હતાં. (કિંવા એમ કહ્યું હતું કે, મારા માંબાપ તારા પર કુર્બાન)

(૨૪૭/૪૦૨૧) હઝરત સઅદ કહે છે : મને તે સમય પણ યાદ છે કે, હું ઇસ્લામનો ત્રીજો ભાગ હતો. (કિંવા મારા પહેલાં ફકત બે માણસો મુસલમાન હતા.)

(૨૪૮/૪૦૨૨) હઝરત સઅદ ઇબ્ને અબી વક્કાસ (રદિ.) કહે છે કે, જે દિવસે હું મુસલમાન થયો તે દિવસે બીજા લોકો પણ મુસલમાન થયા હતા. હું સાત દિવસ સુધી મુસલમાન થતાં રોકાયો હતો. હું ઇસ્લામનો ત્રીજો ભાગ છું. એક રિવાયતમાં એટલું વધારે છે કે, હઝરત સઅદ કહે છે : અરબોમાં સૌપ્રથમ મેં જ અલ્લાહના રસ્તામાં તીરો ફેંકયાં છે. અમે રસૂલુલ્લાહ (સલ.) સાથે જિહાદ કરતા હતા. જો કે અમારી પાસે ઝાડના પાંદડાઓ સિવાય ખાવા માટે બીજી વસ્તુ ન હતી અમારો મળ (પાખાનું) એવો હતો જેમ કે ઊંટ અથવા બકરીની લીંડીઓ, જે છુટી છુટી હોય છે. હવે બની સઅદ આવીને મને ઇસ્લામની વાતો શીખવે છે. જો કે હું એમની વાત પર ચાલું તો નિષ્ફળ જઇશ અને મારા અમલો બેકાર જશે. વાત એમ હતી કે, બની અસદે હઝરત ઉમર પાસે જઇને હઝરત સઅદની ચાડી ખાધી હતી અને કહ્યું હતું કે, તેઓ બરાબર નમાઝ પઢતા નથી. (હઝરત ઉમરે આ કારણે હઝરત સઅદને હુકૂમત પરથી પદભ્રષ્ટ કર્યા હતા.)

**રસૂલુલ્લાહ (સલ.)ના જમાઇઓનું વર્ણન.**

**અબૂલ આસ ઇબ્ને રબીઅ પણ હુઝૂરના જમાઇ હતા.**

(૨૪૯/૪૦૨૩) હઝરત મિસ્વર ઇબ્ને મખ્રમા કહે છે કે, હઝરત અલીએ અબૂ જહલની પુત્રી માટે શાદીનો સંદેશ મોકલ્યો. હઝરત ફાતિમાએ સાંભળ્યું તો હુઝૂર પાસે આવ્યાં અને કહ્યું : હુઝૂર, તમારી કોમ માને છે કે, તમારી પુત્રીઓના કારણે તમે નારાજ થતા નથી. એટલા માટે જ હઝરત અલી અબૂ જહલની છોકરી સાથે નિકાહ કરવાનો ઇરાદો ધરાવે છે. આપ (ખુત્બા માટે) ઉભા થયા અને ખુત્બા દરમ્યાન કહ્યું : સાંભળો, મેં મારી છોકરીના અબૂલ આસ ઇબ્ને રબીઅ સાથે નિકાહ કર્યા હતા. તેણે મને જે કંઇ કહ્યું તે પૂરૂં કર્યું. ફાતિમા મારા શરીરનો એક ટુકડો છે. તેનું દિલ દુભાય એ મને નાપસંદ છે. ખુદાની કસમ ! અલ્લાહના રસૂલ અને અલ્લાહના દુશ્મનની પુત્રીઓ એક ઘરમાં ભેગી થઇ શકતી નથી. આ સાંભળીને હઝરત અલીએ સંદેશ

મોકલવાનું માંડી વાળ્યું. એક રિવાયતમાં એટલું વધારે છે કે, હુઝૂરે પોતાના તે જમાઇનો ઉલ્લેખ કર્યો જે અબ્દે શમ્સ કબીલામાંનો હતો. તેના જમાઇપણાના વર્તાવની ખૂબ પ્રશંસા કરી અને કહ્યું : તેણે મને જે કંઇ કહ્યું તે કરી દેખાડયું. જે વાયદો કર્યો તે પૂરો કર્યો.

### રસૂલુલ્લાહ (સલ.)ના આઝાદ કરેલ ગુલામ ઝેદ ઇબ્ને હારિસાની ફઝીલતો.

### હઝરત બરા કહે છે : હુઝૂરે કહ્યું : તું અમારો ભાઇ અને મિત્ર છે

(૨૫૦/૪૦૨૪) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ જિહાદ માટે એક લશ્કર મોકલ્યું. ઉસામા ઇબ્ને ઝેદને સરસેનાપતિ મુકર્રર કર્યા. કેટલાક માણસોએ તેમના સરદાર બનવાથી ટોણો માર્યા. હુઝૂરે કહ્યું : જો તમે એના સરદાર બનવા પર ટોણો મારો છો તો કોઇ નવાઇની વાત નથી. કારણ કે, આ પહેલાં તમે એના બાપના સરદાર બનવાના કારણે પણ ટોણો મારતા હતા. જો કે ખુદાની કસમ ! તે સરદારીના લાયક હતો. બધા લોકો કરતાં મને વધારે પ્યારો હતો. તેના પછી હવે મને એ સૌથી વધુ પ્યારો છે.

(૨૫૧/૪૦૨૫) હઝરત આઇશા કહે છે : એક કદમનિષ્ણાંત (કિયાફા દાન) મારી પાસે આવ્યો. તે વખતે રસૂલુલ્લાહ (સલ.) મૌજુદ હતા. ઉસામા ઇબ્ને ઝેદ અને ઝેદ ઇબ્ને હારિસા સૂતેલા હતા. કદમનિષ્ણાંત (કદમ) જોઇને કહેવા લાગ્યો કે, આમાંથી એકનો પગ બીજાનો ભાગ લાગે છે. રસૂલુલ્લાહ (સલ.) આ વાતથી ખુશ થયા. મને એની ખબર આપી.

### ઉસામા ઇબ્ને ઝેદનું વર્ણન

(૨૫૨/૪૦૨૬) હઝરત આઇશા કહે છે કે, કુરેશને મખઝૂમી ઓરતની ભારે ચિંતા થવા લાગી. બધાએ કહ્યું કે, ઉસામા ઇબ્ને ઝેદ સિવાય જેઓ રસૂલુલ્લાહ (સલ.)ના પ્યારા છે, બીજું કોઇ ભલામણ કરવાની હિંમત કરી શકતું નથી. (મખઝૂમી ઓરતે ચોરી કરી હતી. કુરેશીઓ તેને સઝામાંથી બચાવવા માંગતા હતા.)

(૨૫૩/૪૦૨૭) હઝરત આઇશા કહે છે : એક મખઝૂમી ઓરતે ચોરી કરી હતી. લોકોએ કહ્યું : હુઝૂર પાસે જઇને એની ભલામણ કોણ કરશે ? કોઇએ હિંમત કરી નહીં. છેવટે ઉસામા ઇબ્ને ઝેદે ભલામણ કરી. હુઝૂરે કહ્યું : બની ઇસ્રાઇલ આ પ્રમાણે જ કરતા



હતા કે, જો કોઇ મોટો માણસ ચોરી કરતો તો તેને છોડી મૂકતા અને કમજોર માણસ ચોરી કરતો તો તેના હાથ કાપતા હતા. જો ફાતિમા પણ ચોરી કરત તો હું તેનો પણ હાથ કાપત.

(૨૫૪/૪૦૨૮) હઝરત ઇબ્ને ઉમરે એક માણસને જોયો કે, મસ્જિદના એક છેડા પર કપડું (ઝમીન પર) ઘસડતો જઇ રહ્યો છે. પૂછયું : એ કોણ છે ? મારી પાસે હોત તો હું એને નસીહત કરત. એક માણસે કહ્યું : શું તમે એને ઓળખતા નથી ? એ મુહમ્મદ ઇબ્ને ઉસામા છે. આ સાંભળીને ઇબ્ને ઉમરે માથું ઝુકાવી દીધું અને બંને હાથો વડે ઝમીન ખોતરવા લાગ્યા. પછી કહ્યું : જો રસૂલુલ્લાહ (સલ.)એ એને જોયો હોત તો ઝરૂર મુહબ્બત કરત. (કારણ કે, એના બીજા ભાઇ-બહેનો સાથે રસૂલુલ્લાહ (સલ.) મુહબ્બત રાખતા હતા.)

(૨૫૫/૪૦૨૯) હઝરત ઉસામા ઇબ્ને ઝેદ કહે છે કે, મને અને હઝરત હસનને રસૂલુલ્લાહ (સલ.) (ખોળામાં) લઇને કહેતા હતા : એય અલ્લાહ ! હું આ બંને સાથે મુહબ્બત રાખું છું. તું પણ એમની સાથે મુહબ્બત રાખ. ઉસામા ઇબ્ને ઝેદના આઝાદ કરેલા ગુલામ કહે છે કે, હજ્જાજ ઇબ્ને અયમન (મસ્જિદમાં આવ્યા.) અયમન હઝરત ઉસામાના અખ્યાફી (માં એક બાપ અલગ) ભાઇ હતા. તેઓ અનસારી હતા. ઇબ્ને ઉમર (રદિ.)એ તેમને જોયા કે રૂકૂઅ અને સજદો બરાબર કર્યો નહીં. એટલે કહ્યું કે, ફરીથી પઢો. ઉસામા ઇબ્ને ઝેદના આઝાદ કરેલા ગુલામ હરમલા કહે છે કે, હું હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર પાસે બેઠો હતો, એવામાં હજ્જાજ ઇબ્ને અયમન (મસ્જિદમાં) આવ્યા. આવીને નમાઝ પઢી, પરંતુ રૂકૂઅ અને સજદો બરાબર કર્યો નહીં. ઇબ્ને ઉમરે કહ્યું : બીજી વાર નમાઝ પઢો. નમાઝ પઢીને જ્યારે હજ્જાજ પીઠ ફેરવીને ચાલ્યા ગયા ત્યારે ઇબ્ને ઉમરે પૂછયું, એ કોણ માણસ છે ? મેં કહ્યું : હજ્જાજ ઇબ્ને અયમન. ઇબ્ને ઉમરે કહ્યું : જો રસૂલુલ્લાહ (સલ.)એ એને જોયો હોત તો એની સાથે મુહબ્બત રાખત. તે પછી ઇબ્ને ઉમરે કહ્યું કે, ઉમ્મે અયમનના બાળકો સાથે રસૂલુલ્લાહ (સલ.)ને મુહબ્બત હતી. ઇમામ બુખારી કહે છે : સુલયમાનની રિવાયતમાં એટલું વધારે છે કે, ઉમ્મે અયમને રસૂલુલ્લાહ (સલ.)ને પોતાના ખોળામાં પાળ્યા હતા.

### અબ્દુલ્લાહ ઇબ્ને ઉમરની ફઝીલત

(૨૫૬/૪૦૩૦) હઝરત ઇબ્ને ઉમર કહે છે કે, હુઝૂર (સલ.)ના સમયમાં એવો નિયમ હતો કે, જો કોઇ માણસ સ્વપ્ન જોતો તો રસૂલુલ્લાહ (સલ.)ને કહેતો હતો. મને પણ ઇચ્છા થઇ કે, કોઇ સ્વપ્ન જોઉં તો હુઝૂરને કહું. હું તે સમયે કિશોર વયનો અને અપરિણીત હતો. મસ્જિદમાં સૂતો હતો. એક દિવસ મેં સ્વપ્નમાં જોયું કે, બે ફરિશ્તાઓ મને પકડીને દોઝખ તરફ લઇ ગયા. કુવાના જેમ દોઝખની ચારે બાજુએ પાળ બનેલો હતો. કુવાના જેમ તેની બંને બાજુએ ઉંચી દિવાલ પણ બનેલી હતી. મારા ઓળખીતા કેટલાક માણસો પણ તેમાં હતા. મેં કહ્યું કે, આગથી ખુદાની પનાહ માંગું છું, આગથી ખુદાની પનાહ માંગું છું. એવામાં બીજો એક ફરિશ્તો આવ્યો અને મને કહેવા લાગ્યો : ડર નહીં. મેં આ સ્વપ્ન હઝરત હફસાને કહ્યું. હઝરત હફસાએ હુઝૂરને કહ્યું. આપે ફરમાવ્યું : અબ્દુલ્લાહ માણસ તો નેક છે જો તહજ્જુદની નમાઝ પણ પઢે. સાલિમ કહે છે : તે જ રાતથી હઝરત અબ્દુલ્લાહ રાત્રે ઘણું ઓછું સૂતા હતા.

(૨૫૭/૪૦૩૧) ઉમ્મુલ મુઅમિનીન હઝરત હફસા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું હતું : અબ્દુલ્લાહ નેક માણસ છે.

## હઝરત અમ્માર અને હઝરત હુઝયફાની ફઝીલતો

(૨૫૮/૪૦૩૨) હઝરત અલકમા કહે છે કે, સીરિયાની મસ્જિદમાં જઇને મેં બે રકઅત નમાઝ પઢી અને દુઆ કરી કે, એય અલ્લાહ ! મને કોઇ નેક સાથી આપ. જેથી ત્યાર પછી હું એક કોમ પાસે જઇને બેસી ગયો. એવામાં એક બુઝુર્ગ આવ્યા અને મારી પાસે બેસી ગયા. મેં પૂછ્યું, આ કોણ માણસ છે ? લોકોએ કહ્યું : હઝરત અબૂ દરદા. મેં તે બુઝુર્ગને કહ્યું : ખુદા તઆલા પાસે મેં દુઆ માંગી હતી કે, મને નેક સાથી આપ. ખુદા તઆલાએ મને તમારો સથવારો આપ્યો. અબૂ દરદાએ કહ્યું : તમે કયાંના રહેવાસી છો ? મેં કહ્યું : કૂફાનો. તેમણે કહ્યું, શું કૂફામાં ઇબ્ને ઉમ્મે અબ્દ નથી, જેમની પાસે હુઝૂરની મોજરીઓ, તકિયો અને લોટો રહેતો હતો ? (કિંવા અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદ) શું તમારામાં તે માણસ નથી, જેને અલ્લાહ તઆલાએ (પોતાના નબીના મુખે) આગથી પનાહ આપી હતી ? (કિંવા અમ્માર ઇબ્ને યાસિર) શું તમારામાં રસૂલુલ્લાહ (સલ.)નો રહસ્યમંત્રી નથી જેના સિવાય બીજો કોઇ રસૂલુલ્લાહ (સલ.)નું રહસ્ય જાણતો ન હતો ? (કિંવા હુઝયફા ઇબ્ને યમાન) પછી કહ્યું : અબ્દુલ્લાહ સૂરએ **વલ્લયલિ ઇઝા યગશા** કેવી રીતે પઢે છે ? મેં કહ્યું : અબ્દુલ્લાહ આ પ્રમાણે પઢે છે : **વ લ્લયલિ ઇઝા યગશા વ ન્નહારિ ઇઝા તજલ્લા વઝ્ઝકરિ વલ ઉન્સા** (કિંવા **વ માખલક ઝ્ઝકર વલ ઉન્સા** પઢતા નથી, બલ્કે ફકત **વઝ્ઝકરિ વલ ઉન્સા** પઢે છે) અબૂ દરદાએ કહ્યું : ખુદાની કસમ ! રસૂલુલ્લાહ (સલ.)એ મને આ પ્રમાણે જ પોતાના મુબારક મુખે પઢાવ્યું હતું.

(૨૫૯/૪૦૩૩) ઇબ્રાહીમ કહે છે કે, અલકમા સીરિયા ગયા. મસ્જિદમાં દાખલ થઇને કહ્યું : એય અલ્લાહ ! મને નેક સાથી આપ. તે પછી અબૂ દરદા પાસે જઇને બેઠા. અબૂ દરદાએ કહ્યું : તમે કયાંના રહેવાસી છો ? અલકમાએ કહ્યું : કૂફાનો. અબૂ દરદાએ કહ્યું : શું તમારામાં તે માણસ નથી જેને અલ્લાહ તઆલાએ પોતાના રસૂલના મુખે દોઝખથી મુકિત આપી હતી ? કિંવા અમ્માર. અલકમાએ કહ્યું : છે. અબૂ દરદાએ કહ્યું : શું તમારામાં તે માણસ નથી જે રસૂલુલ્લાહ (સલ.)નો રહસ્યમંત્રી હતો અને તે રહસ્ય તેના સિવાય બીજો કોઇ જાણતો ન હતો ? કિંવા હુઝયફા. અલકમાએ જવાબ આપ્યો : છે. અબૂ દરદાએ કહ્યું : શું તમારામાં મિસ્વાકવાળો નથી ? (કિંવા અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદ) અલકમાએ કહ્યું : છે. અબૂ દરદાએ પૂછ્યું, **વલ્લયલિ ઇઝા યગશા વ ન્નહારિ ઇઝા તજલ્લા**ની આગળ અબ્દુલ્લાહ શું પઢે છે ? અલકમાએ કહ્યું : **વઝ્ઝકરિ વલ ઉન્સા.** અબૂ દરદાએ કહ્યું : લોકો મને સતત વળગી રહ્યા. અહીં સુધી કે, હું તે કથનથી ફરી બેસું એવી શકયતા ઉભી થઇ હતી, જે રસૂલુલ્લાહ (સલ.) પાસેથી મેં પોતે સાંભળ્યું છે. (કિંવા લોકો કહેતા હતા કે, **વ મા ખલકઝ ઝકર વલ ઉન્સા** પઢો. મેં હુઝૂર પાસેથી **વઝ્ઝકરિ વલ ઉન્સા** સાંભળ્યું હતું. શકય હતું કે, લોકોના કહેવાથી હું પણ પ્રથમ કિર્અત અપનાવી લેત.)

## હઝરત અબૂ ઉબૈદા ઇબ્ને જર્રાહની ફઝીલત

(૨૬૦/૪૦૩૪) હઝરત અનસ ઇબ્ને માલિક કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : દરેક ઉમ્મતનો એક અમાનતદાર હોય છે અને એય મારી ઉમ્મત ! આપણા અમાનતદાર અબૂ ઉબૈદા ઇબ્ને જર્રાહ છે.

(૨૬૧/૪૦૩૫) હઝરત હુઝયફા કહે છે : હુઝૂર (સલ.)એ નજરાન-વાસીઓને કહ્યું હતું : હું તમારા તરફ એક લાયક અમાનતદાર મોકલું છું. આ

સાંભળીને સહાબા આશા રાખતા હતા (કે અમને હાકિમ બનાવીને મોકલવામાં આવશે,) પરંતુ હુઝૂરે હઝરત અબૂ ઉબૈદાને હાકિમ બનાવીને મોકલ્યા.

**હઝરત ઇમામ હસન અને હઝરત ઇમામ હુસૈનની ફઝીલત**

(૨૬૨/૪૦૩૬) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ઇમામ હસનને ગળે વળગાડયા હતા.

(૨૬૩/૪૦૩૭) હઝરત અબૂબક્ર કહે છે : એક દિવસ હુઝૂર (સલ.) મિમ્બર પર હતા. ઇમામ હસન પાસે બેઠા હતા. હુઝૂર કદી લોકો તરફ જોતા હતા અને કદી હઝરત હસન તરફ અને ફરમાવતા હતા : મારો આ પુત્ર સરદાર છે. આશા છે કે, અલ્લાહ તઆલા એની મારફતે મુસલમાનોની બે જમાઅતો વચ્ચે સુલેહ કરાવી દેશે.

(૨૬૪/૪૦૩૮) હઝરત ઉસામા ઇબ્ને ઝેદ કહે છે કે, મને અને હઝરત હસનને હુઝૂર (સલ.) (ખોળામાં) લઇને ફરમાવતા હતા : એય અલ્લાહ ! મને આ બંને સાથે મુહબ્બત છે. તું પણ એમની સાથે મુહબ્બત રાખ.

(૨૬૫/૪૦૩૯) હઝરત અનસ ઇબ્ને માલિક કહે છે કે, ઉબૈદુલ્લાહ ઇબ્ને ઝિયાદ પાસે હઝરત ઇમામ હુસૈનનું મુબારક શિર લાવવામાં આવ્યું અને એક થાળીમાં મૂકી દીધું. ઉબૈદુલ્લાહ ઇબ્ને ઝિયાદ પોતાની લાકડી ઇમામ સાહેબના નાક-કાનમાં નાખવા લાગ્યો અને આપના રૂપને બગાડવા લાગ્યો. હઝરત અનસ કહે છે કે, હઝરત ઇમામ હુસૈન રસૂલુલ્લાહ (સલ.) સાથે અહલે બૈતમાંથી સૌથી વધારે મળતા આવતા હતા. તેમના મુબારક માથા પર વસમાનો ખિઝાબ હતો.

(૨૬૬/૪૦૪૦) હઝરત બરા કહે છે : મેં પોતે જોયું કે, રસૂલુલ્લાહ (સલ.)ના મુબારક ખભા પર હઝરત ઇમામ હસન સવાર હતા અને હુઝૂર કહી રહ્યા હતા : એય અલ્લાહ ! મને એની સાથે મુહબ્બત છે, તું પણ એની સાથે મુહબ્બત કર.

(૨૬૭/૪૦૪૧) હઝરત ઉકબા ઇબ્ને હારિસ કહે છે : મેં પોતે જોયું કે, હઝરત અબૂબક્ર ઇમામ હસનને ઉંચકીને કહી રહ્યા હતા : મારા પિતા કુરબાન, અલીની શિકલ નથી, બલ્કે રસૂલુલ્લાહ (સલ.)ની શિકલ છે. તે વખતે હઝરત અલી હસી રહ્યા હતા.

(૨૬૮/૪૦૪૨) હઝરત ઇબ્ને ઉમર કહે છે કે, હઝરત અબૂબક્રે કહ્યું કે, રસૂલુલ્લાહ (સલ.)નું માન અને



અદબ અહલે બૈતનું માન જાળવીને સુરક્ષિત રાખો.

(૨૬૯/૪૦૪૩) હઝરત અનસ કહે છે કે, કોઇ માણસ ઇમામ હસન કરતાં વધારે રસૂલુલ્લાહ (સલ.)નો સમશિકલ ન હતો.

(૨૭૦/૪૦૪૪) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર કહે છે : એક માણસે મને પૂછયું : શું હજ્જનો ઇહરામ બાંધનાર ઇહરામની હાલતમાં માખી મારી શકે છે ? મેં જવાબ આપ્યો : ઇરાકવાળા માખી મારવાનો હુકમ પૂછે છે, જો કે તેમણે રસૂલુલ્લાહ (સલ.)ના નવાસાને શહીદ કરી દીધા. હુઝૂરે હસન-હુસૈન વિષે કહ્યું હતું કે, આ બંને દુનિયામાં મારા બે ફુલો છે.

**સિદ્દીકે અકબરના આઝાદ કરેલા ગુલામ હઝરત બિલાલ ઇબ્ને રબાહની ફઝીલત.**

**રસૂલુલ્લાહ (સલ.)એ હઝરત બિલાલને કહ્યું હતું કે, જન્નતમાં મારી આગળ આગળ મેં તારી મોજરીઓનો અવાજ સાંભળ્યો હતો**

(૨૭૧/૪૦૪૫) હઝરત જાબિર કહે છે કે, ફારૂકે અઅ્ઝમ કહેતા હતા : અબૂબક્ર અમારા સરદાર છે. જેમણે અમારા સરદારને કિંવા હઝરત બિલાલને આઝાદ કર્યા.

(૨૭૨/૪૦૪૬) હઝરત કૈસ કહે છે કે, હઝરત બિલાલે સિદ્દીકે અકબરને કહ્યું હતું : જો તમે મને તમારા માટે ખરીદયો હોય તો રોકી રાખો (આઝાદ ન કરો) અને જો ખુદાના માટે ખરીદયો હોય તો મને ખુદાના કામ માટે છોડી દો.

**હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને અબ્બાસની ફઝીલત**

(૨૭૩/૪૦૪૭) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ મને પોતાની છાતી સાથે વળગાડીને કહ્યું : એય અલ્લાહ ! એને 'હિકમત' અર્પણ કર. એક રિવાયતમાં છે કે, હુઝૂરે દુઆ કરી : એય અલ્લાહ ! એને કુર્આનનો ઇલ્મ આપ. ઇમામ બુખારી કહે છે : હિકમતનો અર્થ સાચો અભિપ્રાય છે.

**હઝરત ખાલિદ ઇબ્ને વલીદની ફઝીલત**

(૨૭૪/૪૦૪૮) હઝરત અનસ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ખબર આવતા પહેલાં જ હઝરત જઅફર, હઝરત ઝેદ અને હઝરત ઇબ્ને રવાહાના શહીદ થવાની ખબર લોકોને આપી હતી. આપની આંખોમાંથી

અશ્રુઓ વહી રહ્યાં હતાં. આપ કહી રહ્યા હતા : ઝેદે ઝંડો લીધો, પરંતુ તે શહીદ થઇ ગયા. પછી જઅફરે ઝંડો લીધો, પરંતુ તે પણ શહીદ થઇ ગયા. પછી ઇબ્ને રવાહાએ લીધો, પરંતુ તે પણ કામમાં આવી ગયા. અહીં સુધી કે, ખુદાની એક તલવારે ઝંડો લીધો અને ખુદા તઆલાએ વિજય નસીબ કર્યો.

### હઝરત અબૂ હુઝયફાના આઝાદ કરેલા ગુલામ ડિવા હઝરત સાલિમની ફઝીલત

(૨૭૫/૪૦૪૯) હઝરત મસરૂક કહે છે કે, હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને અમ્ર સામે હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદનો ઉલ્લેખ થયો ત્યારે કહેવા લાગ્યા : એ માણસ સાથે મને ત્યારથી બરાબર મુહબ્બત છે જ્યારથી કે, મેં રસૂલુલ્લાહ (સલ.) પાસેથી આ ફરમાન સાંભળ્યું છે કે, ચાર માણસો પાસેથી કુર્આન પઢો. અબ્દુલ્લાહ ઇબ્ને મસ્ઊદ, અબૂ હુઝયફાના આઝાદ કરેલા ગુલામ સાલિમ, ઉબય ઇબ્ને કઅબ અને મુઆઝ ઇબ્ને જબલ. અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર કહે છે કે, હુઝૂરે પહેલું અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદનું નામ લીધું હતું, પરંતુ મને એ યાદ રહ્યું નથી કે, ઉબયનું નામ પહેલાં લીધું હતું કે મુઆઝનું.

### હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસ્ઊદની ફઝીલત

(૨૭૬/૪૦૫૦) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને અમ્ર કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) ન તો પ્રકૃતિની દ્રષ્ટિએ અશ્લીલ બોલનાર હતા ન અશ્લીલ બનતા હતા. હુઝૂરે કહ્યું હતું કે, તમારામાં મને સૌથી સારો માણસ તે લાગે છે જેની આદતો સૌથી સારી હોય. હુઝૂરે એમ પણ કહ્યું હતું કે, ચાર માણસો પાસેથી કુર્આન પઢો. અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદ, અબૂ હુઝયફાનો આઝાદ કરેલો ગુલામ સાલિમ, ઉબય ઇબ્ને કઅબ અને મુઆઝ ઇબ્ને જબલ.

(૨૭૭/૪૦૫૧) હઝરત અલ્કમા કહે છે : મેં સીરિયાની મસ્જિદમાં દાખલ થઇને બે રકઅત નમાઝ પઢીને દુઆ માંગી : એય અલ્લાહ ! મને નેક સાથી આપ. દુઆ પછી મેં જોયું કે, એક બુઝુર્ગ સામેથી આવી રહ્યા છે. જ્યારે તેઓ નઝીક આવ્યા ત્યારે મને લાગ્યું, આશા છે કે, મારી દુઆ કબૂલ થઇ ગઇ. તે બુઝુર્ગે મને પૂછ્યું, તમે ક્યાંના રહેવાસી છો ? મેં કહ્યું : કૂફાનો. તેમણે કહ્યું : શું તમારામાં તે માણસ નથી જેની પાસે રસૂલુલ્લાહ (સલ.)ની મોજરીઓ, તકિયો અને લોટો રહેતો હતો ? શું તમારામાં તે



માણસ નથી જેને શયતાનથી પનાહ આપવામાં આવી હતી ? શું તમારામાં રસૂલુલ્લાહ (સલ.)નો તે રહસ્યમંત્રી નથી જે (રસૂલુલ્લાહના) રહસ્ય પોતે જાણતો હતો, બીજો કોઇ જાણતો ન હતો ? પછી કહ્યું : ઇબ્ને ઉમ્મે અબ્દ (અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદ) **વલ્લયલિ ઇઝા યગશા** કેવી રીતે પઢે છે ? મેં પઢવાનું શરૂ કર્યું : **વલ્લયલિ ઇઝા યગશા વન્નહારિ ઇઝા તજલ્લા વઝ્ઝકરિ વલ ઉન્સા** તેમણે કહ્યું : રસૂલુલ્લાહ (સલ.)એ પોતાના મુબારક મુખે મને આ પ્રમાણે જ પઢાવ્યું હતું, પરંતુ તે વખતથી લોકો મારી સાથે સતત ઝઘડે છે અને શકય હતું કે, મને (આ કિર્અતથી) ફેરવી નાંખે.

(૨૭૮/૪૦૫૨) હઝરત અબ્દુર્રહમાન ઇબ્ને યઝીદ કહે છે : અમે હઝરત હુઝયફાને એવા માણસ વિષે પૂછ્યું જેની ચાલ-ચલગત અને રીત-આદત રસૂલુલ્લાહ (સલ.)ની રીત-આદતને મળતી આવતી હોય. જેથી અમે તેની રીત પ્રમાણે ચાલીએ. હુઝયફાએ કહ્યું : હું એવા કોઇ માણસને જાણતો નથી જેની ચાલ-ચલગત અને આદત રસૂલુલ્લાહ (સલ.)ને વધારે અનુરૂપ હોય, ફકત અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદને જાણું છું.

(૨૭૯/૪૦૫૩) હઝરત અબૂ મૂસા અશ્અરી કહે છે કે, હું અને મારો ભાઇ યમનથી આવીને થોડીક મુદત સુધી થોભ્યા. ઇબ્ને મસઊદ સિવાય રસૂલુલ્લાહ (સલ.)ના ઘરવાળાઓમાંથી બીજા કોઇને જોતા ન હતા. કારણ કે, તેઓ અને તેમની માં જ રસૂલુલ્લાહ (સલ.) પાસે જતા હતા.

### મુઆવિયાની ફઝીલત

(૨૮૦/૪૦૫૪) હઝરત ઇબ્ને અબી મુલયકા કહે છે કે, મુઆવિયા ઇશાંની નમાઝ પછી એક વિત્ર પઢયા. તે વખતે ઇબ્ને અબ્બાસનો આઝાદ કરેલો ગુલામ હાજર હતો. તેણે આવીને ઇબ્ને અબ્બાસને આ વાત કરી. ઇબ્ને અબ્બાસે કહ્યું : તેમને રહેવા દો. તેઓ પોતે રસૂલુલ્લાહ (સલ.)ના સહવાસમાં રહ્યા છે.

(૨૮૧/૪૦૫૫) હઝરત ઇબ્ને મુલયકા કહે છે : હઝરત ઇબ્ને અબ્બાસને કહેવામાં આવ્યું કે, અમીરૂલ મુઅમિનીન મુઆવિયાએ વિત્રની ફકત એક રકઅત પઢી. તમે એ વિષે શું કહો છો ? તેમણે કહ્યું : તેઓ પોતે ફકીહ (મસ્અલાઓના જાણકાર) છે. તેમણે ઠીક કર્યું.

(૨૮૨/૪૦૫૬) હુમરાન ઇબ્ને અબાન કહે છે : મુઆવિયાએ કહ્યું :

તમે લોકો એવી નમાઝ પઢો છો કે અમે રસૂલુલ્લાહ (સલ.)ની સાથે રહ્યા, પરંતુ આવી નમાઝ પઢતા અમે આપને જોયા નથી, બલ્કે આપ એના પઢવાની મનાઇ કરતા હતા કિંવા અસ્રની નમાઝ પછી બે રકઅત.

## હઝરત સય્યિદા ફાતિમા ઝહરાની ફઝીલત

(૨૮૩/૪૦૫૭) હુઝૂર (સલ.)એ ફરમાવ્યું હતું : ફાતિમા બધી જન્નતી ઓરતોની સરદાર છે.

(૨૮૪/૪૦૫૮) હઝરત મિસ્વર ઇબ્ને મખ્રમા કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું હતું : ફાતિમા મારા શરીરનો ટુકડો છે. જેણે એને નારાજ કરી તેણે મને નારાજ કર્યો.

(૨૮૫/૪૦૫૯) હઝરત આઇશા કહે છે કે, જીવલેણ બીમારીમાં રસૂલુલ્લાહ (સલ.)એ પોતાની પુત્રી હઝરત ફાતિમાને બોલાવીને ચુપચાપ કંઇ કહ્યું. જેથી તેઓ રડવા લાગ્યાં. પછી બીજી વાર બોલાવીને ચુપચાપ કંઇ કહ્યું. જેથી તેઓ હસવા લાગ્યાં. મેં હઝરત ફાતિમાને પૂછ્યું તો કહેવા લાગ્યાં : પહેલી વાર હુઝૂરે મને ચુપચાપ એમ કહ્યું હતું કે, આ બીમારીમાં મારૂં મૃત્યુ થઇ જશે. હું આ સાંભળીને રડવા લાગી. પછી બીજી વાર ધીમેથી કહ્યું કે, અહલે બૈતમાંથી સૌપ્રથમ તું મારી પાછળ આવશે. હું આ સાંભળીને હસવા લાગી.

## ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઇશાની ફઝીલત

(૨૮૬/૪૦૬૦) હઝરત આઇશા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ એક દિવસ મને કહ્યું : આઇશા, જિબ્રઇલ તમને સલામ કહે છે. મેં જવાબ આપ્યો : **વ અલયહિ સ્સલામ વ રહમતુલ્લાહિ વ બરકાતુહુ.** હુઝૂર જે કંઇ જુએ છે તે અમને તો દેખાતું નથી.

(૨૮૭/૪૦૬૧) હઝરત અબૂ મૂસા અશ્અરી કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું હતું કે, પુરૂષોમાંથી ઘણા લોકો ઉચ્ચ દરજ્જાએ પહોંચી ગયા, પરંતુ સ્ત્રીઓમાં મરયમ બિન્તે ઇમ્રાન અને ફિરઓનની પત્ની આસિયા સિવાય બીજું કોઇ ઉચ્ચ દરજ્જાએ પહોંચ્યું નથી. સ્ત્રીઓ પર આઇશાની ફઝીલત એવી છે જેવી સરીદ (સત્તૂ)ની બીજી વાનગીઓ પર.

(૨૮૮/૪૦૬૨) હઝરત અનસ કહે છે : મેં હુઝૂર (સલ.) પાસેથી સાંભળ્યું, આપ ફરમાવતા હતા કે, ઓરતો પર આઇશાની ફઝીલત એવી છે જેવી સરીદ (સત્તૂ)ની બીજી







વાનગીઓ પર.

(૨૮૯/૪૦૬૩) કાસિમ ઇબ્ને મુહમ્મદ કહે છે કે, આઇશા બીમાર પડયાં ત્યારે ઇબ્ને અબ્બાસ (ખબર લેવા) ગયા. તેઓ કહેવા લાગ્યા : ઉમ્મુલ મુઅમિનીન, તમે સાચા આગેવાનની પાસે કિંવા હુઝૂર (સલ.) અને હઝરત અબૂબક્ર પાસે જઇ રહ્યા છો.

(૨૯૦/૪૦૬૪) અબૂ વાઇલ કહે છે કે, જ્યારે હઝરત અલીએ હઝરત અમ્માર અને ઇમામ હસનને કૂફા મોકલ્યા, જેથી કૂફાવાસીઓને મદદ માટે ભેગા કરે, ત્યારે હઝરત અમ્મારે પ્રવચન કર્યું અને કહ્યું : હું ખાત્રીપૂર્વક જાણું છું કે, હઝરત આઇશા દુનિયા અને આખિરતમાં રસૂલુલ્લાહ (સલ.)ના પત્ની છે, પરંતુ ખુદા તઆલા તમારી કસોટી કરવા માંગે છે. હવે ચાહો તો હઝરત અલીનો સાથ આપો અથવા હઝરત આઇશાનો.

(૨૯૧/૪૦૬૫) હઝરત આઇશા કહે છે કે, મેં હઝરત અસ્મા પાસેથી એક હાર માંગીને લીધો હતો. તે ગુમ થઇ ગયો. રસૂલુલ્લાહ (સલ.)એ થોડાક સહાબાઓને તે શોધવા માટે મોકલ્યા. એવામાં નમાઝનો વખત થઇ ગયો. (પાણી હાજર ન હતું) એટલે લોકોએ વગર વુઝૂએ નમાઝ પઢી અને હુઝૂર પાસે આવીને એની ફરિયાદ કરી. તે વખતે તયમ્મુમની આયત ઉતરી. ઉસૈદ ઇબ્ને હુદૈર કહેવા લાગ્યા : અલ્લાહ તઆલા તમને સારો બદલો આપે, તમારા પર જ્યારે કોઇ મુશ્કેલ કામ આવી પડયું છે ત્યારે અલ્લાહ તઆલાએ તેમાં તમારા માટે વિશાળતા અને મુસલમાનો માટે બરકત આપી છે.

(૨૯૨/૪૦૬૬) હઝરત ઉરવા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) (જીવલેણ) બીમારીમાં પત્નીઓના મકાનમાં વારાફરતી જતા હતા અને કહેતા હતા : કાલે હું કયાં હોઇશ, કાલે હું કયાં હોઇશ ? કારણ કે, આપને હઝરત આઇશાના ઘેર જવાની ઇચ્છા હતી. હઝરત આઇશા કહે છે કે, જ્યારે મારા વારાનો દિવસ આવ્યો ત્યારે હુઝૂર ચૂપ થઇ ગયા.

(૨૯૩/૪૦૬૭) હઝરત ઉરવા કહે છે કે, લોકો ઇરાદાપૂર્વક હઝરત આઇશાના વારાના દિવસે ભેટો મોકલતા હતા. હઝરત આઇશા કહે છે કે, મારી સાથેની ઓરતો (બીજી પવિત્ર પત્નીઓ) હઝરત ઉમ્મે સલમહ પાસે ભેગી થઇ અને તેમને કહ્યું કે, ખુદાની કસમ ! લોકો ઇરાદાપૂર્વક આઇશાના વારાના દિવસે ભેટો મોકલે

છે. જેવી રીતે આઇશા (પોતાનું) ભલું ઇચ્છે છે એવી રીતે અમે પણ (અમારૂં) ભલું ઇચ્છીએ છીએ. તમે રસૂલુલ્લાહ (સલ.)ને કહો કે, હુઝૂર લોકોને હુકમ આપે કે, હું જ્યાં હોઉં, જે ઘરમાં હોઉં ત્યાં તેઓ પોતાની ભેટો મોકલે. (ખાસ આઇશાના વારાની રાહ ન જુએ) ઉમ્મે સલમાએ હુઝૂરને આ વાત કરી. આપે મોં ફેરવી લીધું. જ્યારે બીજી વાર હુઝૂર ઉમ્મે સલમહ પાસે ગયા ત્યારે ઉમ્મે સલમાએ ફરી વાત કરી, પરંતુ હુઝૂરે મોં ફેરવી લીધું. ત્રીજી વાર વાત કરી ત્યારે ફરમાવ્યું : ઉમ્મે સલમહ, આઇશા વિષે તમે મને તકલીફ ન આપો. ખુદાની કસમ ! આઇશા સિવાય જ્યારે હું તમારામાંથી કોઇના ગોદડામાં હોઉં છું ત્યારે મારા પર વહી ઉતરતી નથી.

✪ ભાગ-૧૪ સમાપ્ત ✪



# બુખારી શરીફ

સંપાદક :
ઇમામ બુખારી (રહ.)

અનુવાદક :
ઇબ્રાહીમ

ભાગ ૧૫

# બુખારી શરીફ

## ભાગ-૧૫

### બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

**અનસારની ફઝીલત**

**(અનસારની વિષે) અલ્લાહ તઆલાએ ફરમાવ્યું છે : 'વલ્લઝીન તબવ્વઉ દાર વલ ઇમાન મિન કબ્લિહિમ મુહિબ્બૂન મન હાજર ઇલયહિમ વ લાયજિદૂન ફી સુદૂરિહિમ હાજત મિમ્મા ઊતૂ' જે લોકો મુહાજિરો કરતાં પહેલાં આ મકાનમાં ઉવા મદીનામાં અને ઈમાનમાં રહે છે તેઓ મુહાજિરો સાથે મુહબ્બત રાખે છે અને મુહાજિરોને જે કંઇ મળ્યું છે તેઓ તેની ઝરૂરત પોતાના દિલોમાં જોતા નથી.**

(૧/૪૦૬૮) ગયલાન કહે છે : મેં હઝરત અનસને પૂછ્યું કે, અનસારને તમે અનસાર કહેતા હતા કે અલ્લાહ તઆલાએ તેમનું નામ અનસાર રાખ્યું હતું ? તેમણે કહ્યું : અલ્લાહ તઆલાએ તેમનું નામ અનસાર રાખ્યું છે. ગયલાન કહે છે : અમે હઝરત અનસ પાસે જતા હતા ત્યારે તેઓ અમને અનસારની ફઝીલત અને તેમના જિહાદોની હકીકત કહેતા હતા. મારા તરફ અથવા બીજા કોઇ અઝદ કબીલાવાળા તરફ મોં કરીને કહેતા હતા : ફલાણા ફલાણા દિવસે તારી કોમે આવું આવું કર્યું.

(૨/૪૦૬૯) હઝરત આઇશા કહે છે કે, અલ્લાહ તઆલાએ પોતાના રસૂલના ફાયદા માટે પહેલેથી જ બુઆસનું યુધ્ધ ઉભું કરી દીધું હતું. આ યુધ્ધમાં બધા જુથો અલગ અલગ થઇ ગયાં હતાં. સરદારો કત્લ થઇ ગયા હતા અને ઘાયલ થયા હતા. અલ્લાહ તઆલાએ પોતાના રસૂલના ભલા માટે પહેલેથી જ આ યુધ્ધ ઉભું કરી દીધું હતું. જેથી તે લોકો ઇસ્લામમાં દાખલ થઇ જાય.

(૩/૪૦૭૦) હઝરત અનસ કહે છે કે, મક્કાના વિજયના દિવસે રસૂલુલ્લાહ (સલ.)એ કુરેશને માલ આપ્યો હતો. અનસાર કહેવા લાગ્યા : ભારે નવાઇની વાત છે, અમારી તલવારો પરથી તો કુરેશનું લોહી ટપકી રહ્યું છે, પછી તેમને જ અમારો માલે ગનીમત પાછો આપવામાં આવી રહ્યો છે ! રસૂલુલ્લાહ (સલ.)ને પણ આ ખબર પહોંચી ગઇ.

આપે અનસારને બોલાવીને કહ્યું : તમારા તરફથી મને આ કેવી ખબર મળી છે ? અનસાર જૂઠ્ઠું બોલતા ન હતા. એટલે કહેવા લાગ્યા કે, હુઝૂરને જે ખબર મળી છે તે ખરી છે. હુઝૂરે કહ્યું : શું તમે એ વાતથી ખુશ નથી કે, બીજા લોકો તો માલે ગનીમત લઈને ઘેર પાછા ફરે અને તમે રસૂલુલ્લાહ (સલ.)ને લઈને ઘેર જાઓ. જો અનસાર પહાડના નાળામાં અથવા ટેકરીના રસ્તા પર ચાલશે તો હું તેમના રસ્તા પર ચાલીશ.

**રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : જો હિજરત (નો ગુણ) ન હોત તો હું અનસારીઓમાંથી એક માણસ હોત (કિંવા પોતાને અનસારી ગણત) આ હદીસના રાવી અબ્દુલ્લાહ ઇબ્ને ઝેદ છે.**

(૪/૪૦૭૧) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું હતું કે, જો અનસાર પહાડીવાળા અથવા પહાડના રસ્તા પર ચાલશે તો હું અનસારના રસ્તા પર ચાલીશ. જો હિજરત ન હોત તો હું અનસારીઓમાંનો એક માણસ હોત. હઝરત અબૂ હુરૈરા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ઉપરોક્ત ફરમાનમાં અતિશયોક્તિ કરી નથી. મારા માંબાપ તેમના પર કુરબાન. અનસારે હુઝૂરને આશ્રય આપ્યો હતો અને આપની મદદ કરી હતી.

## મુહાજિરો અને અનસારમાં ભાઇચારો જન્માવવાનું વર્ણન

(૫/૪૦૭૨) હઝરત સઅદના પિતા કહે છે કે, જ્યારે મુહાજિરો મદીનામાં આવ્યા અને રસૂલુલ્લાહ (સલ.)એ અબ્દુર્રહમાન અને સઅદ ઇબ્ને રબીઅ વચ્ચે ભાઇચારો કરાવ્યો ત્યારે સઅદે અબ્દુર્રહમાનને કહ્યું : મારી પાસે બધા અનસારીઓ કરતાં વધારે માલ છે. એટલે તમે મારો માલ અડધો અડધો વહેંચી લો. મારી બે પત્નીઓ છે. તમને જે પસંદ હોય તે મને કહી દો. હું તલાક આપી દઇશ. ઇદ્દત પૂરી થયા પછી તમે તેની સાથે નિકાહ કરી લેજો. હઝરત અબ્દુર્રહમાને જવાબ આપ્યો : ખુદા તમને તમારી પત્ની અને તમારો માલ મુબારક કરે. મને તો એ બતાવી દો કે, તમારું બજાર ક્યાં છે ? લોકોએ હઝરત અબ્દુર્રહમાનને કેનુકાઅ બજાર બતાવ્યું. હઝરત અબ્દુર્રહમાન બજાર જઈને જ્યારે ત્યાંથી પાછા આવ્યા ત્યારે તેમની પાસે પનીર અને ઘીના વેપારનો થોડોક નફો હતો. ત્યાર પછી સતત સવારમાં જવાનું શરૂ કરી દીધું. એક દિવસ હુઝૂર પાસે આવ્યા ત્યારે શરીર પર ખુશ્બૂની થોડીક નિશાનીઓ હતી. હુઝૂરે કહ્યું : શું નવી વાત છે ? અબ્દુર્રહમાને કહ્યું : મેં નિકાહ કરી લીધા. હુઝૂરે કહ્યું : કેટલી મહેર આપી ? તેમણે કહ્યું : ઠળીયા જેટલું સોનું.





(૬/૪૦૭૩) હઝરત અનસ કહે છે : જ્યારે અબ્દુર્રહમાન ઇબ્ને ઔફ મદીના આવ્યા ત્યારે રસૂલુલ્લાહ (સલ.)એ તેમની અને સઅદ ઇબ્ને રબીઅ વચ્ચે ભાઈચારો કરાવ્યો. સઅદ ઇબ્ને રબીઅ ઘણા માલદાર માણસ હતા. હઝરત અબ્દુર્રહમાનને કહેવા લાગ્યા : બધા અનસારીઓ જાણે છે કે, હું સૌથી વધુ માલદાર માણસ છું. હવે હું મારો માલ અડધો અડધો વહેંચી દઉં છું. (અડધો તમે લઈ લેજો. અડધો મારી પાસે રહી જશે.) મારી બે પત્નીઓ છે. તમે જોઇ લો. તમને જે પસંદ હોય તેને હું તલાક આપી દઇશ. જાઇઝ થયા પછી તમે તેની સાથે શાદી કરી લેજો. હઝરત અબ્દુર્રહમાને જવાબ આપ્યો : અલ્લાહ તમને તમારી પત્ની મુબારક કરે. (આમ કહીને અબ્દુર્રહમાન બજાર ચાલ્યા ગયા અને તે દિવસે) જ્યાં સુધી ઘી અને પનીરનો વેપાર કરીને નફો લાવ્યા નહીં ત્યાં સુધી પાછા આવ્યા નહીં. થોડાક દિવસ વીત્યા હતા કે એક દિવસ હુઝૂર પાસે આવ્યા. તે વખતે તેમના શરીર પર ખુશ્બૂની થોડીક પીળી નિશાનીઓ હતી. હુઝૂરે કહ્યું : શું વાત છે ? તેમણે કહ્યું : મેં એક અનસારી ઓરત સાથે શાદી કરી છે. આપે પૂછયું, શું મહેર આપી ? તેમણે કહ્યું : ઠળીયાના વજન જેટલું સોનું. ફરમાવ્યું : વલીમો કરો, ભલેને એક જ [illegible]

(૭/૪૦૭૪) હઝરત અબૂહુરૈરા કહે છે કે, અનસારે રસૂલુલ્લાહ (સલ.)ને કહ્યું : આપ અમારી અને મુહાજિરોની વચ્ચે ખજુરીઓના ઝાડો વહેંચી આપો. હુઝૂરે કહ્યું : ના. અનસારે કહ્યું : અચ્છા, મુહાજિરો અમારા તરફથી મહેનત કરે અને ઉત્પાદનમાં ભાગીદાર થઇ જાય. મુહાજિરોએ કહ્યું : હા, અમે એને દિલોજાનથી માનીએ છીએ.

## અનસાર સાથે મુહબ્બત રાખવાનું બયાન

(૮/૪૦૭૫) હઝરત બરા ઇબ્ને આઝિબ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : અનસાર સાથે મુઅમિન જ મુહબ્બત રાખે છે, મુનાફિક દુશ્મની રાખે છે. જે માણસને એમની સાથે મુહબ્બત હશે તેની સાથે ખુદાને મુહબ્બત હશે. જેને એમની સાથે દ્વેષ હશે તેની સાથે ખુદાને દ્વેષ હશે.

(૯/૪૦૭૬) હઝરત અનસ કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : અનસારની મુહબ્બત ઇમાનની નિશાની છે. તેમની સાથે દુશ્મની રાખવી નિફાકની નિશાની છે.

**રસૂલુલ્લાહ (સલ.)એ અનસારને કહ્યું કે, બધા લોકો કરતાં તમે મને વધારે પ્રિય છો**

(૧૦/૪૦૭૭) હઝરત અનસ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ (અનસારની) સ્ત્રીઓ અને બાળકોને શાદીની દઅવતમાંથી આવતાં જોયાં તો સીધા ઉભા થઇ ગયા અને ત્રણ વાર કહ્યું : તમે મને બધા લોકો કરતાં વધારે પ્રિય છો.

(૧૧/૪૦૭૮) હઝરત અનસ (રદિ.) કહે છે કે, એક અનસારી ઓરત પોતાના બાળકને સાથે લઇને હુઝૂર પાસે આવી. હુઝૂરે તેની સાથે કંઇક વાતચીત કરી અને કહ્યું : તે ખુદાની કસમ છે, જેના શક્તિશાળી હાથોમાં મારો જાન છે, તમે લોકો મને બધાઓ કરતાં પ્રિય છો. હુઝૂરે બે વાર આ શબ્દો કહ્યા.

## અનસારના સંબંધીઓનું વર્ણન

(૧૨/૪૦૭૯) હઝરત ઝૈદ ઇબ્ને અરકમ કહે છે : એક વાર અન્સારે કહ્યું : યા રસૂલલ્લાહ ! દરેક નબીના અમુક લોકો તાબેદાર રહ્યા છે. અમે આપની તાબેદારી સ્વીકારી છે. એટલે આપ ખુદા તઆલા પાસે દુઆ કરો કે, અમારા સંબંધીઓ (આઝાદ કરેલા ગુલામો, મિત્ર, કબીલાઓ અને નોકરો વગેરે)ને અમારામાંથી જ ગણવામાં આવે. (કિંવા તેમને પણ અનસારના ઇલ્કાબથી જ બોલાવવામાં આવે) હુઝૂરે દુઆ કરી.

(૧૩/૪૦૮૦) હઝરત અબૂ હમઝા અનસારી કહે છે કે, અનસારીઓએ મુબારક સેવામાં વિનંતી કરી : (યા રસૂલલ્લાહ ! દરેક કોમના અમુક સંબંધીઓ હોય છે. અમે આપની તાબેદારી સ્વીકારી છે. એટલે આપ ખુદા તઆલા પાસે દુઆ કરો કે, ખુદા તઆલા અમારા સંબંધીઓને અમારામાંથી જ ગણે. (કિંવા તેમને પણ અનસાર કહેવામાં આવે) હુઝૂરે દુઆ કરી : એય અલ્લાહ ! એમના સંબંધીઓને એમનામાંથી જ ગણ.

## અનસારના ઘરોની ફઝીલત

(૧૪/૪૦૮૧) હઝરત અબૂ ઉસૈદ કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : અનસારના કુટુંબોમાં સૌથી શ્રેષ્ઠ કુટુંબ બની નજ્જારનું છે. તેમના પછી બની અબ્દુલ અશ્હલનું. પછી બની હારિસનું. પછી બની સાઇદાનું. અનસારના બધા મહોલ્લાઓમાં ભલાઇ છે. સઅદ ઇબ્ને ઉબાદા (સાઇદી)એ કહ્યું : મારી જાણ મુજબ રસૂલુલ્લાહ (સલ.)એ અમારા કુટુંબ પર અમુક કુટુંબોને ફઝીલત આપી. એક માણસે જવાબ આપ્યો કે, રસૂલુલ્લાહ (સલ.)એ તમને ઘણા (કબીલાઓ) ઉપર ફઝીલત પણ તો આપી છે.

(૧૫/૪૦૮૨) અબૂ ઉસૈદ કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : અનસારના કુટુંબોમાં સૌથી શ્રેષ્ઠ કુટુંબો બની નજ્જાર, બની અબ્દુલ અશ્હલ, બની હારિસ અને બની સાઇદાના છે.

(૧૬/૪૦૮૩) હઝરત અબૂ હુમૈદ કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું :



અનસારના કુટુંબોમાં સૌથી શ્રેષ્ઠ કુટુંબ બની નજ્જારનું છે. પછી બની અબ્દુલ અશ્હલનું. પછી બની હારિસનું. પછી બની સાઇદાનું. ભલાઇ તો અનસારના બધા જ કુટુંબોમાં છે. સઅદ ઇબ્ને ઉબાદાએ આવીને કહ્યું : અબૂ ઉસૈદ, શું તમને ખબર નથી કે, રસૂલુલ્લાહ (સલ.)એ અનસારની ફઝીલત બયાન કરી ત્યારે અમને સૌથી છેલ્લે રાખ્યા. તે પછી હુઝૂર પાસે જઇને કહ્યું : યા રસૂલલ્લાહ (સલ.) ! અનસારના કુટુંબોને ફઝીલત આપવામાં આવી ત્યારે અમને સૌથી છેલ્લે રાખવામાં આવ્યા. હુઝૂરે કહ્યું : શું આ વાત તમારા માટે પૂરતી નથી કે તમને શ્રેષ્ઠ (કબીલાઓમાં) ગણવામાં આવે.

## રસૂલુલ્લાહ (સલ.)એ અનસારને કહ્યું હતું : સબ્ર કરજો, અહીં સુધી કે, હોઝ પર મારી સાથે તમારી મુલાકાત થાય. અબ્દુલ્લાહ ઇબ્ને ઝૈદ આ હદીસના રાવી છે.

(૧૭/૪૦૮૪) હઝરત ઉસૈદ ઇબ્ને હુદૈર કહે છે કે, એક અનસારીએ મુબારક સેવામાં હાજર થઇને કહ્યું : યા રસૂલલ્લાહ ! જેવી રીતે આપે ફલાણા માણસને હાકિમ મુકર્રર કર્યા છે, તેવી રીતે આપ મને મુકર્રર ન કરો ? આપે ફરમાવ્યું : મારા પછી ટૂંક સમયમાં તમે બીજાઓને તમારા કરતાં આગળ જોશો. તે વખતે સબ્ર કરજો. અહીં સુધી કે, હોઝ પર મારી સાથે મુલાકાત થાય.

(૧૮/૪૦૮૫) હઝરત અનસ કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ અનસારને કહ્યું હતું કે, મારા પછી ટૂંક સમયમાં તમે બીજા લોકોને તમારા કરતાં આગળ જોશો તે વખતે સબ્ર કરજો. અહીં સુધી કે મારી સાથે મુલાકાત થાય. તમારી મુલાકાતની જગ્યા હોઝ છે.

(૧૯/૪૦૮૬) હઝરત અનસ ઇબ્ને માલિક કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ બેહરૈન પ્રદેશ જાગીર રૂપે આપવા માટે અનસારને બોલાવ્યા. અનસારે કહ્યું : જ્યાં સુધી હુઝૂર અમારા ભાઇ મુહાજિરોને એટલું આપશે નહીં ત્યાં સુધી અમે નહીં લઇશું. આપે ફરમાવ્યું : જો ન લેતા હોય તો સબ્ર કરજો, અહીં સુધી કે, મારી સાથે મુલાકાત થાય. કારણ કે, મારા પછી ટૂંક સમયમાં તમને એવી મુસીબત પડશે કે બીજા લોકો તમારા કરતાં આગળ હશે.

## રસૂલુલ્લાહ (સલ.)એ દુઆ કરી હતી કે, એય અલ્લાહ ! અનસાર અને મુહાજિરોની હાલત ઠીક કરી દે.

(૨૦/૪૦૮૭) હઝરત અનસ કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું હતું કે, 'સાચું જીવન તો આખિરતનું જ છે. એય અલ્લાહ ! તું મુહાજિરો અને અનસારની હાલત ઠીક કરી દે.' એક રિવાયતમાં

એટલું વધારે છે કે, 'અનસારની મગફિરત ફરમાવ.'

(૨૧/૪૦૮૮) હઝરત અનસ કહે છે કે, ખન્દકની લડાઇના દિવસે અનસાર કહી રહ્યા હતા : અમે જીવન પર્યંત રસૂલુલ્લાહ (સલ.)ના હાથમાં અમારો જાન જિહાદ માટે વેચી દીધો છે. હુઝૂરે સાંભળીને કહ્યું : એય અલ્લાહ ! ઝિન્દગી તો આખિરતની જ ઝિન્દગી છે. તું અનસાર અને મુહાજિરોને ઇઝઝત આપ.

(૨૨/૪૦૮૯) હઝરત સહલ કહે છે : અમે (મદીનાની આજુબાજુ) ખન્દક ખોદી રહ્યા હતા. ખભાઓ પર માટી ઉંચકીને લઇ જઇ રહ્યા હતા, એવામાં રસૂલુલ્લાહ (સલ.) આવ્યા અને કહ્યું : એય અલ્લાહ ! ઝિન્દગી તો આખિરતની જ ઝિન્દગી છે. તું મુહાજિરો અને અનસારને બખ્શી દે.

## આયત 'વ યૂસિરૂન અલા અન્ફુસિહિમ વ લવ કાન બિહિમ ખસાસતુન'નું સ્પષ્ટીકરણ

(૨૩/૪૦૯૦) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, એક માણસ મુબારક સેવામાં હાજર થયો. (અને થોડુંક ખાવાનું માંગ્યું) હુઝૂરે પોતાની પત્નીઓને કહેવડાવ્યું (કે, થોડુંક ખાવાનું હોય તો મોકલી આપો) પત્નીઓએ કહ્યું : અમારી પાસે તો પાણી સિવાય કંઇ નથી. હુઝૂરે (સહાબાને) કહ્યું : કોણ આની મહેમાની કરશે ? એક અનસારે કહ્યું : હું. આમ કહીને તે માણસને પોતાની પત્ની પાસે લઇ ગયો અને કહ્યું : રસૂલુલ્લાહ (સલ.)ના મહેમાનની સારી રીતે મહેમાની કરો. પત્નીએ કહ્યું : અમારી પાસે તો બાળકોના ખાણા સિવાય બીજું કંઇ નથી. અનસારીએ કહ્યું : વારૂ, તમે ખાણું તો તૈયાર કરો. બત્તી સળગાવો અને જો બાળકો સાંજનું ખાણું માંગે તો તેમને સુવડાવી દો. પત્નીએ ખાણું તૈયાર કર્યું. બત્તી સળગાવી અને બાળકોને સુવડાવી દીધાં. આ કામ પછી પત્ની ઉઠી અને એવો દેખાવ કર્યો કે બત્તી ઠીક કરવા માંગે છે અને બત્તી બુઝાવી દીધી. બંને મહેમાન સામે એવો દેખાવ કરવા લાગ્યા કે, અમે ખાણું ખાઇ રહ્યા છે. આ બહાના હેઠળ (મહેમાનને ખાણું ખવડાવી દીધું અને) બંને પોતે આખી રાત ભૂખ્યા રહ્યાં. સવારે જ્યારે અનસારી રસૂલુલ્લાહ (સલ.)ની સેવામાં હાજર થયા ત્યારે હુઝૂરે કહ્યું : રાત્રે તમારા બંનેના કામથી ખુદા તઆલાને નવાઇ લાગી અને ખુદા તઆલાએ આ આયત ઉતારી : **વ યૂસિરૂન અલા અન્ફુસિહિમ વ લવ કાન બિહિમ ખસાસતુન વ મંય્યૂક શુહહ નફસિહિ ફઉલાઇક હુમુલ મુફલિહૂન.** કિંવા ભલેને તેઓ પોતે પણ હાજતમંદ હોય, પરંતુ પોતાના ઉપર બીજાઓને સરસાઇ આપે છે. જે લોકો કંજૂસાઇથી બચ્યા



તેઓ જ સફળ થયા.

## હુઝૂર (સલ.)એ અનસાર વિષે કહ્યું : તેમનામાંના નેક લોકોની નેકી કબૂલ કરો અને ગુનેહગારોનો ગુનોહ માફ કરો

(૨૪/૪૦૯૧) હઝરત અનસ ઇબ્ને માલિક કહે છે : એક દિવસ હઝરત અબૂબક્ર અને હઝરત અબ્બાસ અનસારના એક જલસા પાસેથી પસાર થયા. અનસાર રડી રહ્યા હતા. હઝરત અબ્બાસે કહ્યું : શા માટે રડો છો ? અનસાર કહેવા લાગ્યા : અમને અમારો તે જલસો યાદ આવી ગયો જેમાં રસૂલુલ્લાહ (સલ.) પણ બિરાજમાન હતા. હઝરત અબ્બાસે રસૂલુલ્લાહ (સલ.)ને આ વાત જણાવી. હુઝૂર (જીવલેણ બીમારીમાં સપડાયા હતા, તે છતાં) ચાદરનો છેડો પટી રૂપે માથા પર બાંધીને આવ્યા અને છેલ્લી વાર મિમ્બર પર ચઢીને પ્રથમ ખુદા તઆલાના વખાણ કર્યાં. પછી કહ્યું : હું અનસાર વિષે તમને વસિય્યત કરૂં છું. કારણ કે, એ મારા નિકટના મિત્રો અને જાણભેદુઓ છે. એમણે એમની ફરજ તો બજાવી, પરંતુ એમનો હક બાકી છે, એટલે તેમનામાંના નેક લોકોની નેકીઓ કબૂલ કરજો અને બુરા લોકોનો ગુનોહ માફ કરજો.

(૨૫/૪૦૯૨) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) એક ચાદર બંને ખભાઓ પર લપેટીને માથા પર કાળી પટી બાંધીને બહાર આવ્યા અને મિમ્બર પર ચઢીને ખુદા તઆલાના વખાણ કરીને કહ્યું : લોકો અને માણસો તો વધતા જશે અને અનસાર ઓછા થતાં જશે. ફકત એટલા રહી જશે જેમ કે શાકમાં મીઠું. એટલે જો તમારામાંથી કોઇને કંઇ સત્તા મળે અને નફો-નુકસાન પહોંચાડવાની શકિત હોય તો અનસારના નેક માણસોની નેકી કબૂલ કરે અને તેમના ગુનેહગારોનો ગુનોહ માફ કરે.

(૨૬/૪૦૯૩) હઝરત અનસ કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, અનસાર મારા નિકટના મિત્રો અને જાણભેદુઓ છે. ટૂંક સમયમાં બીજા લોકો તો વધતા જશે અને અનસાર ઓછા થતા જશે એટલે તેમનામાંના નેક લોકોની નેકી કબૂલ કરજો અને બુરાઓની બુરાઇ માફ કરજો.

## હઝરત સઅદ ઇબ્ને મુઆઝની ફઝીલત

(૨૭/૪૦૯૪) હઝરત બરા ઇબ્ને આઝિબ કહે છે : એક વાર હુઝૂર (સલ.)ની સેવામાં એક રેશમી જોડી ભેટરૂપે રજૂ કરવામાં આવી. સહાબા તેને પકડવા લાગ્યા અને તેની મુલાયમતાથી નવાઇ પામવા લાગ્યા. હુઝૂરે કહ્યું : શું તમને એની મુલાયમતાથી નવાઇ ઉપજે

છે ? (જન્નતમાં) સઅદ ઇબ્ને મુઆઝનો રૂમાલ પણ એનાથી સારો અથવા મુલાયમ હશે.

(૨૮/૪૦૯૫) હઝરત જાબિર કહે છે : મેં પોતે હુઝૂર (સલ.)ને કહેતા સાંભળ્યા કે, સઅદ ઇબ્ને મુઆઝના અવસાનના કારણે અર્શ હચમચી ઉઠયું. આ સાંભળીને એક માણસે જાબિરને કહ્યું કે બરા કહે છે કે, સઅદ ઇબ્ને મુઆઝના મૃત્યુના કારણે તે પલંગ હચમચી ઉઠયો જેના પર હઝરત સઅદ (સૂતા) હતા (કિંવા હદીસમાં અર્શનો જે શબ્દ આવ્યો છે તેનાથી પલંગ મુરાદ છે) જાબિરે જવાબ આપ્યો. એ બંને કબીલાઓ (ઔસ અને ખઝરજ)માં દ્વેષ અને કપટ હતો. (સઅદ ઇબ્ને મુઆઝ ઔસી હતા અને હું ખઝરજી છું, પરંતુ સાચી વાત જાહેર કરવી જોઇએ) મેં પોતે હુઝૂર પાસેથી સાંભળ્યું છે, આપ ફરમાવતા હતા કે, સઅદ ઇબ્ને મુઆઝના મૃત્યુના કારણે અલ્લાહનું અર્શ હચમચી ઉઠયું.

(૨૯/૪૦૯૬) હઝરત અબૂ સઇદ ખુદરી કહે છે કે, કેટલાક લોકો (યહૂદીઓ અને બની કુરૈઝા)એ હઝરત સઅદને બોલાવ્યા. સઅદ ગધેડા પર સવાર થઇને આવ્યા. જ્યારે મસ્જિદે નબવીની નજીક પહોંચ્યા ત્યારે હુઝૂરે કહ્યું : આ તમારામાં શ્રેષ્ઠ અથવા તમારો સરદાર છે. ત્યાર પછી કહ્યું : સઅદ, આ લોકો તમારો ચુકાદો સ્વીકારવાની હા પાડીને ઉતર્યા છે. સઅદે કહ્યું : હું ચુકાદો આપું છું કે, તેમનામાંના લડવૈયાઓને કત્લ કરવામાં આવે. તેમના સ્ત્રી-બાળકોને ગિરફતાર કરવામાં આવે. હુઝૂરે કહ્યું : તમે ખુદાની ઇચ્છા અનુસાર અથવા શહેનશાહની હિકમત અનુસાર ચુકાદો આપ્યો.

## હઝરત ઉસૈદ ઇબ્ને હુઝૈર અને અબ્બાદ ઇબ્ને બિશ્રની ફઝીલત

(૩૦/૪૦૯૭) હઝરત અનસ (રદિ.) કહે છે કે, એક વાર રસૂલુલ્લાહ (સલ.) પાસેથી બે માણસો અંધારી રાત્રે નીકળીને ગયા. મેં જોયું કે, બંનેની આગળ આગળ આછો પ્રકાશ છે. જ્યારે રસ્તામાં બંને એકબીજાથી છુટા પડયા ત્યારે પ્રકાશ પણ છુટો છુટો થઇ ગયો.

એક રિવાયતમાં એટલું વધારે છે કે, તે બંને માણસો ઉસૈદ ઇબ્ને હુઝૈર અને બીજા એક અનસારી છે. અમુક રિવાયતોમાં છે કે, ઉસૈદ ઇબ્ને હુઝૈર અને અબ્બાદ ઇબ્ને બિશ્ર [illegible]

. . . . . . . . . . . . . . . . . . . . . . . . . . .

(૨૮/૪૦૯૫) અલ્લાહ તઆલાનું અર્શ હઝરત સઅદ બિન મઆઝ (રદિ.)ના અવસાન પર ખુશીથી ઉછળ્યું. જેવી રીતે કોઇના આગમન પર ખુશી થાય છે તેવી રીતે સઅદ બિન મઆઝ (રદિ.)ની અલ્લાહ તઆલા સાથે મુલાકાત થતાં અલ્લાહ તઆલાને ખુશી થઇ.



## હઝરત મુઆઝ ઇબ્ને જબલની ફઝીલત

(૩૧/૪૦૯૮) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને અમ્ર ઇબ્ને આસ કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું હતું કે, ચાર માણસો પાસેથી કુર્આન પઢો. અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદ, અબૂ હુઝૈફાનો આઝાદ કરેલો ગુલામ સાલિમ, ઉબય અને મુઆઝ ઇબ્ને જબલ.

## હઝરત સઅદ ઇબ્ને ઉબાદાની ફઝીલત. હઝરત આઇશાએ કહ્યું હતું કે, સઅદ પહેલેથી જ નેક માણસ હતા.

(૩૨/૪૦૯૯) હઝરત અબૂ ઉસૈદ કહે છે : હુઝૂર (સલ.)એ કહ્યું કે, અનસારના કુટુંબોમાં શ્રેષ્ઠ કુટુંબ બની નજ્જારનું છે. તેમના પછી બની અબ્દુલ અશ્હલનું. પછી બની હારિસનું. પછી બની સાઇદાનું. અનસારના બધા ઘરોમાં ભલાઇ છે. સઅદ ઇબ્ને ઉબાદા જેઓ શરૂઆતમાં ઇસ્લામ લાવનાર હતા, તેઓ કહેવા લાગ્યા કે, રસૂલુલ્લાહે (બધાને) મારા પર ફઝીલત આપી. (અમારો સૌથી છેલ્લે ઉલ્લેખ કર્યો) એક માણસે કહ્યું : હુઝૂરે ઘણા લોકો પર તમને પણ તો ફઝીલત આપી છે.

## હઝરત ઉબય ઇબ્ને કઅબની ફઝીલત

(૩૩/૪૧૦૦) હઝરત મસ્રૂક કહે છે કે, જ્યારે હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને અમ્ર ઇબ્ને આસ સામે હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદની વાત નીકળી ત્યારે કહેવા લાગ્યા : હું એ માણસ સાથે ત્યારથી મુહબ્બત રાખું છું જ્યારથી મેં રસૂલુલ્લાહ (સલ.) પાસેથી આવું સાંભળ્યું છે કે, ચાર માણસો પાસેથી કુર્આન શીખો. અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદ, અબૂ હુઝયફાનો આઝાદ કરેલ ગુલામ સાલિમ, મુઆઝ ઇબ્ને જબલ અને ઉબય ઇબ્ને કઅબ.

(૩૪/૪૧૦૧) હઝરત અનસ કહે છે : હુઝૂર (સલ.)એ એક દિવસ હઝરત ઉબયને કહ્યું કે, અલ્લાહ તઆલાએ મને હુકમ આપ્યો છે કે, હું તમારી સામે **લમ યકુનિ લ્લઝીન કફરૂ** પઢું. હઝરત ઉબયે કહ્યું : શું ખુદા તઆલાએ મારૂં નામ લીધું છે ? હુઝૂરે કહ્યું : હા. હઝરત ઉબય આ સાંભળીને રડવા લાગ્યા.

## હઝરત ઝેદ ઇબ્ને સાબિતની ફઝીલત

(૩૫/૪૧૦૨) હઝરત અનસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)ના સમયમાં ચાર માણસોએ કુર્આન યાદ કર્યું હતું. એ ચારેવ અનસારી હતા. ઉબય ઇબ્ને કઅબ, મુઆઝ ઇબ્ને જબલ, અબૂ ઝેદ અને ઝેદ ઇબ્ને સાબિત. કતાદા કહે છે : મેં હઝરત અનસને પૂછયું, આ અબૂ ઝેદ કોણ હતા ? તેમણે કહ્યું : મારા

એક કાકા હતા.

## હઝરત અબૂ તલહાની ફઝીલત

(૩૬/૪૧૦૩) હઝરત અનસ કહે છે કે, જ્યારે ઉહદની લડાઇનો દિવસ આવ્યો ત્યારે લોકો હુઝૂરને છોડીને નાસી ગયા, પરંતુ અબૂ તલહા હુઝૂરની આગળ ઉભા રહ્યા. પોતાની ઢાલથી હુઝૂરનો બચાવ કરતા હતા. કારણ કે, અબૂ તલહા ભારે તીરંદાજ અને ભારે કામઠાંવાળા હતા. ઉહદની લડાઇના દિવસે બે કે ત્રણ કામઠાં (તીર મારતા મારતાં) તોડી નાખ્યાં હતાં. જો તે દિવસે કોઇ માણસ તીરોનું ભાથું લઇને પસાર થતો હતો તો રસૂલુલ્લાહ (સલ.) કહેતા હતા : આ તીર અબૂ તલહા પાસે નાખી દો. જેથી તેનાથી કાફિરોને મારે. તે દિવસે જ્યારે હુઝૂરે કાફિરોને ઝાંકીને જોયા ત્યારે અબૂ તલહાએ કહ્યું : યા રસૂલલ્લાહ ! મારા માંબાપ આપ પર કુર્બાન, આપ ઝાંકીને ન જુઓ. (ખુદા ન કરે) ક્યાંક આપને કોઇ તીર વાગી ન પડે. મારી છાતી હુઝૂરની છાતીના બચાવ માટે (ઢાલ બનેલી) છે. હઝરત અનસ કહે છે : મેં હઝરત આઇશા અને હઝરત ઉમ્મે સુલૈમને જોયા કે પાલવ ઉંચકીને પોતાની પીઠ પર પાણીની મશકો લાવતાં હતાં અને (ઘાયલ) લોકોના મોંમાં પાણી નાખીને ફરી પાછા જઇને મશકો ભરતાં હતાં અને લાવીને ફરી લોકોને પીવડાવતાં હતાં. પાલવ ઉંચકવાના કારણે બંને પત્નીઓનાં ઝાંઝર પણ દેખાતાં હતાં. તે દિવસે અબૂ તલહાના હાથમાંથી બે ત્રણ વાર તલવાર છુટીને પડી ગઇ હતી.

## હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને સલામની ફઝીલત

(૩૭/૪૧૦૪) હઝરત સઅદ ઇબ્ને અબી વક્કાસ કહે છે : મેં પોતે સાંભળ્યું નથી કે, ઝમીન પર ચાલતા કોઇ માણસ વિષે હુઝૂરે કહ્યું હોય કે આ જન્નતી છે. હા, અબ્દુલ્લાહ ઇબ્ને સલામ વિષે કહ્યું હતું. તેમના વિષે જ આ આયત ઉતરી હતી : **વ શહિદ શાહિદુમ્મિમ બની ઇસ્રાઇલ.**

(૩૮/૪૧૦૫) હઝરત કૈસ ઇબ્ને ઉબાદ કહે છે : એક દિવસ હું મદીનાની મસ્જિદમાં બેઠો હતો, એવામાં એક માણસ આવ્યો. જેના ચહેરા પર નિખાલસતાના હાવભાવ હતા. લોકો કહેવા લાગ્યા : આ માણસ જન્નતી છે. તેણે આવીને બે ટૂંકી રકઅત પઢી, પછી નીકળીને ચાલ્યો ગયો. હું તેની પાછળ પાછળ ગયો અને જઇને કહ્યું : તમે જ્યારે મસ્જિદમાં દાખલ થયા હતા ત્યારે લોકોએ કહ્યું હતું કે, આ માણસ જન્નતી છે. તેમણે કહ્યું : ખુદાની કસમ ! ન જાણતા હોય તેવી વસ્તુ માટે કોઇએ કંઇ કહેવું જોઇએ નહીં. હા, લોકોની આ વાતનું કારણ હું તમને કહું છું. મેં રસૂલુલ્લાહ (સલ.)ના સમયમાં એક સ્વપ્ન જોયું હતું કે હું એક અત્યંત વિશાળ અને લીલાછમ બાગમાં છું. બાગની વચ્ચે લોખંડનો એક થાંભલો છે. નીચેનો ભાગ તો ઝમીનમાં છે અને ઉપરનો ભાગ આસ્માનને અડેલો છે. ઉપરના ભાગમાં એક મજબુત હાથો છે. લોકોએ મને કહ્યું : એના પર ચઢી જા. મેં કહ્યું : હું ચઢી શકતો નથી. એવામાં મારો નોકર આવ્યો અને પાછળથી તેણે મારા કપડાં ઉંચકી લીધાં. હું થાંભલા પર ચઢી ગયો અને છેક ઉપર જઇને હાથો પકડી લીધો. લોકોએ કહ્યું : મજબુત પકડી રાખો. આ જોઇ જ રહ્યો હતો કે જાગી ગયો. રસૂલુલ્લાહ (સલ.)ને બધી વિગત કહી. આપે ફરમાવ્યું : તે બાગ ઇસ્લામ છે અને થાંભલાથી ઇસ્લામનો થાંભલો મુરાદ છે. હાથાથી 'ઉરવતુલ વુસ્કા' મુરાદ છે. (જે **ફસ્તમ્સક બિલ ઉર્વતિલ વુસ્કા** માં આવ્યું છે.) તમે મૃત્યુની ઘડી સુધી ઇસ્લામ પર કાયમ રહેશો.

(૩૯/૪૧૦૬) હઝરત અબૂ દરદા (રદિ.) કહે છે : હું મદીનામાં ગયો ત્યારે અબ્દુલ્લાહ ઇબ્ને સલામ સાથે મુલાકાત થઇ. તેઓ કહેવા લાગ્યા : ચાલો, હું તમને સત્તુ અને ખજૂર ખવડાવીશ અને એવા મકાનમાં તમે દાખલ થશો (જેમાં રસૂલુલ્લાહ ગયા હતા.) તે પછી કહ્યું : તમે એવા પ્રદેશમાં છો જ્યાં વ્યાજ ખૂબ પ્રચલિત છે. જો તમારું કોઇ માણસ પાસે કંઇ લેણું હોય તો તે ઝરૂર તમારી પાસે ભૂસાનું એક (ચોકકસ) પ્રમાણ અથવા જવનું પ્રમાણ અથવા ઘાસની પરડી મોકલી આપશે. તમારે તે કદાપિ લેવું ન જોઇએ. કારણ કે, એ વ્યાજ છે.

## ઉમ્મુલ મુઅમિનીન હઝરત ખદીજાની ફઝીલત અને રસૂલુલ્લાહ (સલ.)નું તેમની સાથે નિકાહ કરવું

(૪૦/૪૧૦૭) હઝરત અલી મુરતઝા કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, (પોતાના સમયમાં) મરયમ બિન્તે ઇમરાન બધી ઓરતો કરતાં અફઝલ હતાં અને ખદીજા (પોતાના સમયમાં) બધી ઓરતો કરતાં અફઝલ હતાં.

(૪૧/૪૧૦૮) હઝરત આઇશા કહે છે કે, હઝરત ખદીજાનું અવસાન જો કે મારા નિકાહ પહેલાં થઇ ગયું હતું, પરંતુ જેટલી સુઇર્ષા (રશ્ક) મને ખદીજાની આવતી હતી તેટલી સુઇર્ષા રસૂલુલ્લાહ (સલ.)ની બીજી કોઇ પત્નીની મને આવતી ન હતી. કારણ કે, હું (હંમેશા) રસૂલુલ્લાહ (સલ.)ને તેમનો ઉલ્લેખ કરતાં સાંભળતી હતી. અલ્લાહ તઆલાએ પોતાના રસૂલને હુકમ આપ્યો

(૩૬/૪૧૦૩) મશકો ઉઠાવીને લઇ જતી, પાણી પીવડાવતી, બીજી સેવા કરતી, ઘાયલ સૈનિકોને મલમપટ્ટા લગાવતી. ઇજારોના પાયચા ચઢાવીને ચાલતી, જેના કારણે પગની પિંડલીઓ ખુલ્લી થઇ જતી. તે વખતે પરદાનો હુકમ ઉતર્યો ન હતો.

હતો કે ખદીજાને મોતીઓના ઘરની ખુશખબરી આપી દો. રસૂલુલ્લાહ (સલ.) એક બકરી ઝબ્હ કરતા હતા અને તેનો ગોશ્ત હઝરત ખદીજાની સખીઓને ભેટરૂપે સારા જેવા પ્રમાણમાં મોકલતા હતા.

(૪૨/૪૧૦૯) હઝરત આઇશા કહે છે : જેટલું સ્વમાન મને હઝરત ખદીજા સામે આવતું હતું તેટલું સ્વમાન મને બીજી કોઇ પત્ની સામે આવતું ન હતું. કારણ કે, રસૂલુલ્લાહ (સલ.) તેમને ખૂબ યાદ કરતા હતા. જો કે હુઝૂરે તેમના અવસાનના ત્રણ વરસ પછી મારી સાથે નિકાહ કર્યા હતા. અલ્લાહ તઆલાએ પોતાના રસૂલને હુકમ આપ્યો હતો કે, ખદીજાને મોતીઓના ઘરની ખુશખબરી આપી દો.

(૪૩/૪૧૧૦) હઝરત આઇશા કહે છે : જેટલું સ્વમાન મને હઝરત ખદીજા સામે આવતું હતું તેટલું સ્વમાન મને બીજી કોઇ પત્ની સામે આવતું ન હતું. જો કે મેં તેમને જોયા પણ ન હતા, પરંતુ રસૂલુલ્લાહ (સલ.) તેમને ખૂબ યાદ કરતા હતા. ઘણી વાર બકરી ઝબ્હ કરીને તેના અવયવોના ટુકડાઓ કરીને હઝરત ખદીજાની સખીઓને મોકલતા હતા. મેં ઘણી વાર હુઝૂરને કહ્યું : એવું લાગે છે કે, ખદીજા સિવાય દુનિયામાં (તમારી નઝરમાં) કોઇ ઓરત જ નથી. આપ જવાબ આપતા હતા : ખદીજા આવી હતી અને મારી ઔલાદ તેનાથી થઇ છે.

(૪૪/૪૧૧૧) ઇસ્માઇલ કહે છે : મેં હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને અબૂ ઔફાને પૂછ્યું, શું હુઝૂરે હઝરત ખદીજાને કોઇ ખુશખબરી આપી હતી ? તેમણે કહ્યું : હા, મોતીઓના મકાનની ખુશખબરી આપી હતી. જેમાં ન શોરબકોર હશે અને ન ચિંતા અને દુઃખ હશે.

(૪૫/૪૧૧૨) હઝરત અબૂ હુરૈરા કહે છે : એક વાર હઝરત જિબ્રઇલ (અલ.)એ રસૂલુલ્લાહ (સલ.) પાસે આવીને કહ્યું : યા રસૂલલ્લાહ ! આ ખદીજા એક વાસણ માટે આવી રહી છે. જેમાં શાક છે અથવા થોડુંક ખાણું છે અથવા કોઇ પીવાની વસ્તુ છે. જ્યારે તમારી પાસે આવે તો તમે તેમને અલ્લાહના તરફથી અને મારા તરફથી સલામ કહેજો અને જન્નતમાં મોતીઓનું એક મકાન મળવાની ખુશખબરી આપજો. જેમાં ન શોરબકોર હશે અને ન તકલીફ અને દુઃખ.

(૪૬/૪૧૧૩) હઝરત આઇશા કહે છે : એક વાર હઝરત ખદીજાની બહેન હાલાએ હુઝૂર પાસે આવવાની રજા માંગી. આપને હાલાનો અવાજ સાંભળીને હઝરત ખદીજાનું રજા માંગવાનું યાદ આવી ગયું. કંઇક ગભરાટ અનુભવ્યો. તરત કહ્યું : એય અલ્લાહ !



એ હાલા હોય. આ સાંભળીને મારૂં સ્વમાન હણાયું. મેં કહ્યું : શું તમે તે કુરેશી વૃધ્ધાને યાદ કરો છો જેના મસોળાં લાલ લાલ હતાં. (ફિવા મોંમાં દાંત ન હતા.) તેનું અવસાન થવાને એક મુદ્દત પણ થઇ ગઇ. ખુદા તઆલાએ તેનાથી સારો બદલો પણ તમને આપી દીધો.

## હઝરત જરીર ઇબ્ને અબ્દુલ્લાહ બુજલીની ફઝીલત

(૪૭/૪૧૧૪) હઝરત જરીર કહે છે : જ્યારથી હું મુસલમાન થયો ત્યારથી રસૂલુલ્લાહ (સલ.)એ મને કદી પોતાની પાસે આવતાં રોક્યો નથી. મને જ્યારે જોયો ત્યારે સ્મિત વેર્યું. હઝરત જરીર કહે છે : અંધકાર યુગમાં (યમનમાં) એક મકાન હતું, જેનું નામ 'ઝૂલ ખલસા' અથવા 'કઅબએ યમાની' અથવા 'કઅબએ શામી' હતું. રસૂલુલ્લાહ (સલ.)એ મને કહ્યું : શું તું 'ઝુલખલસા' તોડીને મને નચિંત બનાવી શકે છે ? હું ફરમાન સાંભળતાં જ બની અહમસના દોઢસો સવાર લઇને નીકળ્યો. યમની કઅબા તોડીને જે લોકો હાજર હતા તેમને કત્લ કર્યા. પછી મુબારક સેવામાં હાજર થઇને ખબર આપી. આપે અમારા અને બની અહમસના માટે દુઆ કરી.

## હઝરત હુઝયફા ઇબ્ને યમાન અબસીનું વર્ણન

(૪૮/૪૧૧૫) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, ઉહદની લડાઇના દિવસે જ્યારે મુશ્રિકોને ભયંકર પરાજય મળ્યો ત્યારે શયતાને મુસલમાનોને અવાજ દીધો : ખુદાના બંદાઓ ! તમારી પાછળ દુશ્મન છે. આ સાંભળતાં જ આગળની ટુકડી પાછળની ટુકડી પર તુટી પડી અને તેમની સાથે લડવા લાગી. (એવું ભાન ન રહ્યું કે, એ અમારા સાથીઓ છે કે દુશ્મનો) હઝરત હુઝયફાએ સામેની ટુકડીમાં પોતાના પિતાને જોયા અને પોકાર પાડીને કહ્યું : ખુદાના બંદાઓ ! એ મારા પિતા છે, મારા પિતા છે, પરંતુ ખુદાની કસમ ! જ્યાં સુધી હુઝયફાના પિતાને કત્લ ન કરી દીધા ત્યાં સુધી મુસલમાનો અટકયા નહીં. હઝરત હુઝયફા કહેવા લાગ્યા : ખુદા તમને માફ કરે, તમે મારા પિતાને કત્લ કરી દીધા. હઝરત ઉરવા કહે છે : ખુદાની કસમ ! હુઝયફામાં મૃત્યુની ઘડી સુધી આ નેકીનો એક ભાગ બાકી રહ્યો. (જેનો સવાબ તેમને મળતો રહ્યો.)

## અબૂ સુફયાનની પત્ની હિન્દ બિન્તે ઉત્બાનું વર્ણન

(૪૯/૪૧૧૬) હઝરત આઇશા કહે છે : એક વાર હિન્દ બિન્તે ઉત્બાએ મુબારક સેવામાં હાજર થઇને કહ્યું કે, પહેલાં હું બધા તંબુઓવાળાઓમાં આપના તંબુવાળાઓના ઝલીલ થવાનું દિલથી

ઇચ્છતી હતી, પરંતુ આજે સમગ્ર પૃથ્વી પર જેટલા તંબુવાળા છે તેમાં સૌથી વધારે તમારા તંબુવાળાઓની ઇઝઝત દિલથી ચાહું છું. હુઝૂરે કહ્યું : તે ખુદાની કસમ છે જેના શક્તિશાળી હાથમાં મારો જાન છે, તમારા દિલમાં વધુ મુહબ્બત વધશે. હિન્દે કહ્યું : યા રસૂલલ્લાહ ! અબૂ સુફયાન ઘણા કંજૂસ માણસ છે. જો હું તેમના માલમાંથી છુપાવીને મારા બાળકોને કંઇક ખવડાવું તો કંઇ વાંધો તો નથી ને ? આપે ફરમાવ્યું : જો નિયમ અનુસાર નેક નિય્યતી (શુભ નિષ્ઠા)થી ન હોય તો હું તેની રજા આપતો નથી.

## ઝેદ ઇબ્ને અમ્ર ઇબ્ને નુફૈલનું વર્ણન

(૫૦/૪૧૧૭) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર કહે છે કે, વહી ઉતરતા પહેલાં રસૂલુલ્લાહ (સલ.)ની ઝેદ ઇબ્ને અમ્ર સાથે 'બલદહ' નામે સ્થળના નીચાણ-વાળા ભાગમાં મુલાકાત થઇ. હુઝૂર સામે દસ્તરખ્વાન બિછાવવામાં આવ્યું (અને ખાવા માટે કહેવામાં આવ્યું) પરંતુ આપે ખાવાનો ઇન્કાર કર્યો. થોડી વાર પછી ઝેદે કહ્યું : હું તમારી મૂર્તિઓ પર ભેટ ચઢાવેલું ખાતો નથી. હું ફકત તે જ વસ્તુ ખાઉં છું જેના પર ખુદા તઆલાનું નામ લેવામાં આવ્યું હોય. ઝેદ કુરેશની કુરબાનીઓ અંગે ટીકા ટીપ્પણ કરી રહ્યા હતા અને કહેતા હતા કે, બકરીને અલ્લાહ તઆલાએ તો પેદા કરી છે. તેના માટે આસ્માન પરથી પાણી ઉતાર્યું અને ઝમીનમાંથી ઘાસ ઉગાડી. પછી તમે લોકો તેને ગયરૂલ્લાહના નામ પર ઝબ્હ કરો છો. જાણે ઝેદ ખુદાની મહાનતાનો ખયાલ કરી કુરૈશના આ કામને ખરાબ ગણતા હતા.

(૫૧/૪૧૧૮) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર કહે છે કે, ઝેદ ઇબ્ને અમ્ર સાચા ધર્મની શોધમાં સીરિયા ગયા અને એક યહૂદી આલિમને મળીને કહ્યું : મને તમારો ધર્મ બતાવો. શકય છે કે, હું તમારો ધર્મ અપનાવી લઉં. યહૂદીએ જવાબ આપ્યો : તમે અમારા ધર્મમાં ત્યાં સુધી આવી શકતા નથી જ્યાં સુધી અલ્લાહ તઆલાના ગઝબનો તે ભાગ જે તમારા માટે મુકર્રર છે તે સહન ન કરી લો. ઝેદ કહેવા લાગ્યા : ખુદાના ગઝબથી જ તો હું નાસું છું. હું ખુદાનો ગઝબ કદાપિ સહન કરી શકતો નથી. અચ્છા, તમે મને બીજો કોઇ ધર્મ બતાવો. યહૂદી આલિમે કહ્યું : બીજું તો હું કંઇ જાણતો નથી, તમે 'હનીફ' બની જાઓ. ઝેદે પૂછ્યું : હનીફ શું હોય છે ? યહૂદીએ કહ્યું : ઇબ્રાહીમના ધર્મ પર થઇ જાઓ, જેઓ ન યહૂદી હતા ન ઇસાઇ, માત્ર એક અલ્લાહની ઇબાદત કરતા હતા. ઝેદ ત્યાંથી આવીને એક ઇસાઇ આલિમને મળ્યા. જે યહૂદી આલિમને કહ્યું હતું તે જ તેને કહ્યું. ઇસાઇ [illegible]



આપ્યો : તમે અમારા ધર્મમાં ત્યાં સુધી આવી શકતા નથી જ્યાં સુધી અલ્લાહની લાનતનો તમારા માટે મુકર્રર કરેલો ભાગ સહન કરવા તૈયાર ન થઇ જાઓ. ઝેદે કહ્યું : હું ખુદાની લાનતથી તો નાસી રહ્યો છું. મારામાં ખુદાની લાનત અને ગઝબ સહન કરવાની શકિત નથી. વારૂ, તમે મને બીજો કોઇ ધર્મ બતાવો. ઇસાઇએ કહ્યું : હું બીજું કાંઇ જાણતો નથી, તમે હનીફ થઇ જાઓ. ઝેદે પૂછ્યું, હનીફ શું હોય છે ? ઇસાઇએ કહ્યું : ઇબ્રાહીમ (અલ.)નો ધર્મ અપનાવો, જેઓ ન યહૂદી હતા ન ઇસાઇ, બલ્કે એક ખુદાની ઇબાદત કરતા હતા. ઝેદે જ્યારે હઝરત ઇબ્રાહીમ (અલ.) વિષે યહૂદીઓ અને ઇસાઇઓની આવી વાત સાંભળી ત્યારે ત્યાંથી નીકળીને બંને હાથ આસ્માન તરફ ઉઠાવીને કહ્યું : એય અલ્લાહ ! હું સ્વીકાર કરૂં છું કે, હું ઇબ્રાહીમી દીન પર છું. હઝરત અસ્મા બિન્તે સિદ્દીકે અકબર કહે છે : મેં પોતે જોયું હતું કે, ઝેદ ઇબ્ને અમ્ર કઅબા સાથે પીઠ ટેકવીને ઉભા ઉભા કહી રહ્યા હતા : એય કુરૈશીઓ ! મારા સિવાય તમારામાંથી બીજું કોઇ ઇબ્રાહીમી દીન પર નથી. ઝેદનો નિયમ હતો કે, કબ્રમાં જીવતી દટાનાર છોકરીઓને જીવંત રાખવાની કોશિશ કરતા હતા. જો કોઇ માણસ પોતાની છોકરીને મારી નાખવા માંગતો હતો, તો ઝેદ કહેતા હતા : તમે એને કત્લ કરો નહીં. હું એની સંપૂર્ણ જવાબદારી લઉં છું. જેથી તે છોકરીને લઇને પાળતા હતા. જ્યારે તે યુવાન થઇ જતી ત્યારે તેના પિતાને કહેતા : હવે જો તમે ઇચ્છતા હોવ તો હું આ છોકરી તમને આપી દઉં, નહીં તો હું પોતે એનો ખરચ ભોગવી લઉં.

## કઅબાના બાંધકામનું વર્ણન

(૫૨/૪૧૧૯) હઝરત જાબિર ઇબ્ને અબ્દુલ્લાહ કહે છે કે, જ્યારે કઅબા બનવા લાગ્યું ત્યારે રસૂલુલ્લાહ (સલ.) અને હઝરત અબ્બાસ પત્થર લાવવા લાગ્યા. હઝરત અબ્બાસે રસૂલુલ્લાહ (સલ.)ને કહ્યું : તમે તમારૂં તેહબંદ ખોલીને ખભા પર મૂકી દો. જેથી પત્થર (વાગવા)થી બચાવ થઇ શકે. (હુઝૂરે હઝરત અબ્બાસની વાત માની લીધી) પરંતુ સતર ખુલતાંની સાથે જ બેભાન થઇને ઝમીન પર પડી ગયા અને આંખો આસ્માન તરફ થઇ ગઇ. થોડી વાર પછી ભાન આવ્યું ત્યારે કહ્યું : મારૂં તેહબંદ લાવો. મારૂં તેહબંદ લાવો. હુકમ અનુસાર આપનું તેહબંદ બાંધી દેવામાં આવ્યું.

. . . . . . . . . . . . . . . . . . . . . . .

(૫૨/૪૧૧૯) અરબો નગ્નતાને ખરાબ ગણતા ન હતા. બયતુલ્લાહનો તવાફ નગ્ન અવસ્થામાં કરતા હતા. એટલે હુઝૂર (સલ.)ના કાકાએ કહ્યું કે, તેહબંદ ખભા પર મૂકો, જેથી પત્થરની ધારથી ખભો છોલાઇ ન જાય. હુઝૂર (સલ.)એ ભોળપણમાં આ વાત માની લીધી, પરંતુ અલ્લાહને નબુવ્વત જાહેર થતા પહેલાં પણ એ વાત પસંદ ન હતી કે, પોતાના પયગમ્બરથી તેમના મોભા વિરુધ્ધ કોઇ વર્તન વર્તાય, જે તેમના શ્રેષ્ઠ સદ્ગુણો અને નબુવ્વતના દરજ્જાને અનુરૂપ ન હોય.

(૫૩/૪૧૨૦) અમ્ર ઇબ્ને દીનાર અને ઉબેદુલ્લાહ ઇબ્ને અબૂ યઝીદ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)ના સમયમાં કઅબાની આજુબાજુ દીવાલ ન હતી. લોકો કઅબાની આજુબાજુ નમાઝ પઢતા હતા. જ્યારે હઝરત ઉમરનો યુગ આવ્યો ત્યારે કઅબાની આજુબાજુ દીવાલ ઉભી કરાવી. ઉબેદુલ્લાહ કહે છે કે, કઅબાની દીવાલો નાની હતી. હઝરત ઇબ્ને ઝુબેરે તે ઉંચી કરાવી હતી.

**અંધકાર યુગનું વર્ણન**

(૫૪/૪૧૨૧) હઝરત આઇશા કહે છે કે, અંધકાર યુગમાં આશૂરાના દિવસે કુરેશીઓ રોઝો રાખતા હતા. રસૂલુલ્લાહ (સલ.) પણ રાખતા હતા. મદીના આવ્યા ત્યારે પણ આશૂરાનો રોઝો રાખ્યો. લોકોને રાખવાનો હુકમ પણ આપ્યો, પરંતુ જ્યારે રમઝાનના રોઝાઓનો હુકમ ઉતર્યો ત્યારે જેનું મન ચાહતું તે આશૂરાનો રોઝો રાખતો અને ન ચાહતું તે ન રાખતો.

(૫૫/૪૧૨૨) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે : લોકો એવું માનતા હતા કે, હજ્જના મહિનાઓમાં ઉમરો કરવો ગુનોહ છે. મુહર્રમનું નામ તેમણે સફર રાખ્યું હતું. આ કહેવત મશહુર હતી કે, **ઇઝા બરઅ દબરૂ વ અફલ અસરૂ હલ્લતિલ ઉમ્રતુ લિમનિઅ્તમર** (કિવા જ્યારે ઊંટની પીઠ સારી થઇ જાય અને પગલા ભૂંસાઇ જાય ત્યારે ઉમરો કરનાર માટે ઉમરો કરવો જાઇઝ છે, પરંતુ જ્યારે ઝીલહજ્જની ચોથી તારીખે રસૂલુલ્લાહ (સલ.) અને સહાબા હજ્જનો ઇહરામ બાંધીને મક્કામાં દાખલ થયા ત્યારે હુઝૂરે સહાબાને હુકમ આપ્યો કે, હજ્જના બદલે ઉમરો કરી લો. (કિવા ઉમરો કરીને હજ્જનો ઇહરામ ખોલી નાખો) સહાબાઓએ કહ્યું : હુઝૂર, આ કેવો ઇહરામ ખોલવાનો છે ? આપે ફરમાવ્યું : બધી વસ્તુઓ હલાલ થઇ જશે.

(૫૬/૪૧૨૩) હઝરત મુસય્યબના પિતાથી રિવાયત છે કે, અંધકાર યુગમાં એક રેલ આવી હતી, જેનાથી મક્કાના બંને પહાડો વચ્ચે જે કંઇ હતું તે બધું ડુબી ગયું હતું. અમ્ર (રાવી) કહે છે કે, આ હદીસનો ઘણો લાંબો કિસ્સો છે.

(૫૭/૪૧૨૪) હઝરત કૈસ ઇબ્ને અબૂ હાઝિમ કહે છે કે, એક વાર હઝરત અબૂબક્ર (રદિ.) અહમસ કબીલાની ઝૈનબ નામની એક ઓરત પાસે ગયા. આપે જોયું કે, તે મોઢેથી બિલકુલ વાત કરતી નથી. લોકોએ કહ્યું કે, એણે હજ્જ કરવામાં ચુપ રહેવાની નિય્યત કરી લીધી છે. તેમણે કહ્યું : વાત કર, ચુપ રહેવું જાઇઝ નથી. એ અંધકાર યુગની પ્રથા છે. ઓરતે કહ્યું : તમે કોણ છો ? હઝરત અબૂબક્રે કહ્યું : મુહાજિરોમાંનો એક





માણસ છું. ઓરતે કહ્યું : કયા મુહાજિરોમાંથી ? હઝરત અબૂબક્રે કહ્યું : કુરેશમાંથી. ઓરતે કહ્યું : કયા કુરેશીઓમાંથી ? હઝરત અબૂબક્રે કહ્યું : તું ખૂબ પ્રશ્નો કરી રહી છે. હું અબૂબક્ર છું. ઓરતે કહ્યું : અમે આ નેક કામ (ઇસ્લામ) પર જે અલ્લાહ તઆલાએ અંધકાર યુગ પછી અમને આપ્યું છે, કયાં સુધી બાકી રહીશું ? હઝરત અબૂબક્રે કહ્યું : જ્યાં સુધી તમારા ઇમામો સચ્ચાઇ પર રહેશે. ઓરતે કહ્યું : ઇમામોથી શું મુરાદ છે ? અબૂબક્રે કહ્યું : શું તમારી કોમમાં અમુક લોકો સરદાર અને આગેવાન ન હતા ? જેમના હુકમોનું સામાન્ય લોકો પાલન કરતા હોય. ઓરતે કહ્યું : હતા. હઝરત અબૂબક્રે કહ્યું : બસ તો તેઓ જ લોકોના ઇમામ છે.

(૫૮/૪૧૨૫) હઝરત આઇશા કહે છે કે, એક હબસી ઓરત જે કોઇ અરબની લોંડી હતી, તે મુસલમાન થઇ ગઇ હતી. તેનું ઝુંપડું મસ્જિદમાં હતું. અમારી પાસે આવીને વાતો કર્યા કરતી હતી. વાતોમાંથી પરવારીને આ શેઅર પઢતી હતી.

**વ યવ્મુલ વિશાહિ મિન તઆજીબિ રબ્બિના અલા ઇન્નહુ મિન બલદતિલ કુફ્રિ**

અર્થાત : હારનો દિવસ પણ ખુદા તઆલાની અજાયબીઓમાંથી હતો. તે દિવસે ખુદા તઆલાએ મને કુફ્રના પ્રદેશમાંથી છુટકારો આપ્યો.

જ્યારે તેણે આ શેઅર વારંવાર પઢયો ત્યારે એક દિવસ મેં તેને પૂછ્યું કે, હારનો કયો દિવસ હતો ? તે કહેવા લાગી : મારા ઘરવાળાઓની એક નાની છોકરી ચામડાનો એક હાર પહેરીને બહાર નીકળી. હાર કયાંક પડી ગયો. એક સમડી ગોશ્ત સમજીને તેને ઉચકીને લઇ ગઇ, પરંતુ ઘરવાળાઓએ તેની ચોરીનો આરોપ મારા પર મૂકયો અને તકલીફ દેવાનું શરૂ કર્યું. વાત એટલે સુધી પહોંચી કે, તેમણે મારા ગુપ્તસ્થળની જડતી લીધી. લોકો મારી પાસે ભેગા હતા. હું મારા દુઃખમાં હતી, એવામાં તે સમડી (ઉડતી) આવી અને બરાબર અમારા માથાઓ પરથી પસાર થઇને હાર ઉપરથી નાખ્યો. લોકોએ હાર લઇ લીધો. મેં કહ્યું : લો, એ તે જ હાર છે, જેની ચોરીનો તમે મારા પર આરોપ મૂકયો હતો. જો કે હું તદ્દન નિર્દોષ હતી.

(૫૯/૪૧૨૬) હઝરત ઇબ્ને ઉમર કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : સાંભળી લો, જે માણસ કસમ ખાવા માંગે તે ખુદાના સિવાય બીજા કોઇની કસમ ન ખાય. વાત એમ હતી કે, કુરેશીઓ પોતાના બાપદાદાઓની કસમો ખાયા કરતા હતા. એટલે હુઝૂરે ફરમાવ્યું : કે, બાપની કસમ ન ખાયા કરો.

(૬૦/૪૧૨૭) હઝરત અબ્દુર્રહમાન કહે છે કે, કાસિમ જનાઝાની આગળ આગળ ચાલતા હતા અને જનાઝા માટે ઉભા થતા ન હતા. તેઓ બયાન કરતા હતા કે, હઝરત આઇશા કહેતાં હતાં કે, અંધકાર યુગના લોકો જનાઝો જોઇને ઉભા થઇ જતા હતા અને બે વાર કહેતા હતા : એય રૂહ ! તું તારા ઘરવાળાઓમાં હતી, પરંતુ હવે નથી.

(૬૧/૪૧૨૮) હઝરત ઉમર (રદિ.) કહે છે કે, મુશ્રિકોનો નિયમ હતો કે, જ્યાં સુધી તડકો 'સબીર' પહાડ પર ચમકતો ન હતો ત્યાં સુધી મુઝદલિફાથી રવાના થતા ન હતા. રસૂલુલ્લાહ (સલ.)એ તેમની વિરૂધ્ધ કર્યું. સૂર્યોદય પહેલાં જ આપ ત્યાંથી રવાના થઇ જતા હતા.

(૬૨/૪૧૨૯) હઝરત હુસેન કહે છે કે, આયત **વ કઅ્સન દિહાકા**નો અર્થ હઝ્રત ઇકરિમાએ 'સતત ભરાયેલું પ્યાલું' કર્યો છે અને બયાન કર્યું છે કે, ઇબ્ને અબ્બાસ કહેતા હતા કે, મારા પિતા કુફ્રની હાલતમાં કહેતા હતા : **અસ્કિના કઅ્સન દિહાકા** અમને છલોછલ પ્યાલાઓ પીવડાવો.

(૬૩/૪૧૩૦) હઝરત અબૂ હુરૈરા કહે છે : નામદાર હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : સૌથી સાચી વાત જે શાઇર કહી શકે છે તે લબીદે કહી છે : **અલા કુલ્લુ શયઇન માખલ લ્લાહુ બાતિલુન.** અર્થાત : ખુદાના સિવાય દરેક વસ્તુ નાશ પામનારી છે.

(૬૪/૪૧૩૧) હઝરત આઇશા કહે છે કે, સિદ્દીકે અકબર (રદિ.)નો એક ગુલામ હતો, જે તેમને (પોતાની કમાઇમાંથી) કર રૂપે કંઇક આપતો હતો. આપ તેની કમાણી ખાતા હતા. એક દિવસ તે કંઇક લાવ્યો. હઝરત અબૂબક્રે તેમાંથી થોડોક ભાગ ખાધો. જ્યારે ખાઇ ચુક્યા ત્યારે ગુલામે કહ્યું : તમને ખબર પણ છે કે, આ વસ્તુ ક્યાંથી આવી હતી ? હઝરત અબૂબક્રે કહ્યું : શું વાત છે ? ગુલામ કહેવા લાગ્યો : મેં અંધકાર યુગમાં એક માણસ માટે ભવિષ્ય ભાખ્યું હતું. જ્યોતિષ વિદ્યા હું સારી રીતે જાણતો ન હતો. એટલે મેં તેને એમ જ છેતર્યો હતો. હમણા તે મને મળ્યો હતો અને આ વસ્તુ આપી હતી. તે જ વસ્તુ તમે ખાધી છે. હઝરત અબૂબક્રે આ સાંભળતા જ તરત ગળામાં આંગળાં નાખીને જે કંઇ હતું તે ઉલટી કરીને કાઢી નાખ્યું.

(૬૫/૪૧૩૨) હઝરત ઇબ્ને ઉમર કહે છે કે, અંધકાર યુગમાં લોકો ગર્ભથી ગર્ભ સુધી ઊંટના ગોશ્તનું વેચાણ કરતા. ગર્ભથી ગર્ભ સુધી વેચવાનો અર્થ એ છે કે, ઊંટણીને બચ્ચું પેદા થાય, પછી પેદા થયેલું બચ્ચું યુવાન થઇને ગાભણ બને, પરંતુ રસૂલુલ્લાહ (સલ.)એ





તેની મનાઇ ફરમાવી.

(૬૬/૪૧૩૩) હઝરત ગયલાન ઇબ્ને જરીર કહે છે : અમે હઝરત અનસની પાસે જતા ત્યારે તેઓ અનસારીઓની હાલતના વર્ણનના સંદર્ભમાં કહેતા હતા : તારી કોમે ફલાણા ફલાણા દિવસે આવું આવું કર્યું હતું.

## અંધકાર યુગમાં કસામત ખાવી

(૬૭/૪૧૩૪) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે : સૌ પ્રથમ 'કસામત' જે અંધકાર યુગમાં થઇ તે અમારા હાશિમીઓ વચ્ચે થઇ હતી. ('કસામત'નો અર્થ ટૂંકમાં એ છે કે, પચાસ માણસો મળીને કસમ ખાય કે ન અમે એ માણસનું ખૂન કર્યું છે ન એના ખૂનીને ઓળખીએ છીએ.) વાત એમ હતી કે, એક હાશિમીએ કુરૈશના બીજા કુટુંબમાંથી એક મજુરને મજુરીથી રાખ્યો. મજુર માલિકના ઊંટો લઇને જંગલમાં ચાલ્યો ગયો. ત્યાંથી બીજો એક હાશિમી પસાર થયો. જેની ગુણની રસ્સી તૂટી ગઇ હતી. આ વટેમાર્ગુ તે મજુરને કહેવા લાગ્યો : ભાઇ, મને મદદ કરો અને મને તમારા ઊંટને બાંધવાની રસ્સી આપો. જેથી હું ગુણ બાંધી લઉં. કારણ કે, તમારૂં ઊંટ તો રસ્સી વગર પણ નાસી જશે નહીં. મજુરે પગે બાંધવાની રસ્સી તેને આપી દીધી. તેણે પોતાની ગુણ બાંધી લીધી. (સાંજે) જ્યારે ઊંટો લઇને તેમણે એક જગ્યાએ પડાવ નાખ્યો ત્યારે એક ઊંટ સિવાય બીજા બધા ઊંટોને રસ્સીથી બાંધી દેવામાં આવ્યા. માલિકે મજુરને પૂછ્યું, આ ઊંટને રસ્સી બાંધી નથી ? મજુરે કહ્યું : એની રસ્સી નથી. માલિકે પૂછ્યું, ક્યાં ગઇ ? રાવી કહે છે કે, માલિકે મજુરને લાઠી મારી, જેના ફટકાના કારણે તે બીચારાનું મૃત્યુ થયું. સંજોગવશાત ત્યાંથી એક યમની માણસ પસાર થયો. (મૃત્યુ પહેલાં) મજુરે તેને કહ્યું : તમે હજ્જની મોસમમાં મક્કા જઇ રહ્યા છો ? યમનીએ કહ્યું : જવાનો તો નથી, પરંતુ ઘણી વાર ગયો છું. મજુરે કહ્યું : શું તમે ગમે ત્યારે પણ મારો એક સંદેશ પહોંચાડી દેશો ? યમનીએ કહ્યું : હા. મજુરે કહ્યું : જ્યારે તમે હજ્જની મોસમમાં મક્કા જાઓ ત્યારે પ્રથમ કુરૈશની ઓલાદને બોલાવજો. જ્યારે કુરૈશ મળી જાય તો પછી હાશિમની ઓલાદને બોલાવજો. જ્યારે હાશિમની ઓલાદ પણ મળી જાય ત્યારે અબૂ તાલિબને શોધીને ખબર આપજો કે, ફલાણા માણસે એક પગે બાંધવાની રસ્સી માટે ફલાણા માણસનું ખૂન કર્યું છે. આટલું કહ્યા પછી મજુર મરી ગયો. હાશિમી માણસ મક્કા આવ્યો ત્યારે અબૂતાલિબે તેની પ.સે જઇને પૂછ્યું, અમારા માણસનું શું થયું ? હાશિમીએ કહ્યું : તે બીમાર થઇ ગયો હતો. મેં તેની ખૂબ સેવા-ચાકરી કરી, પરંતુ તે મરી ગયો. મેં તેને દફન કરી દીધો. અબૂતાલિબે કહ્યું : તમારા

તરફથી તે એ વાતનો જ અધિકારી હતો. ત્યાર પછી અબૂ તાલિબ થોડીક મુદ્દત સુધી થોભ્યા. અચાનક તે માણસ જેને મજૂરે સંદેશ પહોંચાડવાની વસિય્યત કરી હતી તે હજ્જની મોસમમાં આવ્યો. પ્રથમ કુરૈશને અવાજ દીધો. લોકોએ કહ્યું : આ રહ્યા કુરૈશીઓ. પછી તેણે હાશિમના કુટુંબને અવાજ દીધો. લોકોએ કહ્યું : આ રહ્યા. તેણે પૂછ્યું, અબૂ તાલિબ ક્યાં છે ? લોકોએ કહ્યું : આ રહ્યા. યમની માણસ અબૂ તાલિબને કહેવા લાગ્યો : ફલાણા માણસે મને આ ખબર પહોંચાડવાનો હુકમ આપ્યો હતો કે એક રસ્સી માટે તેને ફલાણા માણસે મારી નાખ્યો છે. અબૂ તાલિબ તે હાશિમી (ખૂની) પાસે ગયા અને કહ્યું : ત્રણ વાતોમાંથી એક વાત પસંદ કરી લે. જો તું ઇચ્છે તો ખૂનના બદલામાં સો ઊંટો આપી દે. કારણ કે, તેં અમારા માણસનું ખૂન કર્યું છે, નહીં તો તારી કોમમાંથી પચાસ માણસો કસમ ખાઇ લે કે તેં તેનું ખૂન કર્યું નથી. જો તું આ બંને વાતોનો ઇન્કાર કરશે તો અમે તને કત્લ કરી દઇશું. તે માણસ પોતાની કોમ પાસે ગયો. કોમવાળાઓએ કહ્યું : અમે કસમ ખાઇ લઇશું. આ બનાવ પછી અબૂ તાલિબ પાસે એક હાશિમી ઓરત આવી, જેની એક કુરૈશની સાથે શાદી થઇ હતી અને તેનાથી જ એક છોકરો પણ થયો હતો. ઓરત આવીને અબૂ તાલિબને કહેવા લાગી : હું ઇચ્છું છું કે, તમે મારા છોકરાને કસમ ખાવામાંથી બાકાત રાખો. કસમ ખાવાના સ્થળે (મકામે ઇબ્રાહીમ અને રૂકનની વચ્ચે) તેને કસમ ખાવા માટે મજબૂર ન કરો. અબૂ તાલિબે તેને માફ કરી દીધો. એવામાં બીજો એક માણસ આવ્યો અને કહેવા લાગ્યો, તમે સો ઊંટોના બદલામાં પચાસ માણસોને કસમ ખાવાનું કહ્યું છે. એ હિસાબે દરેક માણસના ભાગે બે ઊંટો આવે છે. તમે મારા તરફથી બે ઊંટો લઇ લો અને કસમ ખાવાની જગ્યાએ મને કસમ ન ખવડાવો. (અબૂ તાલિબે આ પણ મંજૂર રાખ્યું.) બાકીના ૪૮ માણસોએ કસમ ખાઇ લીધી. ઇબ્ને અબ્બાસ કહે છે : તે ખુદાની કસમ છે જેના કબજામાં મારો જાન છે, વરસ પૂરું થવા પામ્યું ન હતું કે, અડતાલીસ માણસોમાંથી એક માણસ પણ એવો ન બચ્યો જેની આંખોમાં દમ રહ્યો હોય. (કિંવા બધા મૃત્યુ પામ્યા)

(૬૮/૪૧૩૫) હઝરત આઇશા કહે છે કે, અલ્લાહ તઆલાએ પોતાના રસૂલના ફાયદા માટે પહેલેથી જ (મદીનામાં) બુઆસની લડાઇ ઉભી કરી હતી. રસૂલુલ્લાહ (સલ.) જ્યારે આવ્યા ત્યારે બધી જમાઅતો અલગ થઇ ગઇ હતી. અમુક સરદારો ઘાયલ થઇ ગયા હતા. અમુક માર્યા ગયા હતા. ખુદા તઆલાએ પોતાના રસૂલના ફાયદા માટે પહેલેથી જ આ લડાઇ કરાવી હતી. જેથી



તે લોકો ઇસ્લામમાં દાખલ થઇ જાય.

(૬૯/૪૧૩૬) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે, સફા અને મરવાની વચ્ચે દોડવું એ (નવી) રીત નથી, બલ્કે અંધકાર યુગવાળા પણ દોડતા હતા અને કહેતા હતા કે, પથરાળ મેદાનમાં અમે દોડીને જ પસાર થઇશું.

(૭૦/૪૧૩૭) હઝરત ઇબ્ને અબ્બાસ કહેતા હતા કે, એય લોકો ! જે કંઇ કહું છું તે મારા તરફથી સાંભળો. મારી વાત (યાદ કરીને) મને સંભળાવી પણ દો. જ્યાં સુધી તમારા મોંથી મારી વાત ન કહી લો ત્યાં સુધી અહીંથી જાઓ નહીં. જે માણસ કઅબાની તવાફ કરે તે 'હિજર'ની પાછળથી કરે. 'હતીમ' ન કહો. કારણ કે, અંધકાર યુગમાં જો કોઇ માણસ કસમ ખાતો હતો તો પોતાની મોજરી અથવા કોરડો અથવા કામઠું 'હતીમ' પર નાખી દેતો હતો. (જેથી કસમ મજબુત બની જાય) 'હતીમ'નો અર્થ તોડનાર અથવા ખાનાર છે. કારણ કે, બધા લોકોના કોરડા અથવા મોજરીઓ અથવા કામઠાઓ અહીં કસમની નિશાની રૂપે પડી રહેતાં હતાં. એટલે આ જગ્યા 'હતીમ' કહેવાતી હતી. (કિંવા બધી વસ્તુઓને ખાનારી જગ્યા)

(૭૧/૪૧૩૮) હઝરત અમ્ર ઇબ્ને મયમૂન કહે છે કે, અંધકાર યુગમાં મેં એક વાંદરી જોઇ. તેની પાસે વાંદરાઓ એકત્ર થયા. તેમણે સહવાસ કર્યો. લોકોએ તેમને પ્રાણઘાતક પત્થરમાર માર્યો. મેં પણ તેમની સાથે જીવલેણ પત્થરમાર કર્યો.

(૭૨/૪૧૩૯) ઉબૈદુલ્લાહ કહે છે : ઇબ્ને અબ્બાસે કહ્યું : અમુક વાતો કુફ્રના રિવાજોમાંથી છે. બીજાઓની વંશની ટીકા કરવી, મય્યિતના ગુણો વર્ણન કરીને જોરજોરથી રડવું અને ત્રીજી વાત હું ભૂલી ગયો. સુફયાન કહે છે : ત્રીજી વસ્તુ તારાઓની અસરથી વરસાદ માંગવો.

**રસૂલે પાક મુહમ્મદ ઇબ્ને અબ્દુલ્લાહ ઇબ્ને અબ્દુલ મુત્તલિબ ઇબ્ને હાશિમ ઇબ્ને અબ્દે મુનાફ ઇબ્ને કુસય્ય ઇબ્ને કિલાબ ઇબ્ને મુર્રા ઇબ્ને કઅબ ઇબ્ને લૂઇ ઇબ્ને ગાલિબ ઇબ્ને ફિહર ઇબ્ને માલિક ઇબ્ને નદ્ર ઇબ્ને કિનાના ઇબ્ને ખુઝૈમા ઇબ્ને મુદરિકા ઇબ્ને ઇલ્યાસ ઇબ્ને મુદર ઇબ્ને નઝાર ઇબ્ને સઅદ ઇબ્ને અદનાનની નુબુવ્વતનું વર્ણન**

(૭૩/૪૧૪૦) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે : હુઝૂરે પાક (સલ.)ની વય ૪૦ વરસની હતી ત્યારે આપ પર વહી ઉતરી. તેર વરસ આપે મક્કામાં વસવાટ કર્યો. પછી હિજરતનો હુકમ મળતાં વતન છોડીને મદીના ચાલ્યા ગયા. મદીનામાં દસ વરસ રહ્યા. આપની (૬૩ વરસની વયે) વફાત થઇ.

**મક્કામાં રસૂલુલ્લાહ (સલ.) અને સહાબાઓએ મુશ્રિકોના હાથે શું શું તકલીફો સહન કરી ?**

(૭૪/૪૧૪૧) હઝરત ખબ્બાબ કહે છે : હું મુબારક સેવામાં હાજર થયો. આપ માથાના નીચે ચાદર મૂકીને કઅબાના છાંયડામાં સૂતા હતા. અમારે મુશ્રિકો તરફથી ભયંકર તકલીફો વેઠવી પડતી હતી. મેં કહ્યું : આપ અલ્લાહ તઆલા પાસે (મુસીબતમાંથી છૂટવાની) દુઆ કેમ માંગતા નથી ? આપનો ચહેરો લાલ થઇ ગયો. ઉઠીને બેઠા થઇ ગયા અને કહ્યું : તમારાથી પહેલાં કેટલાક લોકોનો લોખંડની કાંસકીઓથી પણ ગોશ્ત ખેંચી લેવામાં આવ્યો. જેમના હાડકા સુધીનો ગોશ્ત અને સાંધા ખેંચાઇ જતા હતા, પરંતુ આ તકલીફ તેમને દીનથી રોકી શકી નહીં. કેટલાક લોકોના માથાની વચ્ચે કરવત મૂકીને ચીરીને બે ટુકડા કરી દેવામાં આવતા, પરંતુ આ મુસીબત પણ તેમને દીનથી ફેરવી શકી નહીં. આ વાત (ઇસ્લામ) તો સંપૂર્ણ થઇને રહેશે. અહીં સુધી કે, (એકલો) સવાર સનઆથી નીકળીને હઝરમોત સુધી (નચિંત થઇને) ચાલ્યો જશે. તેને ખુદાના સિવાય બીજા કોઇનો ડર નહીં હોય. ઘેટા-બકરાંઓ માટે વરૂ સિવાય બીજા કોઇનો (ચોર-લુંટારાનો) ભય નહીં હોય.

(૭૫/૪૧૪૨) હઝરત અબ્દુલ્લાહ કહે છે : એક વાર રસૂલુલ્લાહ (સલ.)એ સૂરએ નજમ પઢી અને સજદો કર્યો. આપના બધા સાથીઓએ પણ સજદો કર્યો, ફકત એક માણસે કર્યો નહીં, બલ્કે એક મુઠ્ઠી કાંકરીઓ ઉંચકીને પેશાની સાથે લગાડી અને કહેવા લાગ્યો : મારા માટે આટલું જ બસ છે, પરંતુ પાછળથી મેં તેને જોયો કે, કુફ્રની હાલતમાં માર્યો ગયો.

(૭૬/૪૧૪૩) હઝરત અબ્દુલ્લાહ કહે છે : એક દિવસ રસૂલુલ્લાહ (સલ.) (કઅબામાં) સજદામાં પડેલા હતા. કેટલાક કુરૈશીઓ આપની આજુબાજુ હતા. એવામાં અબ્દુલ્લાહ ઇબ્ને અબૂ મુઐત ઊંટની હોજરી લાવ્યો અને મુબારક પીઠ પર નાખી દીધી. જેના ભારથી હુઝૂર માથું ઉઠાવી શકયા નહીં. એવામાં હઝરત ફાતિમા આવ્યાં. મુબારક પીઠ પરથી હોજરી હઠાવીને આવું કૃત્ય કરનાર માટે બદદુઆ કરી. હુઝૂરે કહ્યું : એય અલ્લાહ ! કુરૈશની ટુકડીને શિક્ષા કર. અબૂ જહલ ઇબ્ને હિશામને, ઉત્બા ઇબ્ને રબીઆને, શૈબા ઇબ્ને રબીઆને, ઉમય્યા ઇબ્ને ખલફને, ઉબય ઇબ્ને ખલફને અને શુઅબાને શિક્ષા કર. રાવી કહે છે : મેં તે બધા લોકોને જોયા કે, તેમને બદરની લડાઇના દિવસે કત્લ કરીને બદરના કુવામાં ફેંકી દેવામાં આવ્યા છે. ફકત ઉમય્યા અને ઉબય બાકી રહ્યા હતા. કારણ કે, એમના સાંધેસાંધા કપાઇ ગયા હતા. એટલે કુવામાં



નાખવામાં આવ્યા નહીં.

(૭૭/૪૧૪૪) હઝરત સઇદ ઇબ્ને ઝુબેર કહે છે : હઝરત અબ્દુર્રહમાન ઇબ્ને અબ્ઝાએ મને કહ્યું કે, જઇને હઝરત ઇબ્ને અબ્બાસને આ બંને આયતોની તફસીર પૂછો. ૧. **વ લાતકતુલૂ ન્નફસ લ્લતી હર્રમ લ્લાહુ.** ૨. **વ મંય્યકતુલ મુઅ્મિનન્ મુતઅમ્મિદન ફજઝાઉહુ જહન્નમુ.** મેં જઇને પૂછયું. ઇબ્ને અબ્બાસે કહ્યું કે, સૂરએ ફુરકાનવાળી આયત (પહેલી આયત) જ્યારે ઉતરી ત્યારે મક્કાવાળા મુશ્રિકોએ કહ્યું : અમે તો તે લોકોને કત્લ પણ કર્યાં જેમને કત્લ કરવું અલ્લાહ તઆલાએ હરામ કરી દીધું હતું. બીજા ખુદાને અલ્લાહનો ભાગીદાર પણ બનાવ્યો. જાહેરમાં બુરા કામો કર્યાં. તે વખતે અલ્લાહ તઆલાએ આયત **ઇલ્લા મન તાબ વ આમન.....** ઉતારી. એ પરથી જાણવા મળ્યું કે, પહેલી આયત તો મક્કાના મુશ્રિકો માટે ઉતરી છે. હા, સૂરએ નિસાવાળી આયતનો ભાવાર્થ એ છે કે, જે માણસે ઇસ્લામ અને ઇસ્લામના કાયદાઓ જાણી લીધા, પછી ખૂન કર્યું તો તેની સઝા જહન્નમ છે. સઇદ કહે છે : મેં મુજાહિદને આ વાત કરી. મુજાહિદે કહ્યું : **ઇલ્લા મન નદિમ** (ઉંવા આયતનો હુકમ સર્વમાન્ય નથી. જેમણે ખૂન કરીને તૌબા ન કરી તે લોકો જહન્નમમાં જશે અને હંમેશા રહેશે. જેમણે પ્રાયશ્ચિત્ત કરીને દિલથી તૌબા કરી લીધી તે આ હુકમમાંથી બાકાત છે.)

(૭૮/૪૧૪૫) ઉરવા ઇબ્ને ઝુબેર કહે છે : મેં હઝરત ઇબ્ને અમ્ર ઇબ્ને આસને કહ્યું કે, મને તે ભયંકર બીના જણાવો જે મુશ્રિકોએ રસૂલુલ્લાહ (સલ.) સાથે કરી હતી. ઇબ્ને અમ્રે કહ્યું : એક દિવસ રસૂલુલ્લાહ (સલ.) કઅબાના એક ખૂણામાં નમાઝ પઢી રહ્યા હતા, એવામાં અબ્દુલ્લાહ ઇબ્ને મુઐતે પોતાનું કપડું મુબારક ગરદનમાં નાખીને ખુબ જોરથી ખેંચ્યું. એવામાં હઝરત અબૂબક્ર પણ આવ્યા અને અબ્દુલ્લાહના બંને ખભા પકડીને અલગ કર્યા અને કહ્યું : શું તમે માત્ર એટલા માટે એક માણસને કત્લ કરો છો કે તે કહે છે કે, મારો પાલનહાર અલ્લાહ છે.

**હઝરત અબૂબક્ર સિદ્દીકના મુસલમાન થવાનું વર્ણન**

(૭૯/૪૧૪૬) હઝરત અમ્માર ઇબ્ને યાસિર (રદિ.) કહે છે : મેં રસૂલુલ્લાહ (સલ.)ને તે વખતે પણ જોયા હતા કે આપની સાથે પાંચ ગુલામો, બે સ્ત્રીઓ અને એક હઝરત અબૂબક્ર સિવાય બીજું કોઇ ન હતું.

**સઅદ ઇબ્ને અબી વક્કાસના ઇસ્લામ સ્વીકારવાનું વર્ણન**

(૮૦/૪૧૪૭) હઝરત સઅદ ઈબ્ને અબી વક્કાસ કહે છે : જે દિવસે હું મુસલમાન થયો હતો તે જ દિવસે બીજા લોકો મુસલમાન થયા હતા. (મારા પહેલાં કોઈ મુસલમાન થયું ન હતું) હું સાત દિવસ સુધી મુસલમાન બનતાં અટક્યો હતો. હું ઈસ્લામનો ત્રીજો ભાગ છું. (ઉવા ત્રીજો મુસલમાન છું.)

**આયત : 'કુલ ઊહિય ઇલય્ય અન્નહુ સ્તમઅ નફરૂ મ્મિનલ જિન્નિ'ની તફસીર અને જિન્નાતનું વર્ણન**

(૮૧/૪૧૪૮) હઝરત અબ્દુર્રહમાન કહે છે : મેં હઝરત મસ્રૂકને પૂછ્યું, જે રાત્રે જિન્નાતે કુર્આન સાંભળ્યું હતું તેની ખબર રસૂલુલ્લાહ (સલ.)ને કોણે આપી હતી ? હઝરત મસ્રૂકે કહ્યું : તમારા પિતા ઉવા અબ્દુલ્લાહ બયાન કરતા હતા કે, જિન્નાતની ખબર રસૂલુલ્લાહ (સલ.)ને એક ઝાડે આપી હતી.

(૮૨/૪૧૪૯) હઝરત અબૂ હુરૈરા કહે છે : હું હુઝૂર (સલ.)ના વુઝૂ અને હાજત માટે પાણીની છાગલ સાથે લઈ જતો હતો. એક દિવસે હું હુઝૂરની પાછળ પાછળ છાગલ લઈને જઈ રહ્યો હતો, એવામાં હુઝૂરે કહ્યું : કોણ છે ? મેં જવાબ આપ્યો : હું છું. હુઝૂરે કહ્યું : મારા ઈસ્તિન્જા માટે થોડાક પત્થર લઈ આવો, પરંતુ હાડકું અને ગોબર લાવશો નહીં. હું આપના માટે કપડાના પાલવમાં થોડાક પત્થર લઈ આવ્યો. આપની પાસે જઈને મૂકી દીધા અને પાછો ચાલ્યો આવ્યો. જ્યારે આપ કામથી પરવારી ગયા ત્યારે હું ગયો અને કહ્યું : હુઝૂરે હાડકા અને ગોબર (સૂકા છાણ)ની મનાઈ શા માટે ફરમાવી હતી ? આપે ફરમાવ્યું : એ બંને જિન્નાતની ખોરાક છે. મારી પાસે નસીબીનના જિન્નાતોનું પ્રતિનિધિમંડળ આવ્યું હતું. તેઓ ઘણા સારા જિન્નાત હતા. તેમણે મારી પાસે ખાવાની વસ્તુઓ માંગી. મેં તેમને માટે ખુદા પાસે દુઆ માંગી કે તેઓ જે હાડકા અને ગોબર પાસેથી પસાર થાય ત્યાં તેમના માટે ખાવાનો સામાન મૂકેલો મળે.

**હઝરત અબૂઝર (રદિ.)ના ઇસ્લામનું વર્ણન**

(૮૩/૪૧૫૦) હઝરત ઈબ્ને અબ્બાસ કહે છે કે, જ્યારે અબૂઝરને રસૂલુલ્લાહ (સલ.)ની નુબુવ્વતની ખબર મળી ત્યારે તેમણે ભાઈને કહ્યું કે, સવાર થઈને તે ખીણ (મક્કા) તરફ જાઓ અને મને તે માણસની ખબર લાવીને આપો, જેનો દાવો છે કે, હું નબી છું અને મારી પાસે આસ્માનથી ખબરો આવે છે. તેમની વાત જાતે સાંભળીને આવજે. અબૂ ઝરના ભાઈ નીકળ્યા. હુઝૂરની સેવામાં હાજર થઈને આપની વાતચીત સાંભળીને અબૂઝરને જઈને કહ્યું : મેં તેમને જોયા



કે, સદ્ગુણોનો હુકમ આપે છે અને તેમની વાત શેઅર નથી. અબૂઝરે કહ્યું : જે કંઈ હું ઈચ્છતો હતો તેની આનાથી તૃપ્તિ ન થઈ. છેવટે અબૂઝર પોતે ખાવાનો સામાન અને પાણીની મશક લઈને મક્કા આવ્યા અને મસ્જિદમાં જઈને રસૂલુલ્લાહ (સલ.)ની તપાસ કરી, પરંતુ પોતે હુઝૂરને ઓળખતા ન હતા અને કોઈને પૂછવાનું એમને ઠીક લાગતું ન હતું. ખેર, રાત્રે સૂતા હતા, એવામાં હઝરત અલીએ જોઈ લીધા અને સમજી ગયા કે કોઈ મુસાફિર છે. અબૂઝરે જ્યારે હઝરત અલીને જોયા ત્યારે તેમની પાછળ થઈ ગયા, પરંતુ રસ્તામાં કોઈએ એકબીજાને કંઈ પૂછ્યું નહીં. (રાત્રે અબૂઝર હઝરત અલીના મકાન પર રહ્યા.) સવાર થઈ ત્યારે ફરી અબૂઝર પોતાની મશક અને ભાથું લઈને મસ્જિદે ગયા. આખો દિવસ રસૂલુલ્લાહ (સલ.)ની કોઈ ખબર મળી નહીં. સાંજ પડી ત્યારે ફરી બિસ્તરા પર જઈને સૂઈ ગયા. હઝરત અલી ફરી ત્યાંથી પસાર થયા અને કહ્યું : શું આ માણસને હજુ સુધી પોતાનું ઠેકાણું મળ્યું નથી ? તે પછી હઝરત અલી અબૂઝરને ઉઠાડીને ફરી પોતાની સાથે લઈ ગયા, પરંતુ કોઈએ એકબીજાને કંઈ પૂછ્યું નહીં. જ્યારે ત્રીજો દિવસ થયો ત્યારે હઝરત અલી આદત પ્રમાણે ફરી આવ્યા અને અબૂઝરને ઉઠાડીને લઈ ગયા અને કહેવા લાગ્યા : શું તમે મને બતાવશો કે, તમારા અહીં આવવાનું કારણ શું છે ? અબૂઝરે કહ્યું : જો તમે મને એ વાતનું વચન આપો કે, તમે મને રસ્તો બતાવશો તો હું બતાવીશ. હઝરત અલીએ વચન આપ્યું. અબૂઝરે તેમને આવવાનું કારણ બતાવ્યું. હઝરત અલીએ કહ્યું : વાત સાચી છે. તે ખુદાના રસૂલ છે. જ્યારે હું સવારે જાઉં ત્યારે તમે મારી પાછળ પાછળ ચાલ્યા આવજો. જો હું તમારા માટે કોઈ ભયજનક સ્થિતિને જોઈશ તો અટકીને ઉભો થઈ જઈશ. જાણે પેશાબ કરવા માંગુ છું. નહીં તો નિયમ અનુસાર ચાલીશ. તમે મારી પાછળ પાછળ ચાલ્યા આવજો. જ્યાં હું દાખલ થાઉં ત્યાં તમે પણ દાખલ થજો. અબૂઝરે એ પ્રમાણે જ કર્યું. હઝરત અલીની પાછળ થઈ ગયા. અહીં સુધી કે, હઝરત અલી રસૂલુલ્લાહ (સલ.) પાસે પહોંચી ગયા. અબૂઝરે હુઝૂરની વાતચીત સાંભળી અને તે જ જગ્યાએ મુસલમાન થઈ ગયા. હુઝૂરે કહ્યું : હવે તમારી કોમ પાસે ચાલ્યા જાઓ અને તેમને ઈસ્લામની ખબર આપો. અહીં સુધી કે, તમને મારી ખબર મળે. અબૂઝરે કહ્યું : તે ખુદાની કસમ છે જેના કબજામાં મારો જાન છે, હું લોકો સામે જોરજોરથી એની જાહેરાત કરીશ. જેમકે અબૂઝર નીકળીને મસ્જિદમાં આવ્યા અને ઉંચા સાદે પોકાર પાડીને કહ્યું : **અશ્હદુ અલ્લાઇલાહ ઇલ્લ લ્લાહુ વ અશ્હદુ અન્ન મુહમ્મદ રૅસૂલુલ્લાહ** લોકો આ સાંભળીને ઉભા થઈ ગયા અને

હઝરત અબૂઝરને મારી મારીને ઝમીન પર સુવડાવી દીધા. એવામાં હઝરત અબ્બાસ પણ આવી ગયા અને હઝરત અબૂઝર પર ઝૂકીને (ઓળખીને) બોલ્યા : અરે, તમને ખબર નથી કે, આ માણસ ગિફાર કબીલાનો છે. ગિફાર કબીલો સીરિયા જતાં તમારા વેપારી માર્ગમાં છે. છેવટે હઝરત અબ્બાસે અબૂઝરને કાફિરો પાસેથી છોડાવ્યા. બીજા દિવસે ફરી અબૂઝરે પહેલા દિવસ જેવું કૃત્ય કર્યું અને કાફિરોએ તેમને માર્યા. બધા તેમના પર હુમલો કરવા લાગ્યા. હઝરત અબ્બાસે ઝુકી પડીને બચાવી લીધા.

## હઝરત સઇદ ઇબ્ને ઝેદના ઇસ્લામનું વર્ણન

(૮૪/૪૧૫૧) કૈસ કહે છે કે, સઇદ ઇબ્ને ઝેદે (હઝરત ઉમરના બનેવીએ) કુફાની મસ્જિદમાં કહ્યું : ખુદાની કસમ ! મારા મુસલમાન થવાના કારણે હઝરત ઉમર પોતાના ઇસ્લામ પહેલા મને બાંધનાર હતા. ઉસ્માન (રદિ.) સાથે તમે જે વર્તાવ કર્યો જો તેના કારણે ઉહદ પહાડ પોતાની જગ્યાએથી હઠી જાય તો તે શકય હતું.

## હઝરત ઉમર ઇબ્ને ખતાબના મુસલમાન થવાનું વર્ણન

(૮૫/૪૧૫૨) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદ કહે છે : જ્યારથી હઝરત ઉમર મુસલમાન થયા ત્યારથી અમે માનપૂર્વક રહ્યા.

(૮૬/૪૧૫૩) હઝરત ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, હઝરત ઉમર (રદિ.) પોતાના મકાનમાં ભયના માર્યા બેઠા હતા. એવામાં અબૂ અમ્ર આસ ઇબ્ને વાઇલ સહમી નકશીદાર ચાદર ઓઢીને અને રેશમી કિનારીનો કુરતો પહેરીને આવ્યો. આસ કબીલાવાળા અંધકાર યુગમાં અમારી સાથે કરારથી બંધાયેલા હતા. આસે હઝરત ઉમરને પૂછ્યું : કેમ, શું ખબર છે ? હઝરત ઉમરે કહ્યું : તમારી કૌમ કહે છે કે, અમે તને મારી નાખીશું. કારણ કે, તું મુસલમાન થઇ ગયો છે. આસે કહ્યું : તમારા તરફ કોઇ આવીને ભટકી શકતો નથી. જ્યારે આસે આવી વાત કહી ત્યારે અમે નચિંત થયા. આસ અમારી પાસેથી નીકળીને લોકોને મળ્યો. તે વખતે મક્કાની ખીણમાં લોકોની ભારે ભીડ જામી હતી. આસે પૂછ્યું; શું ઇરાદો છે ? લોકોએ કહ્યું : અમે ઇબ્ને ખત્તાબનું ખૂન કરવાનો ઇરાદો રાખીએ છીએ, જે ધર્મહીન થઇ ગયો છે. આસે કહ્યું : તે બાજુ કોઇ જઇ શકતો નથી. લોકો આ સાંભળીને પાછા ફર્યા.

(૮૭/૪૧૫૪) હઝરત ઇબ્ને ઉમર કહે છે કે, જ્યારે હઝરત ઉમર મુસલમાન થઇ ગયા ત્યારે લોકો તેમના મકાન પાસે ભેગા થઇને કહેવા લાગ્યા : ઉમર અધર્મી બની ગયો. હું તે સમયે છોકરો હતો. મારા ઘરની છત પર ચઢીને મેં જોયું કે, એક માણસ ઝભ્ભો પહેરીને આવ્યો અને કહેવા લાગ્યો : જો ઉમર દીનથી ફરી ગયા તો શું વાંધો છે ? મેં એને આશ્રય આપ્યો છે. લોકો આ સાંભળતા જ વિખેરાઇ ગયા. મેં પૂછ્યું, એ કોણ છે ? લોકોએ કહ્યું : આસ ઇબ્ને વાઇલ.



(૮૮/૪૧૫૫) હઝરત ઇબ્ને ઉમર કહે છે : જ્યારે પણ હઝરત ઉમરે કોઇ બાબત વિષે કહ્યું કે, એ અંગે મારો ખ્યાલ આ પ્રમાણે છે તો હંમેશા તેવું જ થતું હતું. એક વાર હઝરત ઉમર બેઠા હતા, એવામાં એક ખૂબસુરત માણસ ત્યાંથી પસાર થયો. હઝરત ઉમરે કહ્યું : એ કયાં તો પોતાના અંધકાર યુગના ધર્મ પર છે અથવા (જો મુસલમાન છે તો) કાફિરોનો ભવિષ્યવેત્તા રહી ચુકયો છે. જો બંને વાતોમાંથી એક પણ નથી તો પછી મારો ખ્યાલ ખોટો છે. એને મારી પાસે બોલાવો. તેને બોલાવવામાં આવ્યો. હઝરત ઉમરે તેને ભુતકાળનો પ્રશ્ન કર્યો. તેણે કહ્યું : મુસલમાન વિષે મેં કદી આવી વાત જોઇ નથી જેવી આજે જોઇ. (કિંવા હવે અંધકાર યુગ અને કુફ્રની વાતો સાથે શું નિસ્બત ?) હઝરત ઉમરે કહ્યું : હું તમને કસમ આપું છું, હકીકત તો બતાવો. તે માણસ કહેવા લાગ્યો : હું અંધકાર યુગમાં ભવિષ્યવેત્તા હતો. હઝરત ઉમરે કહ્યું : અચ્છા, તમારા જિન્નાતે તમને જે સૌથી વધુ આશ્ચર્યજનક વાત કહી હોય તે વર્ણવો. તે કહેવા લાગ્યો : એક દિવસ હું બજારમાં હતો કે, જિન્નાત ગભરાયેલી હાલતમાં આવ્યો અને કહેવા લાગ્યો : તે જિન્નાતની હતાશા અને ગભરાટ આસ્માન પરથી પાછા ફરવા અને ઊંટણીઓના કાઠડાઓ સાથે ભળી જવા પછી જોઇ નથી. હઝરત ઉમરે કહ્યું : તેણે સાચું કહ્યું : કારણ કે, હું એક દિવસ કાફિરોની દેવીઓ પાસે સૂઇ રહ્યો હતો, એવામાં એક માણસ વાછરડો લઇને આવ્યો અને દેવીઓ સામે ઝબ્હ કર્યો. વાછરડામાંથી કોઇ માણસે એવો બરાડો પાડીને કહ્યું કે, મેં એનાથી ભારે બરાડો કદી સાંભળ્યો નથી. કહેનારાએ કહ્યું હતું : એય ખુલ્લી દુશ્મની રાખનાર ! એક કામ હેતુ બર લાવનારૂં છે. તે એ કે, એક સીધો સરળ માણસ છે. જે કહે છે કે, ખુદાના સિવાય કોઇ ઇબાદતના લાયક નથી. આ સાંભળીને કોમ ઉભી થઇ ગઇ. મેં કહ્યું : હું એની ખબર કાઢીને આવું છું. તેણે ફરી અવાજ દીધો. હે ખુલ્લી દુશ્મની રાખનાર ! એક હેતુ બર લાવનારૂં કામ છે. તે એ છે કે, એક સીધો સાદો માણસ છે જે કહે છે કે, અલ્લાહના સિવાય કોઇ ઇબાદતના લાયક નથી. હું આ સાંભળીને ઉભો થયો. થોડીક મુદત પસાર થઇ હતી કે, કહેવામાં આવ્યું : આ નબી છે.

(૮૯/૪૧૫૬) કૈસ કહે છે કે, સઈદ ઈબ્ને ઝૈદ (હઝરત ઉમરના બનેવી) કહી રહ્યા હતા કે, ઉમરના ઈસ્લામ લાવતા પહેલાં હું જોઈ રહ્યો હતો કે, ઉમર મને અને પોતાની બહેનને મુસલમાન થવાના કારણે બાંધનાર છે. ઉસ્માન સાથે તમે જે વર્તાવ કર્યો છે તેના કારણે ઉહદ પહાડ જો પોતાની જગ્યાએથી હટી જાય તો યોગ્ય છે.

## ચાંદ ફાટવાનો મુઅજિઝો

(૯૦/૪૧૫૭) હઝરત અનસ (રદિ.) કહે છે કે, મક્કાવાળાઓએ હુઝૂરને વિનંતી કરી કે, અમને કોઈ મુઅજિઝો બતાવો. હુઝૂરે તેમને ચાંદના બે ટુકડા કરીને બતાવ્યા. અહીં સુધી કે, લોકોએ હિરા પહાડને ચાંદના બે ટુકડા વચ્ચે જોયો.

(૯૧/૪૧૫૮) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ કહે છે : અમે રસૂલુલ્લાહ (સલ.) સાથે મિનામાં હતા, એવામાં ચાંદ ફાટયો. હુઝૂરે કહ્યું : લોકો, ગવાહ રહેજો. પછી ચાંદનો એક ટુકડો પહાડ તરફ ચાલ્યો ગયો. હઝરત અબ્દુલ્લાહની એક રિવાયતમાં છે કે, જ્યારે હુઝૂર (સલ.) મક્કામાં હતા ત્યારે ચાંદ ફાટયો હતો.

(૯૨/૪૧૫૯) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)ના સમયમાં ચાંદ ફાટયો હતો.

(૯૩/૪૧૬૦) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ કહે છે કે, ચાંદ ફાટી ગયો.

## હબસા (ઇથોપિયા)માં હિજરત કરવાનું બયાન

(૯૪/૪૧૬૧) હઝરત આઇશા કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું હતું : મને તમારી હિજરત કરવાની જગ્યા બતાવી દેવામાં આવી છે. જે બે પથરાળ ઝમીનોની વચ્ચે આવેલી છે. ત્યાં ખજુરીઓની વાડી છે. જે લોકોએ મદીના હિજરત કરી તેમણે તો કરી જ લીધી. હબસા (ઇથોપિયા) હિજરત કરીને જનારામાંથી પણ મોટા ભાગના મદીના પાછા ફર્યા.

(૯૫/૪૧૬૨) હઝરત મિસ્વર ઈબ્ને મખ્રમા અને અબ્દુર્રહમાન ઈબ્ને અસ્વદે હઝરત ઉબૈદુલ્લાહ ઈબ્ને અદીને કહ્યું : તમે તમારા મામા ઉસ્માન ઈબ્ને અફ્ફાનને તેમના ભાઈ વલીદ વિષે કેમ વાતચીત કરતા નથી ? લોકો વલીદ વિષે તો ઘણી ગુસપુસ કરે છે. ઉબૈદુલ્લાહ કહે છે : જ્યારે ઉસ્માન નમાઝ માટે નીકળ્યા ત્યારે હું પણ તેમની સામે જઈને ઉભો થઈ ગયો અને કહ્યું : મારે તમારૂં એક કામ છે. તે તમારી જ ભલાઈની વાત છે. હઝરત ઉસ્માને કહ્યું : (અત્યારે તો) હે માનવી ! હું તારાથી ખુદાની પનાહ માંગું છું. હું આ સાંભળીને પાછો ફર્યો. નમાઝમાંથી પરવારીને મિસ્વર અને



અબ્દુર્રહમાન પાસે બેસીને મારી અને હઝરત ઉસ્માનની વાતચીત કરી. મિસ્વરે કહ્યું : તમે તમારી ફરજ બજાવી. હું ત્યાં તે બંને પાસે બેઠો હતો, એવામાં હઝરત ઉસ્માનનો માણસ આવ્યો. બંને સજ્જનોએ કહ્યું : હવે અલ્લાહ તઆલા તમારી કસોટી કરવા માંગે છે. હું માણસની સાથે થઈ ગયો અને હઝરત ઉસ્માન પાસે હાજર થઈ ગયો. તેમણે કહ્યું : બતાવો, ભલાઈની શું વાત કરવા માંગતા હતા ? મેં ખુદાને હાજર માનીને કહ્યું કે, અલ્લાહ તઆલાએ જ્યારે રસૂલુલ્લાહ (સલ.)ને પયગમ્બર બનાવ્યા અને તેમના પર કુર્આન ઉતાર્યું ત્યારે તમે અલ્લાહ અને રસૂલના હુકમોનું પાલન કર્યું. તેમના પર ઈમાન લાવ્યા. તમે પહેલી બે હિજરતો પણ કરી. રસૂલુલ્લાહ (સલ.)ના સહવાસમાં પણ રહ્યા. હુઝૂર (સલ.)નો રોશન માર્ગ પણ જોયો છે. લોકો વલીદ વિષે ઘણી ગુસપુસ કરે છે. જેથી તમારા માટે ઝરૂરી છે કે, તેને (શરાબ પીવાની) શરઈ શિક્ષા આપો. હઝરત ઉસ્માને કહ્યું : ભત્રીજા, શું તું રસૂલુલ્લાહ (સલ.)નો સહવાસ પામ્યો છે ? મેં જવાબ આપ્યો : ના, પરંતુ જેવી રીતે કુંવારી છોકરીને પરદાની અંદર હુઝૂરના હુકમો પહોંચ્યા તેવી રીતે મને પણ હુઝૂરના શુધ્ધ હુકમોની ખબર પડી. હઝરત ઉસ્માને શહાદતનો કલિમો પઢીને કહ્યું કે અલ્લાહ તઆલાએ રસૂલુલ્લાહ (સલ.)ને સાચા પયગમ્બર બનાવ્યા. હુઝૂર (સલ.) પર કુર્આન ઉતાર્યું. મેં ખુદા અને રસૂલના હુકમોનો સ્વીકાર કર્યો. તેમના પર ઈમાન લાવ્યો. જેમ કે તમે કહ્યું : પહેલી બે હિજરતો પણ કરી. રસૂલુલ્લાહ (સલ.)ના સહવાસમાં પણ રહ્યો. આપની બૈઅત પણ કરી. ખુદાની કસમ ! ન મેં હુઝૂરની નાફરમાની કરી ન આપની સાથે બેધારી નીતિ અપનાવી. અહીં સુધી કે, અલ્લાહ તઆલાએ તેમને દુનિયામાંથી ઉઠાવી લીધા. હુઝૂર પછી અલ્લાહ તઆલાએ અબૂબક્રને ખલીફા બનાવ્યા. ખુદાની કસમ ! મેં અબૂબક્રની પણ નાફરમાની કરી નથી અને તેમની સાથે ખોટો વર્તાવ પણ કર્યો નથી. અબૂબક્ર પછી ઉમરને ખલીફા બનાવવામાં આવ્યા, પરંતુ ખુદાની કસમ ! મેં તેમની પણ નાફરમાની કરી નથી, અને તેમની સાથે મુનાફિકપણું કર્યું નથી. છેવટે મને ખલીફા બનાવવામાં આવ્યો, તો શું તમારા પર મારો એવો હક્ક નથી, જેવો તે લોકોનો મારા પર હતો ? મેં કહ્યું : છે. તેમણે કહ્યું : પછી આ કેવી વાતો છે જે મને તમારા વિષે મળી રહી છે. હા, વલીદ ઈબ્ને ઉક્બા વિષે તમે જે વાત કરી તે અંગે ઈન્શા અલ્લાહ અમે ટૂંક સમયમાં જ પગલાં લઈશું. ત્યાર પછી તેમણે હઝરત અલીને હુકમ આપ્યો કે, વલીદને કોરડા ફટકારે. હુકમ અનુસાર વલીદને

ચાળીસ કોરડા ફટકારવામાં આવ્યા.

(૯૬/૪૧૬૩) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, હઝરત ઉમ્મે હબીબા અને હઝરત ઉમ્મે સલમા (રદિ.)એ હુઝૂર (સલ.) સામે એક દેવળનો ઉલ્લેખ કર્યો, જે તેમણે હબસા (ઇથોપિયા)માં જોયું હતું. તેમાં તસ્વીરો હતી. તે લોકોમાં જ્યારે કોઇ નેક માણસ મરી જતો હતો ત્યારે તેની કબર પર એક મસ્જિદ બનાવતા હતા. એ લોકો કિયામતના દિવસે અલ્લાહ તઆલાની નઝરમાં સૌથી ખરાબ મખલૂક હશે.

(૯૭/૪૧૬૪) હઝરત ઉમ્મે ખાલિદ કહે છે કે, હું હબસાથી આવી ત્યારે હું નાની છોકરી હતી. હુઝૂરે મને એક નકશીદાર ચાદર પહેરાવી હતી. ચાદરના નકશીકામ પર હાથ ફેરવીને કહ્યું હતું : ખૂબ ખૂબ.

(૯૮/૪૧૬૫) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદ (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.) નમાઝ પઢતા હતા અને અમે આપને સલામ કરતા હતા. ત્યારે આપ નમાઝ પઢતાં પઢતાં જ જવાબ આપતા હતા, પરંતુ જ્યારે અમે નજ્જાશી પાસેથી પાછા ફર્યા અને આપને સલામ કરી ત્યારે આપે જવાબ આપ્યો નહિં. અમે કહ્યું : યા રસૂલલ્લાહ ! પહેલાં અમે આપને સલામ કરતા હતા ત્યારે આપ જવાબ આપતા હતા. (હવે આપ જવાબ આપતા નથી) આપે ફરમાવ્યું : નમાઝમાં ખુદ એક મોટું કામ છે. રાવી કહે છે : મેં ઇબ્રાહીમને પૂછયું, તમે આવા વખતે શું કરો છો ? ઇબ્રાહીમે જવાબ આપ્યો : હું મારા દિલમાં જવાબ આપી દઉં છું.

(૯૯/૪૧૬૬) હઝરત અબૂ મૂસા અશ્અરી કહે છે : અમે યમનમાં હતા, એવામાં અમને હુઝૂરના નબી હોવાની ખબર મળી. અમે હોડીમાં સવાર થઇને નીકળ્યા, પરંતુ હોડી અમને હબસામાં નજ્જાશી પાસે લઇ ગઇ. ત્યાં અમને હઝરત જઅફર ઇબ્ને અબૂ તાલિબ મળ્યા. તેમની સાથે અમે ત્યાં જ થોભ્યા. હુઝૂર (સલ.)ને તે સમયે આવીને મળ્યા જ્યારે આપ ખૈબર જીતી ચુકયા હતા. હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : એય હોડીવાળાઓ ! તમારા માટે બે હિજરતો છે. (કિંવા બે હિજરતોનો સવાબ છે)

## નજ્જાશીના અવસાનનું વર્ણન

(૧૦૦/૪૧૬૭) હઝરત જાબિર (રદિ.) કહે છે : જ્યારે નજ્જાશીનું અવસાન થયું ત્યારે તે જ દિવસે હુઝૂરે કહ્યું : આજે એક નેક માણસનું અવસાન થયું છે. તમે લોકો ઉઠીને તમારા ભાઇ અસ્હમાના જનાઝાની નમાઝ પઢો.

(૧૦૧/૪૧૬૮) હઝરત જાબિર (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ નજ્જાશીની નમાઝ પઢી હતી. અમે આપની પાછળ સફો બનાવી હતી. હું



બીજી અથવા ત્રીજી સફમાં હતો.

(૧૦૨/૪૧૬૯) હઝરત જાબિર કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ અસ્હમા નજ્જાશીના (ગાયબ) જનાઝાની નમાઝ પઢી હતી અને ચાર તકબીરો કહી હતી.

(૧૦૩/૪૧૭૦) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : જે દિવસે નજ્જાશીનું અવસાન થયું તે જ દિવસે રસૂલુલ્લાહ (સલ.)એ તેમના મરવાની ખબર લોકોને આપી અને કહ્યું : તમારા ભાઇ માટે મગફિરતની દુઆ કરો. હઝરત અબૂ હુરૈરાની એક રિવાયતમાં એટલું વધુ છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ નજ્જાશીના (ગાયબ) જનાઝાની નમાઝ જમાઅત સાથે પઢાવી હતી અને ચાર તકબીરો કહી હતી.

## રસૂલુલ્લાહ (સલ.)ને તકલીફો પહોંચાડવા માટે કાફિરોનું પરસ્પર કસમો ખાવું

(૧૦૪/૪૧૭૧) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂર (સલ.)એ જ્યારે હુનૈનની લડાઇનો નિશ્ચય કર્યો ત્યારે ફરમાવ્યું : ઇન્શાઅલ્લાહ કાલે આપણો પડાવ બની કિનાનાના તે ટેકરા પર હશે જ્યાં બેસીને લોકોએ કુફ્ર માટે કસમો ખાધી હતી.

## અબૂ તાલિબનો કિસ્સો

(૧૦૫/૪૧૭૨) હઝરત અબ્બાસ (રદિ.)એ મુબારક સેવામાં વિનંતી કરી : યા રસૂલલ્લાહ ! આપના કાકા આપનું રક્ષણ કરતા હતા અને આપના તરફથી દુશ્મનો પર ગુસ્સે થતા હતા. શું આપે તેમના ઉપરથી અઝાબનો ભાર કંઇક હલકો કર્યો ? આપે ફરમાવ્યું : અબૂ તાલિબ દોઝખની હલકી આગમાં છે. જો હું ન હોત તો તેઓ સૌથી નીચેની આગમાં હોત.

(૧૦૬/૪૧૭૩) હઝરત મુસય્યિબ કહે છે કે, જ્યારે અબૂ તાલિબના અવસાનનો સમય નજીક આવ્યો ત્યારે રસૂલુલ્લાહ (સલ.) તેમની પાસે ગયા. અબૂ તાલિબની પાસે તે વખતે અબૂ જહલ હાજર હતો. હુઝૂરે કહ્યું : કાકા, ફકત **લાઇલાહ ઇલ્લલ્લાહ** એક વાર કહી દો. જેથી ખુદા તઆલા સામે હું તમારી ગવાહી આપી શકું. અબૂ જહલ અને અબ્દુલ્લાહ ઇબ્ને અબૂ ઉમય્યા કહેવા લાગ્યા : અબૂ તાલિબ, શું તમે અબ્દુલ મુત્તલિબની પ્રણાલિકાથી ફરી જશો ? આ બંને માણસો અબૂ તાલિબને સતત આમ જ કહેતા રહ્યા. પરિણામ એ આવ્યું કે, અબૂ તાલિબે જે છેલ્લો શબ્દ કહ્યો તે એ જ હતો કે, હું અબ્દુલ મુત્તલિબના રીત-રિવાજ પર છું. હુઝૂરે કહ્યું : જ્યાં સુધી મને મનાઇ ફરમાવવામાં નહીં આવે ત્યાં સુધી હું તમારા માટે દુઆએ મગફિરત કરીશ. તે વખતે આ આયત ઉતરી : **માકાન લિન્નબિય્યિ વ લ્લઝીન**

**આમનૂ અંચ્યસ્તગફિરૂ લિલમુશ્રિકીન વ લવ કાનૂ ઊલિ કુર્બા મિમ બઅ્દિ મા તબય્યન લહુમ અન્નહુમ અસ્હાબુલ જહીમ.** કિંવા જ્યારે નબીને અને મુસલમાનોને ખબર પડી ગઇ કે મુશ્રિકો દોઝખી છે તો પછી તેમના માટે મગફિરતની દુઆ માંગવી જાઇઝ નથી. આ આયત પણ તે જ વખતે ઉતરી હતી : **ઇન્નક લાતહદી મન અહબબ્ત** કિંવા તમે દિલથી ઇચ્છો તો પણ કોઇને સીધા રસ્તા પર લાવવું તમારા અધિકારમાં નથી, બલ્કે ખુદા જેને ઇચ્છે છે તેને સીધો રસ્તો બતાવે છે.

(૧૦૭/૪૧૭૪) હઝરત અબૂ સઇદ ખુદરી (રદિ.) કહે છે : હુઝૂર (સલ.) સામે જ્યારે આપના કાકા (અબૂ તાલિબ)ની વાત નીકળી ત્યારે આપે ફરમાવ્યું કે, શક્ય છે કે, કિયામતના દિવસે મારી ભલામણ તેમને લાભ પહોંચાડે અને તેમને હલકી આગમાં રાખવામાં આવે. જે માત્ર તેમની ઘુટી સુધી હોય કે તેનાથી તેમનું દિમાગ જોશ મારી રહ્યું હોય.

**રાત્રે બયતુલ મુકદ્દસ જવાનો કિસ્સો. ખુદા તઆલા ફરમાવે છે : 'સુબ્હાનલ્લઝી અસ્રા બિઅબ્દિહિ લયલ મ્મિનલ મસ્જિદિલ હરામિ ઇલલ મસ્જિદિલ અકસ લ્લઝી બારકના હવ્લહુ' તે ખુદા પાક છે જે પોતાના બંદાને રાતોરાત મસ્જિદે હરામ (કઅબા)થી મસ્જિદે અકસા (બયતુલ મુકદ્દસ) સુધી લઇ ગયો.**

(૧૦૮/૪૧૭૫) હઝરત જાબિર ઇબ્ને અબ્દુલ્લાહ કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જ્યારે કુરેશે મને જુઠલાવ્યો ત્યારે હું 'હિજર'માં ઉભો થઇ ગયો. ખુદા તઆલાએ બયતુલ મુકદ્દસ મારી સામે દેખાતું કરી દીધું. હું તેને જોતો જતો હતો અને કુરેશને તેની નિશાનીઓ બતાવતો જતો હતો.

## મેઅરાજનું વર્ણન

(૧૦૯/૪૧૭૬) હઝરત માલિક ઇબ્ને સઅ્સઆ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ 'ઇસ્રા'ની રાત્રિનો કિસ્સો વર્ણન કરતી વખતે કહ્યું કે, હું એક રાત્રે હતીમમાં સૂતો હતો. એક માણસ આવ્યો. તેણે અહીંથી અહીં સુધી (છાતીથી ડુંટી સુધી) ચીરીને મારૂં દિલ કાઢ્યું. પછી ઇમાનથી ભરેલું સોનાનું એક પ્યાલું લાવવામાં આવ્યું. તેમાં મારૂં દિલ ધોઇને બીજી વાર છાતીમાં મૂકીને બંધ કરી દેવામાં આવ્યું. ત્યાર પછી એક જાનવર લાવવામાં આવ્યું, જે ખચ્ચરથી નાનું અને ગધેડાથી મોટું હતું. સફેદ રંગનું હતું. જારૂદ કહે છે : તે બુરાક હતું. અનસ (રદિ.) કહે છે કે, જ્યાં સુધી નજર પહોંચી શકે છે ત્યાં સુધીનો તેનો એક કદમ હતો.



હુઝૂરે કહ્યું : પછી મને તેના પર સવાર કરવામાં આવ્યો અને જિબ્રઇલ મને લઇને નીકળ્યા. પહેલા આસ્માન પાસે પહોંચ્યા ત્યારે જિબ્રઇલે ખોલવા માટે જણાવ્યું. પૂછવામાં આવ્યું કે, કોણ છે ? જિબ્રઇલે કહ્યું : જિબ્રઇલ. પૂછવામાં આવ્યું કે, તમારી સાથે બીજું કોણ છે ? જિબ્રઇલે કહ્યું : મુહમ્મદ. અવાજ આવ્યો : શું તમને એમને લેવા માટે મોકલવામાં આવ્યા હતા ? જિબ્રઇલે કહ્યું : હા. અવાજ આવ્યો : ભલે પધારો. ઘણા સારા આવનારા આવ્યા. દરવાજો ખોલવામાં આવ્યો. જ્યારે હું ઉપર પહોંચ્યો ત્યારે ત્યાં હઝરત આદમ (અલ.) દેખાયા. જિબ્રઇલ (અલ.)એ કહ્યું : આ તમારા પિતા આદમ (અલ.) છે. એમને સલામ કરો. મેં તેમને સલામ કરી. તેમણે સલામનો જવાબ આપીને કહ્યું : સારા બેટા અને સારા નબી, ભલે પધારો. ત્યાર પછી જિબ્રઇલ ચઢીને બીજા આસ્માન પાસે ગયા અને દરવાજો ખોલવા જણાવ્યું. પૂછવામાં આવ્યું, કોણ છે ? જવાબ મળ્યો : જિબ્રઇલ. પૂછવામાં આવ્યું, બીજું કોણ છે ? જિબ્રઇલે કહ્યું : મુહમ્મદ. પૂછવામાં આવ્યું, શું તમને તેમને લેવા માટે મોકલવામાં આવ્યા હતા ? જિબ્રઇલે કહ્યું : હા. અવાજ આવ્યો : ભલે પધારો. ઘણા સારા આવનારા આવ્યા. દરવાજો ખુલ્યો. હું ઉપર ગયો. ત્યાં હઝરત ઇસા અને હઝરત યહયા (અલ.)ને જોયા. ઇસા અને યહયા (અલ.) પરસ્પર મસીયાઇ ભાઇ હતા. જિબ્રઇલે કહ્યું : આ ઇસા અને યહયા છે. એમને સલામ કરો. મેં સલામ કરી. બંનેએ સલામનો જવાબ આપીને કહ્યું : સારા ભાઇ અને સારા નબી, ભલે પધારો. ત્યાર પછી જિબ્રઇલ મને ત્રીજા આસ્માન સુધી ચઢાવીને લઇ ગયા અને દરવાજો ખોલવા જણાવ્યું. પૂછવામાં આવ્યું કે, કોણ છે ? જવાબ મળ્યો : જિબ્રઇલ. પૂછવામાં આવ્યું : તમારી સાથે બીજું કોણ છે ? કહ્યું : મુહમ્મદ. પૂછવામાં આવ્યું : શું તમને એમને લેવા માટે મોકલવામાં આવ્યા હતા ? જિબ્રઇલે કહ્યું : હા. અવાજ આવ્યો : ભલે પધારો, ઘણા સારા આવનારા આવ્યા. દરવાજો ખુલ્યો. હું ઉપર ગયો. ત્યાં હઝરત યૂસુફ (અલ.)ને જોયા. જિબ્રઇલે કહ્યું : આ યૂસુફ છે, એમને સલામ કરો. મેં સલામ કરી. તેમણે સલામનો જવાબ આપીને કહ્યું : સારા ભાઇ અને સારા નબી, ભલે પધારો. ત્યાર પછી જિબ્રઇલ મને ચોથા આસ્માન સુધી ચઢાવીને લઇ ગયા. તેમણે દરવાજો ખોલવા જણાવ્યું. પૂછવામાં આવ્યું કે, કોણ છે ? જવાબ મળ્યો : જિબ્રઇલ. પૂછવામાં આવ્યું, તમારી સાથે બીજું કોણ છે ? જિબ્રઇલે કહ્યું : મુહમ્મદ. પૂછવામાં આવ્યું : શું તમને તેમને લેવા માટે મોકલવામાં આવ્યા હતા ? જિબ્રઇલે કહ્યું : હા. અવાજ આવ્યો : ભલે પધારો,

ઘણા સારા આવનારા આવ્યા. દરવાજો ખુલ્યો. હું ઉપર ગયો. ત્યાં હઝરત ઇદરીસ (અલ.)ને જોયા. જિબ્રઇલે કહ્યું : આ ઇદરીસ છે. એમને સલામ કરો. મેં સલામ કરી. તેમણે સલામનો જવાબ આપીને કહ્યું : સારા નબી અને સારા ભાઇ, ભલે પધારો. પછી જિબ્રઇલ મને પાંચમા આસ્માન સુધી ચઢાવીને લઇ ગયા. તેમણે દરવાજો ખોલવા જણાવ્યું. પૂછવામાં આવ્યું, કોણ છે ? જવાબ મળ્યો : જિબ્રઇલ. પૂછવામાં આવ્યું, તમારી સાથે બીજું કોણ છે ? જિબ્રઇલે કહ્યું : મુહમ્મદ. પૂછવામાં આવ્યું, શું તમને તેમને લેવા માટે મોકલવામાં આવ્યા હતા ? જિબ્રઇલે કહ્યું : હા. અવાજ આવ્યો : ભલે પધારો, સારા આવનારા આવ્યા. દરવાજો ખુલ્યો. હું ઉપર ગયો. ત્યાં હઝરત હારૂન (અલ.)ને જોયા. જિબ્રઇલે કહ્યું : આ હારૂન (અલ.) છે. એમને સલામ કરો. મેં સલામ કરી. તેમણે સલામનો જવાબ આપીને કહ્યું : સારા નબી અને સારા ભાઇ, ભલે પધારો. પછી જિબ્રઇલે મને છઠ્ઠા આસ્માન સુધી ચઢાવીને લઇ ગયા અને દરવાજો ખોલવા જણાવ્યું. અવાજ આવ્યો, કોણ છે ? જવાબ મળ્યો : જિબ્રઇલ. પૂછવામાં આવ્યું, તમારી સાથે બીજું કોણ છે ? જિબ્રઇલે કહ્યું : મુહમ્મદ. પૂછવામાં આવ્યું : તમને એમને લેવા માટે મોકલવામાં આવ્યા હતા ? જિબ્રઇલે કહ્યું : હા. અવાજ આવ્યો : ભલે પધારો, ઘણા સારા આવનારા આવ્યા. હું ઉપર ગયો. ત્યાં હઝરત મૂસા (અલ.)ને જોયા. જિબ્રઇલે કહ્યું : આ મૂસા (અલ.) છે, તેમને સલામ કરો. મેં સલામ કરી. તેમણે સલામનો જવાબ આપીને કહ્યું : સારા ભાઇ અને સારા નબી, ભલે પધારો. ત્યાંથી જ્યારે હું આગળ વધ્યો ત્યારે મૂસા (અલ.) રડવા લાગ્યા. પૂછવામાં આવ્યું, તમે કેમ રડો છો ? મૂસા (અલ.)એ કહ્યું : એટલા માટે રડું છું કે, એક યુવાન છોકરો જેને મારા પછી નબી બનાવીને મોકલવામાં આવ્યો તેની ઉમ્મતના માણસો મારી ઉમ્મત કરતાં વધારે જન્નતમાં દાખલ થશે. પછી જિબ્રઇલ મને સાતમા આસ્માન સુધી ચઢાવીને લઇ ગયા અને દરવાજો ખોલવા જણાવ્યું. પૂછવામાં આવ્યું, કોણ છે ? જવાબ મળ્યો : જિબ્રઇલ. પૂછવામાં આવ્યું, તમારી સાથે બીજું કોણ છે ? જિબ્રઇલે કહ્યું : મુહમ્મદ. પૂછવામાં આવ્યું, તમને તેમને લેવા માટે મોકલવામાં આવ્યા હતા ? જિબ્રઇલે કહ્યું : હા. અવાજ આવ્યો : ભલે પધારો, ઘણા સારા આવનારા આવ્યા. જ્યારે હું ઉપર ગયો ત્યારે હઝરત ઇબ્રાહીમ (અલ.)ને ત્યાં જોયા. જિબ્રઇલે કહ્યું : આ તમારા પિતા ઇબ્રાહીમ છે. એમને સલામ કરો. મેં સલામ કરી. તેમણે સલામનો જવાબ આપીને કહ્યું : સારા બેટા અને સારા નબી, ભલે પધારો. ત્યાર પછી મને





'સિદરતુલ મુન્તહા' સુધી લઇ જવામાં આવ્યો. મેં જોયું કે, તે ઝાડના બોર એવા હતાં જેમકે હજરના માટલાં, અને પાંદડાં એવા હતાં જેમકે હાથીના કાન. જિબ્રઇલે કહ્યું : આ સિદરતુલ મુન્તહા છે. મેં ત્યાંથી ચાર નહેરો નીકળતી જોઇ. બે ખુલ્લી અને બે ગુપ્ત. મેં પૂછયું : જિબ્રઇલ, આ શું છે ? તેમણે કહ્યું : ગુપ્ત નહેરો તો જન્નતમાં છે અને ખુલ્લી નહેરો નાઇલ અને ફુરાત છે. ત્યાર પછી મને 'બયતુલ મઅમૂર' બતાવવામાં આવ્યું. પછી એક વાસણમાં શરાબ, એકમાં દૂધ અને એકમાં મધ મારી સામે લાવવામાં આવ્યું. મેં દૂધ લઇ લીધું. જિબ્રઇલે કહ્યું : આ દૂધ દીને ફીતરત (ઇસ્લામ) પર છે. એ જ દીન પર આપ અને આપની ઉમ્મતવાળા છે. ત્યાર પછી મારા પર દરરોજ પચાસ નમાઝો ફર્ઝ કરવામાં આવી. જ્યારે હું ત્યાંથી પાછો ફર્યો ત્યારે હઝરત મૂસા (અલ.) તરફથી પસાર થયો. મૂસા (અલ.)એ પૂછયું, આપને શું હુકમ થયો ? મેં જવાબ આપ્યો કે, દરરોજ પચાસ નમાઝોનો. મૂસા (અલ.)એ કહ્યું : આપની ઉમ્મત દરરોજ પચાસ નમાઝો નહીં પઢી શકે. ખુદાની કસમ ! મને લોકોનો અનુભવ થઇ ચુકયો છે. બની ઇસ્રાઇલને હું સારી રીતે અજમાવી ચુકયો છું. આપ ખુદા તઆલા પાસે પાછા જાઓ અને તમારી ઉમ્મત માટે ઘટાડવાની વિનંતી કરો. હું પાછો ગયો ત્યારે અલ્લાહ તઆલાએ દસ નમાઝો ઓછી કરી દીધી, પરંતુ હઝરત મૂસા (અલ.) પાસે હું આવ્યો ત્યારે તેમણે ફરી તે જ વાત કરી. હું બીજી વાર પાછો ગયો. ખુદા તઆલાએ બીજી દસ નમાઝો ઓછી કરી દીધી. હું મૂસા (અલ.) પાસે આવ્યો. તેમણે ફરી તે જ વાતચીત કરી. હું ફરી પાછો ગયો. ખુદા તઆલાએ બીજી દસ નમાઝો ઓછી કરી દીધી. હું મૂસા (અલ.) પાસે ગયો. તેમણે ફરીથી તે જ વાતચીત કરી. હું પાછો ગયો. દરરોજ દસ નમાઝોનો મને હુકમ આપવામાં આવ્યો. હું મૂસા (અલ.) પાસે આવ્યો. તેમણે તે જ વાતચીત કરી. હું પાછો ગયો. છેવટે પાંચ નમાઝોનો હુકમ થયો. હું મૂસા (અલ.) પાસે આવ્યો. મૂસા (અલ.)એ પૂછયું, હવે આપને શું હુકમ થયો ? મેં કહ્યું : પાંચ નમાઝોનો. મૂસા (અલ.)એ કહ્યું : આપની ઉમ્મત દરરોજ પાંચ નમાઝો પઢવાની પણ શક્તિ ધરાવતી નથી. મને લોકોનો અનુભવ થયો છે. બની ઇસ્રાઇલ સાથે ખૂબ કામ પડયું છે. આપ ખુદા તઆલા પાસે પાછા જાઓ અને તેને તમારી ઉમ્મત માટે ઓછી કરવાની વિનંતી કરો. મેં જવાબ આપ્યો કે, અલ્લાહ તઆલાને હું ઘણી વિનંતીઓ કરી ચૂકયો. હવે મને શરમ આવે છે. હું (અલ્લાહના હુકમથી) રાજી અને એને માનું છું. જ્યારે હું મૂસા (અલ.) પાસેથી આગળ વધ્યો ત્યારે અવાજ આવ્યો : મેં

મારી ફર્ઝ બજાવી અને મારા બંદાઓ માટે મેં ઓછી કરી.

(૧૧૦/૪૧૭૭) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, આયત **વમા જઅલ્ન ર્રુઅ્ય લ્લતી અરય્નાકહા ઇલ્લા ફિતનત લ્લિન્નાસિ** માં 'રૂઅ્યા'માંથી આંખોનું સ્વપ્ન મુરાદ છે ઉંવા આંખે જોયેલું સ્વપ્ન મુરાદ છે, જે રસૂલુલ્લાહ (સલ.)ને રાત્રે બતાવવામાં આવ્યું હતું જે રાત્રે હુઝૂર (સલ.)ને બયતુલ મુકદસ મોકલવામાં આવ્યા હતા. **અશ્શજરતલ મલઊનત ફીલ કુર્આન** થી 'ઝક્કુમ'નું ઝાડ મુરાદ છે.

## અનસારના પ્રતિનિધિઓનું રસૂલુલ્લાહ (સલ.)ની સેવામાં મક્કામાં હાજર થવાનું વર્ણન અને બૈઅતે અકબાનો ઉલ્લેખ

(૧૧૧/૪૧૭૮) હઝરત કઅબ કહે છે : બૈઅતે અકબાની રાત્રે હું હુઝૂર (સલ.)ની સેવામાં હાજર હતો. જ્યારે કે અમે બધા મળીને ઇસ્લામ માટે વચનબદ્ધ થયા હતા. હું આ બૈઅત સમાન બદરની લડાઇમાં શામિલ થવાને પણ ગણતો નથી, જો કે બદરનો બનાવ લોકોમાં એનાથી ઘણો વધારે મશહૂર છે.

(૧૧૨/૪૧૭૯) હઝરત જાબિર (રદિ.) કહે છે કે, અકબાની રાત્રે મારા બંને મામાઓ મને લઇને હાજર થયા હતા.

(૧૧૩/૪૧૮૦) હઝરત જાબિર (રદિ.) કહે છે : હું, મારા પિતા અને મારા મામા બધા બૈઅતે અકબા કરનારા છીએ.

(૧૧૪/૪૧૮૧) હઝરત ઉબાદા ઇબ્ને સામિત કહે છે : હુઝૂર (સલ.)ની આજુબાજુ સહાબાની જમાઅત હાજર હતી. આપ ફરમાવી રહ્યા હતા : આવો અને એવી શરતે મારી બૈઅત કરો કે, અલ્લાહની સાથે કોઇને ભાગીદાર નહીં બનાવો. ચોરી નહીં કરો. વ્યભિચાર નહીં કરો. પોતાની ઔલાદને મારી નહીં નાખો. ખુલ્લમ ખુલ્લો કોઇના ઉપર આક્ષેપ મૂકશો નહીં. ભલાઇના કામમાં મારી નાફરમાની નહીં કરો. તમારામાંથી જે માણસ આ વાતો પૂરી કરશે તેનો સવાબ અલ્લાહના ઝિમ્મે છે અને જે માણસ આમાંથી કોઇ કામ કરી બેસશે, પછી દુનિયામાં જ તેને શિક્ષા મળશે તો તેના માટે કફ્ફારો થઇ જશે અને જો કોઇ કામ (એમાંનું) કર્યું અને અલ્લાહ તઆલાએ તેની એબ છુપાવી તો હવે તેનો મામલો અલ્લાહના હવાલે છે. તેને જોઇએ તો અઝાબ આપે અને જોઇએ તો માફ કરે. હઝરત ઉબાદા કહે છે : મેં આ શરતો પર હુઝૂરની બૈઅત કરી હતી.

(૧૧૫/૪૧૮૨) હઝરત ઉબાદા ઇબ્ને સામિત કહે છે : હું તે પ્રતિનિધિઓમાંથી



છું જેમણે રસૂલુલ્લાહ (સલ.)ની બૈઅત કરી હતી. આ શરતોએ હુઝૂરની બૈઅત કરી હતી કે, ખુદાની સાથે કોઇને ભાગીદાર નહીં બનાવીએ. વ્યભિચાર નહીં કરીએ. ચોરી નહીં કરીએ. કોઇને નાહક કત્લ નહીં કરીએ. લૂંટમાર નહીં કરીએ અને નાફરમાની નહીં કરીએ. આ બૈઅત અમે જન્નતના બદલામાં કરીએ છીએ. જો હવે અમે આ કામોમાંથી કોઇ કામ કરીએ તો તેનો ચુકાદો અલ્લાહના હવાલે છે.

## રસૂલુલ્લાહ (સલ.)નું મદીનામાં આગમન અને હઝરત આઇશા સાથે નિકાહ અને એકાંતવાસ કરવો

(૧૧૬/૪૧૮૩) હઝરત આઇશા (રદિ.) કહે છે : મારી છ વરસની ઉંમર હતી ત્યારે રસૂલુલ્લાહ (સલ.)એ મારી સાથે નિકાહ કર્યા. જ્યારે અમે મદીના ગયા ત્યારે બની હારિસના મહોલ્લામાં ઉતર્યાં. ત્યાં જઇને મને તાવ આવ્યો. માથાના વાળ ખરી ગયા. પછી જ્યારે તાવ મટી ગયો ત્યારે એટલા વાળ ઉગ્યા કે, હવે ખભાઓ પર પડયા છે. એક દિવસ મારી માં ઉમ્મે રૂમાન મારી પાસે આવ્યાં. તે વખતે હું એક ઝુલામાં બેઠી હતી. સખીઓ મારી પાસે હતી. માંએ મને અવાજ દીધો. હું તેમની પાસે ગઇ, પરંતુ કંઇ ખબર ન હતી કે તેમનો શું ઇરાદો છે. તેમણે મારો હાથ પકડીને ઘરના દરવાજા પાસે લાવીને ઉભી કરી દીધી. હું હાંફતી હતી. જ્યારે થોડી વારે રાહત થઇ અને શ્વાસ થંભ્યો ત્યારે માંએ પાણી લઇને મારૂં મોં અને માથું મસળીને ધોવડાવ્યું અને ઘરમાં દાખલ કરી દીધી. ત્યાં થોડીક અનસારી ઓરતો બેઠી હતી. દરેકે કહ્યું : સારૂં થાય, મુબારક થાય, નેક શુકન થાય. માં મને તેમના હવાલે કરીને ચાલ્યાં ગયાં. તેમણે મને સારી રીતે શણગારી. ચાશ્તના સમયે રસૂલુલ્લાહ (સલ.) આવ્યા. જેનાથી મને ભય લાગ્યો, પરંતુ ઓરતોએ મને હુઝૂરના હવાલે કરી દીધી. તે વખતે મારી ઉંમર નવ વરસની હતી.

(૧૧૬/૪૧૮૩) હુઝૂરે પુરનુર (સલ.)ની પાક બીબીઓ પૈકી ૯ અને ૧૧ નો મતભેદ છે. હઝરત સવદા તથા હઝરત મારીયહને બાદ કરતાં ૯ રહી જાય છે. જેમાંથી ૧૦ બીબીઓ બેવા તથા તલાક શુદહ હતાં. ફક્ત હઝરત આયશા (રદિ.) કુંવારાં અને ગેર શાદી શુદહ હતાં. જેમની ઉંમર હદીસ આદેશ મુજબ નિકાહ વખતે ૬ વર્ષની અને રૂખસતી વખતે ૯ વર્ષની હતી. જેનાથી એ અર્થઘટન ન કરવું કે આપે (સલ.) પોતાની પુત્રી સમાન ઓરત સાથે શાદી કરી. જેમ કે અમુક બેદીન લોકોનું સમજવું છે, જે ગલત છે. કેમ કે ઇસ્લામમાં છોકરી ૯ વર્ષે પણ બાલીગ થઇ શકે છે. જ્યારે કે શુદ્ધ ખોરાક તથા આબોહવા સારી હોય, અને બેશક અરબસ્તાનની આબોહવા તથા ખોરાક સારામાં સારો કહેવાય. વળી ઓરતોમાં દીન ફેલાવવા માટે આપ (સલ.)ને આવાં હોશિયાર ઓરતની પણ જરૂર હતી. [ફક્ત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.]

(૧૧૭/૪૧૮૪) હઝરત આઇશા (રદિ.) કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ મને કહ્યું કે, મને સ્વપ્નમાં બે વાર તારી શિકલ બતાવવામાં આવી. મને ખયાલ આવે છે કે, તે વખતે તેં રેશમી કપડાં પહેર્યાં હતાં અને (ફરિશ્તો) કહી રહ્યો હતો કે, આ તમારી પત્ની છે. જોઇ લો. મેં જોયું તો તારી શિકલ દેખાઇ. મેં કહ્યું કે, જો આ સ્વપ્ન અલ્લાહ તઆલા તરફથી હશે તો તે તેને પૂરૂં કરશે.

(૧૧૮/૪૧૮૫) હઝરત ઉરવા કહે છે કે, હિજરતના ત્રણ વરસ પહેલાં હઝરત ખદીજા (રદિ.)ની વફાત થઇ હતી. લગભગ બે વરસ (હઝરત આઇશા સાથે નિકાહ કરતાં પહેલાં) હુઝૂરે મદીનામાં વસવાટ કર્યો. પછી હઝરત આઇશા (રદિ.) સાથે નિકાહ કર્યા. તે વખતે હઝરત આઇશાની ઉમર ૬ વરસની હતી અને એકાંતવાસ વખતે તેમની ઉમર નવ વરસની હતી.

## રસૂલુલ્લાહ (સલ.) અને સહાબાનું વતન છોડીને મદીના જવું

(૧૧૯/૪૧૮૬) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઝેદ અને અબૂ હુરૈરા (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જો હિજરત ન હોત તો હું અનસારમાંનો એક માણસ હોત.

(૧૨૦/૪૧૮૭) હઝરત અબૂ મૂસા કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : મેં સ્વપ્નમાં જોયું હતું કે, હું મક્કાથી વતન છોડીને એવી ઝમીનમાં જઇ રહ્યો છું જ્યાં ખજૂરીઓના પુષ્કળ ઝાડ છે. મને વિચાર આવ્યો કે, એ જગ્યા યમામા અથવા હજર છે, પરંતુ એ તો મદીના-યસ્રિબ નીકળ્યું.

(૧૨૧/૪૧૮૮) હઝરત અબૂ વાઇલ કહે છે : અમે ખબ્બાબ (રદિ.)ની ખબર લેવા માટે ગયા ત્યારે તેમણે કહ્યું : અમે હુઝૂર (સલ.)ની સાથે માત્ર અલ્લાહને રાજી રાખવા માટે વતન છોડયું. એટલે અમારો સવાબ અલ્લાહના ઝિમ્મે થઇ ગયો, પરંતુ અમારામાંના કેટલાક લોકો (દુન્યવી-ભૌતિક) હિસ્સો લીધા વગર ચાલ્યા ગયા. જેમકે મુસ્અબ ઇબ્ને ઉમૈર ઉહદની લડાઇના દિવસે શહીદ થઇ ગયા અને એક કાબરચીતરો કામળો છોડી ગયા. જો તેનાથી અમે તેમનું માથું ઢાંકતા હતા તો પગ ખુલી જતા હતા અને પગ ઢાંકતા હતા તો માથું ખુલી જતું હતું. છેવટે રસૂલુલ્લાહ (સલ.)એ હુકમ આપ્યો કે, માથું ઢાંકી દઇએ અને પગ પર ઇઝખિર ઘાસ નાખીએ. હા, અમારામાંના કેટલાક લોકો એવા પણ છે કે, તેમના માટે ફળો પાકી ગયા અને તેઓ તે વીણી રહ્યા છે.

(૧૨૨/૪૧૮૯) હઝરત ઉમર (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું



કે, બધા કામોનો આધાર નિય્યત પર છે. એટલે જે માણસની હિજરત દુનિયા મેળવવા અથવા કોઇ ઓરત સાથે નિકાહ કરવા માટે હોય તો તેની હિજરતનું ફળ તે જ હશે જે હિજરત પાછળનો તેનો હેતુ હશે અને જે માણસની હિજરત અલ્લાહ અને રસૂલ માટે હશે તેની હિજરત અલ્લાહ અને રસૂલ માટે હશે.

(૧૨૩/૪૧૯૦) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, મક્કાના વિજય પછી હિજરતનો હુકમ બાકી રહ્યો નથી.

(૧૨૪/૪૧૯૧) અતા ઇબ્ને અબી રબાહ કહે છે : હું ઉબૈદ ઇબ્ને ઉમૈર સાથે હઝરત આઇશા (રદિ.) પાસે ગયો અને હિજરતનો હુકમ પૂછયો. તેમણે કહ્યું : આજે હિજરતનો હુકમ બાકી રહ્યો નથી. કારણ કે, પહેલાં તો મુસીબતમાં સપડાવવાના ભયથી મુસલમાન પોતાનો દીન લઇને અલ્લાહ અને રસૂલ પાસે નાસતા હતા. હાલના સમયમાં અલ્લાહ તઆલાએ ઇસ્લામને વર્ચસ્વવાળો બનાવ્યો. આજકાલ જેવી રીતે અને જ્યાં ઇચ્છે ત્યાં માનવી પોતાના પાલનહારની ઇબાદત કરી શકે છે. હા, જિહાદ અને (જિહાદની) નિય્યત બાકી છે.

(૧૨૫/૪૧૯૨) હઝરત આઇશા (રદિ.) કહે છે : હઝરત સઅદે કહ્યું હતું : એય અલ્લાહ ! તું જાણે છે કે, જે લોકોએ તારા રસૂલને જુઠલાવ્યા અને તેમને (વતનમાંથી) કાઢયા તેમની સાથે જિહાદ કરવાનો મને એટલો શોખ છે કે, બીજા કોઇ સાથે લડવાનો એટલો નથી, પરંતુ મારા અલ્લાહ મારો ખયાલ છે કે, તે અમારી અને તેમની વચ્ચેથી લડાઇ દૂર કરી દીધી છે.

(૧૨૬/૪૧૯૩) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) ચાળીસ વરસની વયે નબી બન્યા. પછી તેર વરસ મક્કામાં વસવાટ કર્યો. વહી આવતી રહી. ત્યાર પછી વતન છોડવાનો હુકમ થયો ત્યારે દસ વરસ હિજરતની હાલતમાં રહ્યા. છેવટે ૬૩ વરસની વયે વફાત થઇ.

(૧૨૭/૪૧૯૪) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) મક્કામાં (નુબુવ્વત પછી) તેર વરસ રહ્યા હતા. ૬૩ વરસની વયે આપની વફાત થઇ.

(૧૨૮/૪૧૯૫) હઝરત અબૂ સઇદ ખુદરી (રદિ.) કહે છે : એક દિવસ મિમ્બર પર હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, અલ્લાહ તઆલાએ એક બંદાને દુનિયા અને આખિરતમાંથી એકને પસંદ કરી લેવાનો અધિકાર આપ્યો. તેણે આખિરત પસંદ કરી. હઝરત અબૂબક્ર (રદિ.) આ સાંભળીને રડવા લાગ્યા અને કહ્યું : હુઝૂર પર અમારા માંબાપ કુરબાન. અમને

એમના વિષે નવાઇ લાગી. લોકો કહેવા લાગ્યા : આ ડોસાને જુઓ, રસૂલુલ્લાહ (સલ.) તો એક બંદાની હાલત બયાન કરી રહ્યા છે કે, તેને ખુદા તઆલાએ દુનિયા અને આખિરતમાંથી એકને પસંદ કરી લેવાનો અધિકાર આપ્યો અને એ કહી રહ્યો છે કે, હુઝૂર પર મારા માંબાપ કુરબાન, પરંતુ પાછળથી ખબર પડી કે, તે બંદા રસૂલુલ્લાહ (સલ.) જ હતા જેમને અધિકાર આપવામાં આવ્યો હતો. હઝરત અબૂબક્ર (રદિ.) રસૂલુલ્લાહ (સલ.)ને અમારા કરતાં વધારે સારી રીતે ઓળખતા હતા. રસૂલુલ્લાહ (સલ.)એ કહ્યું હતું કે, મારો સાથ આપવા અને માલ ખર્ચવાની દ્રષ્ટિએ જે માણસનો મારા પર સૌથી વધારે ઉપકાર છે તે અબૂબક્ર છે. જો મારી ઉમ્મતમાંથી હું કોઇને જીગરી દોસ્ત બનાવત તો અબૂબક્રને બનાવત, પરંતુ ઇસ્લામી દોસ્તી જ પુરતી છે. અબૂબક્રની બારી સિવાય દરેક માણસની બારી મસ્જિદમાંથી બંધ કરી દેવામાં આવે.

(૧૨૯/૪૧૯૬) હઝરત આઇશા (રદિ.) કહે છે : હું જ્યારથી સમજતી થઇ ત્યારથી મારા માં-બાપને ઇસ્લામ ધર્મનું અનુકરણ કરતા જોયા. કોઇ દિવસ એવો જતો ન હતો કે, દિવસના બંને ભાગોમાં કિંવા સવાર-સાંજ રસૂલુલ્લાહ (સલ.) અમારા ઘેર ન આવતા હોય, પરંતુ જ્યારે મુસલમાનોને વધારે તકલીફ આપવાનું શરૂ થયું ત્યારે હઝરત અબૂબક્ર હબસા તરફ હિજરત કરવાના ઇરાદાથી નીકળ્યા. 'બરકુલ ગિમાદ' સ્થળે કારા કબીલાનો સરદાર ઇબ્ને દગિના મળ્યો અને પૂછયું : અબૂબક્ર, કયાંનો ઇરાદો છે ? હઝરત અબૂબક્રે કહ્યું : મારી કોમે મને કાઢી મૂકયો. હવે હું ઇચ્છું છું કે, પૃથ્વીનો પ્રવાસ શરૂ કરૂં અને મારા પાલનહારની ઇબાદત કરૂં. ઇબ્ને દગિનાએ કહ્યું : અબૂબક્ર, તારા જેવો માણસ ન તો પોતે વતન છોડી શકે છે ન વતનમાંથી કાઢી શકાય છે. તું નાદારોની મદદ કરે છે. સગાઓ સાથે સદ્‌વર્તાવ કરે છે. લોકોનો ભાર પોતે ઉઠાવે છે. મહેમાનોની મહેમાની કરે છે અને ખરેખરી મુસીબતના વખતે લોકોની મદદ કરે છે. હું તારા આશ્રયની જવાબદારી લઉં છું. પાછો જા અને તારા શહેરમાં તારા પાલનહારની ઇબાદત કર. હઝરત અબૂબક્ર પાછા ફર્યા. ઇબ્ને દગિના પણ તેમની સાથે આવ્યો. સાંજના સમયે કુરૈશના સરદારો પાસે આંટો માર્યો અને કહેવા લાગ્યો કે, અબૂબક્ર ન પોતે વતન છોડી શકે છે ન તેને કોઇ કાઢી શકે છે. શું તમે એવા માણસને કાઢો છો જે નાદારોની મદદ કરે છે, સગાંઓ સાથે સદ્‌વર્તાવ કરે છે, લોકોનો ભાર પોતે ઉઠાવે છે, મહેમાનોની મહેમાની કરે છે અને ખરેખરી મુસીબતમાં લોકોની મદદ કરે છે ? કુરૈશે આ સાંભળીને ઇબ્ને



દગિનાનો આશ્રય રદ કર્યો નહીં. તેઓ કહેવા લાગ્યા : વારૂ, તમે અબૂબક્રને કહી દો કે, પોતાના ઘરમાં પોતાના પાલનહારની ઇબાદત કરે. ત્યાં જ નમાઝ પઢે અને જે કંઇ ચાહે તે પઢે. અમને તકલીફ ન આપે અને એની જાહેરાત ન કરે. કારણ કે, અમને ભય છે કે, કયાંક એના લીધે અમારી ઓરતો અને અમારા બાળકો ભટકી ન જાય. ઇબ્ને દગિનાએ હઝરત અબૂબક્રને આ વાત કહી. થોડી મુદ્દત સુધી હઝરત અબૂબક્ર અલ્લાહ તઆલાની ઇબાદત પોતાના ઘરમાં કરતા રહ્યા. નમાઝ જાહેરમાં પઢતા ન હતા. પોતાના ઘર સિવાય બીજે કયાંય કુર્આન પઢતા ન હતા. થોડાક દિવસ પછી હઝરત અબૂબક્રના મનમાં વિચાર આવ્યો અને તેમણે પોતાના ઘરના ચોગાનમાં એક મસ્જિદ બનાવી. તેમાં જ નમાઝ અને કુર્આન પઢતા રહ્યા. મુશ્રિકોની ઓરતો અને બાળકો હઝરત અબૂબક્રની આજુબાજુ ભેગાં થતાં હતાં અને હઝરત અબૂબક્રને (પઢતાં) જોઇને ખુશ થતાં હતાં. હઝરત અબૂબક્ર કુર્આન પઢતી વખતે ખૂબ રડતા હતા. આંખો કાબૂમાં રહેતી ન હતી. કુરૈશના સરદારો આ વાતથી ગભરાયા અને ઇબ્ને દગિનાને તેડાવ્યો. જ્યારે ઇબ્ને દગિના આવ્યો ત્યારે કહેવા લાગ્યા : અમે તમારા આશ્રય આપવાના કારણે અબૂબક્રને એવી શરતે આશ્રય આપ્યો હતો કે, પોતાના પાલનહારની ઇબાદત ઘરમાં કરે. અબૂબક્રે એનાથી આગળ જઇને ઘરના ચોગાનમાં એક મસ્જિદ બનાવી અને ખુલ્લમખુલ્લા એમાં નમાઝ અને કુર્આન પઢવા લાગ્યા. અમને ભય છે કે, કયાંક અમારી સ્ત્રીઓ અને બાળકો ભટકી ન જાય. એટલે તમે અબૂબક્રને મના કરો. જો મકાનમાં તેઓ પોતાના પરવરદિગારની ઇબાદત કરી શકતા હોય તો કરે અને જો જાહેર રીતે કરવા માંગે તો એમને આપેલો આશ્રય પાછો લઇ લો. કારણ કે, અમે તમારા વચનનો ભંગ કરવાનું ખરાબ સમજીએ છીએ, પરંતુ અબૂબક્રને ખુલ્લમખુલ્લા આ કામ નહીં કરવા દઇએ. ઇબ્ને દગિના હઝરત અબૂબક્ર પાસે ગયો અને કહેવા લાગ્યો : તમને ખબર છે કે, કઇ શરતે મેં કુરૈશ સાથે કરાર કર્યા હતા. એટલે કયાં તો તમે તેનું પાલન કરો અથવા તો મારી જવાબદારી મને પાછી આપી દો. કારણ કે, આ વાત હું પસંદ કરતો નથી કે, (કાલે) મારા વિષે અરબો કહે કે, જે માણસને મેં આશ્રય આપ્યો હતો અને તેના માટે કરારો કર્યા હતા, તે કરાર તોડી નાખવામાં આવ્યા. હઝરત અબૂબક્રે કહ્યું : હું તમારો આશ્રય તમને પાછો આપું છું અને ખુદાના આશ્રય પર ખુશ છું. હઝરત આઇશા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) તે સમયે મક્કામાં જ હતા. આપે મુસલમાનોને કહી દીધું હતું

કે, તમારી હિજરતની જગ્યા મને સ્વપ્નમાં બતાવવામાં આવી છે, જે બે પથરાળ ઝમીનોની વચ્ચે છે અને તેમાં ખજુરીઓના પુષ્કળ ઝાડો છે. જે લોકોએ મદીના તરફ હિજરત કરી હતી તેમણે તો કરી જ હતી. હા, જે લોકો વતન છોડીને હબસા ચાલ્યા ગયા હતા તેઓ પણ મદીના પાછા આવ્યા. હઝરત અબૂબક્રે પણ મદીના જવાની તૈયારી કરી લીધી. રસૂલુલ્લાહ (સલ.)એ કહ્યું : જરા થોભો, આશા છે કે, મને પણ હિજરતની રજા મળશે. હઝરત અબૂબક્રે કહ્યું : મારા માંબાપ કુરબાન, શું હુઝૂરને એની આશા છે ? આપે ફરમાવ્યું : હા. જેથી હઝરત અબૂબક્ર રસૂલુલ્લાહ (સલ.)ને સાથે લેવા માટે રોકાઇ ગયા. બે ઊંટણીઓને બાવળના ઝાડનાં પાંદડાં ખવડાવીને ચાર મહીના સુધી પાળી. એક દિવસ બપોરના સખ્ત તાપ વખતે અમે મકાનમાં બેઠા હતા, એવામાં કોઇએ હઝરત અબૂબક્રને કહ્યું : રસૂલુલ્લાહ (સલ.) આવ્યા. હુઝૂર મોં લપેટીને એવા વખતે આવ્યા હતા જે આપના આવવાનો વખત ન હતો. હઝરત અબૂબક્રે કહ્યું : મારા માંબાપ હુઝૂર પર કુરબાન, અત્યારે કોઇ અગત્યના કામ અર્થે હુઝૂર આવ્યા છે. હુઝૂરે અંદર આવવાની રજા માંગી. હઝરત અબૂબક્રે રજા આપી ત્યારે અંદર આવીને કહ્યું : આ નજીકના માણસોને દૂર હટાવો. કારણ કે, એક ગુપ્ત વાત કરવી છે. હઝરત અબૂબક્રે જવાબ આપ્યો : એ તો ફક્ત હુઝૂરના ઘરવાળાં જ છે. આપે ફરમાવ્યું : મને અહીંથી ચાલ્યા જવાની રજા મળી ગઇ. હઝરત સિદ્દીકે કહ્યું : શું સહાબાઓને પણ ? આપે ફરમાવ્યું : હા. હઝરત અબૂબક્રે કહ્યું : યા રસૂલલ્લાહ ! મારા માંબાપ કુરબાન, આ બંને ઊંટણીઓમાંથી એક આપ લઇ લો. આપે કહ્યું : હું ખરીદી લઉં છું. હઝરત આઇશા કહે છે કે, અમે ખૂબ જ ઉતાવળે બંનેની સફરનો સામાન તૈયાર કરી દીધો. એક થેલીમાં ખાણું તૈયાર કરીને મૂકી દીધું. અસ્માએ પોતાના કમરબંધ (નાળા)નો ટુકડો કાપીને તેનાથી થેલીનું મોં બાંધી દીધું. એ જ કારણે તેમનું નામ 'ઝાતુન્નિતાક' પડી ગયું. હઝરત આઇશા કહે છે : ત્યાર પછી રસૂલુલ્લાહ (સલ.) અને હઝરત અબૂબક્ર સૌર પહાડની ગુફામાં ગયા. ત્યાં ત્રણ રાત-દિવસ છુપાઇ રહ્યા. રાત્રે તેમની પાસે અબ્દુલ્લાહ ઇબ્ને અબૂબક્ર રહેતા હતા. અબ્દુલ્લાહ ઘણા હોશિયાર અને સમજદાર નવયુવાન હતા. પાછલી રાત્રે અબ્દુલ્લાહ મક્કાના કુરૈશીઓ પાસે આવતા હતા અને સવાર સુધી તેમની સાથે મક્કામાં જ રહેતા હતા. જેથી ખબર પડે કે, રાત્રે મક્કામાં જ રહ્યા છે. બંને સજ્જનોને હેરાન કરવા માટે જે યોજના ઘડાતી તેને અબ્દુલ્લાહ યાદ રાખતા હતા અને જઇને બંનેને ખબર આપતા હતા, પરંતુ એવા





સમયે જતા હતા જ્યારે પુષ્કળ અંધારૂં થઇ જતું હતું. હઝરત અબૂબક્રનો આમિર ઇબ્ને ફુહૈરા નામે એક ગુલામ હતો. તે તેમની બકરીઓ ચરાવતો હતો. જ્યારે ઇશાની નમાઝ પછી રાત્રીનો એક કલાક પસાર થઇ જતો ત્યારે એક દૂધ દેનારી બકરી તેમની પાસે લઇને જતો. બંને સજ્જનો દૂધ આપનારી બકરીનું ગરમ ગરમ દૂધ રાત્રે પીતા હતા. આમિર ઇબ્ને ફુહૈરા પાછલી રાત્રે બકરીઓને અવાજ દઇને ભેગી કરતો અને સવારે બીજા ભરવાડો સાથે ભળી જતો. કોઇને એવી ખબર ન પડતી કે તે રાત્રે ક્યાં હતો ? સતત ત્રણ રાત્રીઓ આ પ્રમાણે કામ કરતો રહ્યો. રસૂલુલ્લાહ (સલ.) અને હઝરત અબૂબક્ર (રદિ.)એ બની દીલમાંના એક માણસને મજુરીએ રાખ્યો હતો. આ માણસ બની અબ્દ કબીલામાંનો હતો અને રસ્તો ઓળખવામાં નિષ્ણાંત હતો. આસ ઇબ્ને વાઇલની ઔલાદ સાથે કરાર કરતી વખતે હાથ ડુબાડી ચુક્યો હતો. (અરબોનો નિયમ હતો કે, જ્યારે પરસ્પર કોઇ કરાર અંગે કસમ ખાતા હતા ત્યારે લોહી અથવા ખૂશ્બુ વગેરેમાં જમણો હાથ ડુબાડતા હતા.) તે કુરૈશના કાફિરોના ધર્મ પર હતો. રસૂલુલ્લાહ (સલ.) અને હઝરત અબૂબક્રે તેને અમાનતદાર બનાવીને બંને ઊંટણીઓ તેના હવાલે કરી દીધી હતી. તેની પાસેથી વચન લઇ લીધું હતું કે, ચોથા દિવસે સવારના સમયે સૌર પહાડની ગુફા પાસે બંને સવારીઓ લઇ આવજે. ચોથા દિવસે સવારે મજુર સવારીઓ લઇ આવ્યો અને બંને સજ્જનોને દરિયા કિનારાના રસ્તેથી લઇ જવા લાગ્યો. આમિર ઇબ્ને ફુહૈરા પણ સાથે થઇ ગયો. ઝુહરી કહે છે કે, સુરાકા ઇબ્ને માલિકનો ભત્રીજો અબ્દુર્રહમાન સુરાકાની રિવાયતથી વર્ણન કરતો હતો કે, કુરૈશના કાફિરોના પ્રતિનિધિઓ અમારી પાસે આવ્યા અને રસૂલુલ્લાહ (સલ.) તથા હઝરત અબૂબક્રને શહીદ કરવાનો બદલો મુકર્રર કરવા લાગ્યા. કહેવા લાગ્યા કે, જે માણસ તેમને મારી નાખે અથવા ગિરફતાર કરી લે તો તેને અમે આટલો માલ આપીશું. એવામાં એક માણસ આવ્યો અને કહેવા લાગ્યો કે, સુરાકા, મેં દરિયાકાંઠે થોડાક માણસોને જોયા હતા. બેશક, તે મુહમ્મદ અને તેમના સાથીઓ છે. સુરાકા કહે છે : મેં તે માણસના કહેવાથી જાણી લીધું કે, બેશક, તે જ લોકો હશે, પરંતુ મેં તેને કહ્યું કે, તેઓ નહીં હોય. હમણા અમારી સામેથી ફલાણા ફલાણા માણસો ગયા છે, તેઓ હશે. ત્યાર પછી થોડી વાર મજલિસમાં રહીને હું ઉઠી ગયો. ઘેર આવીને લોંડીને હુકમ આપ્યો કે, ટેકરાની પાછળથી મારો ઘોડો બહાર કાઢ અને મારા માટે પકડી રાખ. હું ભાલો લઇને ઘરની પાછળથી નીકળ્યો. ભાલાની અણી તો હાથમાં પકડી રાખી અને હાથા

તરફનો ભાગ ઝમીન પર ઘસડતો ચાલ્યો. (જેથી ભાલાનો ચળકાટ કોઇ જોઇ ન શકે અને કોઇ એવું ન સમજી શકે કે, હું કયાં જઇ રહ્યો છું.) ઘોડાની પાસે આવીને સવાર થઇને ઘોડાને દોડાવતો એડી મારતો ઉપડયો. જ્યારે હું રસૂલુલ્લાહ (સલ.) પાસે પહોંચ્યો ત્યારે મારા ઘોડાનો પગ ભરાયો અને ઠોકર ખાઇને તે પડયો. હું પણ પડયો, પરંતુ મેં ઉઠીને ભાથા પર હાથ નાખ્યો અને ફાલ ખોલ્યો કે, હું તેમને નુકસાન પહોંચાડી શકીશ કે નહીં. ફાલમાં એવું તીર નીકળ્યું જે મને ખરાબ લાગ્યું. (કિંવા મનાઇનું તીર નીકળ્યું) મેં તીરોના ફાલ પર અમલ કર્યો નહીં અને ઘોડા પર સવાર થઇને એડી મારતો દોડયો અને એટલો નજીક પહોંચી ગયો કે, રસૂલુલ્લાહ (સલ.)ની કિર્અતનો અવાજ મેં સાંભળી લીધો. કારણ કે, રસૂલુલ્લાહ (સલ.)નો નિયમ હતો કે, (રસ્તામાં) પાછું ફરીને જોતા ન હતા. હા, હઝરત અબૂબક્ર વારંવાર પાછું ફરીને જોતા હતા. હું પહોંચ્યો જ હતો, એવામાં ઘોડાના આગળના બંને પગ ઘુંટણ સુધી ઝમીનમાં ધસી ગયા અને હું પડી ગયો. મેં ઘોડાને ધમકાવ્યો. તે ઉઠીને ઉભો થઇ ગયો, પરંતુ ઝમીનમાંથી પગનું નીકળવાનું લગભગ અશકય બની ગયું. ખેર, જ્યારે ઘોડો સીધો ઉભો થઇ ગયો ત્યારે મેં જોયું કે, તેના આગળના પગોની નિશાનીઓ પાસેથી ધુમાડાની જેમ ધૂળ ઉડી અને આસ્માન તરફ ગઇ. મેં તીરોનો ફાલ ખોલ્યો તો તે જ તીર નીકળ્યું જે મને ગમતું ન હતું. છેવટે મેં તેમને અવાજ દીધો કે, તમને હું સલામતી બખ્શું છું. થોભી જાઓ. તેઓ મારા અવાજથી થોભી ગયા. હું ઘોડા પર સવાર થઇને તેમની પાસે ગયો. જે વખતે મને તેમની પાસે જતાં અટકાવવામાં આવ્યો હતો તે જ વખતે મારા દિલમાં વિચાર આવ્યો હતો કે, ટૂંક સમયમાં જ રસૂલુલ્લાહ (સલ.)નો ધર્મ છવાઇ જશે. એટલે મેં રસૂલુલ્લાહ (સલ.)ને કહ્યું કે, તમારી કોમે તમારા માટે ઇનામ મુકર્રર કર્યું છે. સારાંશ કે, લોકોના જે વિચારો હતા તેની મેં આપને ખબર આપી. મારા ખાવા પીવાનો સામાન અને ભાથું વગેરે જે કંઇ હતું તે આપની સામે રજૂ કર્યું, પરંતુ આપે તેમાંથી કંઇ ઓછું કર્યું નહીં. (કિંવા કંઇ લીધું નહીં.) આ સિવાય બીજી કોઇ ઇચ્છા વ્યકત કરી નહીં, પરંતુ એટલું કહ્યું કે, અમારી ખબરને છુપાવી રાખજે. મેં વિનંતી કરી કે, મને સલામતીનું લખાણ લખી આપો. હુઝૂરે આમિર ઇબ્ને ફુહેરાને લખવાનો હુકમ આપ્યો. આમિરે ચામડાના એક ટુકડા પર મને એક લખાણ લખી આપ્યું. ત્યાર પછી આપ રવાના થઇ ગયા. (અને હું પાછો ફર્યો.) ઝુહરી કહે છે : ઉરવા ઇબ્ને ઝુબેર મને કહેતા હતા કે, રસ્તામાં રસૂલુલ્લાહ (સલ.)ને હઝરત ઝુબેર થોડાક મુસ્લિમ



સવારો સાથે સીરિયાથી આવતા મળ્યા. એ લોકો ત્યાં વેપાર અર્થે ગયા હતા. હઝરત ઝુબેરે રસૂલુલ્લાહ (સલ.) અને હઝરત અબૂબક્ર (રદિ.)ને સફેદ કપડાં પહેરાવ્યાં. મદીનાના મુસલમાનોએ જ્યારથી રસૂલુલ્લાહ (સલ.)ના આગમનની ખબર સાંભળી હતી ત્યારથી દરરોજ સવારે શહેર બહાર પથરાળ ઝમીન સુધી આવતા હતા અને રાહ જોયા કરતા હતા. બપોરે ભયંકર ગરમી પડતી ત્યારે પાછા ચાલ્યા જતા હતા. એક દિવસ ખૂબ રાહ જોયા પછી જ્યારે ઘેર પાછા ચાલ્યા ગયા હતા અને એક યહૂદી મદીનાના એક ટેકરા પર પોતાના કામ માટે ચઢયો હતો ત્યારે તેણે રસૂલુલ્લાહ (સલ.) અને આપના સહાબાને સફેદ કપડાં પહેરીને આવતા જોયા. કપડાંની સફેદી આગળ મૃગજળની સફેદી પણ ઝાંખી પડી જતી હતી. યહૂદી ધીરજ રાખી શકયો નહીં અને બરાડી ઉઠયો : હે અરબો ! લો, આ તમારૂં નસીબ છે. જેની તમે રાહ જોઇ રહ્યા હતા. મુસલમાનો તરત હથિયારો લઇને નીકળ્યા અને બરાબર બપોરના સમયે પથરાળ ઝમીનમાં આવીને હુઝૂરને મળ્યા. રસૂલુલ્લાહ (સલ.) બધાને લઇને જમણી બાજુએ વળીને બની અમ્ર બિન ઔફના મહોલ્લામાં ઉતર્યા. આ સોમવારનો દિવસ અને રબીઉલ અવ્વલનો મહિનો હતો. ત્યાં જઇને રસૂલુલ્લાહ (સલ.) ખામોશ બેસી ગયા. હઝરત અબૂબક્ર (રદિ.) લોકો સાથે મુલાકાત કરવા ઉભા થઇ ગયા. જે અનસારીઓએ રસૂલુલ્લાહ (સલ.)ને જોયા ન હતા તેઓ હઝરત અબૂબક્રની પાસે જ આવતા હતા. (અને તેમને રસૂલ સમજતા હતા.) અહીં સુધી કે, રસૂલુલ્લાહ (સલ.) પર તડકો આવ્યો ત્યારે હઝરત અબૂબક્રે આગળ વધીને હુઝૂર પર પોતાની ચાદરનો છાંયડો કર્યો. લોકોએ તે વખતે રસૂલુલ્લાહ (સલ.)ને ઓળખ્યા. રસૂલુલ્લાહ (સલ.)એ બની અમ્રના મહોલ્લામાં દસ રાતથી વધારે વસવાટ કર્યો. ત્યાં તે મસ્જિદનો પાયો નાંખ્યો જેના વિષે **ઉસ્સિસ અલ તકવા** કહેવામાં આવ્યું છે (મસ્જિદે કુબા) એ જ મસ્જિદમાં હુઝૂરે નમાઝ પઢી. પછી ઊંટણી પર સવાર થઇ ગયા અને ચાલતા થયા. લોકો પણ આપની સાથે પગપાળા ચાલ્યા. ઊંટણી જઇને મદીનામાં એવી જગ્યાએ બેસી ગઇ જ્યાં હવે રસૂલુલ્લાહ (સલ.)ની મસ્જિદ છે. તે જગ્યાએ (પહેલેથી) અમુક મુસલમાનો નમાઝ પઢયા કરતા હતા. હકીકતમાં એ જગ્યા બે યતીમ છોકરાઓની હતી, જેમનું નામ સહલ અને સુહૅલ હતું. ત્યાં એ બંને છોકરાઓનું ખજૂર સુકવવામાં આવતું હતું. સહલ અને સુહૅલ અસ્અદ ઇબ્ને ઝુરારાની સરપરસ્તીમાં હતા. જ્યારે ત્યાં જઇને ઊંટણી આપમેળે બેસી ગઇ

ત્યારે હુઝૂરે કહ્યું : ઈન્શાઅલ્લાહ અમારૂં રહેઠાણ આ જ રહેશે. ત્યાર પછી આપે બંને છોકરાઓ બોલાવીને મસ્જિદ બનાવવા માટે તે ઝમીનનો ભાવ કર્યો. છોકરાઓએ કહ્યું : યા રસૂલલ્લાહ ! અમે હુઝૂરને ભેટ રૂપે આપીએ છીએ. આપે ભેટ સ્વીકારવાનો ઈન્કાર કર્યો અને કીંમત આપીને ખરીદી લીધી. પછી ત્યાં એક મસ્જિદ બનાવી. બીજા લોકોની સાથે રસૂલુલ્લાહ (સલ.) પોતે પણ ઈંટો લાવતા હતા અને કહેતા હતા : આ ભાર ખૈબરનો ભાર નથી. હે અમારા પાલનહાર ! આ તેના કરતાં ઘણો જ પાક અને સારો છે. પછી કહેતા હતા : એય અલ્લાહ ! આખિરતનો સવાબ હકીકતમાં સવાબ છે. તું અનસાર અને મુહાજિરો પર રહમ કર. ત્યાર પછી હુઝૂરે એક અજ્ઞાત મુસલમાનના શે'રો કેહવત રૂપે પઢયા. ઝુહુરી કહે છે : આ શે'રો સિવાય હુઝૂરે કદી કોઈ શે'ર પૂરો પઢયો હોય એવું હદીસોમાં અમને જાણવા મળ્યું નથી.

(૧૩૦/૪૧૯૭) હઝરત અસ્મા (રદિ.) કહે છે : જ્યારે રસૂલુલ્લાહ (સલ.) અને હઝરત અબૂબક્ર (રદિ.)એ મદીના જવાનો ઈરાદો કર્યો ત્યારે મેં આપના માટે ખાણું તૈયાર કર્યું અને મારા પિતાને કહ્યું કે, એને બાંધવા માટે મારી પાસે મારા કમરબંધ સિવાય બીજી કોઈ વસ્તુ નથી. તેમણે કહ્યું : કમરબંધ ફાડી નાખ. મેં હુકમનું પાલન કર્યું. એ જ કારણે મારૂં નામ **ઝાતુ ન્નિતાકૈન** (બે કમરબંધવાળી) રાખવામાં આવ્યું.

(૧૩૧/૪૧૯૮) હઝરત બરા કહે છે કે, જ્યારે રસૂલુલ્લાહ (સલ.) મદીના તરફ મોં કરીને ચાલતા થયા ત્યારે સુરાકા ઈબ્ને માલિકે આપનો પીછો કર્યો. હુઝૂરે સુરાકા માટે બદ્દુઆ કરી. તરત સુરાકાનો ઘોડો ઝમીનમાં ધસી ગયો. સુરાકાએ કહ્યું : હું આપને કંઈ નુકસાન પહોંચાડીશ નહીં. આપ મારા માટે ખુદા પાસે દુઆ કરો. હુઝૂરે દુઆ કરી. (તેને છુટકારો મળ્યો.) રસ્તામાં હુઝૂરને તરસ લાગી. આપ એક ભરવાડ પાસેથી પસાર થયા. હઝરત અબૂબક્ર કહે છે કે, મેં એક પ્યાલું લઈને પીવા લાયક દૂધ દોહ્યું. તે લઈને હુઝૂર પાસે ગયો. આપે દૂધ પી લીધું. મને ખુશી થઈ.

(૧૩૨/૪૧૯૯) હઝરત અસ્મા (રદિ.) કહે છે કે, અબ્દુલ્લાહ ઈબ્ને ઝુબેર મારા પેટમાં પૂરી મુદતના હતા, એવી જ હાલતમાં હું મદીના જવા નીકળી. ત્યાં જઈને મસ્જિદે કુબામાં ઉતરી. કુબામાં જ અબ્દુલ્લાહનો જન્મ થયો. ત્યાર પછી હું રસૂલુલ્લાહ (સલ.)ની સેવામાં હાજર થઈ. મેં આપના ખોળામાં અબ્દુલ્લાહને મૂકી દીધો. આપે એક ખજૂર મંગાવીને પોતે ચાવીને અબ્દુલ્લાહના મોંમાં થૂંક્યા. જેથી સૌ પ્રથમ અબ્દુલ્લાહના પેટમાં



રસૂલુલ્લાહ (સલ.)નું થૂંક ગયું. થોડુંક ચાવેલું ખજૂર હુઝૂરે તાળવા સાથે લગાડયું અને બરકતની દુઆ કરી. અબ્દુલ્લાહ સૌપ્રથમ છોકરા હતા જેઓ (મદીનામાં મુહાજિરોને ત્યાં) ઈસ્લામમાં પેદા થયા.

(૧૩૩/૪૨૦૦) હઝરત આઈશા (રદિ.) કહે છે કે, ઈસ્લામમાં (મુહાજિરોનો મદીનામાં) સૌપ્રથમ છોકરો અબ્દુલ્લાહ પેદા થયો. જેને લઈને લોકો રસૂલુલ્લાહ (સલ.) પાસે ગયા. આપે એક ખજૂર લઈને મોંમાં ચાવીને અબ્દુલ્લાહના મોંમાં નાખી. સૌપ્રથમ હુઝૂરનું થુંક અબ્દુલ્લાહના મોંમાં મુકયું.

(૧૩૪/૪૨૦૧) હઝરત અનસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) હઝરત અબૂબક્રને પોતાની પાછળ ઊંટણી પર બેસાડીને મદીના તરફ મોં કરીને ચાલી નીકળ્યા. અબૂબક્ર વૃધ્ધ માનવી હતા. જેમને લોકો ઓળખતા હતા. રસૂલુલ્લાહ (સલ.) યુવાન હતા. આપને લોકો ઓળખતા ન હતા. એટલે રસ્તામાં જ્યારે અબૂબક્રને કોઈ માણસ મળતો અને પૂછતો કે, તમારી આગળ આ કોણ માણસ છે, ત્યારે અબૂબક્ર કહેતા કે, એ માણસ મારો માર્ગદર્શક છે. તે માણસ વિચારતો કે, માર્ગદર્શકનો અર્થ રસ્તો બતાવનાર થાય છે. જો કે હઝરત અબૂબક્રનો હેતુ ભલાઈનો રસ્તો બતાવનાર હતો. એક વાર હઝરત અબૂબક્રે મોં ફેરવીને જોયું તો એક સવારને આવતો જોયો, જે નઝીક આવી પહોંચ્યો હતો. હઝરત અબૂબક્રે હુઝૂરને કહ્યું : યા રસૂલલ્લાહ ! આ સવાર અમારા સુધી આવી પહોંચ્યો. આપે મોં ફેરવીને જોયું અને કહ્યું : એય અલ્લાહ ! એને ફેંકી દે. સવારનો ઘોડો તરત પડી ગયો, પરંતુ ફરી હણહણતો ઉઠી ગયો. સવારે કહ્યું : યા રસૂલલ્લાહ ! આપ જે ચાહો તે મને હુકમ આપો. (હું તેનું પાલન કરીશ) આપે ફરમાવ્યું : તમે અહીં જ થોભો. કોઈને અમારી પાસે આવવા દેશો નહીં. (ખુદાની કુદરત જુઓ કે) સવાર દિવસની શરૂઆતમાં તો આપની સાથે લડવા માટે આવ્યો હતો અને દિવસના અંત ભાગમાં પોતાના શસ્ત્રો લઈને હુઝૂરનો પહેરો ભરવા લાગ્યો. રસૂલુલ્લાહ (સલ.) ત્યાંથી રવાના થઈને મદીના આવ્યા અને પથરાળ ઝમીન પર ઉતર્યા. પછી અનસારને બોલાવ્યા. અનસારે હાજર થઈને સલામ કરી અને વિનંતી કરી કે આપ બંને સજ્જનો શાંતિપૂર્વક સવાર થઈ જાઓ. અમે હુકમનું પાલન કરનારા છીએ. રસૂલુલ્લાહ (સલ.) અને હઝરત અબૂબક્ર સવાર થઈ ગયા. અનસારો હથિયારો લઈને આજુબાજુ ચાલવા લાગ્યા. મદીનામાં હોહા થઈ ગઈ કે, અલ્લાહના નબી આવી ગયા, અલ્લાહના નબી આવી ગયા. બધા લોકો ઝાંકી ઝાંકીને જોવા લાગ્યા અને

કહેવા લાગ્યા : અલ્લાહના નબી આવી ગયા, અલ્લાહના નબી આવી ગયા. રસૂલુલ્લાહ (સલ.) સતત આગળ આગળ વધતા રહ્યા. છેવટે અબૂ અય્યૂબના ઘર પાસે જઇને ઉતર્યા. અબ્દુલ્લાહ ઇબ્ને સલામ તે વખતે પોતાની ખજુરીઓની વાડીમાં ઘરવાળાંઓ માટે ખજૂર તોડી રહ્યા હતા. હુઝૂરની વાતોનો અવાજ સાંભળી ખજૂર મૂકયા વગર હુઝૂરની સેવામાં હાજર થયા. આપની વાત સાંભળીને પોતાના ઘેર પાછા ચાલ્યા ગયા. રસૂલુલ્લાહ (સલ.)એ કહ્યું : કોનું ઘર આપણી નજીક છે ? અબૂ અય્યૂબે કહ્યું : યા રસૂલલ્લાહ ! હું ઘણો નજીક છું. આ સામે મારૂં ઘર છે અને આ દરવાજો છે. હુઝૂરે કહ્યું, તો જઇને અમારા માટે બપોરના સૂવાની જગ્યા બરાબર કરો. અબૂ અય્યૂબે કહ્યું : બંને સાહેબો ખુદાની બરકત સાથે પધારો. નામદાર હુઝૂર (સલ.) અબૂ અય્યૂબના ઘરમાં ગયા, એવામાં અબ્દુલ્લાહ ઇબ્ને સલામ પણ આવી ગયા અને કહેવા લાગ્યા : હું ગવાહી આપું છું કે, બેશક, તમે ખુદાના રસૂલ છો અને બેશક, તમે સાચો ધર્મ લઇને આવ્યા છો. પછી કહ્યું : યા રસૂલલ્લાહ ! યહૂદીઓ સારી રીતે જાણે છે કે, હું તેમનો સરદાર અને સરદારનો પુત્ર છું. હું પોતે સૌથી મોટો આલિમ છું અને આલિમ-પુત્ર છું. મારા મુસલમાન થવાની ખબર થતાં પહેલાં આપ તેમને મારા વિષે પૂછી લો. કારણ કે, જો મારા મુસલમાન થવાની તેમને ખબર પડી ગઇ તો પછી મારા પર ભારે આક્ષેપો કરશે. રસૂલુલ્લાહ (સલ.)એ યહૂદીઓને બોલાવ્યા. યહૂદીઓ આવ્યા. હુઝૂરે કહ્યું : એય યહૂદીઓ ! ખુદાથી ડરો. બેશક, તમે જાણો છો કે, હું ખુદાનો સાચો રસૂલ છું અને તમારી પાસે સાચો ધર્મ લઇને આવ્યો છું. એટલે તમે મુસલમાન થઇ જાઓ. યહૂદીઓ કહેવા લાગ્યા : અમે બિલકુલ જાણતા નથી કે, તમે ખુદાના રસૂલ છો. આ શબ્દો તેમણે ત્રણ વાર કહ્યા. હુઝૂરે કહ્યું : અચ્છા, તમારામાં અબ્દુલ્લાહ ઇબ્ને સલામ કેવા માણસ છે ? યહૂદીઓએ કહ્યું : તેઓ અમારા સરદાર છે. સરદાર-પુત્ર છે. અમારા બધા કરતાં મોટા આલિમ છે. સૌથી મોટા આલિમના પુત્ર છે. હુઝૂરે કહ્યું : જો તે મુસલમાન થઇ જાય તો તમારો શું અભિપ્રાય છે ? યહૂદીઓએ કહ્યું : ખુદા એને મુસલમાન થતાં અટકાવે. આપે કહ્યું : જો તે મુસલમાન થઇ જાય તો તમારો શું અભિપ્રાય છે ? યહૂદીઓએ કહ્યું : અલ્લાહ તેને મુસલમાન થતો અટકાવે. આપે કહ્યું : જો તે મુસલમાન થઇ જાય તો તમારો શું અભિપ્રાય છે ? યહૂદીઓએ કહ્યું : અલ્લાહ તેને મુસલમાન થતો અટકાવે. હુઝૂરે કહ્યું : ઇબ્ને સલામ બહાર આવો, અબ્દુલ્લાહ બહાર આવ્યા અને કહેવા લાગ્યા : એય યહૂદીઓ ખુદાથી ડરો. એક ભાગીદારહીન ખુદાની





કસમ ! તમે જાણો છો કે, આ ખુદાના રસૂલ છે અને સાચો ધર્મ લઇને આવ્યા છે. યહૂદીઓએ કહ્યું : તમે જૂઠા છો. છેવટે રસૂલુલ્લાહ (સલ.)એ તેમને કાઢી મૂકયા.

(૧૩૫/૪૨૦૨) હઝરત ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે ફારૂકે અઅ્ઝમ (રદિ.)એ પહેલા મુહાજિરો (જેમણે બંને કિબ્લાઓ તરફ નમાઝ પઢી હતી)માંથી દરેક માણસ માટે બયતુલ માલમાંથી ચાર હજાર દિરહમનો હિસ્સો મુકર્રર કર્યો, પરંતુ મારા માટે સાડા ત્રણ હજાર મુકર્રર કર્યા. લોકોએ કહ્યું : મુહાજિરોમાંથી એ પણ છે. તમે એને ચાર હજારથી ઓછા કેમ આપ્યા ? હઝરત ઉમરે કહ્યું : એનું કારણ ફકત એ છે કે, એના માં બાપે એને લઇને હિજરત કરી હતી. એ તે માણસ જેવો ન ગણી શકાય જે પોતે વતન છોડી આવ્યો છે.

(૧૩૬/૪૨૦૩) હઝરત ખબ્બાબ કહે છે : અમે રસૂલુલ્લાહ (સલ.) સાથે ફકત અલ્લાહને ખુશ કરવા માટે હિજરત કરી હતી. એટલે અમારો સવાબ અલ્લાહના ઝિમ્મે છે. હવે અમારામાંથી કેટલાક લોકો તો (દુન્યવી-ભૌતિક) ફળ ખાધા વગર દુનિયાથી ચાલ્યા ગયા. જેમાંના મુસ્અબ ઇબ્ને ઉમૈર પણ એક હતા. મુસ્અબ ઉહદની લડાઇમાં શહીદ થઇ ગયા. તેઓ એટલું કપડું મૂકી ગયા ન હતા જેનું અમે તેમને કફન આપતા. માત્ર એક કાબરચિતરો કામળો હતો. જો અમે તેને શિર પર નાખતા તો પગ ખુલી જતા અને પગ પર નાખતા તો શિર ખુલી જતું હતું. છેવટે રસૂલુલ્લાહ (સલ.)એ અમને હુકમ આપ્યો કે, શિર ઢાંકીએ. અમે શિર પર કામળો નાખ્યો અને પગ પર ઇઝખિર ઘાસ નાંખી. હા, અમારામાંના કેટલાક લોકો એવા પણ છે કે, તેમના માટે ફળ પાકી ગયું અને તેમણે તે તોડી લીધું.

(૧૩૭/૪૨૦૪) હઝરત અબુ બુરદા કહે છે : મને અબ્દુલ્લાહ ઇબ્ને ઉમરે કહ્યું : તમે જાણો છો કે, મારા પિતાએ તમારા પિતાને શું કહ્યું હતું ! મેં જવાબ આપ્યો : ના. અબ્દુલ્લાહે કહ્યું : મારા પિતાએ કહ્યું હતું : અબૂ મૂસા, શું તમે આ વાતથી ખુશ થઇ શકો છો કે, આપણું હુઝૂરના હાથ પર ઇસ્લામ લાવવું, આપની સાથે હિજરત અને જિહાદ કરવું અને આપણા તે બધા અમલો જે અમે હુઝૂરના સમયમાં કર્યા હતા તે બધા ખુદાની નજરમાં સવાબના કારણરૂપ બને અને તે અમલો જે આપણે હુઝૂર પછી કર્યા તેનાથી આપણે બરાબરી પર છુટી જઇએ. (ન તેનાથી સવાબ મળે ન અઝાબ) અબૂ મૂસાએ જવાબ આપ્યો : ના, ખુદાની કસમ ! આપણે રસૂલુલ્લાહ (સલ.) પછી જિહાદો કરી, નમાઝો પઢયા, રોઝા રાખ્યા, ઘણા નેક કામો કર્યાં અને અમારા હાથે ઘણા લોકો મુસલમાન

થયા. અમને તે બધાના સવાબની આશા છે. મારા પિતાએ કહ્યું : તે ખુદાની કસમ છે જેના કબજામાં ઉમરનો જાન છે, હું તો ફક્ત એટલું જ ઇચ્છું છું કે, જે કંઇ આપણે રસૂલુલ્લાહ (સલ.)ના સમયમાં કર્યું તે તો સવાબના કારણ રૂપ બને અને જે કામો આપણે હુઝૂર પછી કર્યાં તેનાથી બરાબરી પર છૂટી જઇએ. અબૂ બુરદાએ કહ્યું : ખુદાની કસમ ! તમારા પિતા (ઉમર) મારા પિતા કરતાં મહાન હતા.

(૧૩૮/૪૨૦૫) હઝરત અબૂ ઉસ્માન કહે છે કે, ઇબ્ને ઉમરને જ્યારે એવું કહેવામાં આવતું કે, તમે તમારા પિતા કરતાં પહેલાં હિજરત કરી હતી ત્યારે ગુસ્સે થઇ જતા હતા. એક દિવસ ઇબ્ને ઉમર (રદિ.) પોતાના પિતા સાથે રસૂલુલ્લાહ (સલ.)ની સેવામાં હાજર થયા, પરંતુ હુઝૂરને સૂતા જોઇને પાછા ચાલ્યા ગયા. થોડી વાર પછી હઝરત ઉમરે ઇબ્ને ઉમરને મોકલ્યા અને કહ્યું : જઇને જુઓ, શું હુઝૂર જાગી ગયા છે ? ઇબ્ને ઉમર રસૂલુલ્લાહ (સલ.)ની સેવામાં હાજર થયા અને હુઝૂરથી બૈઅત થયા. પછી પાછા જઇને હઝરત ઉમર પાસે આવીને ખબર આપી કે, હુઝૂર જાગી ગયા છે. હઝરત ઉમર પુત્રને લઇને જલ્દી જલ્દી રસૂલુલ્લાહ (સલ.)ની સેવામાં હાજર થયા અને આપથી બૈઅત થયા. હઝરત અબ્દુલ્લાહ પણ બીજી વાર બૈઅત થયા.

(૧૩૯/૪૨૦૬) હઝરત બરા ઇબ્ને આઝિબ કહે છે કે, મારા પિતા પાસેથી હઝરત અબૂબક્ર (રદિ.)એ ઊંટનો એક પાલાન (તે ગાદલી જે ગધેડા અથવા ઊંટની પીઠના બચાવ માટે તેની પીઠ પર નાંખવામાં આવે છે.) ખરીદયો હતો. હું ઉંચકીને હઝરત અબૂબક્ર સાથે લઇ ગયો હતો, પરંતુ (લઇ જતાં પહેલાં) મારા પિતાએ હઝરત અબૂબક્રને હિજરત કરવાના બનાવ વિષે પૂછ્યું. સિદ્દીકે અકબરે કહ્યું : અમારા રસ્તાની દેખરેખ રાખવામાં આવતી હતી. (જેથી અમે નીકળી શકીએ નહીં) એટલે અમે રાત્રે નીકળ્યા હતા. આખી રાત ચાલતા રહ્યા. પછી બીજા દિવસે બપોર સુધી ચાલ્યા. જ્યારે બરાબર બપોરનો સમય થયો અને પત્થરનો એક ખડક સામે દેખાયો તો તેની પાસે ગયા. તેના છાંયડામાં રસૂલુલ્લાહ (સલ.) માટે મેં એક ચામડું (ચામડાનું બરતન જે ખેડૂતો પોતાના સાથે ખેતરમાં લઇ જાય છે) બિછાવ્યું. આપ તેના પર સૂઇ ગયા અને હું પહેરો ભરવા માટે બહાર આવ્યો. અચાનક એક ભરવાડ દેખાયો, જે સામેથી બકરીઓ લઇને આવી રહ્યો હતો અને અમારા જેમ પત્થરનો છાંયડો શોધી રહ્યો હતો. મેં તેને પૂછ્યું, તું કોનો ગુલામ છે ? તેણે કહ્યું : ફલાણા માણસનો. મેં પૂછ્યું, શું તારી બકરીઓ પાસે દૂધ છે ? તેણે જવાબ આપ્યો : હા, આમ કહી તેણે એક બકરી પકડી. મેં





કહ્યું : એનું બાવલું સાફ કરી નાખ. તેણે બાવલું સાફ કર્યું અને તરસ છીપાવવા જેટલું દૂધ દોહ્યું. મારી પાસે પાણીની એક છાગલ હતી, જેના પર કપડું લપેટેલું હતું. હુઝૂરને પાણી પીવા અને વુઝૂ કરવા માટે મેં લઇ લીધું હતું. મેં તે જ છાગલથી દૂધ પર પાણી નાખ્યું. જ્યારે દૂધ નીચે સુધી ઠંડુ થઇ ગયું ત્યારે હુઝૂર પાસે લાવીને કહ્યું : પી લો. આપે દૂધ પી લીધું અને હું ખુશ થયો. ત્યાર પછી અમે કુચ કરી. શોધનારાઓએ અમારો પીછો પકડયો હતો. હઝરત બરા કહે છે : ત્યાર પછી સિદ્દીકે અકબર (રદિ.) સાથે હું તેમના ઘરે ગયો. મેં જોયું કે, સિદ્દીકે અકબરના પુત્રી આઇશા તાવમાં પટકાયાં છે અને સૂતેલાં છે. હઝરત અબૂબક્રે તેમના પ્રત્યે સ્નેહ બતાવ્યો અને પૂછ્યું, બેટી, તબીયત કેમ છે ?

(૧૪૦/૪૨૦૭) રસૂલુલ્લાહ (સલ.)ના સેવક હઝરત અનસ (રદિ.) કહે છે કે, જ્યારે હુઝૂર (સલ.) મદીના આવ્યા હતા ત્યારે આપના સહાબાઓમાં હઝરત અબૂબક્ર સિવાય બીજા કોઇનું શિર સફેદ-કાળા વાળવાળું ન હતું. હઝરત અબૂબક્ર (સફેદ) વાળને મહેંદી અને વસમાથી રંગતા હતા. એક રિવાયતમાં છે કે, રસૂલુલ્લાહ (સલ) જ્યારે મદીના આવ્યા ત્યારે સહાબામાં સૌથી વધુ ઉમરના હઝરત અબૂબક્ર હતા. તેઓ વાળને મહેંદી અને વસમાથી રંગતા હતા. વાળનો રંગ ઘેરો લાલ થઇ ગયો હતો.

(૧૪૧/૪૨૦૮) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, હઝરત અબૂબક્ર (રદિ.)એ બની કલ્બ (એક કબીલાનું નામ)ની ઉમ્મે બકરહ નામે એક ઓરત સાથે નિકાહ કર્યા હતા, પરંતુ હિજરત કરતી વખતે તેને તલાક આપી દીધી. ઉમ્મે બક્રે એક શાઇર સાથે જે તેનો પિતરાઇ હતો નિકાહ કર્યા. એ શાઇરે પોતાના આ પ્રશસ્તિ કાવ્યમાં કુરૈશના કાફિરોનો મરસિયા લખ્યો છે :

**વ માઝા બિલ કલીબિ કલીબિ બદરિન મિન શરીઝા તુઝય્યનુ બિ સ્સનામિ**

અર્થાત્ : બદરના કુવામાં કેટલા બધા પ્યાલાંઓવાળા પડેલા છે. જેમના પ્યાલાંઓ ઊંટની ખૂંધના ગોશ્તથી શણગારાતા હતા. (કિંવા એ લોકો ધનવાન હતા.)

**વ માઝા બિલ કલીબિ કલીબિ બદરિન મિનલ કય્નાતિ વ શ્શરબિલ કિરામિ**

અર્થાત્ : બદરના કુવામાં કેટલી બધી ગાનારી ઓરતોના માલિકો અને દારૂડિયા સજ્જનો પડેલા છે.

**તુહય્યી બિ સ્સલામતિ ઉમ્મુ બકિન વ હલ લી બઅદ કૌમી મિન સલામિ**

અર્થાત્ : ઉમ્મે બક્ર મને કત્લમાંથી બચી જવાની દુઆ દે છે, જો કે કોમના મરી ગયા પછી મારા માટે કઇ જાતની

સલામતી હોય શકે છે.

**યુહદ્દિસુન રસૂલુ બિઅન સનુહ્યા વ કયફ હયાતુ અસ્દાઇન વ હામિ**

અર્થાત્ : રસૂલ અમને કહે છે કે, ટૂંક સમયમાં આપણને જીવંત કરવામાં આવશે, જો કે તે જાનવરોની, જેમને મૃત્યુ પછી કબ્રમાંથી કાઢવામાં આવે છે અને લોકોની (મુડદાંઓની) ખોપરીઓની ઝિન્દગી કેવી રીતે હોય શકે ?!

(૧૪૨/૪૨૦૯) હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.) કહે છે : હું રસૂલુલ્લાહ (સલ.) સાથે ગુફામાં હતો, એવામાં માથું ઉઠાવીને જોયું તો લોકોના પગ દેખાયા. મેં હુઝૂરને કહ્યું : યા રસૂલલ્લાહ ! જો તેમનામાંથી કોઇ માથું નમાવીને નીચે જોશે તો આપણે દેખાશું. તેમણે ફરમાવ્યું : અબૂબક્ર ચૂપ રહો. આપણે બે છીએ, પરંતુ અલ્લાહ આપણામાં ત્રીજો છે.

(૧૪૩/૪૨૧૦) હઝરત અબૂ સઇદ ખુદરી (રદિ.) કહે છે : એક આદિવાસી મુબારક સેવામાં હાજર થયો. હુઝૂર (સલ.)ને હિજરત વિષે પૂછ્યું. આપે ફરમાવ્યું : અરે ! હિજરતનું કામ તો ઘણું મુશ્કેલ છે. શું તારી પાસે થોડાક ઊંટો છે ? તેણે કહ્યું : જી હા. આપે પૂછ્યું, શું તું તેમની ઝકાત આપે છે ? તેણે કહ્યું : જી હા. આપે પૂછ્યું, દૂધ પીવા માટે તે કોઇને વાપરવા પણ આપે છે ? તેણે કહ્યું : જી હા. આપે પૂછ્યું, પાણી પીવડાવવાના દિવસે તેમનું દૂધ દોહીને (ગરીબોને પણ) આપે છે ? તેણે કહ્યું : જી હા. આપે ફરમાવ્યું : તો પછી સાગરપારથી પણ જો તું આ અમલ કરશે તો પણ અલ્લાહ તઆલા તારા અમલો (નો સવાબ) ઘટાડશે નહીં.

**રસૂલુલ્લાહ (સલ.) અને આપના સહાબાઓનું મદીનામાં આગમન**

(૧૪૪/૪૨૧૧) હઝરત બરા કહે છે કે, (મદીનામાં) સૌપ્રથમ અમારી પાસે મુસ્અબ ઇબ્ને ઉમૈર અને ઇબ્ને ઉમ્મે મકતૂમ આવ્યા હતા. તેમના પછી અમ્માર ઇબ્ને યાસિર અને બિલાલ આવ્યા હતા.

(૧૪૫/૪૨૧૨) હઝરત બરા કહે છે કે, પહેલ વહેલા અમારી પાસે મુસ્અબ ઇબ્ને ઉમૈર અને ઇબ્ને ઉમ્મે મકતૂમ આવ્યા હતા. આ બંને લોકોને કુર્આન પઢાવતા હતા. તે પછી સઅદ, બિલાલ અને અમ્માર ઇબ્ને યાસિર આવ્યા. પછી ઉમર ઇબ્ને ખત્તાબ વીસ સહાબાઓ સાથે આવ્યા. છેલ્લે રસૂલુલ્લાહ (સલ.) આવ્યા. મદીનાવાસીઓને રસૂલુલ્લાહ (સલ.)ના આગમનથી જેટલી ખુશી થઇ એટલી ખુશી મેં કદી જોઇ ન હતી. અહીં સુધી કે લોંડીઓ (ખુશીમાં) કહેવા લાગી હતી કે, રસૂલુલ્લાહ (સલ.) આવી ગયા. જ્યારે રસૂલુલ્લાહ (સલ.) આવ્યા હતા ત્યારે હું **સબ્બિહિ સ્મ રબ્બિકલ અઅ્લા** અને બીજી અમુક મુફસ્સલાત



સૂરતો પઢી ચૂક્યો હતો.

(૧૪૬/૪૨૧૩) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, જ્યારે રસૂલુલ્લાહ (સલ.) મદીનામાં આવ્યા ત્યારે હઝરત અબૂબક્ર અને બિલાલ (અહીં આવીને) તાવમાં સપડાયા. મેં પૂછ્યું, પિતાજી, આપને કેમ છે ? બિલાલ, તમારી શું ખબર છે ? હઝરત અબૂબક્રને જ્યારે તાવ ચઢતો હતો ત્યારે આ શે'ર પઢતા હતા :

**કુલ્લુ મ્રઇન મુસબ્બહુન ફી અહલિહિ વલ મૌતુ અદના મિન શિરાકિ નઅ્લિહિ**

અર્થાત્ : દરેક માણસ પોતાના ઘરવાળાઓમાં સવાર કરે છે, જો કે મોત તેના જોડાની દોરી કરતાં પણ વધારે નજીક હોય છે. બિલાલ (રદિ.) તાવ ઉતર્યા પછી ઉંચા સાદે આ શે'ર પઢતા હતા :

**અલા લય્ત શિઅ્રિહલ અબીતન્ન લયલતન બિવાદિન વ હવ્લી ઇઝખિરૂં વ્વ જલીલુન વ હલ અરિદન યવ્મન મિયાહ મજન્નતિન વ હલ યબ્દૂન લી શામતું વ્વ તફીલુન**

અર્થાત્ : કેવું સારૂં થાત, જો મને ખબર હોત કે મક્કામાં કોઇ રાત્રિ પસાર કરીશ, એવી હાલતમાં કે મારી આજુબાજુ 'ઇઝખિર' અને 'જલીલ' ઘાસ હશે અને કોઇ દિવસ 'મજિન્ના' સ્થળના પાણી પાસે ઉતરીશ અને મારી સામે 'શામા' અને 'તફીલ' નામે ડુંગરો હશે.

હઝરત આઇશા કહે છે : મેં રસૂલુલ્લાહ (સલ.)ને એની ખબર આપી. આપે ફરમાવ્યું : એય અલ્લાહ ! અમને મદીનાની મુહબ્બત આપ, જેવી રીતે અમને મક્કા પ્રત્યે મુહબ્બત છે, બલ્કે એનાથી પણ વધારે આપ. મદીના(ની આબોહવા)ને ઠીક કરી દે. અહીંના 'સાઅ' અને 'મુદ'માં અમને બરકત આપ. અહીંનો તાવ દૂર કરીને 'જુહફા'માં પહોંચાડી દે.

(૧૪૭/૪૨૧૪) હઝરત ઉબૈદુલ્લાહ ઇબ્ને અદી કહે છે : હું હઝરત ઉસ્માન (રદિ.) પાસે ગયો ત્યારે તેમણે શહાદતનો કલિમો પઢી ફરમાવ્યું : અલ્લાહ તઆલાએ જ્યારે મુહમ્મદ (સલ.)ને સાચા પયગમ્બર બનાવ્યા ત્યારે બીજા લોકો પૈકી મેં અલ્લાહ અને રસૂલના હુકમોનું પાલન કર્યું. મુહમ્મદી શરીઅત પર ઇમાન લાવ્યો. બે હિજરતો કરી. રસૂલુલ્લાહ (સલ.)ના જમાઇ બનવાનું માન મળ્યું, હુઝૂરની બૈઅત કરી. ખુદાની કસમ ! મેં આપના હુકમનું ઉલ્લંઘન કર્યું નથી. હુઝૂરની વફાત સુધી આપની સાથે મેં બેધારી નીતિ અપનાવી નથી.

(૧૪૮/૪૨૧૫) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, હઝરત ઉમરે જે છેલ્લી હજ્જ કરી તેમાં હઝરત અબ્દુર્રહમાન ઇબ્ને ઔફ પણ પોતાના

ઘરવાળાઓ પાસે પાછા ફરીને આવ્યા. તેઓ કહેતા હતા કે, મેં હઝરત ઉમરને મિનામાં કહ્યું હતું : અમીરૂલ મુઅમિનીન ! હજ્જની મોસમમાં તો નીચ વર્ગના લોકો પણ ભેગા થાય છે. (એટલે જો તેઓ તમારી ગુસ્તાખી કરે તો તમારે દિલમાં રાખવી ન જોઇએ) એટલે મારી દ્રષ્ટિએ યોગ્ય એ છે કે, આપ થોભો. પછી મદીના જજો. કારણ કે, મદીના જ હિજરતનું મથક છે. એ જ સુન્નતે નબવીનું કેન્દ્ર છે. ત્યાં જઇને તમે આલિમો, સજ્જનો અને બુધ્ધિશાળી લોકો સાથે ખાસ મુલાકાત ગોઠવી શકશો. હઝરત ઉમરે કહ્યું : હું જ્યારે મદીના જઇશ ત્યારે ઉભો થઇને સૌપ્રથમ લોકોને નસીહત કરીશ.

(૧૪૯/૪૨૧૬) હઝરત ખારિજા ઇબ્ને ઝેદ ઇબ્ને સાબિત કહે છે કે, મને હઝરત ઉમ્મે અલા અનસારિયા કહેતાં હતાં કે, જ્યારે મુહાજિરોના રહેઠાણ માટે અનસારે ચિઠ્ઠી નાખી ત્યારે અમારા હિસ્સામાં ઉસ્માન ઇબ્ને મઝઊન આવ્યા. એક વાર ઉસ્માન બીમાર થઇ ગયા. અમે તેમની સેવા-ચાકરી કરી, પરંતુ તેમનું અવસાન થઇ ગયું. અમે તેમના કપડાંઓનું તેમને કફન પહેરાવ્યું. એવામાં રસૂલુલ્લાહ (સલ.) પણ આવ્યા. મેં (ઉસ્માનને સંબોધીને) કહ્યું : અબૂ સાઇબ, તારા પર ખુદાની રહમત વરસે. હું ગવાહી આપું છું કે, અલ્લાહ તઆલા તને ઇઝઝત આપશે. હુઝૂરે કહ્યું : તને શું ખબર કે અલ્લાહ એની ઇઝઝત કરશે ? મેં કહ્યું : યા રસૂલલ્લાહ ! મારા માંબાપ આપ પર કુરબાન, મને બીજી તો કંઇ ખબર નથી, પરંતુ જો ખુદા તેની પણ ઇઝઝત નહીં કરે તો બીજા કોની ઇઝઝત કરશે ? આપે ફરમાવ્યું : ખુદાની કસમ ! તેનું તો અવસાન થઇ ગયું અને હું તેના માટે ભલાઇની આશા રાખું છું, પરંતુ ખુદાની કસમ ! અલ્લાહના રસૂલ હોવા છતાં મને ખબર નથી કે, તેની સાથે કેવો વર્તાવ થશે. મેં કહ્યું : યા રસૂલલ્લાહ ! હવે હું એના પછી કોઇને (ગુનાહોથી) પાક સમજીશ નહીં. ઉમ્મે અલા કહે છે : હુઝૂરના કહેવાથી મને ઉસ્માનની ચિંતા થવા લાગી. એક દિવસ હું સૂઇ રહી હતી, એવામાં મને સ્વપ્નમાં ઉસ્માન માટે એક વહેતી નહેર દેખાઇ. મેં હુઝૂરને સ્વપ્ન કહ્યું : આપે ફરમાવ્યું : એ તેના અમલો છે.

(૧૫૦/૪૨૧૭) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, અલ્લાહ તઆલાએ પોતાના રસૂલના ફાયદા માટે (મદીના-વાળાઓમાં) પહેલેથી 'બુઆસ'ની લડાઇ ઉભી કરી દીધી હતી. હુઝૂર જ્યારે મદીના આવ્યા ત્યારે મદીનાવાળાઓની જમાઅતોમાં ફાટફૂટ પડી ચૂકી હતી અને સરદારો માર્યા ગયા હતા. આ કામ અલ્લાહ તઆલાએ માત્ર તે લોકોના ઇસ્લામમાં પ્રવેશવા માટે કર્યું હતું.



(૧૫૧/૪૨૧૮) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, ઇદુલ ફિત્ર અથવા ઇદુદ દુહાના દિવસે મારી પાસે બે છોકરીઓ બેસીને અનસારીઓના તે શે'રો ગાઇ રહી હતી જે બુઆસની લડાઇ વિષે કહેવામાં આવ્યા હતા. તે વખતે રસૂલુલ્લાહ (સલ.) પણ મારી પાસે હતા. એવામાં હઝરત અબૂબક્ર પણ આવ્યા. તેમણે બે વાર કહ્યું : શયતાનનું વાજું (અને રસૂલુલ્લાહ સામે !) હુઝૂરે ફરમાવ્યું : અબૂબક્ર, એમને રહેવા દો. દરેક કોમની ખુશીનો એક દિવસ હોય છે અને અમારી ખુશીનો દિવસ આજનો છે.

(૧૫૨/૪૨૧૯) હઝરત અનસ કહે છે : જ્યારે રસૂલુલ્લાહ (સલ.) મદીના આવ્યા ત્યારે મદીનાના ઉપરવાસમાં બની અમ્ર બિન ઔફના કબીલામાં ઉતર્યા. અહીં ચૌદ દિવસ સુધી રહ્યા. પછી બની નજ્જારની કોમને બોલાવી. બની નજ્જાર ગરદન સાથે તલવારો બાંધીને હાજર થયા. રસૂલુલ્લાહ (સલ.) તે વખતે ઊંટણી પર સવાર હતા. અબૂબક્ર પાછળ બેઠા હતા. બની નજ્જાર કબીલાના માણસો આપની આજુબાજુ (પગપાળા ચાલી રહ્યા) હતા. અહીં સુધી કે, હઝરત અબૂ અય્યૂબના ચોગાનમાં હુઝૂરે સામાન ઉતાર્યો. હુઝૂરનો નિયમ હતો કે, જ્યાં નમાઝનો સમય થઇ જતો ત્યાં નમાઝ પઢી લેતા. અહીં સુધી કે બકરીઓ બાંધવાની જગ્યાએ નમાઝ પઢી લેતા હતા. મસ્જિદ બાંધવાનો હુકમ તો પાછળથી થયો હતો. ખેર, હુઝૂરે બની નજ્જારને બોલાવ્યા અને બની નજ્જાર હાજર થઇ ગયા. હુઝૂરે કહ્યું : તમારૂં આ કંપાઉન્ડ મને વેચી દો. બની નજ્જાર કહેવા લાગ્યા, ખુદાની કસમ ! એની કીમત તો અમે અલ્લાહ પાસે જ માગીશું. હઝરત અનસ કહે છે કે, તે ઝમીનમાં કાફિરોની કબરો, અમુક ખંડેરો અને અમુક ખજૂરીના ઝાડો હતાં. રસૂલુલ્લાહ (સલ.)એ હુકમ આપ્યો કે, મુશ્રિકોની કબરો ખોદી નાખવામાં આવે. ખંડેરો સપાટ કરી દેવામાં આવે અને ઝાડો કાપી નાખવામાં આવે. હુકમનું પાલન કરવામાં આવ્યું. ઝાડો કાપીને કિબ્લા તરફ હારબધ્ધ ગોઠવી દેવામાં આવ્યા. મસ્જિદના બંને ઉંબર પત્થરના બનાવવામાં આવ્યા. સહાબાઓ પત્થર લાવતા હતા અને શે'ર પઢતા હતા. રસૂલુલ્લાહ (સલ.) કહેતા જતા હતા : ભલાઇ તો ફકત આખિરતની ભલાઇ છે. તું અનસાર અને મુહાજિરોની મદદ કર.

**હજ્જ કરી લીધા પછી મુહાજિરો મક્કામાં ક્યાં સુધી રહી શકે છે ?**

(૧૫૩/૪૨૨૦) હઝરત અમ્ર ઇબ્ને અબ્દુલ અઝીઝે હઝરત સાઇબને પૂછ્યું

હતું કે, તમે રસૂલુલ્લાહ (સલ.) પાસેથી મક્કામાં રોકાવા વિષે શું સાંભળ્યું છે ? (કિંવા મુહાજિરો હજ્જના દિવસોમાં ક્યાં સુધી થોભી શકે છે ?) હઝરત સાઇબે જવાબ આપ્યો કે, હઝરત અલા હઝરમી કહેતા હતા : રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, મિનાથી નીકળ્યા પછી મુહાજિરો માટે મક્કામાં ત્રણ દિવસ રહેવાની છૂટ છે.

(૧૫૪/૪૨૨૧) હઝરત સહલ ઇબ્ને સઅદ કહે છે કે, લોકોએ તારીખની ગણતરી ન તો રસૂલુલ્લાહ (સલ.)ની નુબુવ્વતના સમયથી નક્કી કરી ન આપની વફાતથી, બલ્કે મદીનામાં આગમનથી ગણતરી કરી છે.

(૧૫૫/૪૨૨૨) હઝરત આઇશા (રદિ.) કહે છે : પહેલાં નમાઝની બે રકઅત ફર્ઝ થઇ હતી, પરંતુ જ્યારે હુઝૂરે હિજરત કરી ત્યારે તે પછી ચાર રકઅત ફર્ઝ થઇ, પરંતુ સફરની નમાઝ પહેલી હાલત પર બાકી રહી.

**હુઝૂર રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું હતું : એય અલ્લાહ ! મારા સહાબા માટે હિજરત કાયમ રાખ. હુઝૂરે તે લોકો માટે અફસોસ પણ કર્યો હતો જેમનું મક્કામાં અવસાન થઇ ગયું હતું**

(૧૫૬/૪૨૨૩) હઝરત સઅદ ઇબ્ને માલિક કહે છે કે, હજ્જતુલ વદાઅના વરસે હું એટલો બીમાર હતો કે, મૃત્યુની ઘડીઓ ગણાઇ રહી હતી. હુઝૂરે (મક્કા આવીને) મારી ખબર લીધી. મેં કહ્યું : યા રસૂલલ્લાહ ! મારી બીમારીની હાલત જે હદ સુધી પહોંચી ચૂકી છે તે આપ જોઇ રહ્યા છો. મારી પાસે પુષ્કળ માલ છે. વારસદારોમાં મારી એક છોકરી સિવાય બીજું કોઇ નથી. શું હું મારો બે તૃત્યાંશ માલ ખૈરાત કરી શકું છું ? આપે ફરમાવ્યું : ના. મેં કહ્યું : અચ્છા, અડધું ? ફરમાવ્યું : ના. પછી કહ્યું : સઅદ, એક તૃત્યાંશ બસ છે અને એક તૃત્યાંશ પણ ઘણો છે. જો તમે તમારી ઔલાદને માલદાર છોડો તો એ એના કરતાં સારૂં છે કે, તમે તેમને બિલકુલ નાદાર છોડીને મરો કે તે લોકો સામે ભીખ માંગતા ફરે. તમે ખુદાને ખુશ કરવા માટે જે કંઇ ખર્ચ કરશો, અહીં સુધી કે જે કોળીયો તમારી પત્નીના મોંમાં આપશો તેનો પણ અલ્લાહ તઆલા તમને સવાબ આપશે. મેં કહ્યું : યા રસૂલલ્લાહ ! મારા સાથીઓના ચાલ્યા ગયા પછી શું હું પાછળ રહી જઇશ ? આપે ફરમાવ્યું : તમે કદાપિ પાછળ રહેશો નહીં, તમે જે અમલ ખુદાને ખુશ કરવા માટે કરશો તેના કારણે ખુદા તમારો દરજ્જો અને મરતબો વધારશે. આશા છે કે, હજુ તમે જીવતા રહેશો. જેથી કેટલાક લોકો તમારાથી લાભ ઉઠાવશે. (કિંવા મુસલમાનો) અને કેટલાક



નુકસાન ઉઠાવશે. (કિંવા કાફિર) એય અલ્લાહ ! મારા સહાબાઓને હિજરત પર કાયમ રાખ અને ઉલટા પગે તેમને પાછા ન ફેરવ. સઅદ ઇબ્ને માલિક કહે છે કે, બીચારા સઅદ ઇબ્ને ખૌલા માટે રસૂલુલ્લાહ (સલ.) અફસોસ કરતા હતા કે (હિજરત કરી હોવા છતાં) બીચારાનું મક્કામાં આવીને અવસાન થયું.

**રસૂલુલ્લાહ (સલ.)એ સહાબામાં કેવી રીતે પરસ્પર ભાઇચારો કરાવ્યો હતો ?**

(૧૫૭/૪૨૨૪) હઝરત અબ્દુર્રહમાન ઇબ્ને ઔફ કહે છે કે, જ્યારે અમે મદીના પહોંચ્યા ત્યારે રસૂલુલ્લાહ (સલ.)એ મારી અને સઅદ ઇબ્ને રબીઅ વચ્ચે ભાઇચારો કરાવ્યો હતો.

(૧૫૮/૪૨૨૫) હઝરત અબૂ જુહૈફા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ સલમાન અને અબૂ દરદા વચ્ચે ભાઇચારો કરાવ્યો હતો.

(૧૫૯/૪૨૨૬) હઝરત અનસ (રદિ.) કહે છે કે, જ્યારે અબ્દુર્રહમાન ઇબ્ને ઔફ મદીના આવ્યા ત્યારે રસૂલુલ્લાહ (સલ.)એ તેમની અને સઅદ ઇબ્ને રબીઅ અનસારી વચ્ચે ભાઇચારો કરાવ્યો. સઅદે અબ્દુર્રહમાનને કહ્યું કે, મારા ઘરવાળાંઓ અને માલમાંથી અડધો ભાગ લઇ લો. અબ્દુર્રહમાને કહ્યું : અલ્લાહ તમને તમારા ઘરવાળાઓ અને માલ મુબારક કરે. તમે મને કોઇ બજાર બતાવો. હઝરત અબ્દુર્રહમાને બજાર જઇને પનીર અને ઘીના વેપારમાંથી થોડોક નફો મેળવ્યો. થોડાક દિવસ પછી રસૂલુલ્લાહ (સલ.)એ તેમને જોયા ત્યારે પીળી ખુશ્બુના ચિન્હો તેમના કપડાં ઉપર હતાં. પૂછ્યું, અબ્દુર્રહમાન, શું નવી વાત છે ? અબ્દુર્રહમાને કહ્યું : યા રસૂલલ્લાહ ! મેં એક અનસારી ઔરત સાથે નિકાહ કર્યા છે. હુઝૂરે કહ્યું : શું મહેર આપી ? અબ્દુર્રહમાને કહ્યું : ઠળીયા બરાબર સોનું. આપે ફરમાવ્યું : વલીમો કરો, ભલેને એક જ બકરીનો હોય.

. . . . . . . . . . . . . . . . . . . . . . . . . .

(૧૫૬/૪૨૨૩) હઝરત ઇબ્ને વક્કાસ (રદિ.) હજ્જના પ્રવાસમાં મદીના મુનવ્વરાની બહાર અને મક્કા મુકર્રમાની નજીક બીમાર પડ્યા. બીમારી ગંભીર હતી. તેમને પોતાના મૃત્યુનો ખ્યાલ આવ્યો. તેમને અફસોસ થયો કે, હિજરતની બહુ ભારે ફઝીલત છે. મેં હિજરત કરી હતી, પરંતુ હવે મારૂં મૃત્યુ મારા મૂળ વતન મક્કામાં થશે, જેના લીધે મારી હિજરતમાં ઉણપ આવશે. કદાચ મારી ગણના મુહાજિરોમાં ન થાય.

તે વખતે નબીએ કરીમ (સલ.)એ સાંત્વન આપ્યું કે, હજુ તો તમે જીવંત રહેશો. તમારા હાથે કેટલાક દેશો પર વિજય મળશે. તમારાથી મુસ્લિમોને ઘણો ફાયદો થશે અને કાફિરોને નુકસાન પહોંચશે. અલબત્ત, હુઝૂર (સલ.)એ સઅદ બિન ખૌલા (રદિ.) અંગે અફસોસ વ્યક્ત કર્યો કે, એમનું મૃત્યુ મક્કામાં થયું અને બાહ્ય રીતે હિજરતમાં ઉણપ આવી. એ અલગ વાત છે કે, તેમને હિજરતનો પૂરો સવાબ મળશે.

મળ્યો ન હતો, આપ 'અહલે કિતાબ'ને અનુરૂપ બનવાનું પસંદ કરતા હતા, પરંતુ પાછળથી હુઝૂર (સલ.)એ માથામાં સેંથો પાડવાનું શરૂ કર્યું હતું.

(૧૯૬/૪૨૩૩) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.)એ કહ્યું હતું : આજ 'અહલે કિતાબ' છે જેમણે કિતાબના ટુકડે ટુકડા કરીને અમુક ભાગને માન્યો અને અમુક ભાગને ન માન્યો.

**હઝરત સલમાન ફારસીના મુસલમાન થવાનું વર્ણન**

(૧૯૭/૪૨૩૪) હઝરત સલમાન ફારસી (રદિ.) કહે છે : મને દસથી કંઇક વધારે માલિકોએ એક પછી એક ખરીદયો.

(૧૯૮/૪૨૩૫) હઝરત સલમાન કહેતા હતા : હું રામહુરમુઝ (શહેર)નો રહેવાસી છું.

(૧૯૯/૪૨૩૬) હઝરત સલમાન કહે છે કે, હઝરત ઇસા (અલ.) અને રસૂલુલ્લાહ (સલ.) વચ્ચે છસો વરસનું અંતર હતું.

**✪ ભાગ–૧૫ સમાપ્ત ✪**